

## क्षमायाचना.



### अनुष्टुप्.

क्षन्तव्यो मन्दबुद्धीनामपराधो मनीषिणा ।
नहि सर्वत्र पाण्डित्यं सुलभं पुरुषे क्वचित् ॥

सुभाषितरत्नभाण्डागार

બુદ્ધિશાળી મનુષ્યે મંદબુદ્ધિવાળાઓનો અપરાધ માફ કરવો જોઇએ કારણકે સર્વ ઠેકાણે વિદ્વતા હોઇ શકતી નથી, પરંતુ ક્યારેક કોઇ (વીરલા) પુરૂષમા સુલભ રીતે વિદ્વત્તા જોવામા આવેછે

વ્યાખ્યાન સાહિત્યસંગ્રહનો પહેલો ભાગ બહાર પડતા જે જે પૂજ્ય મહાત્માઓ, રાજેશ્રીવર્ગ, જૈનેતર પંડિતો, જાહેર સંસ્થાઓ અને સદ્‌ગૃહસ્થોએ આ ગ્રંથ બાબતમા હંસની માફક સાર ગ્રહણ કરી પોતાના અભિપ્રાયોવડે મને આ ગ્રંથમા આગળ વધવા પ્રેરણા કરી છે એટલુંજ નહિ પણ નવીન જીવન અર્પી આભારી બનાવ્યો છે તે તે મહાશયોનો હું ઋણી છુ, તેઓમા પણ સ્વર્ગસ્થ શ્રીમદ્ વિજયાનંદસૂરિ (આત્મારામજી) મહારાજના પ્રશિષ્ય પ્રસિદ્ધવક્તા શ્રીમાન્ શ્રીવલ્લભવિજયજી મહારાજે તો પ્રથમથીજ આ ગ્રંથનું મેટર સુધારવું, શોધખોળમા અનેક સલાહો આપવા વિગેરે કાર્યોમા પોતાનો અમૂલ્ય વખત રોકી જે જે મદદ કરી છે તે તે મદદ કદી પણ ભૂલાય તેમ નથી હું પહેલા ભાગમા પણ લખી ગયો છુ લખુછુ અને લખીશ કે જૈનમત સ્યાદ્વાદ હોવાને લીધે દરેક મતવાળા પણ કોઇ અપેક્ષાએ જૈનજ છે કારણકે દરેક મતમા જૈનોના સાત નયમાનો કોઇ પણ નય તો હોયજ છે, ભૂલ માત્ર એટલીજ છે કે જ્યારે જૈનદર્શન અપેક્ષા ગ્રહણ કરેછે ત્યારે બીજાઓ અપેક્ષા ગ્રહણ ન કરી એકાંતનેજ માની લેછે, માટે જે નયને લઇ

તેઓ એકાંત વર્ણન કરેછે તેને જૈનો પોતાની શુદ્ધ દષ્ટિએ પોતાની સાથે અપેક્ષા લઇ મેળવવા ચાહે તો મેળવી શકેછે અને તેને લઇને તેને જૈન કહીએ તો ખોટુ નથી માટેજ જૈનની પુષ્ટિને ખાતર આ ગ્રંથમા જૈનેતર ગ્રંથોના લખાણને પણ અવકાશ આપેલ છે તે સબધી શ્રીનદિસૂત્રમા ફરમાન છે કે–

"समदिट्ठिपरिगहि याणिमिच्छासूत्ताणि समसूत्ताणि"

એટલે કે સમ્યક્દષ્ટિએ ગ્રહણ કરેલ મિથ્યાસૂત્ર સમ્યક્ સૂત્ર કહેવાયછે આ પણ એક અપેક્ષાજ કહેવાય શ્રીહરિભદ્રસૂરિ મહારાજનુ વચન છે કે "जयन्ति परसमया• એટલે કે પરસમયો જયવત છે આ પણ અપેક્ષાજ કહેવાય શ્રીહરિભદ્રસૂરિ મહારાજના યોગદષ્ટિ સમુચ્ચય આદિ કેટલાક ગ્રંથો જૈનેતરના ગ્રંથોથી ભરપૂર વાસિત જોવામા આવેછે પણ તે યોજકની બલિહારી જુદાજ પ્રકારની છે તે તે વર્ણનને જૈનદષ્ટિએ સાર્થક કરી બતાવેલ છે તે રીજ રીતે હસચચૂ સમદષ્ટિ પુરૂષ ગુણ ગ્રહણ કરશે તો તેને જરા પણ ભિન્નતા કે વિપરીતતા ભાસવા સભવ નથી પણ કાણી હાથણીની માફક એકજ તરફ દષ્ટિ રાખશે તેને વિપરીત કે અનુચિત ભાસે તેમા યોજકનો કે બીજા કોઇનો દોષ ન ગણાય એ સુજ્ઞોએ પોતે વિચારી લેવાનુ છે તેમ છતા આ પણ છદ્મસ્થતાને લઇ અનુચિત કે સૂત્રવિરૂદ્ધાચરણ થયુ હોય તેને માટે ત્રણ કરણથી મિચ્છામિદુક્કડ દઉ છુ અને જો કોઇ ઉપકારી તે ભૂલને મારી જાણમા લાવશે તો હુ તેમનો મોટો ઉપકાર થશે તેમજ દ્વિતીયાવૃત્તિમા તે ભૂલનો સુધારો કરતી વખત તે ઉપકારીનુ નામ પણ સાથે યાદીમા લાવીશ

વિનયવિજય



# ઉપોદ્ઘાત.

શ્રીવ્યાખ્યાન સાહિત્યસંગ્રહનો આ દ્વિતીય વિભાગ સહૃદય સજ્જનોની સમક્ષમાં નિવેદન કરતાં અમોને સંતોષ થાયછે કે આ પુસ્તકના પ્રથમ વિભાગને તેઓના તરફથી જેવો આદર મળેલ છે તે કરતાં પણ તેઓએ આ વખતે વિશેષ આદર આપેલ છે

ઉત્તમ કોટિના સિદ્ધાંતગ્રંથો સમજવાના અધિકારી બની શકાય તેવી યોગ્યતા મેળવવામાટે તથા અંતઃકરણને ઉચ્ચ માનવગુણોથી સુસંસ્કૃત કરી જીવિતને સફળ કરવામાટે મનુષ્યે હલકા સાહિત્યોના પાશથી દૂર રહી ઉત્તમ પ્રકારનું સાહિત્ય વાચવાની અભિરૂચિ રાખવી જોઇએ

અન્યને ઉપદેશ આપી સન્માર્ગે ચડાવનાર અને ચલાવનાર મનુષ્ય ચાહે તો ત્યાગી હોય કે ચાહે તો ઘરસંસારી હોય અથવા પોતાની આ જીવિકામાટે ગમે તે ધંધો કરતો હોય તોપણ તેણે શ્રેષ્ઠ સાહિત્યના સંગ્રહને સંપાદન કરવો જોઇએ જેઓને ઉપદેશ આપવાની જરૂર હોય છે તેઓ ઉપદેશના ટુંકા વાક્યો જે માત્ર છેવટના સિદ્ધાંતસરખાજ હોય છે તેનાથી ઝટ લઇને સમજી જતા નથી તેઓને તો એ નાનાસરખા સિદ્ધાંતવાક્યની અંદરથી નિકળતા બોહોળા અર્થના નાહાના નાહાના અંગો તથા ઉપાંગો સ્પષ્ટ રીતે સમજાવી તથા તેને અંગે લાભ-હાનિ જે કાંઈ હોય તે તેઓની દૃષ્ટિ પર મૂકી જ્યારે ખુબ વિસ્તારથી કહેવામાં આવેછે ત્યારેજ તે અસરકારક થાયછે

જનસમાજની સામે એક યોગ્ય સિદ્ધાંત, પછી તે ધર્મસંબંધી હોય, વ્યવહારસંબંધી હોય કે દેશકાળને અનુસરતા ગમે તે વિષયસંબંધી હોય તે જાહેર કરવો, તે સિદ્ધાંત અમલમાં મૂકાય એવી ઇચ્છા રાખવી અને એ ઇચ્છાને સફળ કરવામાટે દાખલાદલીલોથી તે બીજાઓને ગળે ઉતરાવવો અવના તેઓ કબુલ કરે-હા ભણે એવી રીતે તેઓને સમજાવવો એ શું

મોટી વાત છે? જેઓની પાસે સાહિત્યભંડાળ પુરતું ન હોય તેઓ નાથી શું તે બની શકે તેમ છે? એક ઉપયોગી બાબત સાહિત્યસંપત્તિ વગરનો એક માણુસ લોકને કહેશે તેના ઉપર કોઇ ધ્યાન પણ નહિ આપે અગર સાધારણ ધ્યાન આપી તેને જતી કરશે, જ્યારે તેજ બાબતને સાહિત્ય સંપત્તિ ધરાવનારો કોઇ બીજો માણુસ લોકોની સમક્ષમાં એવી રીતે મૂકશે કે જેથી લોકો તેમાં તલ્લીન થશે, તે બાબતને મનથી પહેલા આદર ગણશે તેનાપર તેઓને પણ આસક્તિ થશે, તેના સંપાદનને માટે તેઓ પૂર્ણ શ્રમ ઉઠાવશે આ સઘળુ શાને લીધે? કેવળ સાહિત્યના પ્રભાવને લીધે જ્યારે આ પ્રમાણે છે ત્યારે પછી માનવજીવનને સફળ કરવામાટે ધર્મજેવી ગ્રાહ્ય વસ્તુની ઉપયોગિતા આપણા અંતઃકરણમાં મજબૂત રીતે સમજાય અને મન જેવી અસ્થિર ચીજની સાથે તે સ્થિર રીતે ચોટી રહે તેમ થવાને માટે તેમાં સાહિત્યને સાધનતરીકે ઉપયોગમાં લેવું એ શું જરા પણ ઓછુ આવશ્યક છે?

જૂદા જૂદા પ્રકારના અધિકારીઓને સમજાવી સારે રસ્તે ચઢાવવા તેમાં સાહિત્યની જરૂર છે કારણકે સાહિત્ય એ અનેક ભિન્ન ભિન્ન વિષયોનું એક વિશ્રાંતિ સ્થાન છે એક સુંદર મ્યુઝિયમમાં તમે પ્રવેશ કરશો અને પછી તેમાં અનેક પ્રકારની ચીજો તમારી નજરે પડશે, એમાંની મનગમી નહિ તો કોઇ પણ ચીજ તમારા અંતઃકરણને પોતાની તરફ ખેંચશે અને તમને ખુશ કરશે એટલુજ નહિ, પણ તમારા સુસ્ત અંતઃકરણને ઉત્સાહિત બનાવશે અગર ઉંઘતા અંતઃકરણને જાગૃત કરશે અને તેની અંદર કંઇ કંઇ વિચારોનો સંચાર કરશે તથા તેને પરિણામે તેને કંઇ નિર્ણય કરવાની કે નિશ્ચય બાંધવાની ટેવવાળુ બનાવશે એક ઉત્તમ પ્રકારનું સાહિત્યનું પુસ્તક પણ તેના વાચનારને એવાજ પ્રકારનો લાભ આપનારૂ છે તેથી આપણા જૈનસમાજમાં ધર્મનિષ્ઠા જાગૃત રહેવા સિદ્ધાંત ગ્રંથો સમજવાની યોગ્યતા પ્રાપ્ત થવા સંશયજેવા સ્થાનોમાં પણ નિર્ણય કરી શકાય તેવું સામર્થ્ય બુદ્ધિને મળવા અને સામાન્ય યુક્તિપ્રયુક્તિવાળા માણસો આડુંઅવળુ સમજાવી પોતાની તરફ ખેંચી જાય એવી નબળી હાલતના મનને દૃઢ બનાવવા આવા પુસ્તકોની ખાસ જરૂર છે

આપણામાં સંસ્કૃત ભાષાની અંદર તથા માગધી ભાષાની અંદર આવી જાતના પુસ્તકો પુષ્કળ મળી આવશે પરંતુ તે ભાષાને નહિ જાણનારા અને માત્ર ગુજરાતી ભાષાજ સમજનારા લાખો ભાઇઓને ઉપયોગમાં આવે એવા સાહિત્યપુસ્તકની ગુજરાતી ભાષામાં ખોટ હતી તે પૂરી પાડવામાટે આ પ્રવૃત્તિ કરવાની ખાસ જરૂર પડી છે

પ્રથમ વિભાગના છ પરિચ્છેદ કરવામાં આવ્યા છે અને તે દરેક પરિચ્છેદને એકબીજા સાથે સંગતિ તથા સામાન્ય આવશ્યકતા એ સઘળુ ધ્યાન

એમ ત્રણ પરિચ્છેદોનો સમાવેશ કરેલ છે જેમા સમ્યક્ચારિત્ર વિગેરેના સંરક્ષણને માટે લાગતા વળગતા નાહાના મોહોટા સખ્યાબધ અધિકારો લેવામા આવ્યા છે જેમાના કેટલાએક ધર્મનુ સ્વરૂપ સમજવામા વિશેષ ઉપયોગી અને કેટલાએક વ્યવહાર વિગેરેનુ સ્વરૂપ જાણવામા વિશેષ ઉપયોગી છે જો કે ધર્મ અને વ્યવહારને પરસ્પર ગાઢ સબધ હોવાથી સઘળા અધિકારો સાક્ષાત્સબધથી કે પરપરાસબધથી બન્નેને ઉપયોગી છે તોપણ સ્થૂલ દૃષ્ટિએ તેવો ભેદ શરૂઆતમા જોવામા આવે છે બાકી તો ધર્મના સબધવગરનો વ્યવહાર અધમ સ્થિતિને પ્રાપ્ત થાય છે અને નિર્મળ વ્યવહારવગરનુ કેવળ ધર્માચરણ ખરૂ ધર્માચરણ નહિ પણ એક જાતનું ફારસ જ ગણાય છે માટે નિશ્ચયથી સમજી રાખવુ જોઇએ કે નિર્મળ વ્યવહાર અને ધર્માચરણ એ બન્ને એક બીજાની સાથે ગાઢ સબધથી જોડાયેલ છે જેઓ ધર્મસ્થાનમા જઈ સૌથી આગળ પડતા થઇ ધર્મક્રિયા કરે છે તેઓજ ત્યાથી છૂટી વ્યવહારમા પડી અનેક કાળા ધોળા કરવા પ્રવૃત્ત થાય તો તેઓની ધર્મક્રિયા હસ્તિસ્નાનની પેઠે નકામીજ થઇ પડેછે હાથી કોઇ નિર્મળ સરોવરમા જઇ સારી રીતે નાહી પાછો જ્યારે બહાર નિકળે ત્યારે કિનારાપર આવતાજ પોતાની ઉપર ધૂળ છાટવા લાગે એટલે તેનુ નહાવું નકામુ થાય તેવીજ રીતે આવા ધર્મદભીઓને માટે સમજવુ તેમ વ્યવહાર યોગ્ય રીતે ચલાવતા છતા જેઓ ધર્મને જાણવાનો કશો પ્રયાસ કરતા નથી, તેઓ તેલીના બેલની પેઠે મોક્ષ નહિ પામતા જન્મમરણના ફેરા ફર્યાજ કરેછે માટેજ એ બન્નેની સુસ્થિતિ સાધવાને આ સઘળા અધિકારો ઉપયોગી છે

આ પુસ્તક જૈનશાસનનું પ્રતિપાદક છતા તેના પ્રથમ વિભાગમા અને તેવીજ રીતે આ બીજા વિભાગમા ઘણા પ્રમાણો તથા ઘણા દૃષ્ટાતો અન્ય દર્શનના પુસ્તકોમાથી લીધેલા જોવામા આવશે આપાતદૃષ્ટિથી જોનારા તથા ઉપર ઉપરથી વિચાર કરનારા માણસોને તેમા કાઇ નવાઇજેવું અગર કઇ વિરૂદ્ધતાજેવું કે કઇ અણગમાજેવુ કદાચ જણાય, પરતુ જેઓ સૂક્ષ્મ નજરથી જોઇ શકેછે જેઓ પૂર્ણ વિચાર કરી શકેછે તેઓને તેમા કઇ પણ નવાઇજેવું જણાશે નહિ, કઇ પણ વિરૂદ્ધતા જેવુ તેઓને દેખાશે નહિ તથા કઇ પણ અણગમાજેવુ પણ તેઓને લાગશે નહિ સર્વમાન્ય જિનશાસનને અનુસરતા પુસ્તકોમાના દાખલાદલીલો તો તેની પુષ્ટિ કરનારા હોય તેમા કઇ પણ નવાઇજેવું નથી પરતુ અન્ય શાસનને અનુસરનારા પુસ્તકોમાના દાખલા દલીલો પણ તેના નિયમોને ટેકો આપે, તેના સિદ્ધાતોને અનુસરે અને અનુકૂળતાથી તેનું ઉપોદબલન કરે એ જૈનશાસનની મહત્તા, સત્યતા અને સર્વમાન્યતાને વધારે સિદ્ધ કરે છે જૈનશાસનના ઉપાસકોને વધારે સતોષ અને વધારે આનદ આપે છે.

આ સાહિત્યસંગ્રહ વાચનારાઓ જો ઉંડા ઉતરી વિચાર કરશે તો તેઓને જણાયા વગર નહિ રહે કે અપ્રતિહત પ્રકાશમય જૈનશાસન દુનિયાના અમુક વર્ગમાં સર્વાંશે પળાય છે અને જેઓ પોતાને અ યશાસનના અનુયાયીઓ સમજેછે તેઓમા પણ દરેકે દરેક વર્ગની અંદર દયા, તપ, દાન, શ્રદ્ધા, ભક્તિ વિગેરે અમુક અમુક અ શોથી પાળવામા આવે છે જે વિચારો અને જે આચારો કલ્યાણકારક અને મોક્ષદાયક છે તે સઘળા જૈનશાસનનાજ પ્રકાશમાન કિરણોરૂપ છે આ બાબતમા આપણા પરમપૂજ્ય પ્રાત સ્મરણીય મરહુમ જૈનાચાર્ય શ્રીમદ્વિજયાનંદસૂરિ ઉર્ફે આત્મારામજી મહારાજ પોતાની પ્રમાણીરૂપ તત્ત્વનિર્ણયપ્રાસાદ ગ્રંથના (૫૨૪) મા પૃષ્ઠમા ખુલાસો કરતા કહેછે કે—

"जो जो वेदोंमें निवृत्तिमार्गका कथन है सो सर्व जैनमतवालोंको सम्मत है क्योंकि जो जो युक्ति प्रमाणसे सिद्ध संसारसे निवृत्तिजनक और वैराग्य उत्पादक वाक्य वेद-उपनिषद्-ब्राह्मण-आरण्यक-स्मृति-पुराणादिकोंमें हैं वे सर्वज्ञ भगवान्के वचन हैं" ઇત્યાદિ આવા વિચાર તથા આચારને સ્વરૂપની ભિન્નતા નહિ છતા નામમાત્રની ભિન્નતાથી પોતાને ભિન્ન શાસનમા ખપાવતા લોકોથી પાળ્યાવગર રહેવાતુ નથી સત્ય ભિન્ન ભિન્ન હોતા નથી અને જેઓ સત્યને કંઇ પણ અ શે અનુસરવાનો યત્ન કરેછે તેઓને જૈન શાસનના સત્ય સિદ્ધાતને જાણતા કે અજાણતા અનુસરવાવગર છૂટકો થતો નથી એમ આ પુસ્તકમાના ભિન્ન ભિન્ન આગમોના દાખલાદલીલો વાચવાથી સાબીત થયેલુ જોવામા આવશે અને એજ જૈનશાસનના ઉપાસકોને અતીવ સંતોષપ્રદ છે કે જ્યારે બીજાઓ પરપરાસબધથી જૈનશાસનને અનુસરે છે, ત્યારે તેઓ તો સાક્ષાત્ સબધથીજ જૈનશાસનને અનુસરેછે

અન્ય દર્શનોમા પણ પોતાના સિદ્ધાતના અનિવાર્ય કિરણો પ્રકાશે એ જૈનશાસનનો મોહોટામા મોહોટો વિજય છે, એ જૈનશાસનના સનાતનપણાની મજબૂત સાબીતી છે અને એજ જૈનશાસનના સત્યસ્વરૂપનું કદી પણ કંપાવી ન શકાય એવું સુસ્થિર પ્રમાણ છે

દીર્ઘદર્શી જૈનભાઇઓ પૂજ્ય મુનિમહારાજના આવા પ્રયાસને વધારે આનંદદાયક માનેછે અને એમનો પ્રયત્ન સ્થાનાપન્ન છે એમ વખાણેછે ધર્મની સત્યમર્યાદાને સકુચિત કરવી અને બીજાના હાથમા રહેલુ સો ટચનું સોનું હોય તેને દ્વેષબુદ્ધિથી સોનું નહિ કહેતા પીતળ કહેવું કે તે પોતાના ઘરમા હોય ત્યારે તેને કિમતી ગણવુ અને બીજાની દુકાનમા દેખી તેની કિમત કાંઇ નથી એમ કહેવું એ બિલકુલ ડહાપણ નથી ઉત્તમ પ્રકારના કિમતી રત્નો ગમે તે જગાએ પ્રકાશમા કે અંધારામા પડેલા હોય તોપણ કિમતી

સ્નોજ છે તેવી રીતે જૈનશાસનના સત્ય સિદ્ધાંતો ગમે ત્યાં હોય તોપણ તે જૈનશાસનના સત્ય સિદ્ધાંતોજ છે તેને અન્ય શાસનનો સસર્ગ થયો માટે તે જૈનશાસનના સત્ય સિદ્ધાંતો નથી એમ કહી શકાશે નહિ અને તેથી આ સગ્રહુની અદર આપણા શાસનને અનુસરનારા દાખલાદલીલો ગમે તે વર્ગના આગમમાથી લેવામા જરા પણ સકોચ રાખવામા આવ્યો નથી અને એમ કર્યું છે એજ વાજબી છે એવી રીતે નિષ્પક્ષપાત અત કરણમા સહૃદય ગુણીજનો બરાબર સમજેછે

ઉપર જણાવેલા કારણોથી તથા ધર્મપરની ઉચ્ચ પ્રકારની શ્રદ્ધાથી આ પુસ્તકને બહાર પાડવામા ધર્મપ્રેમી જૈનભાઇઓતરફથી બહુ સારી મદદ મળી છે

જુનાગઢ સ્ટેટમા એક સારો અધિકાર ભોગવતા શ્રીયુત સુખલાલ કેવળદાસ વહીવટદાર સાહેબ કે જેઓ અમદાવાદના વતની છે અને ધાર્મિક-પરોપકારી કાર્યોમા સગીન મદદ અને તે કોઈ પણ જાતનો દેખાવ કર્યા વગરજ એટલે ગુપ્તદાનની રીતે કરનારા છે તેમણે આ પુસ્તકના બન્ને ભાગમા પૂરતી મદદ આપી છે તથા બીજાઓ પાસે અપાવી છે અને એવી રીતે પોતાનું સાહિત્યપ્રેમીપણું દેખાડી આપ્યું છે

જામનગરના રહીશ શેઠ લાલજીભાઇ રામજીભાઇએ પણ આ પુસ્તકની ૫૧ નકલ ખરીદી તેમાથી માત્ર દશ નકલ પોતે રાખી બાકીની ૪૧ નકલો સાહિત્ય-પ્રકાશક મડળને અર્પણ કરી છે કે જે મડળતરફથી આ પુસ્તકને લગતી સઘળી વ્યવસ્થા થાય છે તથા એક પુસ્તકાલય પણ ખોલવામા આવ્યું છે એ મડળમા તેઓ લાઇફ મેબર થયા છે તથા પુસ્તકાલયની સગવડ ખાતર પોતાના કબજાનુ મકાન કઇ ભાડા વગરજ વાપરવા આપેલ છે અને પુસ્તકો રાખવામાટે એક કબાટ પણ મડળને અર્પણ કરેલ છે

આ પુસ્તકનો પ્રથમ વિભાગ યોગ્ય મદદ કરી છપાવી આપનાર માગરોળના શેઠ મકનજી કાનજીભાઇએ આ વિભાગની પણ ૨૫ નકલો ખરીદીને તેમાથી ૨૦ પુસ્તકો મડળને પાછા અર્પણ કર્યા છે એટલુજ નહિ પણ તેઓએ આ મડળના ફડમાંથી પહેલો ભાગ બહાર પાડવામા મદદ કરેલ છે, તેથી તેઓ સાહેબને પણ મડળના પેટ્રન મેબર ગણવામા આવેછે

સુડા રાણપુરવાળા શેઠ ઉજમશી પુરૂષોત્તમભાઇએ મડળને રૂા ૫૦ પચ્ચાસ આપ્યા છે, તેથી તેમને લાઇફ મેબરમા ગણ્યા છે

કારજાવાળા શેઠ મોતીચદ રામજીએ ગ્રાહકો કરી દેવામા શ્રમ લીધો છે અને ઘોરાજી, ધ્રોળ તથા લતીપુરના સઘે આ પુસ્તક બહાર પાડવામા ઉત્સાહપૂર્વક મદદ કરી છે અને ધ્રોલના સઘે મડળની મદદમાટે રૂા ૨૫ પચ્ચીશ તથા ધોરાજીના સઘે રૂ ૩૫ અપણ કર્યા છે

## કંઠમા ધારણ કરવા યોગ્ય અમૂલ્ય રત્ન.

### अनुष्टुप्

दान वित्ताहत वाच , कीर्त्तिधर्मौ तथायुष: ।
परोपकरण कायादसारात्सारमाहरेत् ॥

सुभाषितरत्नभाण्डागार

સારવિનાના દ્રવ્યમાથી દાન આપી દ્રવ્યનો સદુપયોગ કરવો સાર
હિત બોલવાની ભાષામાથી સત્ય બોલવાની ટેવ પાડી વાણીનો સદુપ
યોગ કરી લેવો, નાશવત આયુષમાથી કીર્ત્તિ તથા ધર્મ સાધી આયુષ્યની
સાર્થકતા કરવી અને અસાર શરીરવડે પરોપકાર કરી શરીરનો સદુપયોગ
કરવો અર્થાત આ સવ અસારમાથી સાર ગ્રહણ કરવો (એ કાયર પુરૂષનુ
કામ નહિ પણ વિબુધ પનકમીનુ છે)

# પૂજ્ય મુનિશ્રી

## વિનયવિજયજીનું જન્મચરિત્ર



આ ગ્રંથના લેખક સાહિત્યપ્રેમી મુનિશ્રી વિનયવિજયજી
મહારાજજીના પ્રથમ ભાગમા છપાયેલા
જન્મચરિત્રમા વધારો

---

આના મુનિશ્રીનુ અનુકરણ કરવાની જરૂર

---

### अनुष्टुप्.

क्षमातुल्य तपो नास्ति, न सन्तोषात्पर सुखम् ।
न च तृष्णापरो व्याधिर्विनयान्नो परो मुनिः ॥

ક્ષમાતુલ્ય તપ નથી, સતોષવિના ઉમદુ સુખ નથી, તૃષ્ણા સિવાય અન્ય વ્યાધિ નથી, તે પ્રમાણે વિનયવિજયજી જેવા (સાહિત્યપ્રેમી તથા પ્રભુપદગામી) ભવ્યજીવો થોડા જોવામા આવેછે

ઉક્ત મુનિશ્રીએ જામનગરમા ૧૯૭૨ ની સાલના ચાતુર્માસમા દર રવિવારે જૈન તથા જૈનેતર પ્રજાવર્ગમા અનેક ભિન્ન ભિન્ન અને ઉપયોગી વિષયઉપર જાહેર વ્યાખ્યાન આપી પ્રજાવર્ગને ધર્મસબધી ઉંડી અને સચોટ લાગણી ઉત્પન્ન કરી છે

વ્યાખ્યાનસાહિત્યસગ્રહનો ભાગ પહેલો છપાઇ બહાર પડવાથી બીજો ભાગ છપાવવાની અનેક સ્થાનકેથી સર્ટીફીકેટ સાથ વિનતિપૂર્વક વારવાર માગણી આવવાથી વ્યાખ્યાનસાહિત્યસગ્રહનો બીજો ભાગ ઉક્ત મુનિશ્રીના ઉપદેશથી છપાવવા સબધી ગોઠવણ કરવામા આવી આ પ્રસગે સાહિત્ય પ્રકાશક મડળ, "સાહિત્યપ્રકાશક પ્રિન્ટિગ પ્રેસ"ની સ્થાપના અને સસ્કૃત પુસ્તકસશોધનમાટે ખાસ પડિત તથા મદદગાર લહીઆની નિમણુક કરવામા આવી છે

સાહિત્યને આગળ વધારવા તથા જૈનધર્મનાં તત્વો સમજાવવા એક ઉક્ત મુનિશ્રીના ગ્રંથોનું પુસ્તકાલય સ્થાપવામાં આવ્યું છે આ પ્રસંગે જામનગરના તળપતના રહીશ શ્રીયુત શા કસ્તુરચંદ ઠાકરશીએ પૂર્ણ સહાય આપી તેમજ શેઠ લાલજી રામજીએ લાઇબ્રેરીમાટે તથા મંડળની ઓફીસ સારૂ પોતાના કબજાનું મકાન ફ્રી આપ્યું છે અને હજુ મદદ આપે છે તેમજ માંગરોળના શેઠ મકનજી કાનજીભાઇ ઉક્ત મુનિશ્રીને વંદના કરવા આવ્યા તે પ્રસંગે ૨૫ પુસ્તકના ગ્રાહક થઇ ૨૦ ગ્રંથ મંડળને અર્પણ કરેલ છે

આવા પવિત્ર મહાત્માની અહીંના શ્રીસંઘે જે કદર કરી છે તેથી સંઘના અગ્રેસરોને અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપવામાં અમો ચૂકતા નથી અને પ્રસંગોપાત્ત સૂચના કરવામાં આવે છે કે આવા મહાત્માઓની દરેક વખતે શ્રીસંઘે ભક્તિ કરવી જોઇએ પૂજ્ય મુનિશ્રીને ફ્રોળથી દીક્ષા મહોત્સવ નિમિત્તે આમંત્રણ થયું હતું અને તેથી તેઓશ્રીએ તે પછી ત્યાં પધારી બે મુમુક્ષુ સ્ત્રીઓને દીક્ષા આપીને સર્વ ઠેકાણે ઉપદેશ આપવાના હેતુથી એક સ્થાને નહીં રહેતા વિહાર ચાલુ કર્યો

અલીઆબાડાના સંઘને ઉપદેશ આપી ધર્મકેળવણીસંબંધી ખંતની જાગૃતિ કરી છે ધર્મનો બહોળો વિસ્તાર થાય તેવા હેતુથી મુનિશ્રીના ઉપદેશથી અલીઆબાડામાં સાહિત્યપ્રકાશક પાઠશાળા સ્થપાયેલ છે અને તે પાઠશાળામાં ધાર્મિક જ્ઞાન આપવામાં આવે છે

વિહારમાં રૈવતાચળની યાત્રા કરી જુનાગઢમાં પૂજ્ય મુનિશ્રીએ પોતાના સર્વ પ્રકારે હિતેચ્છુ વલ્લભવિજયજી મહારાજજીની સાથે શાસ્ત્રાર્થપૂર્વક વિદ્યાવિનોદ કરી કેટલાક દિવસો સાથે નિવાસ કરી પોરબંદરતરફ વિહારની શરૂઆત કરી

વિહારપ્રસંગે રસ્તામાં ધોરાજી વિહાર થતાં ઉક્ત મુનિશ્રીની પવિત્રતા તથા સાર્વજનિક ધર્મોપદેશની શૈલી અસાધારણ જોઇ ત્યાંના સંઘના અગ્રેસરોએ ચાતુર્માસ નિવાસ કરવા અંતઃકરણપૂર્વક વારંવાર વિનંતિ કરી પરંતુ તેજ પ્રસંગે કંડોરણા (જામ) ના સંઘની પણ હદઉપરાંત વિનંતિ થવાથી જામ-કંડોરણા પધારી ત્યાં પણ તેઓશ્રીએ અલીઆબાડાની માફક એક સાહિત્ય પાઠશાળા સ્થાપવાનો ઉપદેશ આપ્યો કે જેથી ત્યાંના સંઘના ખંતીલા અગ્રેસરોએ એ વચનને વધાવી લઇ પાઠશાળા સ્થાપી ત્યારબાદ સદરહુ પાવન મુનિશ્રી ધોરાજીના ભવ્ય જીવોનું અંતઃકરણ નહિ દુભાવવાના કારણથી અને ધર્મમાં પ્રીતિવાળા સંઘને આગળ વધવાસારૂ હાલ ત્યાં ધોરાજીમાં ચાતુર્માસ નિમિત્તે બિરાજે છે



॥ श्रीः ॥

## પૂજ્ય તપસ્વીજી અમૃતવિજયજી મહારાજજીનું

## ટુંક સારરૂપ

# જન્મચરિત્ર.



नरत्वं दुर्लभं लोके, विद्या तत्र सुदुर्लभा ।
कवित्वं दुर्लभं तत्र, तपस्तत्र सुदुर्लभम् ॥

माण्डागार

જગતમા મનુષ્યજન્મ મેળવવો એ દુર્લભ છે, મનુષ્યજન્મમા સદ્વિદ્યાની પ્રાપ્તિ દુર્લભ છે વિદ્યા મેળવ્યા પછી કવિત્વશક્તિ મેળવવી એ પણ કઠિન છે અને કદાચ એ ત્રણેની પ્રાપ્તિ થઇ તોપણ તપશ્ચર્યા કરવી એ કઠિનમા કઠિન કામ છે

જ્યારે આપણે ઉત્તમ પ્રકારના મનુષ્યના ગુણાનુવાદથી આનદ મેળવી આગળ વધીએ છીએ, ત્યારે સસારનો ત્યાગ કરનાર ઉત્તમ પ્રકારના કોઇ કચન કામિનીના ત્યાગી તપસ્વીના યશોગાનનુ શ્રવણ કરી અતિ સતોષ મેળવીએ એ અતિશયોક્તિ નથી તેથી કષાયમુક્ત અને ભવભયથી દૂર રહેનાર એવા પૂજ્ય મહાત્મા તપસ્વીજી અમૃતવિજયજી મહારાજજી કે જે પૂર્વાશ્રમવિષે કાઠીઆવાડમા બગસરાના રહીશ પ્રેમચદભાઇના ચિરજીવી અમૃતલાલતરીકે પ્રસિદ્ધ હતા, તેઓ દશાશ્રીમાળી વાણીઆ હતા અને દોશી કુટુબમા તેમની સુપ્રસિદ્ધ ગણના હતી આ કુટુબમા સ્વધર્મનિષ્ઠ મહાસુશીલ પવિત્ર બેન જવેર બેન કે જે એમના માતાતરીકે સુપ્રસિદ્ધ છે, તેમણે પોતાની કુક્ષિમાથી અમૃતલાલ (એટલે કેવળ અમૃત) ને ઉત્પન્ન કરી આ ભૂમિઉપર

ખરેખર ઉપકાર કરેલ છે કે જેના ઉપદેશ તથા તપશ્ચર્યાથી શ્રાવક તથા શ્રાવિકાઓને ઉચ્ચ સ્થાનમાં જવાને મદદ મળી છે

સવત ૧૯૫૭ ની સાલમા કર્મયોગે પિતાના સ્વર્ગમા નિવાસ થયો તે જોઇ પોતાના મનમા ઉદ્ભવ્યું કે અહો! આ વખત દરેક જીવને આવવાનો છે તો આવા દુ ખમય સસારમા મારે શાવાસ્તે ફોતર્યા ખાડવા? કે જેનું ફળ કઇજ નહિ એવા ઉમદા વિચારને આધીન થઇ ફકત બાર વરસની ઉમ્મરમા પોતે વૈરાગ્યભાવ પામી સ્થાનકવાસીમા ગોંડળના સઘાડામા દેવચદજી સ્વામી પાસે દીક્ષા લીધી અને પોતાનું નામ અમૃતલાલસ્વામી રાખ્યું હતું એમણે આઠ વર્ષસુધી અભ્યાસની સાથે શાસ્ત્રાવલોકન કરવા માડયું દશવૈકાલિકસૂત્ર વાચવાનો પ્રસગ ઉત્પન્ન થયો અને તે સૂત્રના આઠમા અધ્યાયની એક ગાથામા પ્રતિમામડનની સાબીતી ભાસવા લાગી તે ઉપરથી ગુરુજી મહારાજશ્રી દેવચદજી સ્વામીને પૃચ્છા કરતા તેમણે નકારમા જવાબ આપ્યો અને કીધુ કે તારી શકા નિર્મૂળ છે પણ તેમના અત કરણમા તે ઉપરથી શકાએ વધારે મજબૂત સ્થાન કર્યું

તપસ્વીજી માણેકચદ સ્વામીનો સમાગમ થતા સદરહુ પ્રશ્ન તેમને પણ પૂછ્યો, તેમણે પણ મનના સમાધાનપૂર્વક જવાબ નહિ આપતા સમજણમા ખામી બતાવી

કેટલીક મુદ્દત વીત્યા પછી તપાગચ્છના સાધુ મહારાજજી બુદ્ધિસાગરનો સમાગમ થતા તેમણે યુક્તિપ્રયુક્તિથી શાતિપૂર્વક શાસ્ત્રના અભિપ્રાય સાથે તેમના મનનું સમાધાન કરતા જણાવ્યું કે ભગવતીજી, રાયપસેણી, જીવાભિગમ વિગેરે શાસ્ત્રમા મૂર્તિમડનના અનેક પ્રમાણો છે તેથી સદરહુ સ્વામી અમૃતલાલનુ મન નિર્ણયઉપર આવી ગયુ

થોડો વખત જવા દઇ સદરહુ સ્વામી અમૃતલાલ પન્યાસજીશ્રી ચતુરવિજય મહારાજશ્રીના શિષ્ય ખેમાવિજયજી મહારાજજી પાસે સ્થાનકવાસીમાથી છૂટા પડી જૈનશ્વેતાબરમા પાટણ શહેરમા ઘણી ધામધૂમથી દીક્ષા લઇ અમૃતવિજયજી તરીકે પ્રસિદ્ધ થયા અને વડી દીક્ષાનો પણ પ્રસગ તેજ શહેરમા થયો હતો

સદરહુ મહારાજજીએ પ્રથમ ચાતુર્માસમા ખતપૂર્વક પાચ પ્રતિક્રમણ સાધુઆવશ્યકની ક્રિયા તથા બીજી સર્વ ક્રિયા કરી અને અઠ્ઠાઇ મહોત્સવ કર્યો

બીજુ ચોમાસુ પ્રાગધ્રામા થયું ત્યા ફાગણ માસમા દશ ઉપવાસ કર્યા હતા તથા એક માસખમણ કર્યું હતું ચાતુર્માસ પૂર્ણ થયા બાદ વિહાર કરી અમદાવાદના સઘના અગ્રેસરો શેઠીઆના આગ્રહથી સઘમા સાથે રહી પાલીતાણાની યાત્રા કરી અને ફાગણ માસમા ૧૧ ઉપવાસ કરી અશુભ કર્મનો

ક્ષય કર્યો ત્યાથી વિહાર કરી વેરાવળ પધાર્યા અને ત્યાના સઘના આગ્રહુથી ત્રીજુ ચોમાસુ પણ ત્યા વેરાવળજ થયું ત્યા ૩૫ ઉપવાસ કરી આ જન્મનુ સાફલ્ય કર્યું અને તપસ્વીઓમા અગ્રપદ ભોગવવા લાગ્યા

વેરાવળથી વિહાર કરી લાણુવડમા સઘના આગ્રહુથી થોડા દિવસ રહ્યા અને તે ગામમા તપસ્વીજીએ ૧૭ ઉપવાસ કરી જનસમૂહઉપર ધર્મ સબધી સારી છાપ બેસારી

જામનગરની યાત્રા કરી મોરબી થઇ વઢવાણથી વિહાર કરીને ૧૯૭૧ ની સાલના ચાતુર્માસ રાણપુર (ચુડા-રાણપુર) મા કર્યા અને તે ચાતુર્માસમા ગુરૂજીની દેખરેખ હેઠળ ૫૧ ઉપવાસ કર્યા કે જે એકાવન ઉપવાસની વાર્તા સાભળનાર દરેક મનુષ્યો તેમની તપશ્ચર્યાના પ્રતાપથી આશ્ચર્ય પામવા લાગ્યા

મનુષ્યોએ તપશ્ચર્યા કેમ કરવી એ ક્રમ સદરહુ મુનિશ્રીએ પોતાના દાખલાથી સ્પષ્ટ બતાવી આપ્યો છે, તેમને પગલે ચાલવા ખાસ ભલામણ કરવામા આવેછે

વ્યાખ્યાનસાહિત્યસગ્રહ ભાગ બીજામા તપસ્વી અમૃતવિજયજીએ જે મદદ કરી છે તે ખાતે આ મડળ તેમના ઉપકારમા ડૂબ્યું છે

> दुर्लभ सस्कृत वाक्य, दुर्लभः क्षेमकृत् सुतः ।
> दुर्लभा सदृशी भार्या, तपस्वी दुर्लभो जनः ॥

सुभाषितरत्नभाण्डागार

શુદ્ધ સસ્કારવાળી અથવા પ્રેમાળવાણી સાભળવી દુર્લભ છે, શુભ કાર્ય કરનારો પુત્ર મેળવવો દુર્લભ છે, પોતાના ગુણસદૃશ સ્ત્રી મેળવવી દુર્લભ છે અને (અમૃતવિજય જેવા ઉચ્ચ કોટિના) તપસ્વી જન મળવા મહા દુર્લભ છે





## એક જરૂરની ભલામણ.



### शार्दूलविक्रीडित

भोगास्तुङ्गतरङ्गभङ्गचपलाः प्राणा क्षणध्वंसिन-
स्तोकान्येव दिनानि यौवनसुख स्फूर्त्तिः क्रियास्वस्थिरा ।
तत्संसारमसारमेव निखिलं बुद्ध्वा बुधा बोधका,
लोकानुग्रहपेशलेन मनसा यत्न समाधीयताम् ॥

હે વિદ્વાન્ ઉપદેશકો! સુખભોગો ઉચેથી વીખાઈ પડતા મોજાઓની પેઠે ચપળ છે. પ્રાણો ક્ષણમાત્રમાં નાશ પામનારા છે. યુવાવસ્થાનું સુખ થોડાજ દિવસોમાટે છે અને સ્ત્રી વગેરેની પ્રીતિ અસ્થિર છે માટે સમગ્ર સંસારને અસારજ જાણી માત્ર લોકોને અનુગ્રહ કરવાના કોમળ બનેલા મનવડે યત્ન કરવા લાગો અર્થાત્ લોકોનો ઉદ્ધાર કરવાનો યત્ન કરો.





શા કસ્તુરચંદ કશળચંદ,
સાહિત્ય પ્રકાશક મંડળના પેટ્રન્ટ
જામનગર

વિદ્યાસાગર પ્રેસ—જામનગર



॥ ऋषभाय नमः ॥

જામનગરનિવાસી

શા કસ્તુરચંદ કશળચંદભાઈનું

# જન્મચરિત્ર.



ગુણ તથા ધર્મયુક્ત જીંદગી સફળ છે.

अनुष्टुप्

स जीवति गुणा यस्य, धर्मो यस्य च जीवति ।
गुणधर्मविहीनो यो, निष्फल तस्य जीवितम् ॥

सुभाषितरत्नभाण्डागार

જે ગુણી છે તે જીવેછે, જે ધર્મનિષ્ઠ છે તે જીવેછે, પરતુ ગુણ અને ધર્મરહિત જે પુરૂષ છે તેનું જીવતર તો કેવળ નિષ્ફળ છે

શ્રીતીર્થંકરના ગુણાનુવાદ તથા સત્પુરૂષોના સમાગમનું વર્ણન જેમ નિષ્ફળ નથી એટલે અવશ્ય આપણને તેમાથી અપૂર્વ લાભ મળેછે તેજ પ્રમાણે ઉચ્ચ કક્ષાને ભોગવતા સસારી પણ સાધુવર્તનવાળા ભવ્યજીવનું જો ગુણાનુવાદ કર્યો હોય તો પૂર્વવત્ અપૂર્વ લાભ મેળવી શકાયછે એ સિદ્ધાતને અનુસરી ખુશબોદાર કસ્તુરીની સુગધ ભવ્યજીવોને અર્પણ કરવા તથા ભવ્યજીવો થવા કસ્તુરીમૃગની માફક ધર્મરૂપી કસ્તુરીને સ્વનિવાસમા તથા અન્ય સ્થાને ફેલાવતા શા કસ્તુરચદ કશળચદની જીંદગીનો બોધદાયક ચરિત્રરૂપી પ્રદીપ પ્રકાશનુ વર્ણન કરવામા આવેછે

## સ્થિતિ તથા કુટુંબવર્ણન.

શા કસ્તુરચંદના પૂજ્ય પિતા કશળચંદ મોણશી ગરીબ સ્થિતિના અને ઉચ્ચ વિચારના હતા. તેમની ધર્મપત્ની પાચી બેન કે જે સરળ સ્વભાવના તથા અર્હંતભગવાનના પૂર્ણ ભક્ત છે તે ઉત્તમ પુત્રરૂપી રત્નની ઉત્પત્તિનું સ્થાન ગણાયું કારણકે —

દોહો

જનની જણ તો ભક્ત જન, કા દાતા કા શૂર
નહિતર રહેજે વાઝણી નહિ ગુમાવીશ નૂર

આ પદને શા કસ્તુરચંદે સારીરીતે માનથી વધાવી પોતાના હૃદયમા ભૂષણરૂપે શોભાવેલ છે

ઉક્ત શેઠના પિતા ભાઈ કશળચંદ શાહ જામનગરમા હીરા મુળજીની દુકાનમા વાર્ષિક રૂ ૭૫) થી પોતાના કુટુંબનું પોષણ કરતા પણ તે સમયમા હાલની માફક મોંઘાવારી નહિ હોવાથી કુટુંબપોષણની મુશ્કેલી નડતી નહિ

શા કશળચંદના વડીલ બંધુ મુળજીએ શા કશળચંદને એક તો પોતાની સારી સ્થિતિ તથા અતિ ગાઢ ભ્રાતૃસ્નેહને લીધે યોગ્ય પ્રસંગે વારવાર મદદ કરેલી છે

શા કશળચંદને ઘેર સવત ૧૯૦૯ ની સાલમા જેઠ સુદિ ૨ ને બુધ વારને રોજ પુત્રરત્ન પ્રાપ્ત થયું કે જેમનું નામ જ્યોતિષશાસ્ત્રને આધારે કસ્તુરચંદ પાડવામા આવ્યું જેમ પૂર્વ દિશામા સૂર્ય ઉદય થઇ અંધકારનો નાશ કરી પ્રકાશ કરેછે તેમ આ પુત્રે પોતાના કુટુંબમા સ્વજન્મથી પ્રકાશ પ્રગટ કરી કુટુંબની દરિદ્રતારૂપી અંધકારનો નાશ કર્યો

શા કસ્તુરચંદ નિશાળમા કામ ચલાઉ અભ્યાસ કરી નાની ઉમ્મરમા પોતાનું ચાન્સ ખીલવવામાટે કાકાના પુત્ર ભાઇ કેશવજી મુળજીની સાથે ૧૯૨૨ મા મુંબઇ ગયા અને ત્યા માણજી મુળચંદની દુકાનમા ૭ માસસુધી ઉમેદવારી કરી ત્યારબાદ પોતાની ઉત્તમ પ્રકારની ચાલાકીને લીધે તે શેઠ તેજ દુકાનમા વાર્ષિક રૂ ૧૦૦) થી વિશ્વાસુ કામમા જોડાયા બીજા વર્ષમા પણ આજ દુકાનમા વાર્ષિક રૂ ૧૫૦) મળવા લાગ્યા

## સદ્વર્તનની સાથે વ્યવહારિક કુશળતાનું ફળ.

શા કસ્તુરચંદ ઉપરની દુકાનમાથી મુક્ત થઇ એક જૂદી દુકાનમા જોડાયા કે જેમા પોતાનો વાર્ષિક પગાર રૂ ૨૦૦) થી યોજાયો અને તે દુકાનમા આઠ વર્ષ પોતે કામ કર્યું કે જેને અંગે દર વર્ષે પગાર વધતો વધતો વાર્ષિક રૂ ૫૦૦) નો થયો આવી પોતાની ચઢતી સ્થિતિમા ૧૯૨૫ ની સાલમા સુશીલ બેન પ્રેમના લગ્ન ઘણી ધામધમથી કર્યા

સંવત ૧૯૩૦ માં ધોળના રહીશ શા. પાનાચંદ મકનજીની પુત્રી સદ્‌ગુણસંપન્ન બેન લાડુની સાથે પોતાનું લગ્ન થયું તે ધર્મપત્નીના ઉમદા સ્વભાવથી તથા તેમની ધર્મલાગણીથી પોતે નાતિની સાથે ધર્મધ્યાનમા આગળ વધવા લાગ્યા લગ્ન થયા બાદ ત્રીજે વર્ષે એટલે ૧૯૩૩ ની સાલમા મહુકુટુમ પોતે મુબઈ રહેવા લાગ્યા

પોતાને વેપારી લાઇનની સારી સમજણ પડવાથી શા. વાડીલાલ સાકળચદની કપનીમા ૧૯૩૦ થી ૧૯૩૪ સુધી તેઓના આગ્રહથી પોતે જોડાયા અને તેથી દર વર્ષે પોતાને રૂપીઆ ૬૦૦ મળવા લાગ્યા

ત્યારબાદ પોતાની કાર્યદક્ષતાને લીધે એક મીલના દુકાનદાર કાનીદાસ લીલાધરની કપનીમા વાર્ષિક રૂપીઆ ૯૦૦ થી સેલમેનતરીકે જોડાયા

સદરહુ શેઠજી પોતાના પૂર્વજન્મના બળથી બુદ્ધિમા આગળજ વધવા લાગ્યા કે જે બળને લીધે ૧૯૩૮ મા શેઠ ડાહ્યાભાઈ વાડીલાલ સાકળચદની કપનીમા પોતાનો ચાર આનાનો ભાગ થયો અને ૧૯૪૦ મા તેનો હિસાબ કરતા ત્રણ વર્ષમા પોતાને ભાગે રૂા (૧૧૦૦૦) અગીઆર હજાર આવ્યા એ ધર્મનું પરિણામ હોય એમ પોતે નિરહકારે માનવા લાગ્યા કારણકે કોઇ ઉચ્ચ સ્થિતિ ધર્મવિના મળવી દુર્લભ છે

સવત ૧૯૩૭ મા બેન નાથી બેનના તથા ૧૯૩૯ મા બેન સતોકના શુભ લગ્ન કરી પોતાની યોગ્ય ફરજ બજાવી હતી, પણ પ્રારબ્ધની ગહન ગતિને લીધે બેન નાથી બેન ૧૯૩૮ મા વિધવા થવાથી પોતાનું મન ગ્લાનિમા પડી ગયું સદરહુ બેન નાથીએ ઘણી તપશ્ચર્યા કર્યા બાદ છેવટે પોતાનું ભવિષ્ય સુધારવા જામનગરમા ૧૯૫૨ મા દીક્ષા લઇ પોતાનો જન્મ સફળ કરી કુટુબને સતોષ આપ્યો

શેઠજીની પૂર્ણ વેપારી લાઇનની કુશળતાને લીધે ચુનીલાલ સાકળચદે ૧૯૪૧ ની સાલમા ચાલતી કપનીમાથી છૂટા પાડી પોતાની કપનીમા અગત્યના કામમા તેમને નિમિ દીધા અને કપનીમા ત્રણ વર્ષ કામ કરવાથી પોતાને રૂા (૬૦૦૦) છ હજાર મળ્યા

૧૯૪૨ મા શેઠજીએ બાઇ વેવાના તથા ૧૯૪૭ મા બા. જેઠાબાઇના શુભ લગ્ન ઘણા મહોત્સવથી કરી કુટુંબને સારી રીતે સતોષ પમાડયો બાઇ જેઠીબાઇના લગ્ન કર્યા પહેલા ૧૯૪૨ ની સાલમા ૧૦૦૦ ના ઘર વેચાથી લીધા

નદદ કસ્તુરભાઇ પછી પાલણપુરના દીવાન

સાકળચદની કપનીમાથી છૂટા મહેતા પદવી વાડીલાલ સાથી

ભાઈની કપડની દુકાનમાં જોઈંટ થયા અને ૧૯૫૨ ની શાલમાં એટલે સાત વર્ષનો હિસાબ કરતા પોતાને ભાગે રૂપીઆ ૧૦૦૦૦ દશ હજાર આવ્યા

પોતાને કઇ સતાન નહિ થવાથી ૧૯૪૫ મા શા. પાનાચદ જેઠમીની પુત્રી સુશીલ બેન રતીયાતની સાથે તેમણે લગ્ન કર્યા ૧૯૫૧ મા તે ધર્મપત્નીને સીમત આવવાથી જ્ઞાતિને ઘટતો સારો ખર્ચ કર્યો પણ પ્રસૂતિસમયે તેમના ધર્મપત્ની ગુજરી ગયા કે જેનો અફશોસ આખા કુટુબમા છવાઇ રહ્યો

૧૯૪૯ મા પોતાના બધુવર્ગને ધધે લગાડવાસારૂ ઘેલાભાઇ એન્ડ ઝવેરચદ કપની કાઢી ને તેમા સારી દેખરેખ રહે તેવા હેતુથી પોતાનો ખાનગી ભાગ રાખ્યો કે જેની આવક વાષિક રૂપીઆ ૧૦૦૦ પોતાને થવા લાગી ૧૯૫૨ મા કપનીનો ભાગીદાર ગુજરી જતા સદરહુ ભાગીદારનો ભાગ બધ થયો

૧૯૫૩ મા જેઠાલાલ કશળચદના નામની કપડની દુકાન કરી, તેમા વાર્ષિક રૂપીઆ ૨૦૦૦ મળવા લાગ્યા ને તેમા ૧૯૬૫ સુધી પોતાનો ભાગ ચાલુ રાખ્યો

૧૯૫૩ ની સાલમા સદરહુ શેઠે ધી લાડ રેમીવની દુકાનમા વાષિક રૂપીઆ ૧૫૦૦ થી સેલમેન તરીકે ત્રણ વર્ષસુધી કામ કયુ

૧૯૫૬ ની સાલમા ૩૦૦૦ રૂપીઆ ખર્ચી તે શેઠે નવા ઘર બનાવ્યા

૧૯૫૭ ની સાલમા શેઠે ઠકર જાઠા કાનજીની કપનીમા ૧૯૫૯ સુધી ત્રણ વર્ષ રહી રૂપીઆ ૫૦૦૦ મેળવ્યા

૧૯૬, શ્રી જેઠાલાલભાઇની દુકાનમા જે પોતાનો ભાગ હતો તે ભાઇને સારો લાભ મળે તેમાટે પોતાનો ભાગ બધ કર્યો અને તેની લગામ ભાઇ જેઠાલાલ અને પોતાના ભાણેજ વલભદાસ નથુને સોપી તે ઉપરથી જેઠાલાલભાઇએ સદરહુ શેઠજી કસ્તુરભાઇને વાર્ષિક રૂપીઆ ૧૨૦૦ બારસો આપવા કબુલાત આપી છે

૧૯૭૦ પછી શેઠજી કસ્તુરભાઇ પ્રભુભજન કરવા અને શાંતિ લેવા જામનગરમા રહેવા લાગ્યા છે

# ધર્મશ્રદ્ધા.

## મુક્તિપુરીમાં જવામાટે ધર્મરૂપી પગથીઆની ૨૮૮૪૬ રૂપીઆ ખર્ચીને બાંધેલ નીસરણી.*

૧૯૧૯ મા જામનગરવાળા ઝવેરી વીરચંદ ખીમજી પોતાના (શા કસ્તુરચંદ ભાઇના) નિકટના સબંધી હતા ને તેમણે જામનગરથી સિદ્ધક્ષેત્ર તથા ગીરનારની યાત્રામાટે સંઘ કાઢયો તેમા પોતાના પિતાને યાત્રામાટે નિમંત્રણ થતા પોતે તથા ભાઇ કરશન એક જણે પોતાના પિતાસાથે જિનખર્ચે બે માસસુધી યાત્રા કરી

૧૯૪૪ મા પોતાની સ્થિતિ ઘણી પ્રશસંનીય હોવાથી સહકુટુંબ મુંબઇથી નીકળી ભોયણી તથા પાલીતાણાની યાત્રા કરી રૂ ૨૦૦) ખર્ચ્યા

૧૯૪૬ મા મુંબઇમા પૂજ્ય મુનિશ્રી મોહનલાલજીનો સમાગમ થતા તેમની શુભ પ્રેરણાથી ધર્મકાર્યોમા આગળ વધવા લાગ્યા અને કેટલીક ખાસ બાધા લીધી.

૧૯૪૭ મા પોતાના તીર્થસ્વરૂપ માતાપિતા પોતાના વતનમાથી નીકળી મુંબઇ આવ્યા, તેથી પોતે ઘણા હર્ષિત થઇ માતાપિતાની શ્રવણની માફક સેવા કરવા લાગ્યા અને જ્યારે માતાપિતાએ ચોથુ વ્રત ઓચર્યું ત્યારે પોતે તે પ્રસંગે પ્રભાવનાની સાથે ભાયખાળાને દેરાસર પૂજા ભણાવી અને ત્યાની ધર્મશાળામા અઠ્ઠીઆ લાડુનું સ્વામીવાત્સલ્ય કર્યું, રૂ ૪૦૦ ખર્ચ્યા

૧૯૫૨ મા કાર્તિક માસમા કસ્તુરભાઇએ એવુ પચ્ચખાણ લીધુ કે જીંદગીપર્યંત સિદ્ધગીરિ જવું, ઘર તથા ઘરેણા તેમજ રોકડ મળી (૨૦૦૦૦) વીશ હજાર રૂપીઆથી વધારે રકમ નહિ રાખવાનો પરિગ્રહ કર્યો તેમજ બાર વ્રત પણ સૂત્રથી લીધા હતા

આ સાલના ચૈત્ર માસમા અનેક ગુણસંપન્ન સુશીલ પૂજ્ય મા તુશ્રી પાચી બેન પાલીતાણે નવાણું યાત્રા કરતા હતા, તે દરમ્યાન સદરહુ શેઠ પાલીતાણે જઇ પૂજા ભણાવી તથા સ્વામીવાત્સલ્ય કર્યું રૂ ૩૦૦ ખર્ચ્યા સિદ્ધગીરિમા હજુ પણ યાત્રાપ્રસંગે જતા તે પ્રસંગો પાત સ્વામી વત્સલ કરછે ત્યારથી આરંભીને દર વર્ષે શુભ ખાતામા રૂ ૫૦૦ વાપર્યા કરેછે

---

* શા કસ્તુરચંદભાઇએ ૨૮૮૪૬ થી ઉપરાંત રૂપીઆ શુભ માર્ગે ખર્ચ્યા છે

૧૯૫૩ માં મોર રતનશી મોનજી સાથે સહકુટુબ ગીરનાર, ભોયણી, તારંગાજી, આબુ વિગેરેની યાત્રા કરી બે માસના દિવસનો સદુપયોગ કરી રૂ ૫૦૦ ખર્ચ્યા.

૧૯૫૪ મા સિદ્ધપુર-પાટણમા પન્યાસજી મોહનવિજયજીએ જ્યારે નિધાનશ્રીને (કે જે પોતાના સગા બેન થાયછે અને જેનુ નામ સસારપક્ષમા નાથીબેનતરીકે પ્રસિદ્ધ હતું તેને) વડી દીક્ષા આપી ત્યારે શેઠજી સહકુટુબ ત્યા પધારી શ્રીફલની પ્રભાવના કરી અને ચોથા વ્રતની ગોળીના મનુષ્યો ૨૫૦ નુ સ્વામીવત્સલ કરી રૂ ૪૦૦ ખર્ચ્યા

આ પ્રસગે સહકુ શેઠજીએ મુનિશ્રી મોહનલાલજી પાસેથી ભાવ આલવણા લઇ પોતાના જન્મનુ સાર્થક કરવા લાગ્યા

૧૯૫૬ મા પોતાના માતા કે જેમનુ નામ પાચી બેન છે તેમણે વીશસ્થાનક વિગેરે વ્રતો કર્યા છે અને વર્ષીતપ કરેલ તેમા પીતળની કુડી તથા સાકરનુ લાણું કર્યું તેમજ જામનગરની આસપાસના ગામડાઓના ઓશવાળોને પણ તે લાણુ આપવામા આવ્યું હતુ તેમા રૂ ૫૦૦ ખર્ચ્યા

ભાવનગરવાળા શેઠ બેચરદાસ ભગવાનદાસ કે જે ઘણા પ્રમાણિક તથા ધર્મનિષ્ઠ હતા તેમની સાથે સહકુટુબ સમેતશિખરની યાત્રા કરવા ગયા તેમા નીચે મુજબ વચ્ચે આવતી યાત્રાઓ કરવા લાગ્યા—

જેમકે અતરિક પાર્શ્વનાથ, કાશી, અયોધ્યા હસ્તિનાપુર, રાજગીરિનગરી કલકત્તા, મુમુદાબાદ, ભોયણી તથા પાલીતાણાની યાત્રા કરી કે જેમા લગભગ ચાર માસ થયા અને તેમા રૂ ૫૦૦ ખર્ચ્યા

૧૯૪૮ થી ૧૯૫૮ સુધી અષ્ટમીનો તપ કર્યો અને તેનુ ઉદ્યાપન દાદાવાડીમા મુનિ સુવ્રતના દેરાસર પાસે ચોકમા મડપ રોપીને કર્યુ તે પ્રસગે માતાપિતા તથા પત્નીના તરફથી એકેક છોડ મે યો હતો અને સ્વામીવત્સલ કર્યુ તેમજ ત્રણ ગચ્છ કર્યા તેસબધી રૂ ૪૦૦૦ ખર્ચ્યા

૧૯૫૯ મા હરજીવન મુલજી વિગેરેની સાથે સહકુટુબ રતલામ થઇ-કેશરીઆજીની યાત્રા કરી વળતી વખતે અજમેર ઉજેણ, મક્ષીજી, આબુજી, મારવાડમા પચતીર્થી તથા રાણકપુરજી વિગેરેની દોઢ માસસુધી યાત્રા કરી રૂ ૫૦૦ પાચસોનુ ખર્ચ કરી મુબઇમા ગયા અને ૧૯૪૦ થી ૧૯૫૯ સુધી મુબઇમા નગરીઆના નામથી પ્રસિદ્ધ એવા શ્રીનેમીનાથના દેરાસરની દેખરેખ તથા ધર્માદાના ખરડામા બહુ સારી મદદ કરતા

આ સાલમા જ્યારે સિદ્ધક્ષેત્રમા યાત્રા નિમિત્તે ગયા ત્યારે ડુગરઉપર વાઘણપોળમા કુમારપાળ રાજાના દેરાસરની જોડમા જામનગરવાળા શે [illegible] કૃત શાતિનાથ મહારાજનુ દેરાસર રૂ ૨૩૦૦ થી [illegible] ઢળાવ્યા તથા ચિત્રકામ કરાવ્યું ને તે દેર [illegible] આવ્યો છે

૧૩૦૦ કસ્તુરચંદ કશળચંદ
૧૦૦૦ સ્વર્ગસ્થ ઘેલાભાઇ કલાળચંદ હા તેના વિધવા બેન
જડાવ

---

૨૩૦૦

૧૯૬૧ મા જામનગરથી ગિરનારજી તથા સિદ્ધક્ષેત્રની યાત્રામાટે સંઘ કાઢવાથી સદરહુ શેઠજી તથા ગલાલચંદ ખીમજી બેઉ મિત્રોએ ચાર ચાર હજાર રૂપીઆ શેઠ પ્રેમચંદ કેશવજીને ઉધડ આપ્યા અને આ સંઘમા કુલ માણુસો ૧૫૦૦ થયા હતા તેમા સદરહુ શેઠજીના સગાવહાલાનું ખર્ચ શેઠજી ઉપર હતું એટલે તેમા બે હજાર રૂપીઆ ખર્ચ્યા તેમજ ગલાલચંદ ખીમજીભાઇએ પોતાના સગાનું ખર્ચ પોતાઉપર રાખ્યું હતું

આ સંઘમા મુનિશ્રી કેશરવિજયજી તથા મોતીવિજયજી તથા જામનગરવાળા મુનિશ્રી વિનયવિજયજી વિગેરે તેમજ સાધ્વીઓ મળી ૩૦ ઠાણા સંઘમા શોભારૂપે હતા

આવા પૂજનીય મુનિશ્રીઓના પ્રતાપથી વીરપુરના રાજા તથા ગોડલના રાજા સાહેબ રાણી સાથે દર્શનનો લાભ લેવા પધાર્યા હતા તેમજ આ સંઘ એટલો બધો પૂજનીય થઇ પડયો કે જુનાગઢ સ્ટેટના નવાબ સાહેબતરફથી પણ સંઘને જમાડવામા આવ્યો હતો

આ સંઘનિમિત્તે કુલ ખર્ચ (૨૦૦૦૦) વીશ હજાર રૂપીઆથી વધારે થયો હતો

આવા શુભ પ્રસંગે પન્યાસજી કેશરવિજયજીના ઉપદેશથી સદરહુ શેઠ કસ્તુરભાઇએ વડાળના ઉપાશ્રયમાટે રૂા ૨૦૦ બસો આપી પોતાની ધર્મકાર્યની ફરજ અદા કરી

૧૯૬૨ મા શેઠજી ભાવનગરની જૈનધર્મપ્રસારકસભાના લાઇફ મેબર રૂા ૫૧ આપીને થયા

૧૯૬૪ મા શા કસ્તુરભાઇના માતુશ્રીએ શ્રીસિદ્ધગિરિમા ચોમાસુ રભાબેનની સાથે કર્યું અને તે પ્રસંગે શેઠજી પાલીતાણે ગયા ત્યા મુનિશ્રી હંસવિજયજીના શિષ્ય પન્યાસજી સંપતવિજયજી તથા મુનિ મોહનલાલજીના શિષ્ય હરખ મુનિ પન્યાસજી પાસે જે શ્રાવક તથા શ્રાવિકાનો વર્ગ ઉપધાન કરતો હતો તે વર્ગને મુનિશ્રીના ઉપદેશથી શેઠજીએ સ્વામીવત્સલ કર્યું તેમા રૂા ૭૦૦ ખર્ચ્યા અને વાગડમા ચિંતામણિ પાર્શ્વનાથના જીર્ણોદ્ધારની મદદમા રૂા ૧૦૦ આપ્યા અને સિદ્ધગિરિમા દાદાને ફુલ તથા ધૂપસંબંધી રૂા ૧૨૫ આપ્યા

આજ સાલના મુનિશ્રી માણેકવિજયજીના ઉપદેશથી શેઠજીએ આ વખ માસમા ચોથા વ્રતનું પચ્ચખાણ પત્નીસહિત કર્યું તે પ્રસગે સ્ત્રી તથા પુરૂષો કુલ મળી ૨૦ જણાઓએ ચોથા વ્રતનું પચ્ચખાણ લીધું, તેમા પુરૂષોને ખીનખાપના બટવા અને સ્ત્રીઓને ખીનખાપની કોથળીઓ આપી હતી

તેમજ તે વખતે શેઠજીએ વિશસ્થાનકનું તપ પણ કર્યું હતું તેમા સ્ત્રી તથા પુરૂષો મળી કુલ ૫૦ માણસોની સખ્યા હતી તે તપ પ્રસગે શેઠજીએ ચાર વખત સ્વામીવત્સલ કર્યું હતું આ ઉત્સવ નિમિત્તે જૈનશાળાથી દાદાવાડીમા જતા બેન્ડવાજા વિગેરે સાથે હતા ને એ શુભ દર્શનની ખાતર સઘના માણસો આશરે ૧૭૦૦ હતા તે સર્વેને સદરહુ શેઠજીએ શ્રીફળની પ્રભાવના કરી રૂ ૪૦૦ ખર્ચ્યા

૧૯૬૫ મા જામનગરમા ખરતર ગચ્છના ઉપાશ્રયમા જ્ઞાનશાળા બધાવવામા રૂ (૫૦૦૦) પાચ હજારની મદદ આપી અને તેમા સ ગૃહસ્થોએ શેઠજીના કુટુબ વિગેરેના નામનો શિલાલેખ નાખ્યો

૧૯૬૬ મા પ્રીન ગામમા ઉપાશ્રયની ઘણી મુશ્કેલી હોવાથી શેઠજીએ ત્યાના સઘને રૂ ૭૦૦૦ આપી ઉપાશ્રય બધાવી પોતાના ધનનો સદુપયોગ કર્યો અને ત્યા પ્રોજના સઘે તે શેઠજી તથા શેઠજીના કુટુબનો શિલાલેખ જોડયો છે તથા જામનગરમા જ્ઞાનશાળામા કૃપાચદ્રજી ૧૧ થાણાની સાથે બિરાજતા હતા તેમના ચાતુર્માસ પૂર્ણ થયા પછી માર્ગશીર્ષ માસમા પ્રધાન કરી રૂ ૫૦૦ વાપર્યા

૧૯૬૨ થી ૧૯૬૬ એટલે વરસ પાચસુધી શેઠજીએ દર વર્ષે રૂ ૬૦ લેખે રૂ ૩૦૦ સિદ્ધક્ષેત્રના બાળાશ્રમમા શુભ માર્ગે વાપર્યા

૧૯૬૭ ના અષાડ માસમા શેઠજીએ સિદ્ધગિરિમા જઇ ચોમાસુ કર્યું ત્યા પ્રભાવના, સ્વામીવત્સલ તથા જિનભક્તિ વિગેરે કરી રૂપીઆ ૧૦૦૦ શુભ માર્ગે ખર્ચ્યા

૧૯૬૮ મા શેઠજીએ વિધિવિધાનની રીતે નવાણુ યાત્રા તથા એકાસનાનું તપ કરી પ્રભાવના અને સ્વામીવત્સલ તેમજ જિનભક્તિ વિગેરે કરી

મુનિશ્રી કપૂરવિજયજીના ઉપદેશથી નવાણુ યાત્રાના પુસ્તકો ૨૫૦૦ તથા શ્રાવક કલ્પતરૂના પુસ્તકો ૫૦૦ છપાવ્યા અને તે પુસ્તકો સિદ્ધગિરિમા તથા જામનગર વિગેરેમા શ્રાવક તથા શ્રાવિકાઓને ભેટતરીકે મોકલી આપ્યા તથા તે સિવાય ત્યા પાલીતાણામા સાધુ તથા સાધ્વીઓને બીજા જોઇના પુસ્તકો બહાર ગામથી મગાવી વહોરાવ્યા અને તેમા રૂપીઆ ૧૦૦૦ ખર્ચ્યા

ભાવનગરમા આત્માનદસભામાથી નીકળતા આત્માનદપ્રકાશ માસિકના મેબર પણ થયા છે

જામનગરમા આ સાલથી સઘના અગ્રેસરોએ ધર્મનાથના દેરાસરના વહીવટનું કામકાજ આ શેઠજીને સોપ્યું છે

૧૯૬૯ મા મુનિશ્રી કૃપાચદજીના ઉપદેશથી શેઠજીએ પાલીતાણામા પાત્રીસુ કર્યું અને તે નિમિત્તે રૂા ૧૦૦ વાપર્યા

૧૯૭૦ મા શેઠજીએ નવ પદ ઓળીના તપનું ઉદ્યાપન કર્યું તે નિમિત્તે પ્રભાવના, સ્વામીવત્સલ, તેની સાથે પાચમના તપનો એક છોડ તથા મૌન એકાદશીના તપનો એક છોડ તથા વિશસ્થાનકના તપના બે છોડ તેમજ સ્વપત્નીતરફથી વિશસ્થાનકનો એક છોડ મેલવામા આવ્યો હતો તથા અઠ્ઠાઇ મહોત્સવ કરી તેમજ ત્રણ ગજ કરી રૂપીઆ (૩૦૦૦) ત્રણ હજારનો સન્માર્ગે વ્યય કર્યો

૧૯૭૧ મા ચાતુર્માસમા પૂજ્ય ઉપાધ્યાય વીરવિજયજી મહારાજજીના શિષ્ય સાહિત્યપ્રેમી વિનયવિજયજી મહારાજજીના સહેજ ઉપદેશથી શેઠજીએ વ્યાખ્યાન સાહિત્યસગ્રહ ભાગ બીજો છપાવવામાટે રૂા ૪૦૦ ની મદદ આપી, તે ઉપરથી ગ્રથ છપાવવાનું કામ શરૂ થઇ ગયું

મદરહુ શેઠજી કસ્તુરભાઇએ જામનગરમા સાહિત્યપ્રકાશક મડળની સ્થાપના કરી અને આ મડળનુ કાર્ય સતોષ કારક રીતે ચાલે તેટલા કારણથી સગૃહસ્થોના આગ્રહથી આ મડળના પ્રમુખ તથા ટ્રેઝર બની ઉક્ત પૂજ્ય મુનિશ્રી વિનયવિજયજીના પુસ્તકોની જામનગરમા મડળની સાથ પુસ્તકાલયની ગોઠવણ કરી અને પોતાની જીદગીને સોનેરી રેખાથી આકીને ભવિષ્ય જન્મની સફળતામાટે પોતાની પૂજ્ય માતાની સેવાનો લાભ લેતા સહકુટુબ વર્તમાનકાળમા જામનગરના અલકારરૂપે જામનગરમા ધર્મધ્યાનમા આગળ વધવા તેમજ કુટુબ તથા પરિચયવાળા માણસોને અને મિત્ર મડળને સારો ધાર્મિક દાખલો બેસારવા પોતે બિરાજે છે

૧૯૭૨ મા સહકુટુબ ભોયણી, પાટણ, રાધનપુર, શખેશ્વરજી, પાનસર, અમદાવાદ તથા ફાગણ માસમા પાલીતાણાની યાત્રા કરી રૂા ૫૦૦ શુભ માર્ગે વાપરી અદ્યાપિ સાધુ તથા સાધ્વીઓને યથાશક્તિ જોઇતી વસ્તુઓ વહોરાવી તેમની સેવાનો સારો લાભ લેછે

૧૯૫૦ ની સાલથી આરભીને હજુ પણ દરેક ચૌદશ તથા પર્વતિથિના પોષા કર્યા કરે છે તેમજ પ્રાતકાળમા વ્યાખ્યાનમા જાયછે તથા એક વખત પરિક્રમણ કરે છે અને તેમાથી બચતા વખતમા ધર્મશાસ્ત્ર વાચે છે

મનુષ્યનો ઘણો ભાગ સંતાન નહિ હોવાથી અફસોસ કર્યા કરે છે પણ આ શેઠજીએ તો પ્રભુભજનમા સ્નાન કરવાથી શીતલ અંતઃકરણવાળા થઇ પરોપકાર તથા ધર્મજ સાધવો એ મુખ્ય નિશાન રાખ્યુ છે કે જેથી તેમના શુદ્ધ અંતઃકરણમા ક્યારે પણ સંસારી પુત્રની અસત્ય વાસના ઉઠતીજ નથી એ ઉપરથી સિદ્ધ થાય છે કે આવુ નિર્મળ અંતઃકરણ સત્શાસ્ત્રનું શ્રવણ કે સાધુના સમાગમવિના રહી શકે નહિ

જગત્મા ત્રણ વસ્તુ બીજાની મદદવિના પોતાની મેળે
સર્વવ્યાપક થાયછે

## वसन्ततिलका

वार्ता च कौतुककरी विमला च विद्या, लोकोत्तर परिमलश्च कुरङ्गनाभौ ।
तैलस्य बिन्दुरिव वारिणि दुर्निवारमेतत्त्रय प्रसरति स्वयमेव भूमौ ॥

सुभाषितरत्नभाण्डागार

આશ્ચર્ય ઉત્પન્ન કરનારી વાર્તા શુદ્ધમા શુદ્ધ વિદ્યા, કસ્તુરીની અલૌકિક સુગંધ (શા કસ્તુરચંદનો કસ્તુરીની સુગંધતુલ્ય યશ) આ ત્રણ વસ્તુ પાણીમા પડેલ તેલના બિંદુની માફક પૃથ્વીઉપર વગર અટકાવે પોતાની મેળેજ પ્રસરે છે

આ શ્લોકથી સિદ્ધ થાય છે કે આ લેખ અતિશયોક્તિવાળો કે અસ્થાને ગણાશે નહિ એમ આ લેખક પ્રકાશકનું માનવું છે

પ્રકાશક

॥ श्रीवीराय वीतरागाय नमः ॥



## ઉપોદ્ઘાતની પૂરવણી.

* જામનગરનિવાસી માનવંતા શેઠ સાહેબજી કચરા મુળજીભાઇના સુશીલ વિધવા ધર્મપત્ની અને ધર્મશ્રદ્ધાળુ બેન ચંચળ બેને આ ગ્રંથની ૨૫ પ્રતના ગ્રાહક થઇ ફક્ત એકજ પ્રત પોતાપાસે રાખી બાકીના ૨૪ પ્રતિઓ આ મંડળને અર્પણ કરી શેઠજીની ગેરહાજરી ધર્મનિષ્ઠ બેન ચંચળે જણાવા દીધી નથી, તેથી આ મંડળના ધારાધોરણ પ્રમાણે સદરહુ માનવંતા શેઠજીને ઉપકારની સાથે લાઇફ મેંબર ગણેલ છે આ બેનની ઉદારતાને લીધે તેમને વારંવાર ધન્યવાદ આપવામાં આવેછે એટલુંજ નહિ પણ સ્વર્ગસ્થ કચરા ભાઇનો ઉચ્ચ આત્મા સ્વર્ગમાં વિશેષ શાંતિ ભોગવે એમ અંતઃકરણપૂર્વક આશીર્વાદ આપેછે

પ્રકાશક.



---

* ઉપોદ્ઘાતના ૮ મા પાનામાં પાંચમા પારિગ્રાફ પછી લખવાની બાબત દષ્ટિદોષથી રહી જવાને લીધે અહીં ઉમેરેલ છે

## પ્રથમ વિભાગ કરતાં આ વિભાગમાં આવેલા શ્લોકોસબંધી વિશેષ વૃત્તના લક્ષણોની અનુક્રમણિકા*



વિશેષ સૂચન—પૃષ્ઠ ૧૯૭ ઉપર પૃથ્વીવૃત્ત આવેલ છે તેનું લક્ષણ તે સ્થળે આપવુ રહી જવાથી અહીં લખવામા આવેછે કે જગણ સગણ જગણ સગણ યગણ અને એક લઘુ અક્ષર તથા છેવટ એક ગુરૂ એમ ૧૭ અક્ષર આવવાથી પૃથ્વીછંદનું એક ચરણ પૂર્ણ થાયછે



* આ ત્રણ વૃત્ત સિવાય બીજા વૃત્તો જોવાની જરૂર પડે તો પહેલા ભાગના અધિકારસબંધી સાંકળીઆની પહેલા પડના પત્ર ૩૬ મા જુઓ

# ગ્રંથના પરિચ્છેદના અધિકાર (વિષય) ની અનુક્રમણિકા.

## પ્રથમ વિભાગ કરતા આ વિભાગમાં આવેલા શ્લોકોસબંધી વિશેષ વૃત્તના લક્ષણોની અનુક્રમણિકા*



વિશેષ સૂચન—પૃષ્ઠ ૧૯૭ ઉપર પૃથ્વીવૃત્ત આવેલ છે તેનુ લક્ષણ તે સ્થળે આપવું રહી જવાથી અહીં લખવામા આવેછે કે જગણ સગણ જગણ સગણ યગણ અને એક લઘુ અક્ષર તથા છેવટ એક ગુરૂ એમ ૧૭ અક્ષર આવવાથી પૃથ્વીછંદનું એક ચરણ પૂર્ણ થાયછે



* આ ત્રણ વૃત્ત સિવાય બીજા વૃત્તો જોવાની જરૂર પડે તો પહેલા ભાગના અધિકારસબંધી સાંગીઆની પહેલા પડના પત્ર ૩૬ મા જુઓ

# વ્યાખ્યાન સાહિત્યસંગ્રહ.

## ભાગ ૨ જો.



### ॥ सप्तम परिच्छेद ॥



આ પુસ્તકના પ્રથમ ભાગમા આવશ્યક અધિકારોવાળા છ પરિચ્છેદોનો સમાવેશ કરવામા આવ્યો છે એ પરિચ્છેદોનો પૂર્વાપર સબધ પણ તે, તે સ્થળે દેખાડવામા આવ્યો છે તોપણ આ દ્વિતીયવિભાગને હાથમાં લેતી વખતે પ્રથમવિભાગનુ અનુસધાન- રહેવાને માટે સિહાવલોકનની રીતે આપણે સક્ષેપમા યાદ કરી જઇશુ કે કોઇ પણ પ્રકારની કાર્યસિદ્ધિને માટે–કલ્યાણને માટે દેવસ્તુતિ કરવી એ પહેલુ પગથીયુ છે ગુરૂ કલ્યાણકારક ઉપદેશ આપેછે પણ ગુરૂની પાસે જવાનુ સૂઝેજ નહિ તો પછી ગુરૂ ઉપદેશ ક્યાથી આપે ? દેવસ્તુતિ કરવાથી બુદ્ધિ નિર્મળ થાયછે અને તેને પરિણામે સદ્ગુરૂનુ શરણ લેવાનુ સૂઝેછે તેથી પ્રથમવિભાગમા પ્રથમ પરિચ્છેદ દેવસ્તુતિરૂપ મગલાચરણનો લેવામા આવ્યો છે દેવકૃપાથી ગુરૂશરણરૂપ માર્ગ લેવાને તૈયાર થનારમાટે સારા ગુરૂ કોને સમજવા ? પોતાના આચરણથી તથા ઉપદેશથી તરવાનુ સામર્થ્ય કોનામા છે એ જાણવાની જરૂર હોવાથી દ્વિતીય પરિચ્છેદમા તેસબધી વર્ણન કરીને તૃતીય

# વ્યાખ્યાન સાહિત્યસંગ્રહ.

## ભાગ ૨ જો.



## ॥ सप्तम परिच्छेद ॥



આ પુસ્તકના પ્રથમ ભાગમા આવશ્યક અધિકારોવાળા છ પરિચ્છેદોનો સમાવેશ કરવામા આવ્યો છે એ પરિચ્છેદોનો પૂર્વાપર સબધ પણ તે તે સ્થળે દેખાડવામા આવ્યો છે તોપણ આ દ્વિતીયવિભાગને હાથમા લેતી વખતે પ્રથમવિભાગનુ અનુસધાન-રહેવાને માટે સિહાવલોકનની રીતે આપણે સક્ષેપમા યાદ કરી જઇશુ કે કોઇ પણ પ્રકારની કાર્યસિદ્ધિને માટે-કલ્યાણને માટે દેવસ્તુતિ કરવી એ પહેલુ પગથીયુ છે ગુરૂ કલ્યાણકારક ઉપદેશ આપેછે પણ ગુરૂની પાસે જવાનુ સૂઝેજ નહિ તો પછી ગુરૂ ઉપદેશ ક્યાથી આપે? દેવસ્તુતિ કરવાથી બુદ્ધિ નિર્મળ થાયછે અને તેને પરિણામે સદ્ગુરૂનુ શરણ લેવાનુ સૂજેછે તેથી પ્રથમવિભાગમા પ્રથમ પરિચ્છેદ દેવસ્તુતિરૂપ મગલાચરણનો લેવામા આવ્યો છે દેવકૃપાથી ગુરૂચરણરૂપ માર્ગ લેવાને તૈયાર થનારમાટે સારા ગુરૂ કોને સમજવા? પોતાના આચરણથી તથા ઉપદેશથી તરવાનુ સામર્થ્ય કોનામા છે એ જાણવાની જરૂર હોવાથી દ્વિતીય પરિચ્છેદમા તેસબધી વર્ણન કરીને તૃતીય

પરિચ્છેદમા એક યોગ્ય મનુષ્ય ગણાવાને માટે કેવા કેવા ગુણોની જરૂર છે તે જણાવવામા આવ્યુ છે એવા ગુણવાન મનુષ્યોને ગુરૂસેવામા, સત્સગમાં અને ધર્માચરણમા પોતાની મનોવૃત્તિને સ્થિર રાખી શકેછે અવળ ગુણો અને ખરાબ ગુણોવાળા મનુષ્યોનો પરિચય એઓના પાશમા સપડાઇ જનાર મનુષ્ય પોતાની યોગ્ય સ્થિતિમાથી ગબડી પડી પાયમાલ થાયછે તેથી તેઓમાથી બચવાને માટે ચેતતા રહેવુ જોઇએ એથી ચતુર્થ પરિચ્છેદમા જેઓનાથી ચેતીને ચાલવાની જરૂર છે તેઓનું વર્ણન આપવામા આવ્યુ છે પચમ પરિચ્છેદમા પણ એજ વર્ણન છે ફરક માત્ર એટલોજ છે કે તારક શક્તિવાળા છતા દુર્ગુણોમા તણાઇ મારકશક્તિવાળા થઇ પડતા ગુરૂનામધારીઓને માટે ચતુર્થ પરિચ્છેદમા વિવેચન કર્યું છે, અને પચમ પરિચ્છેદમા વિષની પેઠે સ્વાભાવિક મારક શક્તિ વાળાજ દુર્જનોને માટે વિવેચન કર્યું છે આ બન્નેથી બચનારાઓ કર્ત્તવ્ય કર્મ કરી આત્મકલ્યાણનો લાભ લઇ શકેછે તેથી ષષ્ઠ પરિચ્છેદમા કર્ત્તવ્ય ધર્મસબધી વિચાર આપી પ્રથમ ભાગની સમાપ્તિ કરવામા આવી છે

મનુષ્યે ધર્મજ્ઞાન મેળવ્યા પછી પણ આ પ્રપચજાળનો સ્વભાવ ફસાવ વાનો અને મનનો સ્વભાવ જ્યા ત્યા ફસાઇ જવાનો હોવાથી કાઇ પણ પ્રમાદ થતા મનુષ્ય કલ્યાણથી ભ્રષ્ટ થાયછે એટલામાટે સમ્યક્ ચારિત્ર વિગેરેને સભાળી રાખવાની ઘણી જરૂર હોવાથી દ્વિતીયવિભાગના આ પહેલા પરતુ ચાલુ સખ્યાને હિસાબે સાતમા પરિચ્છેદમા તેઓનુ વિવેચન કરી પાછળના પરિ ચ્છેદમા પણ તેના સહાયક અગો વિગેરેનું વિવેચન આપવામા આવ્યુ છે



## श्रीमगलाधिकार.



આ પરિચ્છે૦ આ દ્વિતીયભાગના આદિ પરિચ્છેદરૂપ હોવાથી તેના આર ભમા મગલાધિકાર હોવાની આવશ્યકતા છે કારણકે આદિમા, મધ્યમા અને અતમા પણ મગલયુક્ત ગ્રથો વિશેષે કરીને લોકકલ્યાણના સાધક થાયછે

---

### મગળમાં ૐકારને પ્રણામ કરેછે.

अनुष्टुप् (१–२)

ओकार बिन्दु सयुक्त, नित्य ध्यायन्ति योगिन ।
कामद मोक्षद चैव, ॐकाराय नमो नम ॥ १ ॥

મનવાંછિત આપનાર, મોક્ષ આપનારા અને જેની ઉપર અર્ધચંદ્રાકાર બિંદુ છે એવા જે ૐકારનું યોગિલોકો ધ્યાન કરેછે તે ૐકારને નમસ્કાર હો. ૧

## ગુરૂને પ્રણામ કરેછે.

अज्ञानतिमिरान्धाना, ज्ञानाञ्जनशलाकया ।
चक्षुरुन्मीलितं येन, तस्मै श्रीगुरवे नमः ॥ २ ॥

અજ્ઞાનરૂપી અંધકારથી અંધ થએલા લોકોના નેત્રને જ્ઞાનરૂપ અંજનની શલાકાથી જેમણે ઉઘાડેલ છે, એવા શ્રીગુરૂને નમસ્કાર હો. ૨

## શ્રી મહાવીર સ્વામીની વાણીસુધાના વિજયની ભાવના કરેછે.

## उपजाति.

श्रीवर्द्धमानस्य जिनेश्वरस्य, जयन्तु सद्वाक्यसुधाप्रवाहाः ।
येषां श्रुतिस्पर्शनजप्रसत्तेर्भव्या भवेयुर्विमलात्मभासः ॥ ३ ॥

જેમનો શ્રવણેંદ્રિયની સાથે સ્પર્શ થવાનો પ્રસંગ આવતાંજ એટલે જેમનો ઉપદેશ સાંભળવામાં આવતાંજ ભવ્ય જીવોના આત્માનો પ્રકાશ નિર્મલ થાયછે તેવા શ્રી વર્દ્ધમાન-મહાવીર પ્રભુના સદ્વાક્યરૂપ અમૃતના પ્રવાહો જયવંતા વર્ત્તો. ૩

## ગૌતમગણધર સાથે ગ્રંથકર્ત્તાની પ્રીતિ.

## वसन्ततिलका.

श्रीगौत्तमो गणधरः प्रकटप्रभावः,
सल्लब्धिसिद्धिनिधिरञ्चितवाक्प्रबन्धः ।
विघ्नान्धकारहरणे तरणिप्रकाशः,
साहाय्यकृद्भवतु मे जिनवीरशिष्यः ॥ ४ ॥

જેમનો પ્રભાવ પ્રગટ છે, જે ઉત્તમ પ્રકારની લબ્ધિરૂપ સિદ્ધિઓના ભંડારરૂપ છે, જેમની વાણીનો પ્રબંધ સુંદર છે અને જેઓ વિઘ્નરૂપ અંધકારનો નાશ કરવામાં સૂર્યના પ્રકાશરૂપ છે, એવા શ્રી વીરભગવંતના શિષ્ય શ્રી ગૌતમગણધર મને સહાય કરનારા થાઓ. ૪

પંચ પરમેષ્ઠિ ભગવન્તો પાસે મંગળની પ્રાર્થના કરી
મંગળાચરણ પૂર્ણ કરેછે

## शार्दूलविक्रीडित.

अर्हन्तो भगवन्त इन्द्रमहिता सिद्धाश्च सिद्धिस्थिता,
आचार्या जिनशासनोन्नतिकरा पूज्या उपाध्यायका ।
श्रीसिद्धान्तसुपाठका मुनिवरा रत्नत्रयाराधका,
पञ्चैते परमेष्ठिनः प्रतिदिनं कुर्वन्तु वो मङ्गलम् ॥ ५ ॥
एते कस्यापि

ઇંદ્રોએ પૂજેલા શ્રી અરિહંત ભગવંતો, સિદ્ધિમોક્ષપદમાં રહેલા સિદ્ધો શ્રી જિનશાસનની ઉન્નતિ કરનારા આચાર્યો શ્રી સિદ્ધાંત (સૂત્ર) ના પાઠક એવા પૂજ્ય ઉપાધ્યાયો, તથા જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ ત્રણ રત્નોના આરાધક એવા મુનિવરો એ પાંચે પરમેષ્ઠિઓ પ્રતિદિન તમારૂં કલ્યાણ કરો ૫.

કોઇ કાર્ય મનુષ્યે દેવની સહાય મેળવ્યા વિના કરવું નહીં કારણકે તે કામ સાંગોપાંગ પૂર્ણ થાય નહીં એટલુંજ નહીં પણ આપણી તેમના તરફ ભક્તિ નથી એ સિદ્ધ થાયછે, માટે આપણે તે કૃપાળુ દેવતરફ મારો ભક્તિ ભાવ બતાવવો ને તે દેવની છાયામાં રહી આપણે શુભ કાર્ય સાધવાનો આરંભ કરવો કે જેથી વક્તા શ્રોતાનું કલ્યાણ થાયછે એમ બતાવી આ મંગલાચરણ અધિકાર પૂર્ણ કરવામાં આવેછે



## देवस्तुत्यधिकार



સર્વે મનુષ્યોએ આત્મકલ્યાણમાટે દેવી સંપત્તિવાળા થવું જોઇએ અને હમેશા તેવા રહેવું જોઇએ એક વખત સંપત્તિ મળી અને પાછી તરત નાશ પામી જાય તો તે વિશેષ દુઃખનું કારણ થાયછે માટે વ્યવહાર માર્ગમાં અને પરમાર્થ માર્ગમાં યોગ્યતા સંપાદન કરવી અને તે યોગ્યતાને ટકાવી રાખવી એમાજ ખરૂં સુખ છે અને એમાજ ખરૂં કલ્યાણ છે આમ કરવામાટે અખૂટ આત્મબળજ હોવાની જરૂર છે અને તેની પ્રાપ્તિમાટે દેવ અને ગુરૂની કૃપાદૃષ્ટિની જરૂર છે દેવની કે ગુરૂની કૃપાદૃષ્ટિ તોજ થાયછે કે જો તેમની પાસે નિષ્કપટ

ભાવથી પોતાની ખરી સ્થિતિ જાહેર કરવામા આવે અને દીનભાવથી યોગ્ય માગણી કરવામા આવે એટલે ભક્તને ખરા ભાવજ, પોતાને વાચ્છિત ફળ આપેછે માટે આત્મકલ્યાણની ઇચ્છા કરનારે તેમ તેને લગતો દરેક પ્રકારનો યત્ન કરનારે ખરા ભાવથી, એટલે નિષ્કપટ ભાવથી અને દીનપણાથી તેની સ્તુતિ કરવી આવશ્યક હોવાથી દેવસ્તુતિનો અધિકાર ચાલુ કરવામા આવેછે ।

---

દેવ જય પામો.

## उपजाति (१ थी ४).

श्रेयः श्रिया मङ्गलकेलिसद्म, नरेन्द्रदेवेन्द्रनताङ्घ्रिपद्म ।
सर्वज्ञसर्वातिशयप्रधान, चिरं जय ज्ञानकलानिधान ॥ १ ॥

સર્વ પ્રકારના કલ્યાણને કરનારી એવી જ્ઞાનાદિ અનંત ગુણ લક્ષ્મીરૂપ, સર્વ પ્રકારના માગલિકોને ક્રીડા કરવાના મંદિરરૂપ, ચક્રવર્ત્યાદિ મનુષ્યના મહારાજાઓ તથા દેવોના જે ઇદ્રો તેમણે જેમના ચરણ કમલ પ્રત્યે મહા ભક્તિપૂર્વક નમસ્કાર કર્યા છે એવા, જગતત્રયના સર્વ ભાવને એક સમયમા સમકાળે જાણનાર હોવાથી સર્વજ્ઞ એવા, વળી અષ્ટ મહાપ્રાતિહાર્ય તથા ચોત્રીશ અતિશય યુક્ત સર્વોત્તમ મહિમાવંત એવા, અને સર્વ પ્રકારની કલાઓને જીતનારી એવી કેવળ જ્ઞાનરૂપી સર્વોત્કૃષ્ટ કળાના નિધાન એવા હે વિતરાગ જિનેશ્વર પ્રભુ, હે પરમાત્મા આપ સદા ઉત્કૃષ્ટપણે જયવંતા વર્તો ૧.

## વીતરાગપ્રતિ દીનવાણી.

जगत्त्रयाधार कृपावतार, दुर्वारसंसारविकारवैद्य ।
श्रीवीतराग त्वयि मुग्धभावाद्विज्ञप्रभो विज्ञपयामि किञ्चित् ॥ २ ॥

ત્રણ ભુવનના એક પરમ આધારભૂત, એવા હે નાથ, સર્વ જંગત જીવ ઉપર સમાન દૃષ્ટિએ એકાંત દયાનોજ અવતારરૂપ, એવા, વળી આ ભયંકર ચતુર્ગતિ ભ્રમણરૂપ, વિષય કષાયના મૂળરૂપ, અત્યંત કષ્ટે કરીને નિર્વાણ થઇ શકે એવો આ મહા સંસારરૂપી જે દીર્ઘ રોગ, તેના અતિ પ્રબલ રાગ, દ્વેષ, અજ્ઞાન મોહ, મિથ્યાત્વાદિ દારૂણ વિકારોને પરમશાંત દેશનામૃતરૂપી શમતામય શીતલ ઔષધોપચારે કરીને મટાડવામા, હે સર્વોત્કૃષ્ટ ધન્વંતરિ વૈદ્ય! ગયા છે રાગ અને દ્વેષાદિ સર્વ દોષો તે જેમના, એવા હે વીતરાગ પરમાત્મા, હે ચતુર શિરોમણિ, તમારી આગળ હું અલ્પ મતિવંત, વિકલ જ્ઞાનવાળો હોવાથી ભોળે ભાવે લેશમાત્ર વિનંતિ કરૂછુ ૨.

## પૂજ્ય માતાપિતા સન્મુખ બાળકના બે બોલ

किम्बाललीलाकलितो न बाल, पित्रो' पुरो जल्पति निर्विकल्पः ।
तथा यथार्थं कथयामि नाथ, निजाशयं सानुशयस्तवाग्रे ॥ ३ ॥

હે સ્વામિન્! બાલચેષ્ટાએ યુક્ત એવો મુગ્ધ બાલક, સર્વ પ્રકારના વિકલ્પ રહિત હોવાથી, નિર્દોષપણે, સરલતાથી પોતાના માતાપિતા આગળ નિઃશંકપણે, નિખાલસ દીલથી શું નથી બોલતો? અર્થાત્, બોલેછે તેમ હું પણ મારા પાપના પશ્ચાત્તાપપૂર્વક મારા અભિપ્રાયને આપની પાસે યથાર્થ કહી બતાવુછુ ૩

## જન્મની નિષ્ફળતા—વ્યર્થ ભ્રમણ

दत्तं न दानं परिशीलितं च, न शालिशीलं न तपोऽभितप्तम् ।
शुभो न भावोऽप्यभवद् भवेऽस्मिन्, विभो मया भ्रान्तमहो मुधैव ॥ ४ ॥

હે સ્વામિન્, મે મારે સત્પાત્રને વિષે દાન પણ ન દીધુ, વળી અબ્રહ્મના ત્યાગરૂપ અને રૂડા આચારના સેવનરૂપ પવિત્ર શીળ ધર્મને પણ ન પાળ્યો, વળી પરમાત્માએ કહેલ બાહ્ય અને આભ્યંતર બાર પ્રકારનો ઇચ્છાનિરોધરૂપ તપ પણ સમતા ભાવે ન કર્યા તેમ ચિત્તના નિર્મલ પરિણામરૂપ ભલો ભાવ પણ ન ભાવ્યો અથાત્ ભક્તિ, વૈરાગ્ય અને જ્ઞાનની કોઇ પણ રૂડી ભાવનાનું ચિંતવન કર્યું નહિ માટે હે પ્રભો, મે તો આ સંસારને વિષે વ્યર્થજ જન્મ મરણરૂપ ભ્રમણ કર્યું ૪

## પ્રભુતરફ પ્રેમ ન થવાનુ કારણ.

### इन्द्रवज्रा.

दग्धोऽग्निना क्रोधमयेन दष्टो, दुष्टेन लोभाख्यमहोरगेण ।
ग्रस्तोऽभिमानाजगरेण मायाजालेन बद्धोऽस्मि कथं भजे त्वां ॥ ५ ॥

હે પ્રભુ ક્રોધરૂપી અગ્નિના સર્વ ધગધગતા તાપે તપ્ત થયેલો, અને લોભરૂપી મહા ભયંકર સર્પે ડસેલો, તથા અહંકારરૂપી અજગર ગળેલો અને માયા એટલે છલ, કપટ, પ્રપંચરૂપી જાળના બંધનમા બધાયેલો એવો હુ પામર પ્રાણી છુ તેથી હે પ્રભુ હુ આપને કેવી રીતે ભજુ? હે નાથ આ અનાદિ અનંત કાળના વળગેલા ક્રોધ, માન, માયા, અને લોભરૂપી ભયંકર શત્રુઓથી હુ છૂટુ એવી મહારા ઉપરે આપની કૃપા થયે આપનું સમ્યક્ પ્રકારે સેવન કરવાનો મારો હેતુ ક્યારે પાર પડે? ५

## પશ્ચાત્તાપ

### उपजाति (६ थी २०).

कृतं मयामुत्र हितं न चेह, लोकेऽपि लोकेश सुखं न मेऽभूत् ।
अस्मादृशां केवलमेव जन्म, जिनेश जज्ञे भवपूरणाय ॥ ६ ॥

છકાય જીવોના પ્રતિપાળક, હે જગન્નાથ, મે નિશ્ચે પરભવને વિષે કોઇ પણ પ્રકારનું હિત એટલે લોકકલ્યાણ, કે આત્મકલ્યાણ, કે પરોપકારાદિ કાર્ય પણ સુકૃત ન કર્યુ, તેથીજ આ ભવમા પણ મને યથાર્થ સુખ પ્રાપ્ત ન થયુ, હે જિનનાથ, અમારા જેવાનો જન્મ તો કેવળ અવતાર પૂર્ણ કરવારૂપ થયો, અર્થાત્ જેમ પૂર્વે ઘણા ભવ વ્યર્થ કર્યા તેમ આ પણ એક વધારે, ગણવામાટે થયો ૬

તથા—

मन्ये मनो यन्न मनोज्ञवृत्तं त्वदास्यपीयूषमयूखलाभात् ।
द्रुतं महानन्दरसं कठोरमस्मादृशां देव तदश्मतोऽपि ॥ ७ ॥

હે સ્વામિન્ આપનુ અતિ સુદર, વાત પવિત્ર, શીળવત મહામનોહર સુધારસમય મુખરૂપી ચંદ્ર કિરણના અપૂર્વ દર્શનનો લાભ થયા છતા તથા તેમાથી નિકળતા પરમ અમૃત સદૃસ દેશનારૂપી મહા આનંદદાયક રસનુ પાન થયા છતા પણ મહારૂ મન તેમા લેશમાત્ર ભીનુ થયું નહિ, પિગળ્યું નહિ, તેથી હુ એમ માનુછુ કે તે માહારૂ મન પાષાણ થકી પણ અત્યંત કઠોર હોવુ જોઇએ ૭

વળી—

त्वत्तः सुदुष्प्रापमिदम्मयाप्तं, रत्नत्रयम्भूरिभवभ्रमेण ।
प्रमादनिद्रावशतो गतन्तत्, कस्याग्रतो नायक पूत्करोमि ॥ ८ ॥

હે નાથ, સેકડો ભવ ભમતા મહા કષ્ટે પ્રાપ્ત થાય એવું અતિ દુર્લભ સમ્યક્ જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપ રત્ન ત્રયનું શુદ્ધ સેવન આપ પાસેથી મને મળ્યા છતા મે તેને વિષય કષાયાદિ પ્રમાદ તથા નિદ્રાને વશ પડી, તથા વ્યર્થ વિકથાઓ, પરનિંદા તથા કુથલી કરવામાં ગુમાવ્યું, માટે હવે હુ રંક પામર ભિખારી કોની આગળ પોકાર કરૂ? મારે તો એક આપનોજ આધાર છે તો હવે આપની કૃપા થાય તોજ મારૂ કાંઇ શ્રેય થાય તેમ છે ૮

તેમજ—

वैराग्यरङ्गः परवञ्चनाय, धर्मोपदेशो जनरञ्जनाय ।
वादाय विद्याध्ययनञ्च मेऽभूत्, कियद् ब्रुवे हास्यकरं स्वमीश ॥ ९ ॥

હે ભગવન્, મેં બહારથી વૈરાગ્યનો રંગ એટલે ડાળ દેખાડી ભોળા લોકોને છેતર્યાં, વળી લોકોને રિઝવવામાટે, તથા લોકોમાં ભલો ગણાવામાટે મેં બહારથી ધર્મનો ઉપદેશ કર્યો, વળી મારા સર્વ વિદ્યાભ્યાસનો ઉપયોગ મેં વાદવિવાદમા તથા તકરારો કરી જય પરાજય કરવામાં કર્યો માટે હે ઇશ, એવું મારું હાસ્ય કારક ચરિત્ર તે હું આપને કેટલું કહું? ૯।

## શરીરની ભ્રષ્ટતાથી અધોગતિની પ્રાપ્તિ.

परापवादेन मुखं सदोषं, नेत्रम्परस्त्रीजनवीक्षणेन ।
चेतः परापायविचिन्तनेन, कृतम्भविष्यामि कथं विभोऽहम् ॥ १० ॥

હે નાથ, પારકાના (છતા અછતા) દોષો બોલી મેં મારા મુખને દૂષિત કર્યું, તથા પરસ્ત્રીને વિકાર દૃષ્ટિએ જોઇ જોઇ મારા નેત્રને અપવિત્ર કર્યાં, વળી પરજીવોને અનર્થ તથા પીડા ઉત્પન્ન કરવાના વિચારો કરીને મારા મનને મે મહા મલિન કર્યું હવે હે સ્વામિન્, આવા પાપાચરણોએ કરી માહારી આગળ શી ગતિ થશે? ૧૦

## કામવાસનાથી થતી હાનિ.

विडम्बितं यत्स्मरघस्मरार्त्तिदशावशात्स्वं विषयान्धलेन ।
प्रकाशितन्तद्भवतो ह्रियैव, सर्वज्ञ सर्वं स्वयमेव वेत्सि ॥ ११ ॥

હે પ્રભુ, કામદેવરૂપી રાક્ષસની મહા વિટંબનારૂપ પીડાને પામેલો વિષયાંધ પણું એટલે વિવેકરૂપી ચક્ષુ વિચાયેલી છે જેની, એવો જે હું, તે આપને આ મારી લજ્જાયુક્ત વૃત્તિજ પ્રકાશી રહી છે, અને આપ તો અંતરજામી સર્વજ્ઞ છો, સર્વ જગત્ જીવના ભાવને જ્ઞાને કરી જાણી રહ્યા છો, તેથી મુખે કરીને શું કહું? ૧૧

## મતિભ્રમ

ध्वस्तोऽन्यमन्त्रैः परमेष्ठिमन्त्रः, कुशास्त्रवाक्यैर्निहतागमोक्तिः ।
कर्तुं वृथा कर्म कुदेवसङ्गाद्वाञ्छि हा नाथ मतिभ्रमो मे ॥ १२ ॥

હે નાથ! અન્ય દેવી દેવતાના મલિન મંત્રો શીખી શીખીને આપના પંચ પરમેષ્ઠિ મંગળરૂપ નવ પદાત્મક શ્રી નવકાર મહા મંત્રનો મેં નિરાદર કર્યો, વળી હે ભગવાન્, કુશાસ્ત્રના શ્રવણવડે આપના મહા પવિત્ર જિનાગમના વચનોને વૃથા અસત્ય માન્યા, વળી કુદેવોની કુસંગતિવાળી સેવાએ કરી મે મારા પાપ કર્મોનો નાશ કરવાને ચાહ્યું, હાહા! ઇતિ ખેદ, હે પરમેશ્વર, આ મને કેવો મતિનો ભ્રમ, અર્થાત્ બુદ્ધિનો વિપર્યાસ થયો? ૧૨

## મોહ.

विमुच्य दृग्लक्ष्यगतम्भवन्त, ध्याता मया मूढधिया हृदन्तः ।
कटाक्षवक्षोजगभीरनाभीकटीतटीयाः सुदृशां विलासाः ॥ १३ ॥

હે જગદીશ, સાક્ષાત્ મારી દૃષ્ટિએ ગોચર એવા પ્રત્યક્ષ તમોને મૂકીને, અર્થાત્ આપના મહા પવિત્ર મુખદર્શનનો ત્યાગ કરીને મે મૂઢે ચપળ નેત્રવાળી, સુંદર સ્વરૂપવાળી, કામિનીઓના હાવભાવ, કટાક્ષ, સ્તન પ્રદેશ, ગભીર નાભી પાતળી કેડ ઇત્યાદિક મનોજ્ઞ અવયવોના વિભ્રમયુક્ત વિલાસોનું મારા હૃદયને વિષે કામાંધપણે ચિંતવન કર્યું, હે નાથ અનુપમ ચિંતામણિ રત્નથી પણ અધિક એવા આપના દર્શન તથા ધ્યાનનો ત્યાગ કરીને હુ મહા મૂઢ જડ પ્રાણી આવા કલુષિત, મલિન, પાપી, વિષય વિકારોમા આસક્ત થયો, માટે મને ધિક્કાર હો ૧૩

## વિષયવાસનાનુ વિષમ પરિણામ

लोलेक्षणावक्त्रनिरीक्षणेन, यो मानसे रागलवो विलग्नः ।
न शुद्धसिद्धान्तपयोधिमध्ये, धौतोऽप्यगात्तारक कारणङ्किम् ॥ १४ ॥

હે ત્રિકાળવેદિ નાથ, મે ચચળ નેત્રોવાલી રમણીઓના મુખોને વિકાર દૃષ્ટિએ નિરખી નિરખીને મહારા મનને વિષે વિષયાભિલાષનો જે ચીકણો લાલાશના અંશવાળો ડાઘ લાગ્યો છે, તે હે સંસારતારક વિભો, મે આપના શુદ્ધ સિદ્ધાંત સમુદ્રના મધ્ય ભાગને વિષે ધોયો, તોપણ તે રાગનો લવ એટલે વિષય ચીકાશનો ડાઘ નીકળ્યો નહીં, તેનું શુ કારણ હશે?

ભાવાર્થ—આપના શાસ્ત્રવચનોને અતિ વિસ્તારપણે અભ્યાસપૂર્વક જાણ્યા છતા તેના ગૂઢ મર્મોને અનુભવતા છતા, આ રાગની ચીકણતા ટળી નહિ, તેનું શુ કારણ? હે પ્રભુ, મને તો તેનું કારણ મારી અત્યંત ભારી દૃઢ વિષયાસક્ત બુદ્ધિજ જણાયછે ૧૪

## અહંકારની પ્રબળતા.

अङ्गन्न चङ्गन्न गणो गुणाना, न निर्मलः कोपि कलाविलासः ।
स्फुरत्प्रभा न प्रभुता च कापि, तथाप्यहङ्कारकदर्थितोऽहम् ॥ १५ ॥

હે જિનેશ્વર, મારૂ શરીર પણ કાંઇ સુંદર નથી, તેમ મારામા કોઈ પણ પ્રકારના ઉત્તમ વિનય, ગાંભીર્ય, ધૈર્ય, સમતા, સત્યતા, ક્ષમા, ઔદાર્યાદિ સત્વવંત ગુણોનો સમૂહ પણ નથી, તેમ કોઇ પણ પ્રકારનો પવિત્ર ઉત્તમ કળા વિલાસ પણ નથી વળી દેદીપ્યમાન કાંતિયુક્ત રાજ્ય પ્રધાનાદિની નોકરી કે સાહેબી પણ નથી છતા મહા અહંકારે મનોન્મત્ત થઈને હુ વિચિત્ર કદર્થનાને પામુછુ ૧૫

## મોહને લીધે હાનિ

आयुर्गलत्याशु न पापबुद्धिर्गतं वयो नो विषयाभिलाषः ।
यत्नश्च भैषज्यविधौ न धर्मे, स्वामिन् महामोहविडम्बना मे ॥ १६ ॥

હે સ્વામિન્ ! મારૂ આયુષ સર્વ નાશ પામવા આવ્યું, તોપણ મારી પાપ પરિણામની બુદ્ધિ ગઈ નહિ, મારી તરૂણ અવસ્થા પૂરી થઇ, તોપણ મારી વિષયવાંછા તો હજી અધુરીજ જણાયછે, હે પ્રભુ, મે મારા શરીરના જતન કરવામા ઘણો શ્રમ લીધો, પણ શરીરની અંદર રહેલો જે આત્મા તેની શુદ્ધિને અર્થે તો કોઇ પણ પ્રકારનો વિચારજ ન કીધો, અર્થાત્, કાઇ પણ સુકૃત ન કર્યું, એવી મારી મહા મોહવિટંબના તો જુઓ ? ૧૬

## નાસ્તિકનુ આચરણ.

नात्मा न पुण्यन्न भवो न पाप, मया विटानाङ्कटुगीरपीयम् ।
अधारि कर्णे त्वयि केवलार्के, परिस्फुटेसत्यपि देव धिग्माम् ॥ १७ ॥

હે પ્રભુ, આપ કેવળ જ્ઞાનરૂપી સૂર્ય, સાક્ષાત્, અતિ પ્રગટ છતા મે જીવ એટલે આત્મા નથી, પુણ્ય નથી પાપ નથી, પુનર્ભવ નથી, સ્વર્ગ નથી, નરક નથી, મોક્ષ નથી, કાઇ નથી, ઇત્યાદિક અધમ નાસ્તિક દુર્જનોની વાણી મે કાને ધારણ કરી માટે ગુણ અવગુણના વિવેકે કરીને રહિત, એવા મુજ મૂઢ અવિવેકીને ધિક્કાર હો ૧૭

## મનનુ ગભરાવુ

न देवपूजा न च पात्रपूजा, न श्राद्धधर्मश्च न साधुधर्मः ।
लब्ध्वापि मानुष्यमिदं समस्तं, कृतं मयारण्यविलापतुल्यम् ॥ १८ ॥

હે ભગવન્, મને દશ દષ્ટાંતે દોહિલો એવો સર્વ ઉત્તમ ધર્મની સામગ્રી યુક્ત ઉત્તમ કુળવાન મનુષ્યભવ મળ્યો છતા મે દેવાધિદેવની આગે દિવ્ય પૂજા ન કરી, સત્પાત્રને વિષે ભક્તિભાવે દાન ન દીધુ, બાર વ્રતરૂપ શ્રાવકોનો ધર્મ રૂડી રીતે ન પાળ્યો તેમ પંચ મહા વ્રતરૂપ શુદ્ધ રત્નત્રય આરાધનરૂપ સાધુધર્મનું યથાર્થ પાલન ન કર્યું એવી રીતે સર્વસ્વ અનુકૂલ મળ્યા છતા તે ગુમાવ્યુ, અને બાકી જે કર્યુ તે સર્વે રણ્યવગડામા રૂદન કરવા સરખુ—વ્યર્થ કર્યું ૧૮

## છીપમા રૂપાની અને પીત્તળમા સોનાની ભ્રાંતિ

चक्रे मयाऽसत्स्वपिकामधेनुकल्पद्रुचिन्तामणिषु स्पृहार्तिः ।
न जैनधर्मे स्फुटशर्मदेऽपि, जिनेश मे पश्य विमूढभावम् ॥ १९ ॥

હે જિનપતિ, મે અવિદ્યમાન, અગોચર, અદષ્ટ એવા મનોવાછિત પૂરનાર કામધેનુ, કલ્પવૃક્ષ, તથા ચિંતામણિ, રત્ન ચિત્રાવેલી પારસમણિ, રસકપિકા ઇત્યાદિ પદાર્થોની પ્રાપ્તિમાટે વ્યર્થ પીડાકારક ચિંતા કરી, પણ હે નાથ, પ્રત્યક્ષ, શીઘ્ર સુખને આપનારો આપનો ભાખેલો સત્ય જૈનધર્મ કરવાની લેશ પણ કાળજી ન કરી, મારી મૂઢતા તો જુઓ? ૧૯

## દેખાવમા અમૃત પરિણામમા ઝેર.

सद्भोगलीला न च रोगकीला, धनागमो नो निधनागमश्च ।
दारा न कारा नरकस्य चित्ते, व्यचिन्ति नित्यम्मयकाधमेन ॥ २० ॥

હે નાથ, મે અધમે નિરતર ખાનપાનાદિ ઉત્તમ વિષયભોગોનુ ચિતવન કર્યુ, પરતુ તેની આસક્તિથી બધાતા મહા ચીકણા કર્મો અને તેથી ઉત્પન્ન થતા લોહના ખીલા ભોકાયા સમાન અતિ દારુણ રોગરૂપી વિપાકોનો તો વિચારજ ન કર્યો, વળી મે ધનની આવકમાટે બહુ તરફડીયા માર્યા, પણ માથે કાળ તાકી રહેલ છે, તેનો પણ ભય ન આણ્યો, વળી સુદર રમણીઓના રમણ વિલાસનુ ચિતનન કર્યુ, પણ તેના દારુણ વિપાકરૂપ નરકાદિક દુખની પ્રાપ્તિનો ખ્યાલજ ન કર્યો ૨૦

## ફરજથી દૂર થવાને લીધે પશ્ચાત્તાપ

## उपेन्द्रवज्रा.

स्थितन्न साधोर्हृदि साधुवृत्तात्, परोपकारान्न यशोऽर्जितश्च ।
कृतन्न तीर्थोद्धरणादिकृत्य, मया मुधा हारितमेव जन्म ॥ २१ ॥

હે નાથ, સદાચરણે કરીને મે સાધુ પુરૂષ એટલે ઉત્તમ વતનવાળા સત, સજ્જન પુરૂષોના હૃદયને વિષે વાસ ન કર્યો, અર્થાત, તેઓને પ્રિય ન થયો, વળી હે સ્વામી, મે ભલાઇ, પરોપકાર, પરજીવનુ ભલુ કરવુ તેરૂપ કાય કરીને યશ સપાદન ન કર્યો, તેમ હે પ્રભુ, જીર્ણોદ્ધાર, તીર્થોદ્ધાર, સિદ્ધાતા ધમક્ષેત્રનો ઉદ્ધાર ઇત્યાદિ રૂડા ધમકાર્યો પણ ન કર્યા હે ભગવત, હુ તો મારો ભવ વ્યર્થજ હારી ગયો ૨૧

## સસારમાંથી મુક્ત ન થવાનુ કારણ.

## उपजाति (२२ थी २४).

वैराग्यरङ्गो न गुरूदितेषु, न दुर्जनाना वचनेषु शान्ति ।
नाध्यात्मलेशो ममकोऽपि देव, तार्य्यः कथङ्कारमय भवाब्धिः ॥ २२ ॥

हे जिनेश, सद्गुरु महाराजनो भवो हितोपदेश सांभळीने मने कांइ पण वैराग्य वासना न आवी अपितु भवथकी विरक्त बुद्धिनो लव पण न थयो, वळी हे नाथ, दुर्जन प्राणीओना अप्रिय, कटुक वचनो सांभळीने मनमां उपशम एटले समताभाव न जन्म्यो वळी हे देव, मे परभाव बुद्धिए एटले केवळ आत्मानी निर्मळताने अर्थेज नानाभ्यास, क्रियायोग, ध्यान, तप विगेरे न कर्या कोइ पण प्रकारनी आध्यात्मिक दशा एटले शुद्धात्मस्वरूप चिंतवन मने आव्यु नहि, तो हवे हे नाथ, आवो अधम दुराचारी जे हुं, तेने आ गहन संसारसमुद्र तरवानी योग्यता क्यांथीज होय? २२

त्रणु जन्मनु ज्ञान.

पूर्वं भवेऽकारि मया न पुण्यमागामिजन्मन्यपि नो करिष्ये ।
यदीदृशोऽहम्मम तेन नष्टा, भूतोद्भवद्भाविभवत्रयीश ॥ २३ ॥

हे त्रणीपते, मे पूर्वभवने विषे कांइ पण पुण्य कर्यु नहि, केमके जो कर्यु होत तो आ भवमां सुख मळ्यु होत, पण ते तो नथी, वळी आवते भवे पण हु कांइ पण सुकृत करनार नथी, केमके आ भवमां कोइ पण जातनी भली धर्मवासना दृढ करतो नथी, तो आगळ ते क्यांथी थशे? केमके जेवी मति तेवी गति थायछे, आ रीते हे भगवन, मारा तो वर्तमान, भूत, अने भविष्य, त्रणे भवो नष्ट थया २३

आप सर्वज्ञ होवाथी मारी प्रार्थना जाणोछो

किं वा मुधाहम्बहुधा सुधाभुक्पूज्यत्वदग्रे चरितं स्वकीयम् ।
जल्पामि यस्मात् त्रिजगत्स्वरूपनिरूपकस्त्वङ्कियदेतदत्र ॥ २४ ॥

असंख्य देवोए पूजित एवा हे जगत्पते! हु मारु चरित्र ते आपनी पासे शु कहु? केमके आप तो त्रणु भुवनना सर्व भावोने एक समयमां जाणीने निरूपण करनारा छो तो हे अंतरजामी आपने आ मारु चरित्र जणावु ते शा हिसाबमां छे? २४

अल्प याचना

शार्दूलविक्रीडित

दीनोद्धारधुरन्धरस्त्वदपरो नास्ते मदन्य' कृपा
पात्रन्नात्र जने जिनेश्वर तथाप्येतां न याचे श्रियम् ॥

किन्त्वर्हन्निदमेव केवलमहो मद्बोधिरत्नं शिवम्,
श्रीरत्नाकरमङ्गलैकनिलयश्रेयस्करम्मार्थये ॥ २५ ॥

रत्नाकर पञ्चविंशतिका

હે જિનેશ્વર ભગવત, આ જગતનેવિષે દીન, અનાથ જનોના ઉદ્ધાર કર વામા મગ્ન તત્પર, એવો પરમોપકારી સ્વામી આપ વિના મને બીજો કોઇ નથી, અને આપને કૃપા કરવાને અત્યત યોગ્ય એવુ મારા શિવાય બીજુ કોઇ પાત્ર નથી, એવુ છતા પણ હે નાથ, હુ આ સસારસબધી વૈભવાદિ–કોઇ પણ પ્રકારની પુદ્ગલિક સપત્તિની પ્રાર્થના કરતો નથી પરતુ શ્રી જિનેશ્વર ભગવત પ્રણીત, તત્વ શ્રદ્ધાનરૂપ, શુદ્ધ સમ્યક્ત્વરૂપ બોધિરત્ન, જે સર્વ કલ્યાણને કરનાર, સમસ્ત માગલિકનુ નિધાન, અને સમગ્ર રત્નોની ખાણરૂપ છે તેનીજ યાચના કરૂછુ, તવાસ્તુ કિ બહુના? ૨૫

## સઞ્જીવિની વિદ્યા.

## आर्या.

मिथ्यात्वविषमसुप्ताः, सचेतना जिन न भवन्ति कि जीवाः ।
कर्णयोः क्रामति यदि, कियदपि त्वद्वचनमन्त्रस्य ॥ २६ ॥

धनपाल पञ्चाशिका

જેમના કર્ણમા આપના વચનરૂપ મત્રનુ એક પણ પદ પડ્યુ છે, તે જીવો મિથ્યાત્વરૂપી વિષયથી મૂર્છિત છતા પણ (ચિલાતિપુત્ર–તથા રોહિણીયા ચોરની પેઠે) શુ સચેતન થતા નથી? અર્થાત્ થાય છે ૨૬

## સર્વોત્તમ ઉપાય.

## अनुष्टुप् (२७ थी ३४).

स्वकृत दुष्कृत गर्हन्, सुकृत चानुमोदयन् ।
नाथ त्वचरणौ यामि, शरण शरणोज्झितः ॥ २७ ॥

હે પ્રભુ પોતાના કરેલા પાપની ગર્હા (નિંદા) કરતો અને સુકૃતની અનુમોદના કરતો હુ અન્ય શરણરહિત આપના ચરણનુ શરણ ગ્રહુછુ? ૨૭

## આવશ્યક યાચના.

मनोवाक्कायजे पापे, कृतानुमतिकारितैः ।
मिथ्या मे दुष्कृत भूयादपुनः क्रियपान्वितम् ॥ २८ ॥

કૃત કારિત અને અનુમોદિત એવું મન વચન અને કાયાથી થયેલું મારૂં પાપ અપુનર્ભાવે (ફરી, તેવા, પાપ પ્રવૃત્તિ ન થાય તેવા લક્ષણસહિત) મિથ્યા થાઓ હું અંતઃકરણથી, કરેલા પાપની માફી માગું છું ૨૮

## વૃત્તિની સુમાર્ગગામિતા.

यत्कृतं सुकृतं किञ्चिद्रत्नत्रितयगोचरम् ।
तत्सर्वमनुमन्येऽहं, मार्गमात्रानुसार्यपि ॥ २९ ॥

હે પ્રભુ! આપના પવિત્ર માર્ગને અનુસારે રત્નત્રયીના આરાધનસંબંધી જે કંઇ સુકૃત કીધું તે બધું હું અનુમોદું છું ૨૯

તથા—

सर्वेषामर्हदादीनां, यो योऽर्हत्त्वादिको गुणः ।
अनुमोदयामि तं तं, सर्वं तेषां महात्मनाम् ॥ ३० ॥

સર્વ અરિહંતાદિકના જે જે અર્હત્વાદિક ગુણ છે તે તે સર્વ ગુણ તે મહાનુભાવ સંબંધી હું અનુમોદું છું ૩૦

## યોગ્ય આચરણ.

त्वां त्वत्फलभूतान् सिद्धांस्त्वच्छासनरतान् मुनीन् ।
त्वच्छासनं च शरणं, प्रतिपन्नोऽस्मि भावतः ॥ ३१ ॥

હે વીતરાગ! મેં આપનું, આપના ઉપદિષ્ટ અનુષ્ઠાનના ફળરૂપ સિદ્ધાનું આપના શાસનના રસિક મુનિજનોનું અને આપના પ્રવચનનું હૃદય શુદ્ધિથી શરણ આદરેલું છે ૩૧

## सर्व मैत्री

क्षमयामि सर्वान्सत्त्वान्सर्वे क्षाम्यन्तु ते मयि ।
मैत्र्यस्तु तेषु सर्वेषु, त्वदेकशरणस्य मे ॥ ३२ ॥

સર્વ જીવોને હું ખમાવું છું અને તે સર્વ જીવો મારી ઉપર ક્ષમા કરો? આપનું અનન્ય શરણ ગ્રહણ કરેલા મુજને તે સર્વ જીવો ઉપર (સદાય) હિત બુદ્ધિ હો? ૩૨

## સ્વરૂપભાવના

एकोऽहं नास्ति मे कश्चिन्न चाहमपि कस्यचित् ।
त्वदङ्घ्रिशरणस्थस्य, मम दैन्यं न किञ्चन ॥ ३३ ॥

હુ એકલો છુ, મારૂ કોઇ નથી અને હુ કોઇનો નથી હે પ્રભુ! આપના ચરણશરણમા રહેવા મુજને લગારે દીનતા નથી ૩૩

## ઉપસહાર છેવટની માગણી

यावन्नाप्नोमि पदवीं, परां त्वदनुभावजाम् ।
तावन्मयि शरण्यत्वं, मा मुञ्चः शरणश्रिते ॥ ३४ ॥

वीतरागस्तोत्र.

હે પ્રભુ! આપના પ્રભાવથી મુક્તિરૂપી પરમ પદવી જ્યાસુધી હુ ન પામુ, ત્યાસુધી શરણાગત એવા મુજ પ્રત્યે આપ શરણાગત વત્સલતા તજશો નહિ-ઉપેક્ષા કરશો નહિ ૩૪

## મનહર.

ઉત્તમ આચાર સુવિચાર ચારૂ વ્યવહાર,
દાન અભિરામ માન પરિવાર સપદા,
પાઇએ અનૂપ રૂપ ભૂપમાન હોય ધૂપ,
સહિત સમાજ સુખ સાજ વિનુ આપદા,
દેવ નન્દન પદ પદમ પ્રમિત ધન,
ધન ધન જગ કહે સુજસ સદા સદા,
તૂહી જિનરાજ પ્રભુ ધરીએ નિવાજ કરે,
હસરાજ આપમો નિવારિ કર્મ કો કદા ૩૫

હસરાજ.

દેવની સ્તુતિ, પૂજા, ભક્તિ, સ્મરણ તથા તેમનુ પ્રસગે પ્રસગે ધ્યાન એ હૃદયને મેલ કાઢીને શુદ્ધ કરેછે માટે તેની આવશ્યકતા માનીને દેવસ્તુતિ કરીને હૃદયને શુદ્ધ કરવામા આવેછે માટે હવે તે અત કરણમા મેલનો જમાવ ન થાય એ ધ્યાનમા રાખવા સૂચના આપી આ દેવસ્તુતિ અધિકારની સમાપ્તિ કરવામા આવેછે



## सम्यक्त्व-अधिकार.



દેવસ્તુતિ એ સમ્યકત્વ (શુદ્ધ શ્રદ્ધા) વિના ભાવવાળી હોઇ શકે નહીં માટે તેની અપેક્ષા માની અહીં તેનુ વર્ણન કરવામા આવ્યુ છે

દેવ, ધર્મ અને ગુરૂતત્ત્વની યથાર્થ શુદ્ધિ પ્રાપ્ત થવી, એ દ્રવ્ય સમ્યકત્વ કહેવાય છે તથા જે આત્મસ્વરૂપમા રમણુ તે ભાવ સમ્યકત્વ કહેવાયછે અને બોધિબીજ પણુ તેજ કહેવાયછે એ સમ્યકત્વ પ્રાપ્ત થવાથીજ મનુષ્ય આર્હત ધર્મનો અધિકારી થઇ શકેછે શ્રાવકત્વ અથવા જૈનત્વ પ્રાપ્ત કરવામા સમ્યકત્વગુણુની પૂર્ણ અપેક્ષા રહેલી છે જેના ત્રિવિધયોગ ઉપર સમ્યકત્વની શુદ્ધ છાપ પડી હોય તેજ મનુષ્ય ખરૂ ભવ્યત્વ મેળવીને આર્હતધર્મનો ઉપાસક થઈ અને ચતુર્વિધ પુરૂષાર્થ સાધી મુક્તિવધૂના પ્રેમનો પાત્ર બનેછે એવા આર્હત ધર્મના મૂલસ્થાનરૂપ સમ્યકત્વ ગુણનું મહાત્મ્ય દર્શાવવાને આ અધિકારનો આરંભ કરવામા આવેછે

---

## સર્વ ધર્મોની અંદર સમ્યકત્વની પ્રધાનતા.

### उपजाति.

सुरेषु शक्रो मनुजेषु चक्री, नगेषु मेरुर्द्युतिभृत्सु सूरः ।
तारासु चन्द्रो भुजगेषु शेष', पयोनिधिः सर्वजलाशयेषु ॥ १ ॥

### इन्द्रवज्रा

रत्नेषु वृक्षेषु गवा गणेषु, चिन्तामणिः कल्पतरुर्सुधेनु' ।
एते यथा मुख्यपदं भजान्ति, धर्मेषु सम्यक्त्वमिद तथैव ॥ २ ॥

युग्मम्

જેમ દેવતાઓમા ઇંદ્ર, મનુષ્યમા ચક્રવર્તી, પર્વતોમા મેરૂ, તેજસ્વીઓમા સૂર્ય, તારાઓમા ચંદ્ર, સર્પોમા શેષનાગ સર્વ જલાશયોમા સમુદ્ર, રત્નોમા ચિન્તામણિ, વૃક્ષોમા કલ્પવૃક્ષ, ગાયોમા કામધેનુ મુખ્યપદને પામેછે, તેમ સર્વ ધર્મોમા સમ્યકત્વ મુખ્યપદને પામેછે ૧-૨

## ધાર્મિક ક્રિયાઓ સમ્યકત્વ સેવનની સાથેજ કલ્યાણકારી થાયછે

### उपजाति

व्रतानि दानानि जिनार्चनानि, शास्त्राणि तीर्थानि गुणार्जनानि ।
क्रियाजपध्यानतपासि सर्वं, सम्यक्त्वसेवासहित शिवाय ॥ ३ ॥

વ્રતો, દાનો, જિનપૂજા શાસ્ત્રો તીર્થો, ગુણોનું ઉપાર્જન, ક્રિયા જપ, ધ્યાન, અને તપ-એ સર્વ સમ્યકત્વની સેવાસહિત હોય તોજ કલ્યાણુને માટે થાયછે ૩

---

## સમ્યક્ત્વનો પ્રભાવ.

## इन्द्रवज्रा (४-५).

श्रीआदिनाथप्रमुखा जिनेन्द्राः, श्रीपुण्डरीकप्रमुखा मुनीन्द्राः ।
सौमङ्गलेयप्रमुखा नरेन्द्रा, मुक्तिङ्गता बोधिभवप्रभावात् ॥ ४ ॥

શ્રી આદિનાથ પ્રમુખ જિનેંદ્રો, શ્રી પુંડરીક ગણધર પ્રમુખ મુનિવરો અને સુમંગલાના પુત્ર ભરત પ્રમુખ રાજાઓ, સમ્યકત્વના પ્રભાવથી મોક્ષને પામ્યા છે ૪

### ભવિષ્યમા પણ સમ્યકત્વનો પ્રભાવ

नारायणश्रेणिकमुख्यभूपाः, श्रीजैनधर्मप्रथितस्वरूपाः ।
तीर्थंकरत्वं प्रतिपाल्य मुक्तिं, यास्यन्ति सम्यक्त्वगुणेन सम्यक् ॥५॥

શ્રી જૈનધર્મમા જેમનું સ્વરૂપ (વૃત્તાંત) પ્રસિદ્ધ છે, એવા કૃષ્ણવાસુદેવ અને શ્રેણિક વગરે રાજાઓ સમ્યકત્વના ગુણથી તીર્થંકરપણાને પ્રાપ્ત કરી મોક્ષે જશે ૫

## સ્વર્ગ અને મોક્ષનુ સાધન સમ્યક્ત્વ પાલનજ છે.

## उपजाति (६-७).

आदाय सम्यक्त्वमिदं गुरूणां, पार्श्वे जना ये प्रतिपालयन्ति ।
ते स्वर्गमोक्षाश्रयिणो भवन्ति, यथा पुरा श्रीनरवर्मभूपः ॥ ६ ॥

જેઓ ગુરુની પાસે એ સમ્યકત્વને ગ્રહણ કરી યથાર્થ રીતે પાળેછે, તેઓ પૂર્વે થયેલા નરવર્મ રાજાની પેઠે સ્વર્ગ તથા મોક્ષના આશ્રિત બનેછે ૬

### મનોરથો પૂર્ણ કરવામાં સમ્યક્ત્વનુ સામર્થ્ય.

अस्मिन्हृदन्तः स्फुरति त्रिलोक्या, तन्नास्ति यन्नोदयमेति सौख्यम् ।
अस्यैव सम्यक्त्वगुणस्य योगाज्जनाः शिवस्याश्रयिणो भवन्ति ॥ ७ ॥

એ સમ્યકત્વ હૃદયમા સ્ફુરાયમાન થતા આ ત્રણે લોકમા એવુ કોઇ પણ સુખ નથી કે જે પ્રાપ્ત ન થઇ શકે? એટલુજ નહિ પણ એ સમ્યકત્વ ગુણના યોગથી લોકો મોક્ષના આશ્રયી બનેછે ૭

## નિર્મળ બોધિબીજના ઉત્તમ ફળો.

### इन्द्रवज्रा.

आरोप्य यो निर्मलबोधिबीज, हृत्क्षेत्रभूम्या सुविवेकतोयैः ।
वृद्धिं नयेत् भाग्यरमाविलाससौभाग्यनैरोग्यफल स भुङ्क्ते ॥ ८ ॥

જે મનુષ્ય પોતાના હૃદયરૂપી ક્ષેત્રમા બોધિબીજને વાવી તેને વિવેકરૂપી જળવડે ઉછેરેછે તે ઘણી લક્ષ્મીના વિલાસ, સૌભાગ્ય અને આરોગ્યના ફલ ભોગવેછે ૮

## સમ્યક્ત્વ પ્રાપ્તિનુ મૂળ અને ફળ.

### उपजाति (९ थी १२)

बद्धायुष स्युः कुगतौ न पूर्वं, तदास्य लब्ध्या कुगतिं प्रयान्ति ।
चिन्तामणौ चुम्बति पाणिपीठ, किं क्वापि दारिद्र्यदशा समेति ॥९॥

પૂર્વે દુર્ગતિનુ આયુષ્ય જો ન બાધ્યું હોય તો એ સમ્યકત્વની પ્રાપ્તિથી દુર્ગતિમા જતા નથી જેના હાથમા ચિતામણિરત્ન હોયછે, તે પુરૂષને શુ દરિદ્રતાની દશા રહેછે? ૯

## ધર્મના પોષણમા બોધિબીજ (સમ્યક્ત્વ) નુ હેતુત્વ.

वातैर्यथा तृप्यति नागवर्ग , पयोभरैर्जीवति जीवलोकः ।
सुधाभरैर्हृष्यति देवलोको, धर्म तथा पुष्यति बोधिबीजम् ॥ १० ॥

જેમ નાગવર્ગ વાયુથી તૃપ્ત થાયછે, જેમ જીવલોક પાણીથી જીવેછે અને જેમ દેવલોક અમૃતથી હર્ષ પામેછે, તેમ સમ્યકત્વ ધર્મનુ પોષણ કરેછે ૧૦

## મોક્ષપર્યંતની પ્રાપ્તિ પણ સમ્યક્ત્વથીજ થાયછે.

नास्मे विना ज्ञानमुपैति केवल, नाकेवली स्यादलमस्य वर्णने ।
आशक्रमाचक्रिणमाशिवं यत्फलानि दत्ते विधिसेवनेन ॥ ११ ॥

—नरवर्मचरित्र

એ સમ્યકત્વવિના કેવલજ્ઞાન ઉત્પન્ન થતુ નથી અને કેવળી પણ તેનું વર્ણન કરવાને સમર્થ થતા નથી જો સમ્યક્ત્વને વિધિથી સેવવામા આવે તો તે ઇંદ્રત્વ, ચક્રવર્તિત્વ અને મોક્ષસુધીના ફળ આપેછે, ૧૧

## ત્રણ તત્ત્વોની માગણી.

देवेषु देवोऽस्तु निरञ्जनो मे, गुरुर्गुरुष्वस्तु शमी दमी मे ।
धर्मेषु धर्मोऽस्तु दयापरो मे, त्रीण्येव तत्त्वानि भवे भवे मे ॥ १२ ॥

कस्यापि

દેવોમા જે નિરજન દેવ હોય, તે દેવ, ગુરુઓમા જે શમદમવાળા ગુરૂ હોય તે અને ધર્મોમા જે દયાધર્મ હોય તે—એ ત્રણે તત્ત્વો મને પ્રત્યેક ભવે પ્રાપ્ત થાઓ ૧૨

## ખરો ધનવાન કોણ છે?

धनेन हीनोऽपि धनी मनुष्यो, यस्यास्ति सम्यक्त्वधन प्रधानम् ।
धनी भवेदेकभवे सुखाय, भवे भवेऽनन्तसुखी सुदृष्टिः ॥ १३ ॥

જેની પાસે પ્રધાન એવુ સમ્યકત્વરૂપી ધન છે, તે પુરૂષ નિર્ધન છતા ધનવાન્ છે જે ધનવાન્ હોયછે, તે એક ભવે સુખી થાયછે અને સમ્યગદષ્ટિ પુરૂષ તો ભવોભવ અનત સુખવાળો થાયછે ૧૩

## સમ્યકત્વનુ અનુપમપણુ.

### इन्द्रवज्रा

सम्यक्त्वरत्नान्न पर हि रत्न, सम्यक्त्वमित्रान्न पर हि मित्रम् ।
सम्यक्त्वबन्धोर्न परो हि बन्धु', सम्यक्त्वलाभान्न परो हि लाभ' ॥१४॥

सूक्तिमुक्तावली

સમ્યકત્વના જેવુ બીજુ કોઇ રત્ન નથી સમ્યકત્વના જેવો બીજો કોઇ મિત્ર નથી, સમ્યકત્વના જેવો બીજો કોઇ બધુ નથી અને સમ્યકત્વના જેવો બીજો કોઇ લાભ નથી ૧૪

## સમ્યગ્દર્શનની દુર્લભતા

### वंशस्थ (१५ थी २०)

सुरेन्द्रनागेन्द्रनरेन्द्रसम्पदः, सुखेन सर्वा लभते भ्रमन्भवे ।
अशेषदुःखक्षयकारण पर, न दर्शन पावनमश्नुते जनः ॥ १५ ॥

આ સસારમા ભમતો એવો પ્રાણી ઇદ્ર, નાગેદ્ર, અને નરેદ્રની સર્વ સપત્તિઓ સુખે મેળવી શકેછે પરંતુ સર્વ દુખોના ક્ષયનું કારણરૂપ એવુ પવિત્ર સમ્યગ્દર્શન સહેલાઇથી મેળવી શકતો નથી ૧૫

## सम्यक्त्व प्रधान जैनमतनो प्रभाव

विनाय यो जैनमतस्य रोचनं, मुहूर्तमप्येकमथो विमुञ्चति ।
अनन्तकालं भवदुःखसङ्गतिं, न सोऽपि जीवो लभते कथञ्चन ॥ १६ ॥

जे जीव सम्यक्त्व प्रधान जैनमतने एक मुहूर्त (बे घडी) वार आचरी पछी तेने छोडी देछे, ते जीव पण अनंतकाळ आ संसारना दुःखने कदी पण प्राप्त थतो नथी १६

## आत्महित करवामा उद्यत थयेला मनुष्यनुं आचरण.

लगन्ति दोषा कथिता न कञ्चन, प्रतप्तलोहे पतितं यथा पयः ।
न येषु तेषां व्रतिनां स्वदूषणं, निवेदयत्यात्महितोद्यतो जनः ॥ १७ ॥

तपेला लोढा उपर पडेला जळनी माफक जेमने शास्त्रोक्त दोषो लागता नथी, तेवा व्रतधारी पुरुषोनी आगळ जे पोताना दोष जणावेछे, ते मनुष्य आत्महित करवामा उद्यमवाळो छे १७

## सम्यक्त्व धारणना फळनी अप्रतिमता.

दमो दया ध्यानमहिंसनं तपो, जितेन्द्रियत्वं विनयो नयस्तथा ।
ददाति नैतत्फलमङ्गधारिणां, यदत्र सम्यक्त्वमनिन्दितं धृतम् ॥ १८ ॥

जीवोने धारण करेलुं अनिंदित सम्यक्त्व जे फळ आपेछे ते फळ दम, दया ध्यान, अहिंसा, तप, जितेंद्रियपणुं, विनय अने नय पण आपता नथी १८

## सम्यक्त्वधारी पुरुष आपातरमणीय सुखोनी दरकार करतो नथी.

वरं निवासो नरकेऽपि देहिनां, विशुद्धसम्यक्त्वविभूषितात्मनाम् ।
दुरन्तमिथ्यात्वविषोपभोगिनां न देवलोके वसतिर्विराजते ॥ १९ ॥

जेमनो आत्मा विशुद्ध सम्यक्त्वथी विभूषित छे एवा प्राणीओने कदी नरकमा वसवु पडे तोपण ते सारुं छे अने नठारा परिणामवाळा मिथ्यात्वरूपी विषनो उपभोग करनारा प्राणीओ कदी देवलोकमा वसे तोपण सारुं नथी १९

## धारण करेलुं शुद्ध सम्यक्त्व माणसने शा शा लाभ करेछे.

तनोति धर्मं विधुनोति पातकं, ददाति सौख्यं विधुनोति बाधकम् ।
चिनोति मुक्तिं विनिहन्ति संसृतिं, जनस्य सम्यक्त्वमनिन्दितं धृतम् ॥२०॥

सुभाषितरत्नसन्दोह

ધારણ કરેલુ અનિદિત–શુદ્ધ સમ્યકત્વ માણસના ધર્મને વિસ્તારેછે, પાપને દૂર કરેછે, તથા તેને સુખ આપેછે, તેમજ બાધા કરનારને પ્રજાવેછે, મુક્તિ મેળવી આપેછે અને સંસારનો નાશ કરેછે ૨૦

સમ્યગદર્શનરૂપ અમૃત જળ કેવુ છે?

## मालिनी

अतुलसुखनिधानं सर्वकल्याणबीजं, जननजलधिपोतं भव्यसत्त्वैकचिह्नम् ।
दुरिततरुकुठारः पुण्यतीर्थं प्रधानं, पिबत जितविपक्षं दर्शनाख्यं सुधाम्बु ॥२१॥

સમ્યગ્દર્શન નામે અમૃતજળ કે જે અનુપમ સુખનું નિધાનરૂપ છે, સર્વ કલ્યાણનું બીજ છે, સંસારસાગર તરવાનું વહાણ છે, ભવ્ય સત્વનું ચિન્હ છે, પાપરૂપી વૃક્ષોને કાપવાનો કુહાડો છે, શત્રુઓપર વિજય મેળવી આપનાર છે, અને પ્રધાન પુણ્ય તીર્થરૂપ છે, તેનું પાન કરો ૨૧

સમ્યકત્વ મેળવીને શ્રાવક કેવી સ્થિતિમા આવેછે?

## शार्दूलविक्रीडित

यद्देवैरपि दुर्लभं च घटते येनोच्चयः श्रेयसां,
यन्मूलं जिनशासने सुकृतिनां यज्जीवितं शाश्वतम् ।
तत्सम्यक्त्वमवाप्य पूर्वपुरुषश्रीकामदेवादिवद्
दीर्घायुः सुरमाननीयमहिमा श्राद्धो महर्द्धिर्भवेत् ॥ २२ ॥

सूक्तिमुक्तावली

જે દેવતાઓને પણ દુર્લભ છે, જેનાથી કલ્યાણનો રાશિ પ્રાપ્ત થાયછે, જે જિનશાસનનું મૂળ છે, અને જે પુણ્યવાન મનુષ્યોનુ શાશ્વત જીવનરૂપ છે, તેના સમ્યકત્વને પ્રાપ્ત કરીને શ્રાવક પૂર્વના કામદેવાદિ શ્રાવકોની પેઠે દીર્ઘ આયુષ્યવાળો દેવતાઓએ માનનીયોગ્ય મહિમાવાળો અને મહાન ઋદ્ધિવાળો થાયછે ૨૨

સમ્યકત્વધારી પ્રાણી કેવો બને છે? તે વિષે ભાષા કાવ્ય.

## મનહર.

એક ઇંદ્રિ આદિ જંતુ પંચ ઇંદ્રિપર્યંત જંતુ,
સર્વ એકરૂપ જ્ઞાન ચેતના કે ધારી હૈ,
કર્મકી દૃષ્ટિ દેત કર્મ સબમૂ અચેત,
શુદ્ધ અવિરુદ્ધ અવિચલ અવિકારી હૈ,

નિરાકાર નિરાધાર નિરાહાર નિરધાર,
પારગત બાની એહીરૂપ અનધારી હૈ,
યાહી ભાંતિ સન્તાન ભાન અમનાન જાકો,
હંસરાજ સોપ્રાની સમકિત ધારી હૈ, ૨૩
હંસરાજ

## સમ્યક્ત્વ ધર્મનો રંગ કેવો લાગે છે?

જેના મૂળ જમીનમાં ઉંડા નહિ એવો છોડ,
ઉપાડીને બીજે રોપતા સુખે રોપાય છે,
અતિ મૂળ ઉંડા ધાલી મોટું વધ્યું એવું વૃક્ષ,
ઉખેડે ન ઉખાડે તો ત્યાંજ તે સુકાય છે,
તેમ જેને ધર્મતણી ઉપલી અસર હોય,
તેને બીજો સમજાવે તેમ સમજાયછે,
પણ જેને રોમરોમે વ્યાપી રહ્યો ધર્મ રંગ,
ઉખેડે ન ઉખેડે તો નાસ્તિક તે થાયછે ૨૪
દલપત.

## સમકિતના પ્રભાવવિષે પ્રશ્નોત્તર.

*પ્રશ્ન—હે મહારાજ! જેનાથી જીવના સર્વ દુઃખ નાશ પામે એવા શુદ્ધ ધર્મને આપ પ્રકાશિત કરો, કે જેથી એ દુષ્ટ મિથ્યાત્વ દૂર જાય

ઉત્તર—હે ભદ્ર! એ કહેવાનો અવસર હવે છે કારણકે સમકિત પામ્યા શિવાય શુદ્ધ ધર્મની પ્રાપ્તિ થતી નથી તેથી જીવ સમકિત કેમ પામે છે? તે પ્રથમ ટુંકુ-માર્ગાનુસારી જીવની ભવ્યતા પાકીને પ્રૌઢ શક્તિવાળો થાયછે અને તેથી તેને અપૂર્વ કરણના પરિણામની ધારા જાગૃત થાયછે એટલે તે મિથ્યાત્વના મહા સહાયક, અનંત જન્મની રચનાને રચનારા અનંતાનુબંધી ક્રોધ માન માયા લોભના ઉદયથી ઉપજતી અતિ સંક્લિષ્ટ રાગ દ્વેષરૂપ ગ્રંથિને છેદેછે અનંતાનુબંધીની ચોકડીના ઉદયને બંધરૂપ પાપકર્મનો વિનાશ થવાથી મિથ્યાત્વનો ઉદય મંદ રસવાળો થઈ જાયછે, તેથી તેને શુદ્ધ ધર્મની પ્રાપ્તિ નિકટ આવેછે, એ અવસરે તે માર્ગાનુસારી આત્મા અનંતાનુબંધી કષાયના ઘરના રાગદ્વેષના ઉદયને વિનાશવાથી "અનિવૃત્તિ કરણ" નામના પરિણામવિશેષને પામેછે તેણે કરીને તે આત્મા મિથ્યાત્વ મોહનીય કર્મના જેટલા દળીયા પોતાની સ્થિતિ પાકવાથી ઉદયભાવને પામ્યા હોયછે તેનો, અને જેટલા અંતર્મુહૂર્તમાં ઉદય પામવાને યોગ્ય દળીયા સત્તામાં હોયછે તેને ઉપર કહેલા પરિણામ વિશેષવડે આકર્ષીને ઉદયાવ

* તત્ત્વવાર્તા.

બીજામા દાખલ કરી તેનો, એમ અંતર્મુહૂર્ત સુધી સમયે સમયે વિપાક ઉદયે ભોગવીને ક્ષય કરે તેથી એ સિવાયની શેષ દીર્ઘકાળસુધી ઉદયપણે વર્તવા યોગ્ય મિથ્યાત્વ મોહનીય કર્મની મોટી સત્તા જે જીવને છે તેનો ઉદય, પરિણામ વિશેષના જોરથી સર્વથા રૂંધાઇ જવાથી અંતર્મુહૂર્તસુધી મિથ્યાત્વનો સર્વથા અનુદય થાય. તે અવસરે તેને શુદ્ધ ધર્મમૂળ "ઔપશમિક" સમ્યકત્વપ્રાપ્ત થાય તેનું નામ પ્રથમ શુદ્ધ ધર્મની પ્રાપ્તિ જાણવી એ ઔપશમિક સમ્યગદર્શન તે મિથ્યાત્વ-મોહનીયનો ઉપશમ જાણવો, એટલે તેના ઉદયનો નાશ અને અનુદયનો રોધ, તેથી ઉત્પન્ન થયેલ આત્માદિક સર્વ તત્ત્વોની યથાર્થપણે સ્યાદ્વાદ મર્યાદાએ પ્રતીતિનો-સ્વરૂપ શ્રદ્ધારૂચિનો જનક આત્મભાવ જાણવો તેથી એને જીવાદિ તત્ત્વોના સ્વરૂપનું શ્રવણ કરવાથી આત્માદિક પદાર્થોના સ્વરૂપની ઝળક ભાસમાન થાયછે એટલે તેને કોઇ ઉપદેશક પુરૂષ અથવા ધર્મશાસ્ત્ર કે જે, જીવ પદાર્થને અરિહંતોએ ઉપદેશેલા આગમની રીતે કથંચિત્ નિત્ય, કથંચિત્ અનિત્ય, કથંચિત્ શુભાશુભનો કર્તા, તેનો ભોકતા, અનાદિ ઉત્પાદ વ્યય ધ્રુવતાયુક્ત, સ્વભાવ સિદ્ધ ઇત્યાદિક રીતે કહે તે સંભવિત હોવાથી રૂચે, અને કોઇ ઉપદેશક અથવા શાસ્ત્ર જીવને સર્વથા અનુત્પન્ન અવિચલ, સદા સ્થિર એક સ્વભાવે નિત્ય અથવા સર્વથા ક્ષણ સાથે અનિત્ય, સર્વથા નાસ્તિ, સર્વથા સામાન્ય, સર્વથા વિશેષ, સર્વવ્યાપિ એક અથવા દેહાદિક શુભાશુભનો અકર્તા, પ્રકૃતિ કૃતનો ભોગી, શરીરના એક દેશમા રહેલો ઇત્યાદિ રૂપે કહેતો તે અસંભવિત હોવાથી સ્વભાવેજ ન રૂચે તથા માર્ગાનુસારીપણામા જે દેવગુરૂ પૂજાદિ તદ્ધેતુ અનુષ્ઠાન હતા તે અમૃતાનુષ્ઠાન થઇ જાય, અને લોકદષ્ટિએ કરાતા યમનિયમાદિક સ્વરૂપ શુદ્ધ અનુષ્ઠાન તે એને પરમાર્થ વૃત્તિએ કરાતા અનુબંધ શુદ્ધ અનુષ્ઠાન થાય

પછી ઉપશમ સમકિતરૂપ ગુણથી મોટી સ્થિતિવાળી મિથ્યાત્વ મોહનીયની પ્રકૃતિ જે સત્તામા રહેલી છે જે ઉદય ઉદીરણામા આવી નથી, જેના સર્વ દળીયા દુષ્ટ રસથી ભરેલા છે તેને ઉદયમા આવ્યા અગાઉજ પરિણામ વિશેષના પ્રભાવથી શોઢી કાઢે એટલે તેની ત્રણ પ્રકારની રાશી કરે તે આ રીતે-જેટલા દળીયામાથી કિલષ્ટ રસનો ઉત્પાદક દુષ્ટ રસ સર્વથા નષ્ટ થઇ જાય તેનો પહેલો રાશિ તે "સમ્યકત્વપુંજ" અથવા શુદ્ધપુંજ, ઉદયમા આવે તો તે જીવના સમ્યકત્વ ગુણનો ઘાત કરતો નથી, શુદ્ધ શ્રદ્ધા બની રહેછે તેનુ નામ સમકિત મોહનીય પણ કહેવાયછે જે દળિયાઓનો દુષ્ટ રસ અર્ધ નષ્ટ થયો ને અર્ધ રહ્યો હોય તેનો રાશિ તે "મિશ્રપુંજ" મિશ્રમોહનીય અથવા અર્દ્ધશુદ્ધપુંજ એ પુંજ ઉદયમા આવે તો અંતર્મુહૂર્ત સુધી જીવ મિશ્રદષ્ટિવાળો રહે એવા મિશ્ર દષ્ટિવાળા જીવને જિનધર્મ ઉપર પ્રેમ પણ ન હોય ને દ્વેષ પણ ન હોય જેમ દહીં ને ગોળ ભેગાં કરેલ હોય તો તેનો રસ ખાટો નહિ ને મીઠો પણ નહિં, અનેરા રસપણેજ પરિણમે તેમ આ મિશ્રદષ્ટિવાળો જીવ સમકિતી નહિ અને મિથ્યાત્વી પણ નહિ, એવો સમજવો, અને જે દળિયાઓમાથી દુષ્ટ રસ

નષ્ટ જ થયો ન હોય, જેવો ને તેવો કાયમ રહ્યો હોય તેનો રાશિ તે "મિથ્યાત્વપુંજ" અશુદ્ધપુંજ અથવા મિથ્યાત્વ મોહનીય, એના ઉદયથી જીવ સાદિ સાત મિથ્યા દૃષ્ટિ થાય કેમકે તે સમકિતથી પાડી દઈને મિથ્યાત્વ પમાડે પણ તે અનાદિ મિથ્યાદૃષ્ટિથી કાંઈક ઉજ્વળ પરિણામી હોય એને અનાદિની નિજ સ્વભાવભૂત કર્મબંધની યોગ્યતા બંધશક્તિમાં અનંતગુણી હીણી થાય તેથી ગ્રંથિભેદની વખતે જેટલી સ્થિતિવાળા કર્મ તે બાંધતો હતો તે કરતા અધિક સ્થિતિવાળા કર્મ તે હવે મોક્ષ જવા પર્યંત બાંધે નહિ અને અર્ધ પુદ્ગળપરાવર્તતનની અંદર અવશ્ય મોક્ષે જાય આમ થવાથી જ્યારે સમકિતથી પડયો ને મિથ્યાત્વે આવ્યો ત્યારે તેની "સાદિ" થઈ અને ફરીને તેનો અંત કરી અવશ્ય સમકિત પામવાનો છે તેથી તેનું શાતપણ થયું તેથી ઉપર કહેવામાં આવ્યું છે કે અશુદ્ધ પુંજના ઉદયથી જીવ સાદિ શાંત મિથ્યાત્વી હોય

ઔપશમિક સમ્યક્ત્વની સ્થિતિ અંતર્મુહૂર્તનીજ હોયછે તેવી તે સ્થિતિ પૂર્ણ થતા જો શુદ્ધપુંજનો ઉદય થાય તો જીવ "ક્ષયોપશમિક" સમ્યગ્દૃષ્ટિ થાય તે સ્થિતિમાં જો ઉત્કૃષ્ટપણે રહેતો અસંખ્યાતા કાળસુધી રહે અને ક્ષયોપશમ સમ્યક્ત્વમાં વર્તતા કોઈક જીવ દેશવિરતિને પામે, કોઈક સર્વ વિરતિને પામે, કોઈક જીવ એ ત્રણે પુંજનો ક્ષય કરી શુદ્ધ અપાદ્ગળિક "ક્ષાયિક" સમકિત પામી, ક્ષપકશ્રેણીએ આરોહી સકળ મોહનીય, અંતરાય, જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય એ ચાર કર્મનો ક્ષય કરી, વીતરાગ સર્વજ્ઞ થાય, અને પછી યોગ નિરોધ કરી સમગ્ર કર્મરહિત થઈ તેજ ભવે મોક્ષે જાય

એ ત્રણે પ્રકારના સમ્યગ્દૃષ્ટિ જીવો વીતરાગ સર્વજ્ઞ અરિહંત દેવવિના અનેરા રાગી દ્વેષી છદ્મસ્થોને દેવ કરીને માન્ય કરે નહીં, શુદ્ધ જિનાગમના ઉપદેશક પંચ મહાવ્રતધારી નિરારંભી મુનિ વિના અનેરા ગૃહસ્થ પાર્શ્વસ્થાદિકોને ગુરુભાવે માન્ય કરે નહિ અને દયાવિશાળ, પટ્કાયજીવોની હિંસાનો નિષેધક, સ્યાદ્વાદપણે સર્વ વસ્તુનો જ્ઞાપક અને વીતરાગ સર્વજ્ઞે ઉપદેશેલ—એવા ધર્મ વિના—આગમોક્ત ધર્મ વિના અન્ય યજ્ઞ યાજન, નદી સરોવર સમુદ્રાદિકમાં સ્નાન અને કન્યાગોભૂમિદાનાદિકને પુણ્ય હેતુપણે ઉપદેશક, મિથ્યાદૃષ્ટિ છદ્મસ્થપ્રણીત, એકાંત નિત્ય કે એકાંત અનિત્ય વસ્તુના જ્ઞાપક, એવા શાસ્ત્રોક્ત ધર્મોને ધર્મભાવે માન્ય કરે નહિ અરિહંતાદિકથી અન્ય દેવગુરુ ધર્મોને દેવપણે ગુરુપણે કે ધર્મપણે સર્દ્દહવાથી અયથાર્થ શ્રદ્ધાન થાય, અને અશુદ્ધોને શુદ્ધ માનવાથી વિપર્યાસ દોષની પ્રાપ્તિ થાય એટલે પોતે શુદ્ધ ન થાય, અને અશુદ્ધને મોક્ષ પ્રાપ્ત થાય નહિ તેથી સમકિતી જીવો તેમને માન્ય કરે નહિ તેમજ તેમનાપર દ્વેષ પણ કરે નહિ

પ્રશ્ન—હે મહારાજ! તને એવી સમજ શાથી પ્રાપ્ત થાય?

ઉત્તર—હે ભવ્ય! તેને મિથ્યાત્વનો ઉદય નથી તેથી શુદ્ધ ગુરુ સન્મુખ સાંભળેલા સદુપદેશ ઉપર તેને રુચિ જાગે, તેનાથી તેને એવી સમજણ પ્રાપ્ત થાય પછી જો વિશિષ્ટ બુદ્ધિ પ્રાપ્ત થઈ હોય તો ગુરુમુખે સાંભળેલા દેવગુરુ ધર્મના

સ્વરૂપને અવલંબીને પોતે બંધ મોક્ષને અવિરોધીપણે પોતાના હૃદયમા ચિંતવે અને દયાદિ તત્વોનો અનુમાન જ્ઞાનથી નિશ્ચિત નિરધાર કરે તે બુદ્ધિશાળી હો વાથી કેક દર્શની આત્માદિક વસ્તુને સર્વથા નિત્ય ને અપરિણામી માનેછે તેમના સિદ્ધાંત પ્રમાણે બંધ મોક્ષજ ઘટી શકે નહિ એમ સ્વય સમજી શકે કેમકે જે સર્વથા નિત્ય હોય તે કોઇ પણ અન્ય સ્વભાવે ઉપજે વિણસે નહિ એટલે જો બંધ સ્વભાવે ઉપજે વિણસે નહિ તો મોક્ષ સ્વભાવે પણ ઉપજે વિણસે નહિ એટલે બંધ મોક્ષ બંનેનો અભાવ થાય વળી અપરિણામી એવો જીવ જો બંધપણે પરિણમે નહિ તો મોક્ષપણે પણ પરિણમે નહિ એટલે બંધનું શુભાશુભ ફળ અને મોક્ષનું પરમાનંદ ફળ તેને પ્રાપ્ત થઈ શકે નહિ જે દુર્બુદ્ધિભાવથી વિણસે તે સુબુદ્ધિ ભાવે ઉપજે, તેમ જે બંધ સ્વભાવથી અથવા સસારસ્વભાવથી વિણસે તે મોક્ષસ્વભાવે ઉપજે પણ સર્વથા નિત્યને તો તે ઘટે નહિ વળી જે પરિણામી હોય તેજ સર્વથા વિણસ્યા વિના ને સર્વથા ઉપજ્યા વિના જેમ દૂધ દધિપણે પરિણમે છે તેમ મળ વસ્તુજ ઉત્તરોત્તર અન્યરૂપે પરિણમે એટલે સંસારી અશુદ્ધ જીવજ શુદ્ધ સ્વરૂપ પ્રાપ્તપણે પરિણમે, પણ જો અપરિણામી હોય તો તેમ ઘટે નહિ આ પ્રમાણે તે સમજી શકે અને તેથી એકાત નિત્ય ને અપરિણામી જીવાદિકને માનનારા દર્શનો બંધમોક્ષના વિરોધી છે એમ જાણે તે સાથે એવા વિરોધી અશુદ્ધ તત્વને કહેનારાના દેવગુરૂ પણ અશુદ્ધજ હોય એમ સમજી શકે તેજ રીતે પ્રકૃતિનેજ બંધમોક્ષ માનવાવાળા એટલે સર્વથા અનિત્ય માનવાવાળાને પણ બંધમોક્ષનો વિરોધ આવેછે એમ તે સમજી શકે અને સ્યાદ્વાદરૂપે વસ્તુ કહેનાર દર્શનનેજ શુદ્ધ માની તેનો સ્વીકાર કરે

## ગ્રથિભેદ.

આત્મા અત્યત—સહજ—સ્વસ્થતા પામે એજ સર્વ જ્ઞાનનો સાર શ્રી સર્વજ્ઞે કહ્યો છે

"અનાદિકાળથી જીવે અસ્વસ્થતા નિરતર આરાધી છે, જેથી સ્વસ્થતા પ્રત્યે આવવુ તેને દુર્ગમ પડેછે શ્રી જિને એમ કહ્યુ છે, કે યથા પ્રવૃત્તિકરણ સુધી જીવ અનતીવાર આવ્યો છે, પણ જે સમયે ગ્રથિભેદ થવાસુધી આવવાનું થાય ત્યારે ક્ષોભ પામી પાછો સસારપરિણામી થયા કર્યો છે ગ્રથિભેદ થવામા જે વીર્યગતિ જોઇએ તે થવાને અર્થેજ જીવે નિત્ય પ્રત્યે સત્સમાગમ, સદ્વિચાર અને સદ્ગ્રથનો પરિચય નિરતરપણે કરવો શ્રેયભૂત છે"

## *સમ્યગ્દર્શનનુ આધુનિક ભાષાશૈલીએ સરલ દર્શન.

આ સંસારમા સર્વ પ્રકારના દુખના બીજભૂત મિથ્યાદર્શન, મિથ્યાજ્ઞાન અને મિથ્યાચારિત્ર છે, અને સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર સર્વ

પ્રકારના દુ:ખના બીજને બાળી નાખી સુખના ઉચ્ચતમ પગથીએ સ્થાપનાર છે કારનેતું મિથ્યાપણું ટળી જતાં શને શને જ્ઞાન અને ચારિત્રનું મિથ્યાપણું નિર્લય થઈ જવુંજ જોઇએ, એ નિયમ છે, તેટલામાટે મોક્ષમાર્ગના પ્રવર્તક પુરૂષવર્યોએ માર્ગત્રયના વિધાનમાં સમ્યગ્દર્શનને પ્રથમ સ્થાન આપી, જ્ઞાન અને ચારિત્ર કરતાં તેને વિશેષ મહત્ત્વ આપ્યું છે કોઇ ભાગ્યવાનને દર્શનનું સમ્યક્ત્વ પ્રાપ્ત થતાં, તેનું જ્ઞાન અને ચારિત્ર, યદ્યપિ ગમે તેટલા ન્યૂન અંશમાં હોય, તોપણ તે જ્ઞાન અને ચારિત્ર સમ્યક્ ગણાવા યોગ્ય છે અને દર્શનના (સમ્યક્ત્વ) વિનાનો જ્ઞાનાવરણીય કર્મનો ગમે તેટલો ક્ષયોપશમ અને ચારિત્રનો ભાર ગર્દભની પીઠ ઉપરના ચંદનવજનની માફક અસત ન્યૂન ફળને ઉત્પન્ન કરનાર થાયછે સમ્યગ્દર્શનરહિત જ્ઞાન અને ચારિત્ર અમાસની રાત્રિમાં ઉડતા ખદ્યોતની માફક ભલે પ્રકાશવાળું જણાય, અજ્ઞાનીની દૃષ્ટિએ તે ભલે સૂર્યના જેવું પ્રભાવશાળી મણાય તથાપિ શાસ્ત્રદૃષ્ટિએ તે પ્રકાશ કિંમત વિનાનો છે સમ્યગ્દર્શન એ મોક્ષરૂપી ફળને ઉત્પન્ન કરનાર વૃક્ષનું બીજ છે અને તે બીજને રોપ્યા સિવાય જ્ઞાન અને ચારિત્રરૂપી ગમે તેટલું જળ સિંચન કરવામાં આવે તોપણ ત્યાં વૃક્ષના આરોહણની આશા વ્યર્થ છે, અને તેટલા ભારે પ્રયત્નના પરિણામે માત્ર વગડાઉ વેલાઓ અને ઘાસજ ઉગી નીકળતું જોવામાં આવશે જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમની અથવા તો ચારિત્રથી ઉત્પન્ન થતા કષ્ટની પાછળ સમ્યક્ત્વ અનુસરવા બંધાયેલું નથી, કિંતુ સમ્યક્ત્વની પાછળ પૂર્વોક્ત ઉભય વસ્તુઓ ખેંચાઇ આવે છે અને એક સમય માત્રનો સમ્યગ્દર્શનનો સ્પર્શ આપણી ઇચ્છા હોય કે અનિચ્છા હોય તોપણ વધારેમાં વધારે અર્ધપુદ્ગલ પરાવર્તન કાળમાં મોક્ષમાં લઇ જાયછે, ટુંકામાં સમ્યગ્દર્શનના જે યશોગાન શાસ્ત્રમાં કર્યાં છે તેવા ભાગ્યેજ બીજી કોઇ વસ્તુના કરેલાં જોઈ શકાશે તેની પ્રાપ્તિને મોક્ષમાર્ગના મર્મો બીજ નિયમરૂપે ગણી તેનું અત્યંત મહત્ત્વ અને ગૌરવ પદે પદે દર્શાવ્યું , સમ્યગ્દર્શનનો પ્રતિપક્ષી શબ્દ મિથ્યાદર્શન છે, આ જીવને અનાદિકાળથી કર્મસંબંધ છે, તે કર્મપૈકીના દર્શન મોહનામના કર્મના ઉદયથી જે અતત્ત્વશ્રદ્ધાન થાયછે, તેને મિથ્યાદર્શન કહેવામાં આવેછે પદાર્થ જેવા રૂપે અવસ્થિત તેવા રૂપે તેનો નિર્ણય થવો તે સમ્યગ્દર્શન છે, અને જેવા રૂપે પદાર્થ અવસ્થિત ...થી તેવા રૂપે તેનું દર્શન થવું તેને મિથ્યાદર્શન અથવા અતત્ત્વશ્રદ્ધાન કહેવામાં આવેછે જો કે દર્શન શબ્દનો અર્થ સામાન્ય રીતે અવલોકન એવો થાયછે, પરંતુ આ સ્થળે પ્રકરણયોગે તેનો અર્થ શ્રદ્ધાન એવો થઇ શકે, કારણકે સામાન્ય અવલોકનરૂપ ક્રિયા કોઇ સંસારના મોક્ષ જેવા મહત્ત્વના વિષયમાં કારણરૂપ હોવી ...તી નથી, શ્રદ્ધાન એજ સંસારના મોક્ષનું કારણ હોવાથી આ સ્થળે દર્શનનો ...ઈ શ્રદ્ધાનરૂપે જાણવો જરૂરનો છે, અને જે રૂપે વસ્તુ સ્વરૂપ નથી તેવે રૂપે વસ્તુનું શ્રદ્ધાન અથવા વિપરીત અભિનિવેશ તે મિથ્યાદર્શન છે, ત...

...ભિગમ અથવા બીજા

૧ સુત્રકારે સમ્યગ્દર્શનની વ્યાખ્યા

"तत्त्वार्थश्रद्धानं सम्यग्दर्शनम्" એ પ્રમાણે આપી છે, એટલે કે તત્ત્વાર્થનુ શ્રદ્ધાન એજ સમ્યગ્દર્શન છે, પદાર્થ જે અવસ્થાએ અવસ્થિત છે, તેના તેવા પણાને જણાવવાને તત્ત્વ કહેવામાં આવેછે, અને તેનો જે નિશ્ચય કરવામાં આવે તેને અર્થ કહેવામાં આવેછે, એ ઉભયના સમુચ્ચય સ્વરૂપને તત્વાર્થ સંજ્ઞાથી ઓળખવામા આવેછે, તાત્પર્ય એ છે કે જે પદાર્થ જે રૂપે અવસ્થિત છે, તેને તેવા પ્રકારે ગ્રહણ કરવામા અથવા નિશ્ચય કરવામા તત્ત્વાર્થનજ્ઞા સફળ થાયછે, અને વિપરીત અર્થ ગ્રહણમા અતત્ત્વાર્થ સફળ થાયછે આ પ્રકારે સમ્યગ્દર્શનનો સર્વ આધાર તત્ત્વાર્થ શ્રદ્ધાન ઉપર સત્રકાર રાખેછે, અને પ્રાય જગત્ ઉપરના સર્વ પ્રચલિત ધર્મમા શ્રદ્ધાન ઉપર અત્યત ભાર મૂકીને પદે પદે પ્રકારાતર કરવામા આવ્યુ છે, જેમ જૈનદર્શનમા શ્રદ્ધાનને આખા દર્શનના અધિકરણરૂપે મુકવામા આવ્યુ છે, તેમ ક્રાઇસ્ટે (ઇસુખ્રિસ્તે) પણ દર્શાવેલા મોક્ષમાર્ગની ઇમારતમાં શ્રદ્ધાનને પ્રથમ સ્થાન આપ્યુ છે, (ફેઇથ) શ્રદ્ધાનને સર્વોપરી પદ આપી તેમણે પણ જૈનદર્શનની સાથે એક વાક્યતા સિદ્ધ કરી આપી છે, અને અન્ય સર્વ શાસ્ત્રોએ પ્રકારાતરે તેવુ મહત્ત્વ દર્શાવ્યુ છે, પરતુ આ કહેવતા સુધારાના કાળમા જેમ અનેક રહસ્યવાળા શબ્દોને અગે રહેલા અર્થ લુપ્ત થઇ ગયો છે, તેમ શ્રદ્ધાન શબ્દોને અગે રહેલુ અત્યત ગૂઢ અને મહાન્ રહસ્ય પણ લુપ્ત થઇ ગયુ લાગેછે સગીત જેવી ઉત્તમ વિદ્યા જેમ વેશ્યાના હાથમા જતા, પ્રેમ વ્યભિચારીના હાથમા જતા અને ભક્તિ ભ્રમિત ચિત્તવાળાના હાથમા જતા, જેમ પોતાના સ્વરૂપમા રહેલા રહસ્યને ગુમાવી બેસેછે, તેમ શ્રદ્ધાન પણ અવિવેકીના હાથમા જતાં તેમા રહેલા ઉત્તમ અર્થની અત્યંત અધમ પ્રકારે ક્ષતિ થયેલી જોવામા આવેછે સામાન્ય પ્રકારે શ્રદ્ધાન જે અર્થમા જૈનીયો સમજેછે તે અર્થ શાસ્ત્રકારને સમત હોય એવો સભવ નથી જે શ્રદ્ધાનનું ફળ મોક્ષપદ જેવુ સર્વોત્તમ ફળ હોય તેનો અર્થ જનસમાજ જે પ્રકારે તે સમજેછે તે પ્રકારે હોવો સભવતો નથી, આ કાળે ઘણે ભાગે શ્રદ્ધાનનો અર્થ માન્યતા (બીલીફ) એવો થતો જોવામા આવેછે, "હુ અમુક માનુંછુ અમુક વાતમાટે કબુલ છે" "મને ફલાણી વસ્તુમા શ્રદ્ધા છે, અમુક ગ્રથમા કહેલી વાત મારે માન્ય છે," અને તે સિવાય અનેક પ્રસગે આપણે જે અર્થમા માન્યતા સમજીએ છીએ, તેવા પ્રકારમા શાસ્ત્રકારના શ્રદ્ધાનનો અર્થ પણ સમજીએ છીએ, અને જેવી રીતે વહેવારની અમુક હકીકતો આપણને માન્ય છે, અને તેને સાચી માનીએ છીએ તેમ શાસ્ત્રકારે કહેલી વસ્તુસ્થિતિ પણ માન્ય હોવામા અને તેમ હશે એમ સ્વીકારવામાં આપણે શ્રદ્ધાનમા રહેલા રહસ્યની પરિ સમાપ્તિ સમજીએ છીએ, તેમજ તેટલા સ્વીકારની સાથે આપણે શ્રદ્ધાનમા રહેલા રહસ્યની પ્રાપ્તિ કલ્પી લેઇ મોક્ષની રાહ જોઇ બેઠા છીએ, પરંતુ તેટલા સ્વીકારમા શાસ્ત્રકારો ચતુર્થ ગુણસ્થાનકનું જે ગૌરવ-દર્શાવ્યું છે તેનો સમાવેશ થાયછે કે કેમ અર્થાત્ તે સ્વીકાર શાસ્ત્રદૃષ્ટિએ સમ્મત છે કે કેમ? તેનો તો પાછુ વળીને વિચાર કરતા નથી

શ્રદ્ધાન અને માન્યતા એ જો કે એકજ વસ્તુની કળાઓ છે, તથપિ પ્રથમ ઉત્કૃષ્ટ અને બીજી નિકૃષ્ટ પંક્તિની છે, શ્રદ્ધાન એ માન્યતા પરિપાક છે, તે મનુષ્યમાંથી દેવત્વ અને દેવત્વમાંથી ઈશ્વરત્વ પ્રગટ કરી શકેછે, જ્યારે માન્યતા ફક્ત મનુષ્યના મનનો અમુક પ્રકારનો ભાવજ સૂચવેછે અને કોઇ પણ પ્રકારના સ્પષ્ટ ફળને પ્રગટ કરી શકતી નથી શ્રદ્ધાનનું રૂપાંતર તેને અનુરૂપ કાર્ય વહેલુ મોડુ થાયજ છે, પણ માન્યતા પ્રાય સર્વ ફળ એકમારખીજ રહેછે વસ્તુ સ્વરૂપ જે પ્રકારે શાસ્ત્રકારે કહ્યુ છે, તેને તેવે પ્રકારે શ્રદ્ધવામાં અને માનવામાં વિશાળ અંતર છે શ્રદ્ધાન થતાની સાથેજ પર્યાયબુદ્ધિ વિલય થઇ સ્વરૂપજ્ઞપ્તિમાં સ્થિતિ થાયછે, અર્થાત્ "હુ શરીર નહિ પણ આત્મા છુ," એવુ અંતરના મર્મભાગમાં મનાયછે, જેવી અડગ શ્રદ્ધાથી "મારૂ નામ અમુક છે," "હુ અમુકનો પુત્ર છુ," 'હુ અમુક ગામનો રહીશ છુ,' એમ મનાયછે તેવીજ અડગ શ્રદ્ધાથી હું આત્મા છુ, મારૂ સ્વરૂપ પુદ્ગલસમૂહથી અત્યંત ભિન્ન છે એમ માનવુ જોઇએ. મન, બુદ્ધિ, ઇન્દ્રિયો, વગેરમાંથી મમત્વબુદ્ધિનો વિલય શ્રદ્ધાન ઉત્પન્ન થતાજ જોઇએ અને તેમ ન થાય તો ચતુર્થ ગુણસ્થાનકમાં લાવી રોપનાર શાસ્ત્રકારની પ્રરૂપણાનો વિધાનગત શ્રદ્ધાન નથી પરંતુ આપણા મનમાં કલ્પાયેલુ માત્ર માન્યતાનુ નિકૃષ્ટ પંક્તિનુ સ્વરૂપ છે, એમ સમજવુ જોઇએ, સર્વજ્ઞ પ્રભુએ જે સ્વરૂપ દર્શાવ્યુ છે તે તેવેજ પ્રકારે અચળ શ્રદ્ધાથી ગ્રહણ કરવુ તેનું નામ શ્રદ્ધાન છે, "હુ આત્મા છુ જડથી અલગ છુ મારૂં અને પુદ્ગલનું સ્વરૂપ એકબીજાથી અત્યંત ભિન્ન છે," એમ શાસ્ત્રકાર આપણને શ્રદ્ધાન કરાવેછે એ વાક્યનું જો આપણને શ્રદ્ધાન થાય તો આપણા જીવનનો ક્રમ આ ક્ષણથીજ તદ્દન ફરી જઇ નવજીવનમાં પ્રવેશ થવો જોઇએ જે મમત્વ બુદ્ધિ શરીર, મન બુદ્ધિ, અને ઇન્દ્રિયાદિકમાં હતી તે તેમાંથી ઉઠી જઇ પોતાના સ્વરૂપમાં લય પામે અર્થાત્ હુ આત્મા છુ એમ શ્રદ્ધાન થતાની ક્ષણથીજ મનાયછે, પરંતુ ઉપરોક્ત વાતની જો માન્યતાજ બંધાય, તો તેથી આપણા જીવનમાં કશો મહત્ત્વનો ફેરફાર થતો નથી જીવ અને પુદ્ગલ ભિન્ન હોય તો હવેથી હુ તેમ માનીશ. જેમ જગત ઉપરની અનેક વસ્તુઓ અમુક અવસ્થાએ અવસ્થિત છે એમ માનવામાં મને લેશમાત્ર હાનિ લાભ નથી, તેમ જીવ અને જડ જૂદા હોય તોપણ મને તેમ માનવામાં કશોજ લાભ કે હાનિ નથી અહીંથી મંગળનો ગ્રહ પાંચસો કોશ દૂર આજ મનાતો હોય અને કાલે કોઇ વિજ્ઞાનશાસ્ત્રી પાંચ લાખ કોશ દૂર હોવાનુ સાબીત કરે, તો જેમ તે ગ્રહ પાંચસે અથવા પાંચ લાખ કોસ દૂર હોવાનું માનવામાં મને લાભ કે હાનિ નથી તેમ જડ અને જીવ જૂદા હોય તેમ માનવામાં પણ મને નફાનુકશાન નથી આવા પ્રકારની નિર્જીવ અને પાકેલ માન્યતાનો શાસ્ત્રકારે કહેલા શ્રદ્ધાન સાથે કશો સબંધ નથી અને તેમ છતાં આજે જૈન સમાજની દૃષ્ટિએ શ્રદ્ધાનનું સ્વરૂપ ઉપર જણાવી ગયા તેવી માન્યતાવાળુ થઇ પડ્યુ છે, મનુષ્યોનો મોટો ભાગ વસ્તુ સ્વરૂપને પોતાની બુદ્ધિના ધોરણ ઉપર

કરવી તેનો તેવે પ્રકારે નિશ્ચય કરેછે, પરંતુ સંસારમોક્ષ જેવા અગત્યના વિષયમાં આવી ભ્રમણાથી જેમ બને તેમ તુરત મુક્ત થવું એ દરેક જૈનને આવશ્યક છે —

આ શંકા —આ સ્થળે એવી શંકા આવવી સંભવિત છે કે વસ્તુ સ્વરૂપનો સંપૂર્ણ નિશ્ચય તો કેવળ જ્ઞાનવિના થઇ શકે તેમ તો નથી, તો પછી મિથ્યાદર્શનનો ત્યાગ, અને વસ્તુસ્વરૂપનો સંનિશ્ચય કેમ થઇ શકે? એનું સમાધાન આ પ્રમાણે છે—પદાર્થનું જ્ઞાન અજ્ઞાન અથવા વિપરીત જ્ઞાન તો જ્ઞાનાવરણીયનાં ક્ષયોપશમ ઉપર આધાર રાખેછે, પરંતુ સમ્યગ્દર્શનનો આધાર તે શાસ્ત્રકારે દર્શન મોહનીય કર્મના ક્ષયોપશમ ક્ષાયક તથા ઉપશમ ઉપર રાખેલો છે મોક્ષમાર્ગમાં પ્રયોજનભૂત પદાર્થોનું યથાર્થ અથવા અયથાર્થ જ્ઞાન જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમને, અવલંબી રહેલું છે, જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમથી પ્રગટ થયેલું જ્ઞાન સમ્યગ્દૃષ્ટિના અભિધાનને પ્રાપ્ત કરાવી શકતું નથી માત્ર પ્રયોજનભૂત પદાર્થોનું જ્ઞાન સમ્યગ્દૃષ્ટિના અભિધાનને પ્રાપ્ત કરી શકેછે, અલબત, સમ્યકત્વ પ્રાપ્તિમાટે જ્ઞાનાવરણીયના ક્ષયોપશમની અપેક્ષા છે, પરંતુ તેટલો તેટલો ક્ષયોપશમ તો સર્વ પંચેંદ્રિય જીવોને હોયજ છે, દર્શનમોહ વ્યતીત થવામાટે જ્ઞાનાવરણીય કર્મને ક્ષયોપશમ સમ્યકત્વ પ્રાપ્તિમાટે સાક્ષાત હેતુભૂત થતો નથી, દ્રવ્યલિંગી મુનિ અગિયાર અંગપર્યંત ભણે તોપણ તે જ્ઞાન પ્રયોજનભૂત પદાર્થોના શ્રદ્ધાનરહિત હોય તો મિથ્યાજ છે, અને સંજ્ઞિતિર્યંચાદિકના જ્ઞાનાવરણીય ક્ષયોપશમ ન્યૂન હોય તોપણ પ્રયોજનભૂત પદાર્થોના શ્રદ્ધાનસહિત હોવાના હેતુથી તે સમ્યગ્દર્શનના હેતુભૂતજ છે આ ઉપર જ્ઞાની મહારાજ કહેછે કે—

સમકિત વિણ નવ પૂર્વી, અજ્ઞાની કહેવાય,
સમકિત વિણ સંસારમાં, અરહો પરહો અથડાય ૧

સમકિત અડપવયણ ધણી, પણ જ્ઞાની કહેવાય,
અર્દ્ધ પુદ્ગલ પરાવર્તમાં, સકલ કર્મ ક્ષય જાય ૨

જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમને અનુસરીને શ્રદ્ધાનની પ્રાપ્તિ નથી, દર્શન મોહના ઉદયથીજ મિથ્યાદર્શન, અને તેના વિલયથી પ્રયોજનભૂત પદાર્થોનું શ્રદ્ધાન અથવા સમ્યકત્વ પ્રાપ્ત થાયછે, આ જગતમાં પ્રયોજનભૂત પદાર્થ માત્ર એકજ અને તે એજ કે સુખનો યોગ અને દુઃખની આત્યંતિક નિવૃત્તિ તે સિવાય સર્વ કોઇ પદાર્થ અપ્રયોજનભૂત અને નિષ્ફળ છે, તે પ્રયોજનભૂત વસ્તુની સિદ્ધિમાટે જીવ-અજીવ આદિના સત્ય શ્રદ્ધાનની જરૂર છે, કેમકે જ્યાંસુધી પોતે કોણ છે, અને પર કોણ છે, એ જણાયું નથી, ત્યાંસુધી સુખનો ઉપાય કોને વાસ્તે શોધાય? મિથ્યાત્વના યોગે આત્મા અને કર્મનો સંયોગ તે બંધ, અને બંધનું કારણ આશ્રવ, ને આશ્રવનો અભાવ તે સંવર, અને કથંચિત કર્મનો અભાવ તે નિર્જરા, અને સર્વથા કર્મનો અભાવ તે મોક્ષ, એમ પરસ્પર અવલંબનભૂત ઉત્તરોત્તર,

તત્ત્વોનું જ્ઞાન એજ પ્રયોજનભૂત અને તેનું 'સત્ય શ્રદ્ધાન તે સમ્યકત્વ' છે, સર્વ દુઃખની નિવૃત્તિનો એકજ ઉપાય છે, અને 'તે ઉપર' જણાવ્યા 'તે પ્રયોજનભૂત તત્ત્વોનું સત્ય શ્રદ્ધાન છે તે વિનાનું સર્વ પ્રકારનું જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમ જન્ય જ્ઞાન, અને નાના વિધ દુષ્કર ચારિત્ર અંકરહિત શૂન્ય જેવા, નિષ્ફળ છે, પુણ્ય પાપાદિક ઉપરોક્ત સાત તત્ત્વના ભેદ વિશેષ છે, અને તેનું જ્ઞાન પણ, પરંપરાએ પ્રયોજનભૂત ગણી શકાય, કેમકે સામાન્ય કરતા વિશેષ અધિક બળવાન તેમજ સત્વર ફળને ઉત્પન્ન કરનાર હોય, એ નિયમ છે, ઉપરોક્ત પ્રયોજનભૂત જ્ઞાનની પ્રાપ્તિમાટે સર્વ સંજ્ઞિ પંચેંદ્રિય જીવો અને તિર્યંચોને હોયછે, તે કરતા વિશેષ જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમની કશી અગત્ય નથી, પ્રયોજનભૂત જ્ઞાનની પ્રાપ્તિ માટે માત્ર અમુક પ્રકારની ભ્રાન્તિને નિવારવા સિવાય અન્ય કંઈજ કરવાનું નથી, "હુ કોણ છુ?" 'મારૂ સ્વરૂપ શુ છે?" હુ જેના વિષે મારાપણાનો દાવો રાખુ છુ તે વસ્તુત મારૂ છે કે કેમ?" વર્ગણાઓના સબંધે છે? તે રાખવા યોગ્ય છે કે, પરિહરવા યોગ્ય છે? ઇત્યાદિ વસ્તુ વિચારનો શાસ્ત્રીય દૃષ્ટિએ વિચાર કરતા પ્રયોજનભૂત જ્ઞાન ઉપરના આવરણસ્વરૂપ ભ્રાંતિનો તુરત વિલય થઇ જાયછે, અને તે ભ્રાંતિરહિત સ્વરૂપદશાજ શાસ્ત્ર દૃષ્ટિએ સમ્યકત્વ છે, વિચારદૃષ્ટિ ખુલતા સમ્યકત્વની પ્રાપ્તિ સાવ સહેલી અને કોઇ પણ પ્રકારના આયાસ વિના સિદ્ધ કરી શકાય તેવી બાબત છે, છતા મનુષ્યોએ આજે તેને અત્યંત દુષ્કર અને અપ્રાપ્યવત્ કરી મૂકી છે ખરૂ કહીયે તો શાસ્ત્રકારે મોક્ષના ઉમેદવારોમાટે સરકારી સિવિલસર્વિસ જેવી ભારે પરીક્ષાઓ અથવા કસોટીઓ મૂકીજ નથી કાઇ પણ પ્રયત્ન જેવુ તે માર્ગમા કંઈજ નથીજ જો કાઇ તેવું ભાસતુ હોય તો તે ભ્રાંતિને લઇને ભાસે છે, શાસ્ત્રકારનો માર્ગ કાઇ પણ કરવાની દિશાભણી દોરવા કરતા ન કરવાની દિશાભણી દોરવાનો અધિક છે, જે કાઇ કર્ત્તવ્યોપદેશ આપણી દૃષ્ટિએ ભાસેછે તે આપણી દૃષ્ટિદોષને લઇનેજ છે અત્યંત શાંતિ અકર્ત્તૃત્વ, અચળતા, સ્વરૂપવિલય, અને તેવાજ નિષ્ક્રિયત્વ ભાવને સૂચવનારા વિદ્વાનોનુ મોક્ષક્રમમા આદિ સ્થાન છે, ટુંકમા કહીયે તો, પ્રયોજનભૂત પદાર્થોનુ જ્ઞાનજ પરંપરાએ સર્વજ્ઞત્વને આપનારૂ અને સર્વ પ્રકારની ઉચ્ચતમ સિદ્ધિપદમા સ્થાપનાર થાય છે

પ્રશ્ન —જે સમ્યકત્વ રત્નને શાસ્ત્રમા સ્થળે સ્થળે મહા દુર્લભ અને અતિ અમૂલ્ય કહ્યુ છે તેને તમે માત્ર, મિથ્યા ભ્રાંતિ ટળવાથી અતિ સુગમ અને સાવ સહેલુ અને સસ્તુ બતાવોછો તે કેમ? વળી કહ્યુ છે કે —

દ્રવ્યલિંગ અનંતા ધર્યા, ક્રિયા કરી ફળ નવી લદ્ધ,
શુદ્ધ ક્રિયા તો સંપજે, પુદ્ગલ આવર્ત્તન અદ્ધ ૧

આમ કહ્યુ છે તેનુ કેમ?

ઉત્તર —સમ્યકત્વની પ્રાપ્તિમાં ખરેખરૂ જરૂરનું સપ્ત તત્ત્વનું યથાર્થ જ્ઞાન છે, શાસ્ત્ર બોધપૂર્વક શ્રદ્ધાનયુક્ત જિનાજ્ઞાનુસાર ગુરૂગમ્ય શુદ્ધ ક્ષયોપશમજ્ઞાનજ-

કર્માએ સિદ્ધની દષ્ટિએ નિમિત્તને તો નિમિત્તરૂપ સમજીને પોતાના ક
મ્હાકર્તા તથા હર્તા તો પોતેજ છે, એમ સમ્યગ્‌જ્ઞાનના યોગે સ્પષ્ટ દેખેછે.
તેમને મિથ્યાત્વથી થતા અનેક કલેશોથી મુક્તિ મળવાસાથે પૂર્વકૃત અ
અશુભ કર્મોનો વિલય થઇ ક્રમે ક્રમે શુદ્ધ પરમાત્મસ્વરૂપ પ્રત્યે તે મહા
ઓની શુદ્ધ સમ્યક્‌ત્વગુણની વ્યક્તિરૂપ પ્રબળ સમ્યગ્‌દષ્ટિજ પ્રાપ્ત કરા
આવો સમ્યક્‌ત્વરત્નનો પ્રભાવ છે તે એક અપેક્ષાએ જોતાં. એટલે વિવેક
નીરખતાં આ કાળમાં પણ અત્યંત દુર્લભ એવું જે સમ્યક્‌ત્વ તે પ્રાપ્ત સુલભ
માટે આત્માર્થી સદ્‌ગુરૂના સમાગમમાં ઉત્તમ પ્રાણીઓએ પ્રથમ આવશ્યક
વેકજ્ઞાન, કરવા યોગ્ય છે, અને તે વિવેકજ્ઞાન તેજ સમ્યક્‌ત્વ છે. અને સમ્ય
તેજ મુનિભાવ છે. અને મુનિભાવ તેજ સમ્યક્‌ત્વ છે માટે દેહ, ગેહ, ધ
પરવસ્તુને વિષે સુખની ભ્રાંતિનો ત્યાગ કરાવનાર આ મહાન અનધ્ય રત્ન ધ
મૂળ પાયો, સર્વ ગુણોનો શિરદાર, ગુણશ્રેણિફળના બીજભૂત જે આ સમ્ય
છે, તેની પ્રાપ્તિને અર્થે પ્રથમ પ્રયાસ કરવો ઘટેછે સુખ દુઃખ મિશ્રિત થવ
આત્મા અર્થી સમ્યગ્‌દષ્ટિ મહાત્માઓનો ઉદ્યમ થઇ રહ્યા છે અને તેમનો ઉ
પણ સકલ દુઃખ નાશકારી, નિર્વાણરૂપ આત્મશાન્તિ પામવાનોજ હોયછે,
તે શાંતિ પામવાનું પરમ સાધન આત્માભિમુખ અંતર્દષ્ટિ, અને બાહ્યપ્રવૃત્તિ
તેજ અંતર્દષ્ટિપૂર્વક જિનાજ્ઞાનુસાર જયણા છે આ અંતર્દષ્ટિ અને જયણા
બેઉ સમ્યક્‌ત્વધારી આત્મજ્ઞાનીઓમાં પ્રધાનપણે હોયછે શામાટે, દરેક ક્રિ
કરતાં, જયણા રાખવી જોઇએ, એટલે અંતર્મુખ ઉપયોગ ભૂલવો નહિ જો
જે અંતર્મુખ ઉપયોગરૂપ જયણા ભૂલેછે તે પાપ બાંધેછે, આત્મા સન્મુખ
યોગ રાખ્યા વિના એટલે સ્વપર ભેદજ્ઞાનની દષ્ટિ વિના ચાલવું, બોલવું, ખ
પીવું, સુવું, આરંભારંભાદિક સર્વ ક્રિયામાં પાપ બાંધેછે, જેનાં ફળ કડવા
દરેક ક્રિયામાં આત્માભિમુખ વૃત્તિ રાખવી જોઇએ બહિર્દષ્ટિથી ક્રિયા કર
બહિરાત્માઓને શાસ્ત્રમાં અધરૂપ એટલે પાપાત્માઓ કહ્યા છે, કેમકે તેઓ
એકાંત પરપુદ્‌ગલિક ભાવોની મોહિત દષ્ટિને લીધે પોતાનોજ બંધ પડયા ક
નિરંતર વિષયકષાયવાસિત મન, વચન, કાયાના યોગ રહેવાથી પરિણામ
પ્રાયેણ મલિનજ રહેછે અને તેથી તે મલિન વાસના દૃઢ થવાથી અંતકાળે
તેજ નિષ્ઠુર મોહજનિત પ્રબળ ભવ વાસનાનો ઉદય થાયછે, જે, તે પ્રા
અધોગતિમાં ખેંચી જાયછે, અને આવીજ રીતે આ સંસારી જીવ, સમ
જ્ઞાનપૂર્વક શુદ્ધ ક્ષયોપશમાનુસાર સમ્યગ્‌દષ્ટિ તથા સમ્યગ્‌જયણાની પ્રવૃત્તિ (
અનંતા અનંતકાળ વ્યર્થ ભ્રમણા કરી રહ્યો છે, બાહ્યદષ્ટિ જીવ કોઇની
પણ કરી શકતો નથી, જે પોતાનીજ રક્ષા કરતો નથી તે બીજાની રક્ષા શી
કરી શકે ? અને સકલ ક્રિયામાં વિચરતાં છતાં અંતર ઉપયોગ ભૂલતો
તે પાપરૂપ નૂતન રચતો કે બાંધતો નથી જ્યાં બહિર્દષ્ટિ છે, ત્યાંજ કર
કે પાપ બંધ છે, અને જ્યાં અંતર્દષ્ટિ છે ત્યાં સંકલ્પ વિકલ્પોની જાળ

હોવાથી તજ્જનિત પાપ તો હોયજ ક્યાથી ? ભગવાન્ સૂત્રકાર પણ સમદષ્ટિ જીવોમાટે ફરમાવેછે કે, બહિર્દષ્ટિનો ત્યાગ કરી સમસ્ત જગતથી ઉદાસીન ભાવે વર્તી સર્વ પ્રાણીમાત્રને આત્મવત્ લેખવતા થકા નિજ સ્વરૂપમા સદા મગ્ન રહેવું. આથી સમજાયું હશે કે પ્રથમ આત્મા અનાત્માનું જ્ઞાન થાય પછીજ ષટ્ જીવ નિકાયને વિષે દયા થાય, આત્મજ્ઞાનસહિત દયા પાળવાથી તે સાધક અથવા સાધુ સર્વ પ્રકારે સયત થાયછે, માટે આત્મજ્ઞાનનેજ સર્વથી પ્રથમ પદ આપવું ઘટેછે, તે માટે સમસ્ત ઉપાય પ્રયુંજવા ઘટેછે, અને જે કોઇએ યુક્તિ, અનુભવ, શાસ્ત્રશ્રવણ કે અભ્યાસ, એ ત્રણ અથવા તે ત્રણમાથી ગમે તે એકદ્વારા પણ જ્ઞાન મેળવ્યુ હશે તો તે તેટલે દરજ્જે સત્યાસત્ય સમજીને સત્ય વસ્તુનુંજ ગ્રહણ કરશે માટે આત્માર્થી ભવ્યપ્રાણીઓએ યથાર્થ જ્ઞાન પૂર્વક જ્યણાનુસાર શ્રીજિનેશ્વર ભગવતની આજ્ઞા સમ્યક્ પ્રકારે પાળવામાટે તેમનું ભાખેલુ અત્યત અમૂલ્ય બોધિરત્ન જે સમ્યકત્વ, તેની પ્રાપ્તિ સદ્ગુરૂગમ્ય કરવાનો નિરતર ઉધમ રાખવો તથાસ્તુ કિબહુના

## * સસારમાં આત્માર્થી સમ્યક્દષ્ટિ જીવનો વ્યવહાર.

દૃષ્ટાત—એક સુમતિચદ્ર કરીને વિજયપુર નગરમા ધનાઢ્ય વ્યાપારી પોતાની એક સુશીલ પત્ની તથા એક બાળક પુત્રસાથે સુખે રહેતો હતો, શેઠ પૈસેટકે સુખી, નીતિવાન્, પરોપકારી અને ન્યાયી હોવાથી શહેરમા તેની મોટી આબરૂ હતી, તથા રાજ્યમા પણ તેનું ઘણું સારૂ માન હતું, એકદા દૈવયોગે અશુભ કર્મના ઉદયે શેઠે એક મોહજનિત ભૂલ કરી તે એ કે, શહેરમા બળેવના મ્હોટા મેળા વખતે, પોતાના પાચ-સાત વરસની ઉમ્મરના બાળકને આઠથી દશ હજારના દાગીના-ઝવેરાત પહેરાવીને, શેઠજી એક નોકરસાથે મેળામા પત્નીસહિત ફરવા નીકળ્યા, ત્યા કોઇક સ્થળે કોઇ ગમત, રમતમા, કે સુંદર દેખાવ જોઇને બાળક ત્યા ઉભો રહ્યો, જે વખતે તેના માબાપ થોડે આગળ નિકળી ગયા હતા, અને નોકરની નજર પણ મેળામા આસપાસ તલ્લીન હોવાથી બાળક ઉપર કોઇનું પણ ધ્યાન બરોબર રહ્યુ નહિ તેજ અરસામા કોઇ એક ઉઠાવગીર શેહેરી બદમાસ, જે, તે બાળકની પૂઠેને પૂઠેજ લાગી રહ્યો હતો, તેને આ તક મળતા બાળકને ઉપાડીને એકદમ ભીડમાથી બહાર લઇ જઇને મુખ દબાવીને એકાત કોઇ ઘોર જગ્યામા જઇ તેનું સર્વસ્વ અમૂલ્ય ઝવેરાત વિગેરે ઉતારી લઇને તેને એક કૂવામા ફેકી દીધો આ વખતે રાતના આઠ વાગ્યાનો સુમાર હતો પાચેક મિનિટ નહીં થઇ હોય તેવામાં દપતી તથા નોકર બાળકને જોવા લાગ્યા, પણ તેને ક્યાય ન દીઠો,

* સજ્જન સન્મિત્ર

મોટી ધુમાધુમ થઇ, શોધાશોધ થઇ પોલીસને જાણ કરવામાં આવી, બીજે સવારે બાળકનું શબ કુવામાંથી પોલીસને હાથ આવ્યું અને પોલીસે તે બાળકના પિતા શેઠ સુમતિચંદ્રને બતાવતાં તેણે પોતાના બાળકનું શબ ઓળખ્યું, પણ તે ઉપરનો અમૂલ્ય પોષાક, દાગીના, ઝવેરાત વિગેરે ગુમ થયેલું દીઠું. તે ઝવેરાતનું વર્ણન પોલીસને બરાબર આપવામાં આવતાં પોલીસે તે ઉપરથી તે ઉસ્તગીર બદમાસ ખુનીને પકડી લાવી, શેઠની મા રોહિણીના શબ પાસે કચેરીમાં રજુ કર્યો, અને કહ્યું કે "ખુદાવિંદ નામદાર મહારાજાધિરાજ! આ શેઠના બાળકનું, દાગીનામાટે ખૂન કરનાર, આ ખુની! આ મુદ્દામાલ સહિત અમે આપની પાસે રજુ કરીએ છીએ, હવે જે હુકમ હોય તે ફરમાવો" રાજા અતિ ન્યાયી, અને દીર્ઘદ્રષ્ટિએ પૂર્વાપર બરાબર વિચાર કરનાર હોવાથી ન્યાય કર્યો કે, "આ બાળકનું ખુન એના પિતાએજ કરાવેલ છે, અને તેણે મહા ગફલત રાખી ત્યારેજ આ ખુનીને તે બાળકનું ખુન કરવાની તક સાંપડી છે, માટે તે ખુનીની સાથે તે બાળકના પિતાને પણ એકજ બેડીમાં બન્નેના એકેક પગ નાખીને કાયમપર્યંત કેદખાનામાં નાખો, કે જેથી કરી એવા ખુન કરનાર તથા કરાવનાર, અજ્ઞાની મૂર્ખ, મૂઢ પ્રાણીઓને સખત દખલો મળે" આ હુકમ પ્રમાણે શેઠ પોતાના બાળકના ખૂન કરનારનીજ સાથે અતિ પશ્ચાત્તાપપૂર્વક દીનપણે લાચારીએ કાળ કાઢવા લાગ્યા

ઉપનય—આ ઉપલા દ્રષ્ટાંતઉપરથી વિવેકી વિચક્ષણ જનો તુરત સમજી શકયા હશે, કે અનંતા ગુણોથી ભરપૂર આત્મારૂપી બાળકનો, અશુદ્ધ ઉપયોગવંત પ્રાણી પિતાએ, અજ્ઞાન, મોહ અને મિથ્યાત્વરૂપ અનાદિકાળના ચઉગતિ ભ્રમણરૂપ રમત, ગમત અને બાળક્રીડારૂપ ખેલવાના મેળામાં આત્માને બેભાનપણે એકલો અરક્ષક મૂકયો જેને પરિણામે દુષ્ટ મોહના દુષ્ટ સામંત મહા લોભે તે બાળકનો અંત આણ્યો માટેજ કર્મપરિણામ રાજાએ તે પિતાને તેની ભૂલમાટે તેના ખુની લોભ એટલે પરપુદ્ગલિક મમતા તૃષ્ણાની સાથે એકજ શરીરરૂપ બેડીમાં એકત્રપણે સાથે રહેવાનો અને સાથે સુખદુઃખ ભોગવવાનો હુકમ ફરમાવ્યો, હવે જેમ તે બાળકના પિતાને પોતાના બાળકના ખૂન કરનાર પોતાના મહા અપરાધી પક્કા શત્રુ ખૂની બદમાસની સાથે જેવા મનથી રહેવું પડેછે તથા તે બદમાસની મરજીને આધીન થઈને આહાર, પાણી, પેસાબ વિગેરે કરી શકેછે, પણ મનમાં આ બંધીખાનામાંથી કયારે છૂટું, અને આ બદમાસનું મુખ મારે કદી પણ જોવું ન પડે, એમ જેમ તે શેઠ બેડીમાં પડયો થકો, પોતાની ભૂલને નિંદતો થકો ખરા છુટકારાના સુખને ઇચ્છેછે, તેવીજ રીતે આ સંસારિક ખાન, પાન, વ્યાપારાદિ પાપજનિત આરંભ પરિગ્રહવંત ગૃહપાશરૂપ બેડીમાં મોહરૂપ ખૂની-બદમાસસાથે રહ્યા છતાં પણ તેનો અંતરથી અત્યંત તિરસ્કાર કરતા થકા સમ્યગ્દ્રષ્ટિ જીવોને પણ મોહને આધીન દેહાધ્ય મન વિના પોતાના ધર્મસાધનની મતલબ સાધવામાટે વર્તવું પડેછે.

સમ્યક્ત્વસબધી યોગ્ય વિવેચન કરી, તેની પ્રાપ્તિ મનુષ્યોએ અવશ્ય કરવી જોઇએ એમ વારવાર સમજાવી આ સમ્યક્ત્વ અધિકાર પૂર્ણ કરવામા આવેછે



## ➛ सम्यक्त्वस्वरूप ६७ बोल-आश्रय-अधिकार ➛



યથાર્થ આર્હતતત્ત્વ સપાદન કરવાને માટે સમ્યક્ત્વની મુખ્ય આવશ્યકતા છે, તે સમ્યક્ત્વ મેળવવાને માટે કયો અધિકારી જોઇએ? અને તેનામા સમ્યક્ત્વના લક્ષણો કેવી રીતે પ્રકાશિત થઇ શકે? સમ્યક્ત્વના સ્વરૂપની યથાર્થતા ક્યારે કહેવાયછે? અને તેના મુખ્ય લક્ષણો કયા છે? ઇત્યાદિ પ્રતિપાદન કરવાને માટે આ સડસઠ બોલને આશ્રીને જુદો અધિકાર દર્શાવવામા આવેછે

---

### સુકૃતની ગર્જના કેવી હોય?

### उपजाति (१-२)

अन्यत्र देवे विगतस्वरूपा, श्रीवीतराग स्थिततत्त्वरूपा ।
विनिश्चिता यद् हृदि देवबुद्धिर्या जायते सा सुकृतस्य गर्जा ॥ १ ॥

બીજા દેવમા જેનુ સ્વરૂપ ન હોય અને શ્રીવીતરાગ ભગવાનમાજ જે તત્ત્વરૂપે રહેલી હોય એવી દૃઢ નિશ્ચયવાળી દેવતત્ત્વની જે બુદ્ધિ હૃદયમા ઉત્પન્ન થાય એટલે જે બુદ્ધિ શ્રીવીતરાગ પ્રભુરૂપી શુદ્ધ દેવતત્ત્વને માનનારી થાય, તેજ સુકૃત-પુણ્યની ગર્જના કહેવાયછે ૧

### કેવો પુરૂષ સમ્યક્ત્વ ગુણ મેળવી શકેછે?

अनादिससारपयोधिमध्ये, पोतायमानेषु मुनीश्वरेषु ।
उक्तस्वरूपेषु गुरुत्वबुद्धिर्यस्यास्ति सम्यक्त्वगुणोऽपि तस्य ॥ २ ॥

આ અનાદિ સસારરૂપ સમુદ્રમા વહાણ સમાન અને જેમનું સ્વરૂપ આગળ કહેવામા આવ્યુ છે એવા મુનીશ્વરોને વિષે જેને ગુરૂપણાની બુદ્ધિ હોયછે, તેવા પુરૂષમાજ સમ્યક્ત્વ ગુણ રહેલો હોયછે ૨.

સમ્યક્ત્વમાં ચતુર્વિધ શ્રદ્ધાનું પ્રતિપાલન કરવું જોઇએ.

### इन्द्रवज्रा

जीवादितत्त्वेषु सुसंस्तवो यः, सेवा सुदृष्टिव्रतिनां न सङ्गः ।
उत्सूत्रभाजां च कुदर्शनानां, श्रद्धा चतुर्धा प्रतिपालनीया ॥ ३ ॥

૧ જીવ-અજીવ વગેરે નવ તત્ત્વોનો પરિચય ૨ સમ્યગદૃષ્ટિ પુરૂષોની સે અથવા પંચ મહાવ્રતધારીઓની શુશ્રૂષા, અને ૩ ઉત્સૂત્ર પ્રરૂપણા કરનારા નિહ્નવાદિનો ત્યાગ, ૪ કુદર્શનીઓનો અસંગ એ ચાર પ્રકારની શ્રદ્ધા પાલન કરવી જોઇએ.

### સમ્યક્ત્વના ત્રણ લિંગ.

### वसन्ततिलका (४-५).

अर्हत्प्रणीतकृतिभङ्गनयानुयोगशुश्रूषणं प्रतिदिनं जिनधर्मरागः ।
श्रीमज्जिनेषु जिनधर्मरतेषु वैयावृत्त्यं त्रिधेति मुनयः प्रवदन्ति लिङ्गम् ॥४

૧ શ્રી વીતરાગ પ્રભુએ પ્રરૂપેલ આગમ, સપ્તભંગી, નય અને ચાર પ્રકારના અનુયોગને સાંભળવાની અભિલાષા

૨ પ્રતિ દિવસ જિનધર્મ ઉપર રાગ

૩ જિનધર્મમાં તત્પર એવા દેવ, ગુરૂ પ્રમુખ ઉત્તમ પુરૂષોની વૈયાવચ્ચ કરવી

એ ત્રણ લિંગ સમ્યક્ત્વના કહેવાય છે ૪

### સમ્યક્ત્વની ત્રણ શુદ્ધિ અને પાંચ દૂષણ

देवो जिनो जिनमतं जिनमार्गरक्ताः,
संसारसारमिति शुद्धिरिह त्रिधेयम् ।
शङ्कादिदोषनिवहो ननु पञ्चभेदः,
सम्यक्त्वदूषणकरः परितोऽपि हेयः ॥ ५ ॥

શ્રી જિનભગવાન દેવ, જિનભગવાને પ્રરૂપેલો ધર્મ અને જિનમાર્ગમાં રક્ત—એટલે આ સંસારમાં સાર છે, એમ મન વચન અને કાયાની શુદ્ધિએ માનવું એ સમ્યક્ત્વની ત્રણ પ્રકારની શુદ્ધિ છે, અને શંકા, કાંક્ષા વિચિ

કિત્સા, પ્રશંસા અને સંસ્તવ-એ પાંચ પ્રકારનાં દૂષણ સમ્યક્ત્વને દોષિત કરનારાં છે, તેથી તેનો સર્વથા ત્યાગ કરવો. ૫

### સમ્યક્ત્વમાં દશ પ્રકારનો વિનય

## इन्द्रवज्रा.

पञ्चप्रकारे परमेष्ठिवर्गे, धर्मे श्रुतौ शासनचैत्ययोश्च ।
सद्दर्शने यो विनयः स विज्ञैर्विज्ञेय इत्थ दशधापि सम्यक् ॥ ६ ॥

૧ અરિહંત દેવ, ૨ સિદ્ધ ભગવાન, ૩ આચાર્ય ભગવાન, ૪ ઉપાધ્યાય અને ૫ સર્વ સાધુ એ પાંચ પરમેષ્ઠી, ૬ ચારિત્રધર્મ, ૭ શ્રુતસિદ્ધાંત, ૮ ચતુર્વિધસંઘ, ૯ ચૈત્ય (અરિહંતની મૂર્તિ) અને ૧૦ સમ્યગ્દર્શન—એટલાનો વિનય કરવો એ દશ પ્રકારનો વિનય સુજ્ઞ પુરુષોએ સમ્યક્ત્વને વિષે જાણવો જોઈએ. ૬

### સમ્યક્ત્વના પ્રભાવને વધારનારા આઠ પ્રભાવકો

## उपजाति (૭ થી ૧૧)

वादी कविर्धर्मकथस्तपस्वी, नैमित्तिकः प्रावचनी सुसिद्धः ।
विद्याधरोऽष्टौ प्रतिभाप्रभावात्प्रभावकाः श्रीजिनशासने स्युः ॥ ७ ॥

૧ ન્યાયથી વાદ કરનાર, ૨ કવિ, ૩ ધર્મની કથા કહેનાર, (ધર્મોપદેશક), ૪ તપસ્વી, ૫ નૈમિત્તિક (ભવિષ્યવેત્તા), ૬ જિનમત તથા પરમતનો જ્ઞાતા, ૭ આકાશગામિની વિદ્યા વગેરે સિદ્ધિવાળો, અને ૮ મંત્રવિદ્યા જાણનાર—એ આઠ પ્રતિભાના પ્રભાવથી શ્રી જિનશાસનના પ્રભાવક કહેવાય છે. ૭

### સમ્યક્ત્વનાં પાંચ ભૂષણો

कौशल्यमुच्चैर्जिनशासनेऽस्मिन्, प्रभावना तीर्थनिषेवनानि ।
भक्तिः स्थिरत्वं सुगुणाश्च पञ्च, सम्यक्त्वमेते प्रविभूषयन्ति ॥ ८ ॥

---

શંકા—વીતરાગનાં વચનમાં સંશય કરવો.
કાંક્ષા—જિનમત સિવાય અન્યમતની વાંછા કરવી.
વિચિકિત્સા—ધર્મના ફળવિષે સંદેહ રાખવો.
પ્રશંસા—લિંગી નિહ્નવાદિ પાખંડી લોકોની પ્રશંસા કરવી.
સંસ્તવ—મિથ્યાત્વી લોકોનો પરિચય રાખવો.

સમ્યક્ત્વમા ચતુર્વિધ શ્રદ્ધાનુ પ્રતિપાલન કરવુ જોઇએ.

## इन्द्रवज्रा

जीवादितत्त्वेषु सुसस्तवा य', सेवा सुदृष्टिव्रतिना न सङ्ग· ।
उन्मुत्रभाजा च कुदर्शनाला, श्रद्धा चतुर्धा प्रतिपालनीया ॥ ३ ॥

૧ જીવ-અજીવ વગેરે નવ તત્વોનો પરિચય ૨ સમ્યગ્દ્રષ્ટિ પુરૂષોની સેવા, અથવા પચ મહાવ્રતધારીઓની શુશ્રુષા, અને ૩ ઉત્સૂત્ર પ્રરૂપણા કરનારા નિહ્નવા દિનો ત્યાગ, ૪ કુદર્શનીઓનો અનગ એ ચાર પ્રકારની શ્રદ્ધા પાલન કરવી જોઇએ

સમ્યક્ત્વના ત્રણ લિગ.

## वसन्ततिलका (४–५).

अर्हत्प्रणीतकृतिभङ्गनयानुयोगशुश्रूषणा प्रतिदिन जिनधर्मरागः ।
श्रीमज्जिनेषु जिनधर्मरतेषु वैयावृत्त्य त्रिरेति मुनय प्रवदन्ति लिङ्गम् ॥४॥

૧ શ્રી વીતરાગ પ્રભુએ પ્રરૂપેલ આગમ, ભગી, નય અને ચાર પ્રકારના અનુયોગને સાભળવાની અભિલાષા

૨ પ્રતિ દિવસ જિનધર્મ ઉપર રાગ

૩ જિનધર્મમા તત્પર એવા દેવ, ગુરૂ પ્રમુખ ઉત્તમ પુરૂષોની વૈયાવચ્ચ કરવી

એ ત્રણ લિગ સમ્યક્ત્વના કહેવાયછે ૪

સમ્યક્ત્વની ત્રણ શુદ્ધિ અને પાંચ દૂષણ.

देवो जिना जिनमत जिनमार्गरक्षा,
ससारसारमिति शुद्धिरिह त्रिधेयम् ।
शङ्कादिदोषनिवहो ननु पञ्चभेद ,
सम्यक्त्वदूषणकर परितोऽपि हेय' ॥ ५ ॥

શ્રી જિનભગવાન્ દેવ, જિનભગવાને પ્રરૂપેલો ધર્મ અને જિનમાર્ગનુ રક્ષણ-એજ આ સસારમા સાર છે એમ મન વચન અને કાયાની શુદ્ધિથી માનવું એ સમ્યક્ત્વની ત્રણ પ્રકારની શુદ્ધિ છે, અને શકા, કાક્ષા વિચિ

## સયમના સત્તર ભેદ.

### आर्या (१ थी ६).

पञ्चाश्रवाद्विरमणं, पञ्चेन्द्रियनिग्रहः कषायजयः ।
दण्डत्रयविरतिश्चेति संयमः सप्तदशभेदः ॥ १ ॥

પાચ પ્રકારના આશ્રવ (૧ પ્રાણાતિપાત, ૨ મૃષાવાદ, ૩ અદત્તાદાન, ૪ મૈથુન અને ૫ પરિગ્રહ) કર્મોથી વિરામ એટલે નિવૃત્તિ પાચ ઇંદ્રિયો (૧ ચક્ષુ, ૨ શ્રોત્ર, ૩ ત્વચા, ૪ નાસિકા અને ૫ રસના) નો નિગ્રહ એટલે તેના વિષયોમાથી નિવૃત્તિ. ચાર પ્રકારના કષાયો (૧ ક્રોધ, ૨ માન, ૩ માયા અને ૪ લોભ) નો વિજય કરવો તે અર્થાત્ તે કષાયોને આધીન ન થવુ તે અને ત્રણ (૧ મન, ૨ વચન, ૩ કાયા) ના દડોની નિવૃત્તિ કરવી આવી રીતે સત્તર ભેદવાળો સયમ છે ૧

## યત્નાર્યે ધર્મ.

जयणा य धम्मजणणी, जयणाधम्मरणपालणी होइ ।
तवबुड्ढीकरी जयणा एगंतसुहावहा जयणा ॥ २ ॥

યત્ના, ધર્મની ઉત્પત્તિ કરનાર માતા છે, યત્ના, ધર્મની પ્રતિપાલના કરનાર છે, યત્ના, તપશ્ચર્યાની વૃદ્ધિ કરનાર છે ખરેખર યત્ના, મહાદેવી છે, કે જે તે એકાત-અદ્વિતીય-સુખસમુદાયને અર્પનારી છે ૨

તથા—

जयणाइ वट्टमाणो जीवो सम्मत्तणाणचरणाणं ।
सद्धाबोहणसेवण भावेणा राहओ होइ ॥ ३ ॥

યત્નાર્યે વર્તનારો જીવ, સમ્યક્ત્વમા શ્રદ્ધા કરવાથી, જ્ઞાનના જાણપણાથી તથા ચારિત્રને સેવવાથી, આરાધક થાયછે ૩

## અસંયતિ.

पल्ले महइ महल्ले कुभ पक्खिवइ सोहए नालि ।
अस्संजए अविरए बहु बंधइ निज्जरइ थोवं ॥ ४ ॥

જેમ મ્હોટા પાલા (એક જાતના માપ) મા એક ઘડો ભરીને દાણા નાખવામાં આવે અને એક પવાલુ ભરીને કાઢવામા આવે તેમ અવિરતિ અસયતિ ઘણા કર્મ બાધે અને થોડા નિર્જરે ૪

## स्रग्धरा

त्रैकाल्य द्रव्यषट्कं नवपदसहित जीवषट्कायलेश्याः,
पञ्चान्ये चास्तिकाया व्रतसमितिगतिज्ञानचारित्रभेदाः ।
इत्येतन्मोक्षमूलं त्रिभुवनमहितैः प्रोक्तमर्हद्भिरीशैः,
प्रत्येति श्रद्धाति स्पृशति च मतिमान् यः स वै शुद्धबुद्धिः ॥१५॥

सूक्तिमुक्तावली

ત્રિકાળ, છ દ્રવ્ય, નવ પદ, ષટ્જીવનિકાય છ લેશ્યા, પાચ અસ્તિકાય, પચ મહાવ્રત, પાચ સમિતિ, ચાર ગતિ પાચ જ્ઞાન અને ચારિત્રના ભેદ—એ સર્વ મોક્ષનું મૂળ છે, એમ ત્રણ ભુવનોએ પૂજેલા એવા શ્રી અરિહંત ભગવાનોએ કહેલ છે, તે ઉપર જે બુદ્ધિમાન્ મનુષ્ય પ્રતીતિ રાખે, શ્રદ્ધા કરે, અને તેને આચરે, તે મનુષ્ય શુદ્ધ બુદ્ધિવાળો ગણાયછે ૧૫.

શુદ્ધ શ્રદ્ધાનુ ભાન થવામાટે સૂચના આપી આ સમ્યક્ત્વસ્વરૂપ ૬૭ બોલ-આશ્રય અધિકાર પૂર્ણ કરવામા આવે છે



## चारित्रवर्णन-अधिकार.



મૈનવ્યાને પ્રાપ્ત થયેલ મુનિ કે જે બીજાઓને સમ્યક્ત્વનો બોધ કરનાર છે તેનું શુ કર્તવ્ય છે? આ બાબત જાણવાની સાધુને ઘણીજ અગત્ય છે, કારણકે ચારિત્રહીન એવા યતિનું જીવન વ્યર્થપ્રાય છે તે એટલે સુધી કે સત્શાસ્ત્રોનું દર્શન અને તેનુ યથાર્થજ્ઞાન સાધુએ પ્રાપ્ત કરેલ હોય પરંતુ જો તે સાધુમા ઉત્તમ ચારિત્ર ન હોય તો શાસ્ત્રોનું દર્શન જ્ઞાન વિગેરે બધુ મોક્ષમાટે નિષ્ફળજ છે જેથી સત્ચારિત્રના પાલનની યતિને ઘણીજ જરૂર છે તે રત્ન ચારિત્રોનું દિગ્દર્શન કરાવવા સારૂ આ અધિકારનો આરંભ કરવામા આવેછે તો આ અધિકારનું યથાર્થ પરિશીલન કરી મુનિવર્યો આ વ્યાખ્યાનકારના પ્રયત્નને સફળ કરશે

## પાંચ આશ્રવ કર્મોના વિરામપૂર્વક હિંસાદિ પાપકર્મથી નિવૃત્તિ તે ઉત્તમ વ્રતો છે.

हिंसानृतस्तेयजनातिसङ्गनिवृत्तिरूप व्रतमङ्गभाजाम् ।
पञ्चप्रकार शुभसन्ततिहेतु जिनेश्वरैर्ज्ञातसमस्ततत्त्वैः ॥ ९ ॥

હિંસા, અસત્ય ભાષણ, ચોરી અને મનુષ્યોને અતિસંગ (મૈથુન અને પરિગ્રહ) આ કાર્યોની નિવૃત્તિરૂપ પાચ આશ્રવોના વિરામરૂપે પાચ પ્રકારનું વ્રત દેહધારી પુરૂષોનું પુણ્યોત્પાદનના કારણરૂપ છે એમ સમગ્રતત્ત્વને જાણુનાર એવા શ્રીજિનેશ્વર ભગવાને કહ્યુ છે ૯

## મુનિઓનું પહેલું અહિંસાવ્રત.

जीवास्त्रसस्थावरभेदभिन्नास्त्रसाश्चतुर्धात्र भवेयुरन्ये ।
पञ्चप्रकार त्रिविधेन तेषा, रक्षा ह्यहिंसाव्रतमस्ति पूतम् ॥ १० ॥

ત્રસકાય (જંગમ પ્રાણીઓ) અને વૃક્ષાદિ સ્થાવર પ્રાણીઓ એમ ભેદથી જીવો બે પ્રકારના છે, તેમા ત્રસકાય જીવો (નારકી, તિર્યંચ, મનુષ્ય અને દેવ) એમ ચાર પ્રકારના છે અને સ્થાવર પ્રાણીઓ (પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને વનસ્પતિ) એમ પાચ પ્રકારના છે, તે પ્રાણીઓની મન-વચન-કાયાએ કરીને કર્તા, કારયિતા અને અનુમોદયિતા આમ ત્રણ ત્રણ પ્રકારે રક્ષા કરવી આ પવિત્ર એવુ અહિંસાવ્રત છે ૧૦

## તેમજ સાધુએ પાણી કેવું પીવું ?

स्पर्शेन वर्णेन रसेन गन्धाद्यदन्यथा वारि गतस्वभावम् ।
तत्प्रासुक साधुजनस्य योग्य, पातु मुनीन्द्रा निगदन्ति जैनाः ॥ ११ ॥

સ્પર્શથી, રંગથી, રસથી અને ગંધથી જે પાણી બીજી રીતના સ્વભાવને પામ્યુ છે અર્થાત્ ઉષ્ણાદિ થવાથી જેણે પોતાનુ સ્વરૂપ ફેરવી નાખ્યુ છે એવું પવિત્ર (દોષરહિત) જળ સાધુજનને પીવા યોગ્ય છે, એમ શ્રીજિનેશ્વરો કહેછે ૧૧

## મુનિઓનુ સત્ય ભાષણરૂપી બીજુ વ્રત.

यथार्थवाक्य रहित कषायैरपीडन प्राणिगणस्य पूतम् ।
गृहस्थभाषाविकल यथार्थं, सत्यव्रत स्याद्वदता मुनीनाम् ॥ १२ ॥

તેમજ—

पल्ले महइ महल्ले कुभे सोहेइ परिकवे नालिं ।
जेसजए पमत्ते बहु निज्जरइ बधइ थोवं ॥ ५ ॥

જેમ એક મ્હોટા પાલામા એક પવાલુ ભરીને ફોતરા નાખે અને એક ઘડો ભરીને સાફ કરે તેમ પ્રમાદી સયતિ ઘણાં કર્મો નિર્જરે અને થોડાં કર્મો બાંધે. ૫.

## સયતિ મુનિ.

पल्ले महइ महल्ले कुभ सोहेइ परिकवे नर्किंचि ।
जेसजए पमत्ते बहु निज्जरइ बधइ नर्किंचि ॥ ६ ॥

सूक्तिमुक्तावली

જેમ એક મ્હોટા પાવામા કઇ પણ ફોતરા નાખવામા આવે નહિ અને ઘડો ભરી ભરીને તે શોધવામા આવે તેમ અપ્રમાદી સયતિ ઘણા કર્મો નિર્જરે અને કઇ પણ બાંધે નહિ ૬

## ચારિત્રની ઉત્તમતા.

### उपजाति (७ थी १५)

सद्दर्शनज्ञानबलेन भूता, पापक्रियाया विरतिस्त्रिधायाः ।
जिनेश्वरैः सदुदित चारित्र, समस्तकर्मक्षयहेतुभूतम् ॥ ७ ॥

ઉત્તમ શાસ્ત્રોના જ્ઞાનના બળથી થયેલી એવી ત્રણ પ્રકારની (કર્ત્તા, કાર યિતા અને અનુમોદયિતારૂપે મન-વચન ને કાયાયે કરીને થતી પાપ ક્રિયાની જે) વિરતિ એટલે નિવૃત્તિ, તે સમગ્ર કર્મોના નાશના કારણરૂપ છે એમ ઉત્તમ ચરિત્ર, શ્રીજિનેશ્વર ભગવાને કહેલુ છે ૭

## તેની સિદ્ધિ.

शम क्षय मिश्रमुपागतायां, तद्घातिकर्म प्रकृतौ त्रिधातः ।
द्विधा सरागेतरभदतश्च, प्रजायते साधनसाध्यरूपम् ॥ ८ ॥

પચ્ચીસ પ્રકારની પ્રકૃતિ, શમ, ક્ષય અથવા બનેનો (શમ-ક્ષયનો) જે મિશ્રભાવ આમ ત્રણ પ્રકારને પામતા આથી તેનો નાશ કરનારૂ જે કર્મ તે, રાગ, દ્વેષ એમ બે પ્રકારના ભેદથી (ક્ષયોપશમથી) સાધન અને સાધ્યરૂપ થાયછે ૮

## પાંચ આશ્રવ કર્મોના વિરામપૂર્વક હિંસાદિ પાપકર્મથી નિવૃત્તિ તે ઉત્તમ વ્રતો છે.

हिंसानृतस्तेयजनातिसङ्गनिवृत्तिरूपं व्रतमङ्गभाजाम् ।
पञ्चप्रकारं शुभसूतिहेतु जिनेश्वरैर्ज्ञातसमस्ततत्त्वैः ॥ ९ ॥

હિંસા, અસત્ય ભાષણ, ચોરી અને મનુષ્યોને અતિસંગ (મૈથુન અને પરિગ્રહ) આ કાર્યોની નિવૃત્તિરૂપ પાંચ આશ્રવોના વિરામરૂપે પાંચ પ્રકારનું વ્રત દેહધારી પુરૂષોનું પુણ્યોત્પાદનના કારણરૂપ છે એમ સમગ્રતત્ત્વને જાણનાર એવા શ્રીજિનેશ્વર ભગવાને કહ્યું છે ૯

## મુનિઓનું પહેલું અહિંસાવ્રત.

जीवास्त्रसस्थावरभेदभिन्नास्त्रसाश्चतुर्धात्र भवेयुरन्ये ।
पञ्चप्रकारं त्रिविधेन तेषां, रक्षा ह्यहिंसाव्रतमस्ति पूतम् ॥ १० ॥

ત્રસકાય (જગમ પ્રાણીઓ) અને વૃક્ષાદિ સ્થાવર પ્રાણીઓ એમ ભેદથી જીવો બે પ્રકારના છે, તેમા ત્રસકાય જીવો (નારકી, તિર્યંચ, મનુષ્ય અને દેવ) એમ ચાર પ્રકારના છે અને સ્થાવર પ્રાણીઓ (પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને વનસ્પતિ) એમ પાંચ પ્રકારના છે, તે પ્રાણીઓની મન-વચન-કાયાયે કરીને કર્તા, કારયિતા અને અનુમોદયિતા આમ ત્રણ ત્રણ પ્રકારે રક્ષા કરવી આ પવિત્ર એવું અહિંસાવ્રત છે ૧૦

## તેમજ સાધુએ પાણી કેવું પીવું ?

स्पर्शेन वर्णेन रसेन गन्धाद्यदन्यथा वारि गतस्वभावम् ।
तत्प्राशुकं साधुजनस्य योग्यं, पातुं मुनीन्द्रा निगदन्ति जैनाः ॥ ११ ॥

સ્પર્શથી, રંગથી, રસથી અને ગંધથી જે પાણી બીજી રીતના સ્વભાવને પામ્યું છે અર્થાત્ ઉષ્ણાદિ થવાથી જેણે પોતાનું સ્વરૂપ ફેરવી નાખ્યું છે એવું પવિત્ર (દોષરહિત) જળ સાધુજનને પીવા યોગ્ય છે, એમ શ્રીજિનેશ્વરો કહેછે ૧૧

## મુનિઓનું સત્ય 'ભાષણરૂપી' બીજું વ્રત.

यथार्थवाक्यं रहितं कषायैरपीडनं प्राणिगणस्य पूतम् ।
गृहस्थभाषाविकलं यथार्थं, सत्यव्रतं स्याद्वदतां मुनीनाम् ॥ १२ ॥

ક્રોધ, માન, માયા અને લોભ આમ ચાર પ્રકારના કષાયોથી રહિત, પ્રાણી માત્રને પીડા ન કરનાર, ગૃહસ્થ મનુષ્યોની ભાષાથી જુદી રીતનુ યથાર્થ (સત્ય) એવુ જે ભાષણ તેને કરતા (ઉચ્ચરતા,) એવા મુનિઓનુ તે શુદ્ધ એવુ સત્યવ્રત કહેલુ છે ૧૨

## મુનિઓનુ "अन्तग्रहवर्जन" નામનુ ત્રીજુ વ્રત

ग्रामादि नष्टादि धन परेषामग्राह्यतोऽन्यादि मुने त्रिधापि ।
भवत्यदत्तग्रहवर्जनाख्य, व्रत मुनीना गदित हि लोके ॥ १३ ॥

બીજાઓનુ ગામ વિગેરે તથા રસ્તામા પડી ગયેલુ ધન વિગેરે સ્વલ્પ પદાર્થને પણ ત્રણ (મન, વચન, કાયા અને કર્ત્તા કારયિતા અનુમોદયિતા,) ત્રણ રીતે ગ્રહણ ન કરનાર મુનિઓનુ "अदत्तग्रहवजन" નામનુ અર્થાત્ ન આપેલુ જેમા ગ્રહણ કરાતુ નથી એવુ નક્કી લોકમા કહેલ ત્રીજુ વ્રત કહેવાયછે અર્થાત યતિઓએ તૃણની શલાકા જેટલી વસ્તુ પણ અદત્ત (તેના ધણીએ ન આપેલી) ગ્રહણ ન કરવી. ૧૩

## યતિનુ ચોથુ "अमैथुनव्रत"

विलोक्य मातृस्वसृदेहजावत्, स्त्रीणा त्रिक रागवशेन यासाम् ।
विलोकनस्पर्शनसङ्कथाभ्यो, निवृत्तिरस्त तदमैथुनव्रतम् ॥ १४ ॥

જે ત્રણ તમામ સ્ત્રીઓનુ દર્શન માતા, બ્હેન, પુત્રી આમ ત્રણરૂપે કરીને રાગને વશ રાખી તેઓની સામુ જોવુ, સ્પર્શ કરવો, વાર્તાલાપ કરવો આ કાર્યોમાથી નિવૃત્તિ રાખવી તે મુનિનુ अमैथुनव्रतम् અર્થાત અમૈથુનવ્રત કહેવુ છે એટલે સર્વ સ્ત્રીઓમા માતા, બ્હેન તથા પુત્રીવત્ ભાવ રાખવો અને તેઓની સાથે રાગથી (સાંસારિક સ્નેહથી) ભાષણાદિ ન કરવુ એવો અર્થ છે ૧૪

## મુનિનુ પાચમુ "नैसग्य" (અપરિગ્રહ) વ્રત

सचेतनाचेतनभेदतोस्था , परिग्रहा' सन्ति विचित्ररूपा ।
तेभ्यो निवृत्तिस्त्रिविधेन यत्र, नैसङ्ग्यमुक्त तदपास्तसङ्गै. ॥ १५ ॥

જડચેતનના ભેદપણાથી ઉત્પન્ન થયેલા પરિગ્રહો વિચિત્રરૂપવાળા છે તે પરિગ્રહોમાથી ત્રણ પ્રકારે (મન, વચન કાયાયે તથા કર્ત્તા કારયિતા અને અનુમોદયિતારૂપે). એમ ત્રિવિધે-ત્રિવિધે નિવૃત્તિ પ્રાપ્ત કરવી તેને નિઃસગ મુનિઓએ "નૈસગ્ય" (પરિગ્રહ નિરમણ) નામનુ વ્રત કહેલુ છે ૧૫

હવે પાચ પ્રકારની સમિતિ કહેવાયછે તેમા પ્રથમ ईर्यासमिति.

## उपेन्द्रवज्रा.

युगान्तरप्रेक्षणतः स्वकार्याद्, दिवा यथा जन्तुविवर्जितेन ।
यतो मुनेर्जीवविराधहान्या, गतिर्वरेर्यासमिति' समुक्ता ॥ १६ ॥

પ્રથમ તો કોઇ પણ સ્થાનમા જવુ હોય તો પોતાના કાર્યને માટેજ જવુ, તેમા પણ માર્ગમા યુગ (બળદના કાધઉપર રહેતી ધુસરી) ના પ્રમાણ જેટલી ભૂમિનુ નિરીક્ષણ કરી, તંઉપર પગ મુકવો અને તે પણ દિવસેજ ગતિ કરી શકાય અને કદાચ રાત્રિએ માત્રાદિ કારણે જવાનુ થાય તો, દિવસે જે જગ્યાને જન્તુ વર્જિત જોયેલ છે, તે પ્રદેશમાજ જઇ શકાય મુનિની આ પ્રમાણે વર્તન કરવાથી જીવોની પીડા જેમા થતી નથી એવી ગતિરૂપ ઉત્તમ એવી ईर्यासमिति કહેલી છે ૧૬

બીજી भाषासमिति

## उपजाति (१७ थी २२).

आत्मप्रशसापरदोपहासपैशुन्यकार्कश्यविरुद्धवाक्यम् ।
विवर्ज्य भाषा वदता मुनीना, वदन्ति भाषासमिति जिनेन्द्रा• ॥ १७ ॥

પોતાની પ્રશસા, બીજાના દોષની હાસી, ચાડીઆપણુ, કઠોરપણુ અને વિરૂદ્ધ વાક્ય આવી રીતની ભાષાનો ત્યાગ કરીને ઉપર્યુક્ત દોષોથી રહિત એવી પવિત્ર ભાષાને બોલનાર એવા મુનિઓનુ તે भाषासमिति નામનુ વ્રત થાયછે એમ જિનેન્દ્ર ભગવન્તોએ કહ્યુ છે ૧૭

ત્રીજી एषणासमिति.

अनुद्गमोत्पादनवल्भदोपा, मनोवचःकायविकल्पशुद्धा ।
स्वकारणा या मुनिपस्य भुक्तिस्तामेषणाख्या समितिं वदन्ति ॥ १८ ॥

ઉદ્દગમ, ઉત્પાદન વિગેરે ભોજનના દોષોથી જે રહિત છે, અને જે મન, વચન અને કાયાના વિકલ્પોથી શુદ્ધ છે અને જે ભોજન મુનિએ ગોચરી કરી પોતાને માટેજ આણેલુ છે તેવા આહારનુ જે ભક્ષણ કરવુ તેને મુનીન્દ્રો— તીર્થકરો एषणा નામની સમિતિ કહેછે ૧૮

## ચોથી आदाननिक्षेपणनामनी समिति.

आदाननिक्षेपविधेर्विधाने, द्रव्यस्य योग्यस्य मुने' स यत्न ।
आदाननिक्षेपणनामधेया, वदन्ति सन्तः समितिं पवित्राम् ॥ १९ ॥

પોતાને (મુનિને) યોગ્ય એવા પદાર્થનું ગ્રહણ કરવુ તથા તે તે સ્થાનમા પાછુ મૂકવું આવા કાર્યના વિધાનમા મુનિનો જે યત્ન છે તેને "आदाननिक्षेपण" નામની પવિત્ર "समिति" સત્પુરૂષો કહેછે, અર્થાત્ જન્તુઓનો નાશ ન થાય તેવી રીતે પદાર્થનું ગ્રહણ નિક્ષેપનુ કાર્ય કરવુ ૧૯

## પાચમી "परिष्ठापन" નામની समिति

दूरे विशाले जनजन्तुमुक्ते, गूढेऽविरुद्धे त्यजतो मलानि ।
पूतां प्रतिष्ठापननामधेया, वदन्ति साधो' समितिं जिनेन्द्राः ॥ २० ॥

જે મુનિ ગામથી દૂર, વિશાલ, મનુષ્યો તથા જતુઓથી રહિત, એકાન્ત, વિરોધહીન એવા સ્થળમા મળનો ત્યાગ કરેછે તેને જિનેન્દ્ર ભગવન્તો સાધુની प्रतिष्ठापन નામની પવિત્ર समिति કહેછે અથાત્ સાધુએ ઉપર્યુક્ત સ્થળમા મલોત્સર્ગાદિ કરવુ ૨૦

## પાચ समितिनो પ્રબોધ કોણ કહેછે?

समस्तजन्तुप्रतिपालनार्थाः, कर्माश्रवद्वारनिरोधदक्षा' ।
इमा मुनीनां निगदन्ति पञ्च, पञ्चत्वमुक्ता समितीर्जिनेन्द्राः ॥ २१ ॥

સમસ્ત પ્રાણી માત્રનુ પાલન કરવું એજ જેને એક અર્થ છે અને જેઓ પ્રાણાતિપાતાદિ પાચ પ્રકારના આશ્રવ કર્મોના દ્વારોને બન્ધ રાખવામા સમર્થ છે એવી પચત્વ (મરણધર્મ) થી મુક્ત થઈ ગયા છે એવા જિનેન્દ્ર ભગવન્તો નિશ્ચય કરીને મુનિઓની આ પાચ समितिओ કહેછે ૨૧

## ત્રણ પ્રકારની ગુપ્તિઓ.

स्वान्तवचस्तनूनां, सूत्रानुसारेण निवृत्तयो वा ।
जिनेशा कथयन્ति तिस्रो, ... ॥ २२ ॥

પોતાની મન વચન અને ... ઓ કરવી અથવા
... તે તે કર્મ નિવૃત્તિઓ કરવી તે ... આવી રીતની

જે ક્રિયાઓ તેને જિનેશ ભગવન્તો ત્રણ પ્રકારની ગુપ્તિઓ કહેછે કે જેમા બાધા કર્મોના બધનનો નાશ થઇ જાયછે. ૨૨.

## ૧ લી મનગુપ્તિ

## रुचिराछन्द (२३ थी २५).

मनःकरी विषयवनानि लापुको, नियम्य यैः शमयमशृङ्खलैर्दृढम् ।
वशीकृतो मननशिताङ्कुशैः सदा, तपोधना मम गुरवो भवन्तु ते ॥२३॥

શબ્દાદિ પાચ વિષયોરૂપી વનોની ઇચ્છા કરનાર એવા મનરૂપી હાથીને, શમ, યમ (ઇન્દ્રિયનિગ્રહ)રૂપી સાકળોથી મજબૂત બાધીને મનન કરવારૂપી તીક્ષ્ણ અકુશોથી વશ કરનારા અને તપરૂપી જેને ધન છે એવા તે મહાત્માઓ મ્હારા ગુરૂ (ઉપદેશ કરનાર) થાઓ, અર્થાત્ ગુરૂઓ આવા લક્ષણવાળા જોઇએ. ૨૩

## ૨ જી વચનગુપ્તિ

न निष्ठुरं कटुकमवद्यवर्धनं, वदन्ति ये वचनमनर्थमप्रियम् ।
समुद्यता जिनवचनेषु मौनिनो, गुणैर्गुरूनमणमत तान्गुरून्सदा ॥२४॥

કઠોર, કડવું, અમગલ (પાપ) ને વધારનારૂ, અર્થહીન, અને અપ્રિય એવા વચનને જે મહાત્માઓ બોલતા નથી અને જેઓ જિનેન્દ્ર ભગવાનના વચનોમા પ્રીતિવાળા છે અને મૌની એટલે કાર્યપૂરતુજ બોલનારા છે, સદ્ગુણો (ચરિત્રો) થી મ્હોટા એવા તે ગુરૂઓને તમો સદા પ્રણામ કરો અર્થાત્ આવા ગુરૂઓજ વન્દનાને પાત્ર છે ૨૪

## ૩ જી કાયગુપ્તિ.

न कुर्वते कलिलववर्धकक्रियाः, सदोद्यताः शमयमसंयमादिषु ।
रता न ये निखिलजनक्रियाविधौ, भवन्तु ते मम हृदये कृतास्पदाः ॥२५॥

જે સદ્ગુરૂઓ થોડા પણ ક્લેશને વધારનાર એવી ક્રિયાઓ કરતા નથી, અને સદા શમ, યમ, સયમ વિગેરે કાર્યોમા જે ઉદ્યમવાળા છે વળી જેઓ સમગ્ર સસારી જીવોને કરવાની ક્રિયાવિધિમા પ્રીતિવાળા નથી, એવા મહાત્માઓ મારા હૃદયમા નિવાસ કરવાવાળા થાઓ અર્થાત્ હૃદય એવા ગુરૂઓનેજ ગુરૂતરીકે માનવાવાળુ થાઓ ૨૫

ઉપર કહેલ ત્રયોદશવિધચારિત્રના સામાયિકાદિ પાચ ભેદો કહેછે.

## उपजाति.

एवं चारित्रस्य चरित्रयुक्तैस्त्रयोदशाङ्गस्य निवेदितस्य ।
व्रतादिभेदेन भवन्ति भेदाः, सामायिकाद्याः पुनरेव पञ्च ॥ २६ ॥

આવી રીતે ચરિત્રયુક્ત મુનીંદ્ર પુરૂષોએ નિવેદન કરેલ તેર અગવાળા એટલે પૂર્વોક્તપાચવ્રતો, પાચસમિતિઓ અને ત્રણગુપ્તિઓ એ પ્રમાણે તેર અગવાળા ચરિત્રના વ્રતાદિના ભેદથી પુન (ફરીને) સામાયિકાદિ (૧ સામાયિક ચારિત્ર, ૨ છેદોપસ્થાપનીયચારિત્ર ૩ પરિહારવિશુદ્ધચારિત્ર ૪ સૂક્ષ્મસપરાય ચારિત્ર, અને ૫ યથાખ્યાતચારિત્ર, એમ) પાચ ભેદો થાયછે ૨૬

## इन्द्रवज्रा (२७–२८).

पञ्चाधिका विंशतिरस्त्यनेकैरुक्ताः कषायाः क्षयतः शमाद्वा ।
तेषां यथाख्यातचरित्रमुक्तं, तन्मिश्रतायामितरं चतुष्कम् ॥ २७ ॥

નિર્દોષ મહાત્માઓએ જે ચારિત્ર મોહનીની જે પ્રકૃતિના પચીશ કષાયો કહ્યા છે, તે કષાયોના ક્ષયથી અથવા ઉપશમથી યથાખ્યાત નામનુ ચરિત્ર પ્રાપ્ત થયુ કહેવાયછે, અને તે ક્ષય તથા ઉપશમની મિશ્રતામા બીજા ચાર (સામાયિક, છેદોપસ્થાપનીય, પરિહારવિશુદ્ધ અને સૂક્ષ્મસપરાય) ચરિત્રો કહેવાયછે ૨૭

### સદ્દર્શન તથા જ્ઞાનના ફળરૂપ ચરિત્ર છે

सद्दर्शनज्ञानफलं चरित्रं, ते तेन हीने भवतो वृथैव ।
सूर्याद्यसङ्गेन दिवेव नेत्रे, नैतत्फलं ये न वदन्ति सन्तः ॥ २८ ॥

શુદ્ધ સમ્યક્ત્વ અને સદ્જ્ઞાન તે બન્નેના ફળરૂપ ચારિત્ર કહ્યુ છે, એટલે સદ્દર્શન તથા જ્ઞાન હોય પણ તે સુચારિત્રથી રહિત હોય તો મોક્ષપ્રાપ્તિ થઇ શકતી નથી વાસ્તે તે નકામા છે, એટલે ચારિત્રને ઉત્પ ન કરનાર) એવા તે બન્ને નિષ્ફળ છે, ત્યા દષ્ટાત આપેછે કે—જેમ દિવસે સૂર્યાદિ પ્રકાશ વિના (શુદ્ધ વિગેરેમા) બે નેત્રો વ્યર્થ છે અર્થાત્ નેત્રો છે છતા પ્રકાશના અભાવમા કાઇ કામ કરી શકતા નથી તેવી રીતે આ સમ્યક્ત્વદર્શન તથા જ્ઞાન તેનુ ફળ નથી તેમ સત મહાત્માઓ પણ જે એને ફળ કહેતા નથી જેથી ચારિત્રજ ફળરૂપે છે માટેજ મુનિઓએ ચારિત્રનુ યથાર્થ રીતે સેવન કરવુ ૨૮

### કષાયો ચારિત્રના ઘાતક છે.

## उपेन्द्रवज्रा.

कषायमुक्तं कथितं चरित्रं, कषायवृद्धावपघातमेति ।
यदा कषायः शममेति पुंसस्तदा चरित्रं पुनरेति पूतम् ॥ २९ ॥

કષાયો (ક્રોધ, માન, માયા, લોભ) થી મુક્ત એવું જે ચારિત્ર તે કષાયો વધતા નાશ પામેછે અને જ્યારે પુરૂષના કષાયદોષ શાન્તિને પામેછે, ત્યારે પાછુ તે શુદ્ધ ચારિત્ર પ્રાપ્ત થાયછે ૨૯

### કષાય તથા ચારિત્ર્યને પરસ્પર શત્રુતા.

## उपजाति (३०-३१).

कषायसङ्गः सहते न वृत्तं, समार्द्रचक्षुर्न दिनं न रेणुम् ।
कापायसङ्गं विधुनन्ति तेन, चारित्रवन्तो मुनयः सदापि ॥ ३० ॥

જેમ હમેશા ભીની રહેતી આખ સૂર્ય કે રજને સહન કરી શકતી નથી તેમ કષાયનો સગ ચારિત્ર્યને સહન કરી શકતો નથી તેથી શુદ્ધ ચારિત્રવાળા મુનિઓ નિરતર કષાયોના સગનો નાશ કરી નાખેછે અર્થાત્ પોતે તેમાથી સદા મુક્ત રહેછે ૩૦

### ચારિત્રથી પ્રાપ્ત થતી નિર્ભયતા

निश्शेषकल्याणविधौ समर्थं, यस्यास्ति वृत्तं शशिकान्तिकान्तम् ।
मर्त्यस्य तस्य द्वितयेऽपि लोके, न विद्यते काचन जातु भीतिः ॥३१॥

सुभाषितरत्नसन्दोह

સમગ્ર કલ્યાણોની વિધિમા સમર્થ એવું અને પૂર્ણ ચન્દ્રની કાન્તિ જેવું ઉજ્વળ જે મુનિ પુરૂષનું શુદ્ધ ચારિત્ર છે, તેને લીધે મહાત્માને આ લોકમા તથા પરલોકમા પણ કોઇ દિવસ કોઇ જાતની બીક રહેતી નથી અર્થાત્ જો આનન્દમય એવા મોક્ષસુખની અભિલાષા હોય તો શુદ્ધ ચારિત્રનું યથાર્થ આ અધિકારમા કહ્યા મુજબ પાલન કરવું ૩૧

### શુદ્ધ ચારિત્ર પાળવાના સાધનરૂપ કોઇ પણ પ્રકારની દીક્ષાની જરૂર

दस विहापवज्जा पन्नत्ता तंजहा–

१ छंदा २ रोसा ३ परिजुना, ४ सुविणा ५ पडिसुया चेव

६ सारणिता ७ रोगिणिता ८ अनादिता ९ देवसुपन्नत्ता
१० वच्छाणु बंधिता ॥ ३२ ॥

ठाणाङ्गसूत्र

દીક્ષા દશ પ્રકારની કહેલી છે તે આ પ્રમાણે —૧ પોતાની ઇચ્છાથી, ૨ ક્રોધથી, ૩ કુટુંબની પ્રેરણાથી, ૪ સ્વપ્નથી, ૫ ઉપદેશ સાભળવાથી, ૬ ઉપદેશ યાદ આવવાથી, ૭ રોગથી, ૮ અનાદરથી, ૯ દેવતાના પ્રતિબોધથી તથા ૧૦ સંતાનના વાત્સલ્યથી દીક્ષા લેવામા આવેછે ૩૨

આ પ્રમાણે વર્ણન કરી આ અધિકારની સમાપ્તિ કરવામા આવેછે



## चारित्रसुख-अधिकार.





ચારિત્ર કેવું હોય તે બતાવી તેમાથી (ચારિત્રમાથી) ઉત્પન્ન થતું સુખ દર્શાવવા પ્રયત્ન શરૂ થાયછે

મનુષ્યે સુચારિત્રોનું સેવન કરવાની ઘણી જરૂર છે, તેમના સેવનથી અસાધ્ય વસ્તુ સાધી શકાયછે સત્યાસત્યનો વિચાર કરીને ગ્રાહ્ય અને ત્યાજ્યનો બોધ થાયછે વ્યવહારદશામા યોગ્ય વર્તન ચલાવી પરિણામે ઉત્તમ દશાએ પહોચી શકાયછે, ચારિત્રયુક્ત મનુષ્યો કેવા સુખી અને નિસ્પૃહ હોયછે તે પણ તેમના સહવાસ સિવાય જાણી શકાતુ નથી, માટે સસારમા સુખી દશામા જીવન ગાળી મોક્ષપદારૂઢ થવાની ઇચ્છાવાળાને તે અવશ્ય સેવ્ય છે જેમનું વૃત્તાન્ત આગળ દર્શાવવામા આવ્યુ છે કે જે વાચવા-વિચારવાથી તેમનું વર્ણવેલુ ઉત્તમ તત્ત્વ સમજાશે એમ વિચારી આ ચારિત્રસુખ અધિકારનો આરભ કરવામા આવેછે

---

### ચારિત્રની મહત્તા.

### अनुष्टुप् (१ थी ८)

तच्चारित्र न किं सेवे, यत्सेवावशग पुमान ।
हीनवशोऽपि ससेव्य, सुरासुरनरोत्तमैः ॥ १ ॥

તે ચારિત્ર (સસારમા વર્તવાની શુભ રીતિ) ને હુ કેમ ન સેવું? કે જેની સેવાને વશ (આધીન) રહેનારો પુરૂષ હીન વશનો હોય તોપણ દેવ અસુર અને ઉત્તમ પુરૂષોએ સેવવા યોગ્ય થાયછે ૧

તથા—

अकुलीनः कुलीनः स्यात्सदाचारधुरन्धरः ।
अविशुद्धैकपक्षोऽपि, दर्पणो व्रतनिर्मलः ॥ २ ॥

સદાચાર પાળવામા પગધણુ ( સદાચરણી ) પુરૂષ, અકુલીન (હીનજાતિનો) હોય તોપણ કુલવાન્ ગણાયછે ( થાયછે ) જેમ એક પક્ષમા ( બાજુમા ) અપવિત્ર-મલયુક્ત હોવા છતાં પણ દર્પણ (આરીસો) આચારમા (ચારિત્રમા) શુદ્ધ દેખાયછે તેમજ કુળ નીચ હોવા છતા પણ સદાચારથી પુરૂષ નિર્મળ ગણાયછે ૨

વળી—

अपवित्रः पवित्रः स्याद्दासो विश्वेशतां भजेत् ।
मूर्खो लभेत ज्ञानानि, मञ्जुदीक्षाप्रसादतः ॥ ३ ॥

સુન્દર દીક્ષાના પ્રસાદથી અપવિત્ર પવિત્ર થાયછે, સેવક સર્વાધિકારિત્વને પામેછે, મૂર્ખ જ્ઞાન મેળવેછે, તો જે અધિકારી હોય તેમને માટે તો કહેવુજ શુ? ૩

## ચારિત્ર સેવનારને કાઇ પણ અલભ્ય રહેતું નથી.

दीक्षोल्वणगुणग्रामक्रियालीनस्य देहिनः ।
जायन्ते त्रिजगत्सम्पद्भ्यः सर्वलब्धयः ॥ ४ ॥

દીક્ષારૂપ નિર્મળ (ઉગ્ર) ગુણગણોની ક્રિયામા આસક્ત ( દીક્ષાના ઉત્તમ ગુણગ્રાહી ) પુરૂષને ત્રલોક્યમાંની સમગ્રસંપત્તિઓ મળેછે કે જે મળ્યા પછી કોઇ પણ લબ્ધિ બાકી રહેતી નથી ૪

## ચારિત્રથી અલભ્ય લાભ.

दत्ते महत्त्वमृध्यादि, जनस्य ननु जीवतः ।
महानन्दपदं नित्यं, दत्ते दीक्षा परत्र च ॥ ५ ॥

દીક્ષા ( મનુષ્યને ) જીવતો હોય ત્યાંસુધી અનેક પ્રકારની સમૃદ્ધિ આપેછે અને પરલોકમા નિત્ય ( નાશવિનાનું ) મહા આનંદયુક્ત સ્થાન આપેછે ૫

તથા—

कर्माहिकील्गनीमन्त्र, संवेगरसकूपिका ।
निर्वाणभूभृद्दास्थानी, तपस्या पारमेश्वरी ॥ ६ ॥

જે પરમેશ્વરસબધી દીક્ષા ગ્રહણ કરવી તે કર્મરૂપી સર્પને બાધવાનો મત્ર છે, સવેગરૂપી રસની કુપિકા છે, મોક્ષરૂપી રાજાને રહેવાનુ સ્થાનક છે

સારાશ—દીક્ષાનું પૂર્ણ પાલન કરવાથી કર્મ નાશ પામેછે, સવેગ વૃદ્ધિ પામેછે અને મોક્ષની પ્રાપ્તિ થાયછે ૬

વળી—

कश्चिन्नृजन्मप्रासादे, धर्मस्थपतिनिर्मिते ।
सद्गुण विशद दीक्षाध्वज धन्योऽधिरोपयेत् ॥ ७ ॥

ધર્મરૂપી સુતારે બનાવેલ મનુષ્ય દેહરૂપી મહેલઉપર શુદ્ધ અને સારા ગુણવાળી દીક્ષારૂપી ધ્વજા કોઇ ભાગ્યશાળી પુરૂષજ ફરકાવેછે

સારાશ—મનુષ્યજન્મ મેળવી શુદ્ધ ચારિત્ર પાળવુ કારણકે પશુપક્ષીની યોનિમા આવા ચારિત્રનો અભાવ છે ૭

## દુઃખ એ સુખ છે

तद्दु खमपि नो दुख, निर्वाहो यत्र सुन्दर ।
वन्ध॰ शस्यः सुमनसा, नृपामरशिर'स्थितौ ॥ ८ ॥

सूक्तिमुक्तावली

જે દીક્ષામા નિર્દોષ નિર્વાહ છે ત્યા દુ ખ પણ દુ ખરૂપે નથી કારણકે દેવ કે રાજાના મસ્તકઉપર પુષ્પનું હારરૂપે જે બધાઇને રહેવુ, તે સ્તુતિ કરનારૂપ છે એટલે સુખપ્રદ છે પણ દુ ખરૂપ નથી

સારાશ—ચારિત્ર પાળવામા જે દુ ખ દેખાયછે તે માત્ર અજ્ઞાનથીજ ભાસેછે કારણકે ખરૂ સુખ જે મોક્ષ તે તેમાથી (ચારિત્રમાથી) જ ઉત્પન્ન થવેછે ૮

## સર્વકરતા સયમી (ચારિત્રસેવી) સુખી છે

## उपजाति (९ थी १२)

न चक्रनाथस्य न नाकिराजो, न भोगभूपस्य न नागराज ।
आत्मस्थित शाश्वतमस्तदोष, यत्सयतस्यास्ति सुख विराजम् ॥ ९ ॥

આત્મસ્થિત (અવનીર) સદાને માટે રહેનારૂ (નાશરહિત), નિર્દોષ, બાધરહિત જે સુખ સયમી (તપસ્વી) ને છે તે ચક્રવર્તી રાજાને, ઇન્દ્રને, સમગ્ર લોકોના અધિપતિને કે નાગરાજને પણ નથી ૯

વળી—

निवृत्तलोकव्यवहारवृत्तिः, सन्तोषवानस्तसमस्तदोषः ।
यत्सौख्यमाप्नोति गतान्तराय, किं तस्य लेशोऽपि सरागचित्तः ॥ १० ॥

લોકના વ્યવહારની વૃત્તિથી નિવૃત્તિ પામેલો, સંતોષી, સકલદોષથી નિર્મુક્ત, જે સંયમી (તપસ્વી) વિઘ્નરહિત સુખ મેળવેછે તેનો લેશમાત્ર પણ શું રાગવૃત્તિવાળો પમાયછે? ૧૦

## જે રાગી છે, તે દુઃખી છે.

ससंशयं नश्वरमन्तदुःखं, सरागचित्तस्य जनस्य सौख्यम् ।
तदन्यथा रागविवर्जितस्य, तेनेह सन्तो न भजन्ति रागम् ॥ ११ ॥

સંશયવાળું, વિનાશી, પરિણામે (અન્તે) દુઃખ આપનારૂં જે સુખ સરાગ મનવાળાને (વિષયાભિલાષીને) છે તેથી જૂદુંજ નિરાગીઓને છે માટેજ સજ્જનો રાગને (વિષયને) સેવતા નથી ૧૧

## શુદ્ધ ચારિત્રવાળો સર્વગુણસંપન્ન ગણાય

विनिर्मलं पार्वणचन्द्रकान्तं, यस्यास्ति चारित्रमसौ गुणज्ञः ।
मानी कुलीनो जगतोऽभिगम्यः, कृतार्थजन्मा महनीयबुद्धिः ॥ १२ ॥

सुभाषितरत्नसन्दोह

જેમનું ચારિત્ર (વર્ત્તન) પૂર્ણિમાના ચન્દ્રના સમાન કાન્તિવાળું પવિત્ર છે, તે મનુષ્યને ગુણજ્ઞ, માની, કુલીન, જગતને અનુસરવા યોગ્ય, સાર્થક જન્મવાળો અને બુદ્ધિશાળી ગણવો ૧૨

## ચારિત્રની શ્રેષ્ઠતા

## तोटक.

न च राजभयं न च चौरभयं, इह लोकसुखं परलोकहितम् ।
वरकीर्तिकरं नरदेवनतं, श्रमणत्वमिदं रमणीयतरम् ॥ १३ ॥

सूक्तमुक्तावली

આ સંયમીપણું સર્વોત્તમ છે કારણકે શ્રમણને (સંયમી પુરૂષને) રાજાને કે ચોરનો ભય રહેતો નથી, વળી તે આ લોકમાં સુખરૂપ, પરલોકમાં હિ...

ઉત્તમ કીર્તિ કરનારૂ અને રાજાઓને નમવા યોગ્ય છે એટલુજ નહિ પણ સર્વના મન હરીને મોક્ષસુખસુધી પોતાની રમણીયતા બતાવેછે ૧૩

તપનુ ફળ કોઇથી જાણી શકાતું નથી

## शिखरिणी (१४ थी १६).

यन्तत्स्वच्छन्द विहरणमकार्पण्यमशन,
सहार्यैः सवास. श्रुतमुपशमैकव्रतफलम् ।
मनो मन्दस्पन्दम्बहिरपि चिरायातिविमृश-
न्न जाने कस्यैषम्परिणतिरुदारस्य तपस ॥ १४ ॥

आत्मानुशासन

જે આ ઇચ્છાનુસાર વિહાર, દીનતાવિના ભોજન, ઉત્તમ પુરૂષોની સાથે સહવાસ, ઉપશમરૂપ મુખ્યવ્રત જેના ફળરૂપ છે એવું શાસ્ત્રશ્રવણ, નિશ્ચલમન બહાર પણ નિશ્ચલતા, લાબા સમયસુધી પણ વિચારતા હું નથી જાણતો કે આ કયા ઉદારતપનું પરિણામ છે?

આ સમગ્ર લક્ષણો કાઇ ચાતુરીથી તેમ અ૫તપથી પ્રાપ્ત થતા નથી ૧૪

ચક્રવર્તી રાજાના જેવો યોગીનો રાજમહેલ

मही रम्या शय्या विपुलमुपधान भुजलता,
वितान चाकाश व्यजनमनुकूलोऽयमानिल ।
स्फुरद्दीपश्चन्द्रो विरतिवनितासङ्गमुदित ,
सुख शान्त शेते मुनिरतनुभूतिर्नृप इव ॥ १५ ॥

भर्तृहरिवैराग्यशतक

પૃથ્વીરૂપી સુદર શયન, વેલા જેવા હાથ એજ મોટું ઓશિકું, આકાશ એજ ચદની, અનુકૂળ (પોતાને જોઇએ તે વખતે ફરકતો) પવન એજ વ્યજન-પખો ચદ્ર એજ ચળકતો દીવો, વિરતિ (વૈરાગ્ય) રૂપી સ્ત્રીના સગથી હર્ષવાળો, મુનિ, પુષ્કળ સમૃદ્ધિવાળા રાજાની માફક શાત થઇ સુખે સુવેછે ૧૫

યોગીનુ ગૃહકુટુંબ.

पिता योगाभ्यासो विषयविरति सा च जननी,
विवेक सौन्दर्यम्प्रतिदिनमनोहा च भगिनी ॥

प्रिया शान्तिः पुत्रो विनय उपकारः प्रियसुहृत्,
सहायो वैराग्य गृहमुपशमो यस्य स सुखी ॥ १६ ॥

सूक्तिमुक्तावली

યોગાભ્યાસ જે યોગીને પિતા છે, વિષયોમાંથી નિવૃત્તિ માતા છે, વિવેક (શરીરમાં) સુંદરતા છે, નિત્ય નિરિચ્છા બહેન છે, ક્ષાન્તિ પ્રિયા છે, વિનય પુત્ર છે, ઉપકાર પ્રિયમિત્ર છે, વૈરાગ્ય સાહાયક છે અને સન્તોષ ઘર છે, તે યોગીજ સુખી છે. ૧૬

## સર્વે દેવોકરતાં વીતરાગી સુખી.

## शार्दूलविक्रीडित (१७ थी २१).

तन्नो नागपतेर्भुजङ्गवनिताभोगोपचारैः परै-
स्तन्नो श्रीसविलाससङ्गमशतैः सारैर्मुरारेः किल ।
तन्नो वज्रधरस्य देववनिताक्रीडारसैर्निर्भरै-
र्यत्सौख्य वत वीतकाममनसा तत्त्वार्थतो योगिनाम् ॥ १७ ॥

काव्यमालागुच्छक सप्तम

તત્ત્વથી (યથાર્થરીતે) જે સુખ (આનન્દ) તૃષ્ણારહિત મનવાળા યોગીઓને છે તે સર્વોત્કૃષ્ટ નાગકન્યાના ભોગોપચારથી નાગરાજને પણ નથી, શ્રેષ્ઠ લક્ષ્મીજીના વિલાસયુક્ત અનેક વખત સગોથી વિષ્ણુને પણ નથી અને અતિશય દેવાંગનાઓના ક્રીડારસોવડે ઇન્દ્રને પણ નથી. ૧૭

## દીક્ષા સર્વસુખકારી છે.

विश्वानन्दकरी भवाम्बुधितरी सर्वापदां कर्त्तरी,
मोक्षाध्वैकविलङ्घनाय विमला विद्या परा खेचरी ।
दृष्ट्या भावितकल्मषापनयने बद्धा प्रतिज्ञा दृढा,
रम्यार्हच्चरिता तनोतु भविना दीक्षा मनोवाञ्छितम् ॥ १८ ॥

कस्यापि

વિશ્વને આનન્દ આપનારી, સંસારસાગરમાંથી તારનારી, સમગ્ર આપત્તિને કાપનારી, મોક્ષમાર્ગને ઉલ્લંઘવા (મોક્ષને પામવા) સર્વોત્તમ નિર્મળ ખેચરી વિદ્યારૂપ, દૃષ્ટિથી કરેલા પાપનો નાશ કરવામાં દૃઢ બાંધેલી પ્રતિજ્ઞારૂપ

અને રમણીય એવી શ્રીઅર્હન્તભગવાને આચરેલી દીક્ષા સંસારીઓના મનો વાંછિતને વિસ્તારો (ઇચ્છિતને પૂર્ણ કરો) ૧૮

## મુનિને મુસાફરીનાં સાધનો.

ज्ञानं यत्र पुरःसरं सहचरी लज्जा तपः सम्बलं,
चारित्रं शिबिका निवेशनभुवः स्वर्गो गुणा रक्षकाः ।
पन्थाश्च प्रगुणः शमाम्बुबहुलश्छाया दया भावना-
यानं तन्मुनिमापयेदभिमतं स्थानं विना विप्लवैः ॥ १९ ॥

आत्मानुशासन

જેમા જ્ઞાન અગ્રેસર (માગ દેખાડનારો–ભોમીયો) છે, લજ્જા સહચરી છે, તપરૂપ ભાતુ છે, ચારિત્રરૂપી પાલખી છે, સ્વર્ગ નિવસતિ છે, ગુણો રક્ષક છે, શમરૂપ જળથી ભરેલો સીધો સરલ માર્ગ છે, દયારૂપી છાયા છે, એવું ભાવનારૂપી યાન (વાહન) મુનિને પ્રયાસવિના ઇચ્છેલે સ્થાને પહોંચાડેછે અર્થાત્ કોઇ સ્થળે પ્રયાણ કરવા વખતે સાધનોની જરૂર પડેછે તેમ આ સ્થળે પણ કહેલે સ્થાને દેશાવેલા સાધનોથી પહોંચાયછે ૧૯

## રાજાકરતા યોગીની અધિકતા.

त्वं राजा वयमप्युपासितगुरुप्रज्ञाभिमानोन्नता,
ख्यातस्त्वं विभवैर्यशांसि कवयो दिक्षु प्रतन्वन्ति नः ।
इत्थं मानधनातिदूरमुभयोरप्यावयोरन्तरं,
यद्यस्मासु पराङ्मुखोसि वयमप्येकान्ततो निस्पृहा ॥ २० ॥

भर्तृहरिवैराग्यशतक

તું જેમ રાજા છે તેમ અમે પણ ગુરૂની સેવા કરીને પ્રાપ્ત કરેલી બુદ્ધિના અભિમાનથી ઉન્નત છીએ તું જેમ વિભવોથી પ્રખ્યાત છે તેમ કવિઓ (દશે) દિશામા અમારા પણ યશને વિસ્તારેછે તો હે માનરૂપ ધનવાળા ! આપણ બન્નેમા આ ઘણોજ અંતર (તફાવત) છે જો તું અમારાતરફ બેદરકાર રહેછે તો અમો તો અત્યંત નિ સ્પૃહ છીએ

સારાંશ—તુ કેવળ તારા દેશનોજ રાજા છે, અમારૂ તો સર્વત્ર સ્વાધીનત્વ છે, તારો વિભવ માપી શકાય તેવો છે, અમારો વિભવ દશ દિશાઓમા પ્રસરેલો છે માટેજ આપણામા ઘણોજ અંતર છે, અને અમો તો મૂળથીજ નિ સ્પૃહ છીએ જેથી તું પરાઙ્મુખ રહે તોપણ અમારૂ પરાઙ્મુખ થાવાપણું નથી, અર્થાત્ અમોને નિ સ્પૃહપણાથી તારી દરકાર નથી ૨૦

## યોગી કુટુંબી છતાં નિર્ભય.

धैर्यं यस्य पिता क्षमा च जननी शान्तिश्चिरं गेहिनी,
सत्यं सूनुरयं दया च भगिनी भ्राता मनःसंयमः ।
शय्या भूमितलं दिशोऽपि वसनं ज्ञानामृतं भोजन-
मेते यस्य कुटुम्बिनो वद सखे कस्माद्भयं योगिनः॥ २१ ॥

सुभाषितरत्नभाण्डागार

ધીરજ જેમનો પિતા છે, ક્ષમા માતા છે, શાન્તિ ઘણા સમયસુધીની સ્ત્રી છે, સત્ય પુત્ર છે, દયા બહેન છે, મનનો નિયમ ભાઇ છે, પૃથ્વીતલ શય્યા છે, દિશાઓ વસ્ત્ર છે, જ્ઞાનામૃત જેમને ભોજન છે હે મિત્ર! આટલા જેમના કુટુમ્બીઓ છે તે યોગીને કોનાથી ભય રહેછે? (કોઇથી પણ નહિ) ૨૧

## નિઃસ્પૃહ મહાત્માની રાજપ્રતિ ઉક્તિ.

### मालिनी.

वयमिह परितुष्टा वल्कलैस्त्वं च लक्ष्म्या,
सम इह परितोषो निर्विशेषो विशेषः ।
स तु भवति दरिद्रो यस्य तृष्णा विशाला,
मनसि च परितुष्टे कोऽर्थवान्को दरिद्रः ॥ २२ ॥

भर्तृहरिवैराग्यशतक

હે રાજન્! અમે વલ્કલથી (વૃક્ષની છાલથી) સંતોષ પામીએ છીએ, તમે લક્ષ્મીથી (સમૃદ્ધિથી) સંતોષ પામોછો, આ પ્રમાણે વિચાર કરતા મારો અને તમારો સંતોષ સમાન છે પણ ખરૂં જોતા મારામાં અને તમારામાં કંઇ ફેર નથી તેમ નથી (ઘણોજ તફાવત છે) જેને પુષ્કળ તૃષ્ણા હોયછે તે દરિદ્ર થાયછે, પણ જ્યારે મન સંતોષ પામેછે ત્યારે દરિદ્ર કોણ અને અર્થવાન્ પણ કોણ?

ભાવાર્થ—અમે કષાય વસ્ત્રથી અને તમે કૌશેય (રેશમી) વસ્ત્રથી સંતોષ પામોછો, તો પછી દરિદ્ર કોણ? સંતોષ મેળવ્યો એટલે રાજા અને દરિદ્ર બેઉ સરખા છે, રાજા સમૃદ્ધિથી સંતુષ્ટ રહેછે, તેમ ગરીબ પોતાના (પ્રારબ્ધાનુસાર) જે મળે તેથી સંતુષ્ટ રહે તો પછી બેમાં ફેર શો? કંઇજ નહીં (પરંતુ હે રાજન્ તું અસંતોષી હોવાથી દુઃખી છો) ૨૨

## स्रग्धरा (२३–२४)

अर्थानामीशिषे त्वं वयमपि च गिरामीश्महे यावदर्थं,
शूरस्त्वं वादिदर्पज्वरशमनविधावक्षयं पाटवं नः ।
सेवन्ते त्वां धनाढ्या मतिमलहतये मामपि श्रोतुकामा,
मय्यप्यास्था न ते चेत्त्वयि मम नितरामेव राजन्ननास्था ॥ २३ ॥

भर्तृहरिवैराग्यशतक

હે નૃપ! તમે જેમ દ્રવ્યના અધિપતિ છો તેમ અમો પણ જરૂર જેટલી (અર્થવાળી) વાણીના અધિપતિ (પુષ્કળ શાસ્ત્રવેત્તા) છીએ, તમે જેમ લડવૈયા છો, તેમ વાદી (વાદ કરનારા) ના અભિમાનરૂપી જ્વરને તોડવામા અમારી પુષ્કળ ચતુરાઇ (લડાઇની કેવાયત) છે, જેમ ધનાઢ્ય પુરૂષો તમોને સેવેછે તેમ અતઃકરણની શુદ્ધિને માટે શ્રોતાઓ અમોને સેવેછે, (અમો તમા રાથી ઉંચી સમૃદ્ધિવાળા છીએ) છતા અમારાઉપર તમોને જો આસ્થા (માન દૃષ્ટિ) ન હોય તો તમારા ઉપર અમોને આસ્થા છેજ નહિ ૨૩

### શ્રમણત્વવિના અન્ય વસ્તુ દુઃખપ્રદ છે.

नो दुःकर्मप्रयासो न कुयुवतिसुतस्वामिदुर्वाक्यदुःखं,
राजादौ न प्रणामोऽशनवसनधनस्थानचिन्ता न चैव ।
ज्ञानाप्तिर्लोकपूजा प्रशमसुखरतिः प्रेत्य मोक्षाद्यवाप्तिः,
श्रामण्येऽमी गुणाः स्युस्तदिह सुमतयस्तत्र यत्नं कुरुध्वम् ॥ २४ ॥

सूक्तिमुक्तावली

હે ઉત્તમ બુદ્ધિશાળીઓ! શ્રમણત્વમા દુઃખપ્રદ કર્મોનો પ્રયાસ નથી, ખરાબ સ્ત્રી પુત્ર, સ્વામીના દુર્વાક્યનું દુઃખ નથી, રાજાદિને નમવાનુ નથી, ભોજન, વસ્ત્ર, દ્રવ્ય, સ્થાન આદિની ચિન્તા પણ નથી, જ્ઞાનની પ્રાપ્તિ, લોકમા પૂજા, શમના સુખોમા પ્રીતિ, અને મૃત્યુબાદ મોક્ષાદિની પ્રાપ્તિ થાયછે આ બધા ગુણો શ્રમણત્વમા છે માટે તેમા પ્રયાસ કરો ૨૪

કેવા સાધનોથી સુખ ઉત્પન્ન થાય તે બતાવી આ ચારિત્રસુખ અધિકાર પૂર્ણ કરવામા આવેછે



# चारित्रदुःख-अधिकार.

દરેક કોઇ કાર્યમા પ્રવૃત્ત થતા પહેલાં તે કાર્ય કરવામા અને છેવટસુધી તેને નિભાવવામા કયા કયા પ્રકારના મુશ્કેલી પ્રાપ્ત થાયછે? તે જાણુવાની પ્રથમ જરૂર છે જ્યારે જગતના કાર્યોમા પણ આમ નિરીક્ષણ કરવુ પડેછે ત્યારે મોક્ષોપયોગી ચારિત્ર જે સર્વ શાસ્ત્રોના ફળરૂપ છે તેના આરભમા તથા તેને યાવજ્જીવિતસુધી નિભાવવાના કાર્યમા તેના સુખ જાણવાની સાથે તેમા કઇ કઇ જાતના દુ:ખો (વિઘ્નો) પ્રાપ્ત થાયછે તે ચરિત્રાનુરાગી સાધુઓએ પ્રથમ પદે જાણવાની ઘણીજ જરૂર છે કારણકે એક જનમ ધ એક રસ્તે જવાનો હોય તે પણ તે રસ્તાસબધી અડચણોને પ્રથમ સમજી પછી તે માર્ગે ચાલેછે એટલે અમુક હદે ગામ આવેછે, અમુક હદે નિર્જળ પ્રદેશ આવેછે, અમુક હદમા ચોરનો ભય રહેછે વિગેરે, તેમ ચારિત્રમાર્ગદ્વારા મુક્તિ-પુરીમા જવા ઇચ્છતા યતિવર્યોએ તે માર્ગના વિઘ્નો જાણવા જોઇએ જેનુ દિગ્દર્શન કરાવવા આ અધિકારનો આરભ કરવામા આવેછે એટલે સાવચેત રહી તે દુ:ખોથી બચી મુક્તિપુરીમા નિર્વિઘ્ન રીતે સાધુઓ જઇ શકે આવો ઉદ્દેશ છે

---

## અહિંસાવ્રતની દુષ્કરતા

### अनुष्टुप् (१ थी १९)

समया सव्वभूएसु सत्तुमित्तेसु वा जगे ।
पाणायवायविरई जावज्जीवाए दुक्करं ॥ १ ॥

જગતમા સઘળા શત્રુઓ અને મિત્રોઉપર સમતા રાખવી અને કોઇ પણ જતુની હિંસા કરવી નહિ જીવિતપર્યંત પ્રાણાતિપાતવિરમણવ્રત પાળવુ એ ખરેખર મહા કઠિન કામ છે १ *

---

* ઉત્તરાધ્યયન સૂત્રના ૧૯ મા અધ્યયનમા જ્યારે મૃગાપુત્ર ચારિત્ર ગ્રહણ કરવાની આજ્ઞા લેછે ત્યારે તેના માતાપિતા તે પુત્રને ચારિત્ર પાળવાની દુષ્કરતા સમજાવે છે ગાથા ૧ થી ૧૯

## સત્યવ્રત

निचकालप्पमत्तेण मुसावायविवज्जणम् ।
भासियव्वं हियं सच्चं निचाउत्तेण दुक्करं ॥ २ ॥

યાવજ્જીવિત અપ્રમત્ત રહી સાવધાનપણે જૂઠું ભાષણ બિલકુલ ન બોલવું હમેશા ઉપયોગપૂર્વક હિતકારી સત્ય વચનજ બોલવુ એટલે મૃષાવાદવિરમણવ્રત પાળવુ, મહા કઠિન કામ છે ૨

## ચોરીનો ત્યાગ

दन्तसोहणमाइस्स अदत्तस्स विवज्जणं ।
अणवज्जेसणिज्जस्स गिण्हणा अवि दुक्करं ॥ ३ ॥

દતશોધનમાટે તૃણ માત્ર પણ દીધાવિના ગ્રહણ ન કરવુ નિર્દોષ અને એષણિક અ ૧ જળ લેવુ તે અત્યત કઠિન કામ છે

## બ્રહ્મચર્યવ્રત

विरई अबम्भचेरस्स कामभोगरसन्नुणा ।
उग्गमहव्वय बम्भं धारेयव्वं सुदुक्करं ॥ ४ ॥

કામભોગના મીઠા સ્વાદને જાણનારા મનુષ્યોએ વિષયપરિત્યાગ કરવો તે અત્યત કઠિન છે કિનમા કઠિન બ્રહ્મચર્યવ્રતનુ પાલન કરવુ તે મહા મુશ્કેલ છે ૪

## પરિગ્રહત્યાગવ્રત.

धणधन्नपेसवग्गेसु परिग्गहविवज्जणा ।
सव्वारम्भपरिच्चाओ निम्ममत्तं सुदुक्करं ॥ ५ ॥

ધન, ધાન્ય, દાસદાસીના સમૂહ ઈત્યાદિ તમામ પરિગ્રહમાત્રનો ત્યાગ કરવો અને આરભ તજી દેવો મમત્વરહિત નિર્ગ્રંથભાવે વિચરવુ તે અત્યત કઠિન કામ છે ૫

## રાત્રિભોજનત્યાગવ્રતની દુષ્કરતા.

चउव्विहे वि आहारे राईभोयणवज्जणा ।
सन्निही सचओ चेव वज्जेयव्वो सुदुक्करं ॥ ६ ॥

અશન ( રોટલો-રોટલી વિગેરે ) પાન ( પાણી કે ચા વિગેરે ) ખાદિમ (સુકો કે લીલો મેવો વિગેરે) સ્વાદિમ (પાન સોપારી વિગેરે) પદાર્થો રાત્રિમા ખાવા નહિ એટલુજ નહિ પણ રાત્રિમા (પાણી સિવાય) કશુ રાખવું નહિ તે પ્રમાણે આવતા દિવસને સારૂ કોઇ પદાર્થનો સગ્રહ કરવો નહિ માટે ચારિત્ર પાળવુ તે કઠિન છે ૬

પરીષહોની દુષ્કરતા.

छुहा तण्हाय सीउण्ह दसमसगवेयणा ।
अक्कोसा दुक्खसेज्जा य तणफासा जल्लमेव य ॥ ७ ॥

ભૂખ, તૃષા ટાઢ, ઉષ્ણતા, ડાસ મચ્છર આદિ ક્ષુદ્ર જતુની પીડા, કઠોર વચન અને ચાર પ્રકારની દુ ખ શય્યા (ઠાણાગજીના ચોથા ઠાણામા કહી છે) તૃણાદિ કઠણ સ્પર્શ, શરીરનો મેલ, પરસેવો, મલિન કપડા વિગેરે દુ ખ સહન કરવું ઘણું કઠિન કામ છે ૭

તથા—

तालणा तज्जणा चेव वहबन्धपरीसहा ।
दुक्ख भिक्खायरिया जायणा य अलाभया ॥ ८ ॥

કોઇની અણસમજુતીથી સાધુઉપર માર પડવો, તિરસ્કાર થાય, વધ થાય, બધન આદિ પરીષહો સહન કરવા તથા ભિક્ષા માગી નિર્વાહ ચલાવવો, લોકલજ્જામાટે વસ્ત્રાદિકની યાચના કરવી અને યાચના ભગ થવાથી દુ ખ ઉત્પન્ન થાય એ સહન કરવુ, તે દુ ખની પરાકાષ્ઠા છે ૮

વળી—

कावोया जा इमा वित्ती केसलोओ य दारुणो ।
दुक्ख बम्भव्वय घोर धारेउ य महप्पणो ॥ ९ ॥

(૧) કપોતવૃત્તિ એટલે કબુતર જેમ પોતાના પેટમા જોઇએ તેટલોજ ખોરાક લેછે પણ તે સગ્રહ કરતુ નથી તેમ સાધુપુરૂષે અન્ન વિગેરેનો સગ્રહ કરવો નહિ તથા (૨) કેશનો લોચ કરવો અને (૩) મન, વાણી તથા શરીરથી તેમજ કરવુ, કરાવવુ કે અનુમોદવુ એ છ સાધનથી બચી શુદ્ધ બ્રહ્મચર્યવ્રત પાળવુ એ (કપોતવૃત્તિ, કેશલોચ, બ્રહ્મચર્યવ્રત પાળવુ) ઘણુજ અશક્ય કામ છે ૯

માતા-પિતાનો પુત્રપ્રતિ ઉપદેશ.

सुहोइओ तुम पुत्ता सुकुमालो सुमज्जिओ ।
म हु सी पभू [illegible] सामण्णमणुपालिया ॥ १० ॥

એ વ્હાલા પુત્ર! તું અત્યંત સુખી જીવ છો, પરમ સુકુમાર અને અત્યંત આનંદવાળો અમીર છો, તેથીજ એ પ્યારા! તું ચારિત્ર પાળવામાં ખરાખર શક્તિવાળો બની શકીશ નહિ ૧૦

## ચારિત્ર ગુણનો તોલ અસહ્ય છે.

जावज्जीवमविस्सामो गुणाण तु महम्भरो ।
गुरु उ लोहभारो व्व जो पुत्ता होइ दुव्वहो ॥ ११ ॥

જીંદગીપર્યંત ચારિત્રનો બોજો ઉઠાવવો, એ મસ્તકઉપર અત્યંત વજનદાર લોઢાના ભાર ખરેખર કઠિન છે ૧૧

## સજમની પ્રાપ્તિ દુષ્કર છે.

आगासे गगसो उ व्व पडिसोओ व्व दुत्तरो ।
बाहाहिं सागरो चेव तरियव्वो गुणोदही ॥ १२ ॥

પર્વતમાથી પડતી એવી ગંગા તેના પ્રવાહમા સામે પૂરે તરવુ, અથવા બે હાથવડે મહાસાગર તરી જવો જેમ મુશ્કેલ છે, તેમ ગુણસમુદ્રરૂપ સજમને તરવુ ઘણુ કઠિન છે ૧૨

## ચારિત્ર નિભાવવમાં મુશ્કેલી

वालुआकवलो चेव निरस्साए उ सजमे ।
असिधारागमण चेव दुक्कर चरिउ तवो ॥ १३ ॥

જેમ રેતીના કવલ નીરસ અને લુખા હોયછે તેમ પ્રથમ તો સાધુપણુ નીરસ છે તેમા પણ જે તપશ્ચર્યા કરવી છે તે તો ખરેખર ખડ્ગધારાઉપર ચાલવાજેવુ મહા કઠિન છે ૧૩

તથા—

अहीं वेगतदिठीए चरित्ते पुत्त दुक्करे ।
जवा लोहमया चेव चावेयव्वा सुदुक्कर ॥ १४ ॥

જેમ સર્પ બારીક નજરથી ચાલવાની જગ્યોમા એક ધ્યાન રાખી ચાલેછે તેમ હે વ્હાલા બેટા! તારે પણ ચાલવાની જરૂર છે એ મીણના દાતથી લોઢાના જવ ચાવવા બરાબર છે એટલે સજમ (સયમ) પાળવો મહા કઠિન છે ૧૪

વળી—

जहा अग्गिसिहा दित्ता पाउ होइ सुदुक्करं ।
तह दुक्कर करेउ जे तारुणे समणत्तण ॥ १५ ॥

જેમ પુન: પુન: અત્યંત પ્રજ્વલિત થયેલી અગ્નિશિખાને પીવી કઠિન છે, તેમ યુવાવસ્થામા સાધુપણું ધારણ કરવુ મહા દુષ્કર છે ૧૫

તેમજ—

जहा दुक्ख भरेउ जे होइ वायस्स कोत्थलो ।
तहा दुक्खं करेउ जे कीवेण सामणत्तण ॥ १६ ॥

જેમ કપડાના કોથળામા હવા ભરી રાખવી અશક્ય છે, તેમ કાયર પુરૂષોએ ચારિત્ર આરાધવુ અશક્ય છે ૧૬

તથા—

जहा तुलाए तोलेउ दुक्करो मन्दरो गिरी ।
तहा निहुयनिस्सक दुक्कर समणत्तण ॥ १७ ॥

જેમ તોલવાના ત્રાજવામા મેરૂ પર્વતને જોખીને વજનનું માપ કાઢી નાખવુ તે કઠણ છે, તેમ ચોક્કસ અને ચોખી રીતે દશ પ્રકારે સાધુપણું પાળવુ તે ઘણુંજ કઠણ છે ૧૭.

વળી—

जहा भुयाहिं तारेउ दुक्कर रयणायरो ।
तहा अणुवसन्तेण दुक्कर दमसायरो ॥ १८ ॥

જેમ ભુજાવડે અગાધ સમુદ્ર તરી, પાર ઉતરવુ દુષ્કર છે તેમ અનુપશાત છે વિષય-કષાય જેના એવા જીવોને ક્ષમાસાગર-સયમ ચારિત્રવતસાગર તરવો કઠિન છે ૧૮

## ભોગ ભોગવ્યા પછી સાધુ થવાનો ઉપદેશ

भुज माणुस्सए भोगे पचलक्खणए तुम ।
भुत्तभोगी तओ जाया पच्छा धम्म चरिस्ससि ॥ १९ ॥

उत्तराध्ययनसूत्र—अध्ययन १९ मु

એ પ્યારા પુત્ર! શબ્દ, રૂપ, રસ, ગંધ, સ્પર્શ, એ પાચ પ્રકારના મનુષ્યસબધી ઉત્તમ ભોગ તું ભોગવી લે અને એ વ્હાલા બેટા! તું ભુક્તભોગી થયા પછીજ વૃદ્ધ અવસ્થામા સુખે ચારિત્રધર્મ અંગીકાર કરજે ૧૯

મોહાદિક જે ચારિત્રના મહા દુઃખો છે તેને છોડી દેવા.

## इन्द्रवज्रा.

मोहप्ररोहः प्रसरन्निवार्यः, स क्रोधयोधो हृदये न धार्यः ।
मानो न मान्यो मदलोभमाया, दुःशीलजाया इव यत्र हेयाः ॥ २० ॥

જેમા મોહ (મોહની કર્મ) નો પ્રરોહ (અંકુર) તે જ્યા ઉત્પન્ન થાય કે તેનુ નિવારણ કરી દેવુ અને ક્રોધરૂપી યોદ્ધાને હૃદયમા ધારણ ન કરવો માન (અભિમાન) ને માન ન આપવુ, તથા મદ* (ગર્વ), લોભ અને માયાનો દુષ્ટ સ્વભાવવાળી સ્ત્રીઓની માફક ત્યાગ કરી દવો, અર્થાત મોહ, ક્રોધ, માન, મદ, લોભ અને માયા આ બધા ચારિત્રને દુખરૂપ છે તેથી તજી દેવા જોઇએ ૨૦

સાંસારિક મમતાત્મક વિષયો પણ ચારિત્રને દુઃખરૂપ છે.

## उपजाति.

परीषहा यत्र सदैव सह्या, न चित्तवृत्तिर्विषयेषु योज्या ।
आजन्मचर्या बहुधा तपस्या, न क्वापि कार्या ममता वपस्या ॥ २१ ॥

જેમા હમેશા પરીષહો જે બાવીશ પ્રકારના છે તેને સહન કરવાજ અને ચિત્તની વૃત્તિ વિષયોમા ન જોડવી જ ન્મથી મ ણુપર્યંત ઘણા પ્રકારની તપસ્યા કરવી અને કોઇ પણ દિવસ મમતાનુ બીજ ન વાવવુ અર્થાત્ સાંસારિક મમતાત્મક વિષયોમા આસક્ત ન થવુ અને આખો જન્મ તપસ્યામા ગાળવો ૨૧

હાસ્ય વિગેરે છ પ્રકારના કોપો ચારિત્રના દુઃખરૂપ છે

## इन्द्रवज्रा

दुःपालशीलं परिपालनीयं, वैराग्यरत्नं हृदि लालनीयम् ।
भूम्यत्र सर्वा सहता विधेया, हास्यादिषट्कोपचितिः प्रहेया ॥ २२ ॥

જે શુદ્ધ ચારિત્ર દુઃખથી પાલન કરી શકાય તેવુ છે, તે ચારિત્રનુ યથાર્થ રીતે પરિપાલન કરવુ બીજા સાંસારિક હીરામોતીના ઘરેણારૂપી રત્નોનો વિચાર

* જાતિ-કુળ-બળ-રૂપ-તપ-લાભ-સૂત્ર અને મોટાઈ એ આઠ પ્રકાર ના મદ એટલે ગર્વ

છોડી વૈરાગ્યરૂપી રત્નનું હૃદયમા પાલન કરવુ પૃથ્વીની માફક સર્વ પ્રકારની સહનતા રાખવી અને હાસ્ય, સુખમા રતિ, દુઃખમા અરતિ, ભય, શોક અને દુગછા આમ છ પ્રકારના કષાયના સમૂહનો ત્યાગ કરવો અર્થાત્ ચારિત્રીમા હાસ્યાદિક દોષો છે તેને તજી સચ્ચારિત્રનું પાલન કરવુ કઠિન છે ૨૨.

ગ્રાહ્ય વસ્તુ

## उपजाति (२३–२४).

महाव्रतामर्त्यनगातिभारो, विश्रामवर्जं शिरसैव धार्यः ।
भिक्षाशन भूशयन नवीनध्यानानुसन्धानमहो सदैव ॥ २३ ॥

પાચ મહાવ્રતોરૂપી કલ્પવૃક્ષોનો અતિ ભાર વિશ્રામ લીધા સિવાય પોતાના મસ્તકઉપરજ ધારણ કરવો ભિક્ષાનું ભોજન જમવુ, પૃથ્વીઉપર શયન કરવુ અને આનન્દપૂર્વક સદા ઇષ્ટદેવના ધ્યાનનું નવીન નવીન રીતે અનુસધાન કરવુ ૨૩

પ્રવ્રજ્યા લેનાને તૈયાર થયેલા સુકુમાર અગનાળા પોતાના બે પુત્રોને તેના માતાપિતા કહેછે કે—

### ચારિત્રોના પાલનમાં ઘણાં દુઃખો છે.

इत्येवमादिप्रचुरप्रकाराश्चारित्ररामारमणीयहाराः ।
शिरीषपुष्पाधिकसौकुमार्यवद्भ्या भवद्भ्या तु कथ प्रपाल्याः ॥२४॥

नरवर्मचरित्र

હે પુત્રો ! એમ ઉપર કહ્યા પ્રમાણે જેના ઘણા પ્રકારો છે એવા ચારિત્રરૂપી સુન્દર સ્ત્રીઓના સુન્દર હારોનું શિરીષ નામના પુષ્પોકરતા અધિક સુકુમારતા (કોમલપણા) વાળા તમે બન્ને જણાઓ કેમ પાલન કરી શકશો ? અર્થાત્ તમે બન્નેજણ સુકોમલ છો તેથી આ મહા કઠિન વ્રતો કેમ પાલન કરી શકશો ? ૨૪

ચારિત્ર પાળવું એ કાયર પુરૂષનું કામ નથી પણ શૂરવીરનુંજ કામ છે કારણ કે ચારિત્રમા અનેક દુઃખો ઉત્પન્ન થાયછે ખરા પણ મોક્ષરૂપી મણિ પામે તે શખલા સમાન છે એમ બતાવતા આ ચારિત્રદુઃખ અધિકાર પૂર્ણ કરવામા આવેછે



## प्रमादत्याग-अधिकार

આ ઉત્તમ નિર્મળ મહા કઠિન છે તે પ્રમાદી મનુષ્યથી થઇ શકતું નથી માટે પ્રમાદનો સર્વથા ત્યાગ કરવો જોઇએ. વિચાર કરવો જોઇએ કે-પ્રમાદી મનુષ્યનું સાધારણ લૌકિક કાર્ય પણ સિદ્ધ થઇ શકતું નથી ત્યારે પરલોકસબંધી મોક્ષસાધક કર્મમાં જો પ્રમાદ રાખે તો મોક્ષાદિ ક્યાથી પ્રાપ્ત થઇ શકે? એટલે પ્રમાદી મનુષ્યના ઐહિક પારલૌકિક બન્ને કાર્યો વિનાશ પામેછે, માટે સર્વ રીતે પ્રમાદનો ત્યાગ કરવો નીતિમા પણ કહ્યું છે કે—

"आलस्य हि मनुष्याणा, शरीरस्थो महारिपु "

અર્થાત્ પ્રમાદ (આલસ્ય) તે મનુષ્યોના શરીરમા રહેલ મહાન્ શત્રુ છે, એટલે અન્ય શત્રુ તો બહાર રહી હેરાન કરેછે, પરતુ આ શત્રુ તો પોતાના શરીરમા રહી નાશ કરેછે તો તે પ્રમાદથી તથા મોક્ષાદિ સાધનના જે વિઘ્નરૂપ આઠ પ્રકારના મદો પાચ ઇન્દ્રિયોના ત્રેવીશ વિષયો, ચાર કષાય, નિન્દા, ચાર વિકથાઓ જેને શાસ્ત્રકારોએ પ્રમાદરૂપ કહ્યા છે તેમાથી પણ જીવ પોતે બચી મોક્ષસુખ મેળવી શકે તે વિષય સમજાવવામાટે આ અધિકારનો આરભ કરવામા આવેછે

---

### પ્રમાદસમાન જગતમા કોઇ અનિષ્ટકર્ત્તા નથી.

### अनुष्टुप् (१ थी ३).

प्रमादः परमद्वेषी, प्रमाद परम विषम् ।
प्रमादो मुक्तिपुर्दस्यु, प्रमादो नरकालयः ॥ १ ॥

પ્રમાદ (ગાફલતા) એ પરમ દુશ્મન છે, પ્રમાદ મ્હોટુ ઝેર છે, પ્રમાદ મુક્તિરૂપી પુરીને ચોરરૂપ છે અર્થાત્ મુક્તિરૂપી પુરીમા જતા યતિના સમ્યગ્‌જ્ઞાનાદિ ભાતા વિગેરેને પ્રમાદરૂપી શત્રુ હરી જાયછે જેથી મુક્તિપુરીમા પહોચી શકાતુ નથી અને પ્રમાદ નરકનું ઘર છે એટલે મુક્તિપુરીમા જનારને નરકાલયમા મોકલનાર પ્રમાદ છે ૧

### મહાસર્પકરતા પણ પ્રમાદ વિશેષ દુઃખપ્રદ છે.

प्रमादस्य महाहेश्च, दृश्यते महदन्तरम् ।
आगाद्भवे भवे मृत्यु', परस्मान्जायते न वा ॥ २ ॥

પ્રમાદ અને મહાન્ સર્પનું મ્હોટું અન્તર દેખાયછે એટલે પ્રમાદથી જન્મે જન્મે મૃત્યુ જીવને પ્રાપ્ત થાયછે એટલે પ્રમાદીને જન્મમરણ ટળતુ નથી અને સર્પથી મરણ થાયછે અથવા મન્ત્રાદિ ઉપચારો મળે તો વખતે મનુષ્ય જીવી પણ જાયછે અર્થાત્ પ્રમાદ ઝેરી નાગકરતા પણ વધારે દુખપ્રદ છે ૨

## પ્રમાદી યતિની પ્રવ્રજ્યા નિષ્ફળ છે

कषाया यस्य नोच्छिन्ना, यस्य नात्मवश मनः ।
इन्द्रियाणि न गुप्तानि, प्रव्रज्या तस्य निष्फला ॥ ३ ॥

ક્રોધ, માન, માયા અને લોભ આમ ચાર પ્રકારના કષાયો જે મુનિના ઉચ્છિન્ન થયા નથી અર્થાત્ નાશ પામ્યા નથી તેમ જેને પોતાનુ મન આધીન નથી અને જેણે ઇન્દ્રિયોને નિયમમા રાખી નથી તે સાધુની પ્રવ્રજ્યા નિષ્ફળ જાણવી ૩

## પાચ પ્રકારના પ્રમાદ.

## आर्या.

मदविसयकसाया निद्दाविगहायपंचमीभणीया ।
ए ए पचपमाया जीव पाडन्ति ससारे ॥ ४ ॥

આઠ પ્રકારના મદ, પાચ ઇંદ્રિયોના ત્રેવીશ વિષય, ચાર કષાય, નિદ્રા, ચાર વિકથા (સ્ત્રીકથા, ભત્તકથા, દેશકથા, રાજ્યકથા) એ પાચ પ્રમાદો જીવને સંસારમા નાખેછે ૪

## સર્વ દુઃખોનુ કારણ પ્રમાદ છે.

## स्रग्धरा.

यत्सम्पत्त्या न युक्ता जगति तनुभृतो यच्च नापद्विमुक्ता,
यन्नाधिव्याधिहीनाः सकलगुणगणालङ्कृताङ्गाश्च यन्नो ।
यन्न स्वर्गं लभन्ते निखिलसुखखानिं मोक्षसौख्य च यन्नो,
दुष्टः कल्याणमालादलनपटुरय तत्र हेतुः प्रमादः ॥ ५ ॥

सूक्तिमुक्तावली

જગત્મા જે મનુષ્યો નિર્ધન છે અને દુખોથી મુક્ત થતા નથી અને જે આધિ (મનપીડા) વ્યાધિ (દેહપીડા) થી મુક્ત થતા નથી, તેમ સમગ્ર

ગુણગણોથી સુશોભિત અંગવાળા જે થતા નથી, સમગ્ર સુખોની ખાણરૂપ એવા સ્વર્ગને પામી શકતા નથી, તેમ જે (સર્વ પ્રકારના સુખોના મુગટરૂપ) મોક્ષ સુખને પણ પામી શકતા નથી તે સમગ્ર વિપત્તિઓનું કારણ આ દુષ્ટ પ્રમાદજ છે કે જે પુણ્યકર્મોની પંક્તિઓના નાશમાં પ્રવીણ છે, માટે પ્રમાદનો સર્વથા ત્યાગ કરવો ૫

## પ્રમાદનો જુલમ

"ઓ વાંસલડી, વેરણ થઇ લાગી તું વ્રજની નારને"—એ રાગ

ઓ આળસડી, શા માટે તું બધીનાન બનાવે?
    શિ૦ વણચાકે, કામ ચુકાવી તું નુકસાન કરાવે?—ટેક૦
ઉદ્યમ કરતા કોઇ અંગનાને, તો તેપર દાઝ દિલે આવે;
    પણ તુજપર તો બગ નવ ફાવે— ઓ આળસડી૦ ૬

× × × ×

તે કર જેના કબજે કીધા, જાણે બંધનથી બાંધી લીધા,
    તેણે તરત ઉદ્યોગ તજી દીધા— ઓ આળસડી૦ ૭
તુજ વશ ન શકે ડગ એક ભરી, જાણે હોય ચરણમાં હેડ ધરી,
    તું જોરાવર જુલમીજ ખરી— ઓ આળસડી૦ ૮
તું વાચતા નાંગી રાખે, જાણે તે પાટા બાંધ્યા આખે,
    તે પુસ્તક તરત તજી નાખે— ઓ આળસડી૦ ૯
નથી દેતી તું ભણતર ભણવા, નથી દેતી ગુણ પ્રભુના ગણવા,
    નથી દેતી લાભ અતિ તણવા— ઓ આળસડી૦ ૧૦
નથી દેતી જર કે જશ રળવા, નથી દેતી મિત્રોને મળવા,
    નથી દેતી શિખામણ સાંભળવા— ઓ આળસડી૦ ૧૧
તું ઇન્દ્રિના દેનારી છે, કાયાને અવગુણકારી છે,
    તું નિશ્ચે બહુજ નઠારી છે— ઓ આળસડી૦ ૧૨
અમે દિલમાં બહુ તુજથી ડરીએ, તને સ્વપ્ને પણ નહિ સંઘરીએ,
    દુશ્મન ગણી દૂર સદા કરીએ— ઓ આળસડી૦ ૧૩

## મનહરછંદ—અનન્વયાલંકાર.

આળસની અભિમાન એવું તો ઉત્તમ છે,
અભિમાની તે તો માન તાકનારો કેમ છે;
લોભી પણ આળસુની લાયક લેખાય લેશ,
લાયકથી લઇ બેસે ઉદ્યમ અનેક છે,

ક્રોધી જન કારણ કથનથી કુગાલ ઢાંકે,
વધારે મહિ તોપણ એટલો વિવેક છે,
આળસને તેના જેવી કહુ દલપત કહે,
આળસ સમાન ભુંડી આળસજ એક છે, ૧૪

દલપતરામ.

પ્રમાદથી ઇષ્ટ સ્થાને પહોચી શકાતું નથી માટે તેનો અવશ્ય ત્યાગ કરવો જોઇએ એમ વારવાર બતાવી આ પ્રમાદત્યાગ અધિકાર પૂર્ણ કરવામા આવેછે



## दिग्व्रत-अधिकार.



પ્રમાદત્યાગી—ધર્મદઢ શ્રાવકોએ નિયમપુરસર અમુક હદસુધીજ દશ દિશાઓમા ગમન આગમન કરવુ તેમા લક્ષ્ય ખેચવાસારૂ આ અધિકાર આરભાયછે

---

શ્રાવકોનુ છઠ્ઠુ दिग्विरतिव्रत કહેછે.

### उपजाति

विदिक्षु दिक्षूर्ध्वमधो गतेर्यत्, सीमाप्रमाण क्रियते विधिज्ञैः ।
लोलाम्बुधेः सेतुसम विशिष्ट, षष्ठ भवेद्दिग्विरतिव्रत तत् ॥ १ ॥

नरवर्मचरित्र.

ઇશાન વિગેરે વિદિશાઓ, પુર્વાદિ દિશાઓ, નીચે અને ઉપર ગતિનું (જવાનુ) જે સીમાનું પ્રમાણ વિધિજ્ઞ મહાત્માઓએ કહેલુ છે, અર્થાત્ શ્રાવક ગૃહસ્થે એટલા સ્થળમાજ જવુ, આવવુ, કરવુ તે પ્રમાણે જે શ્રાવક ગૃહસ્થ વર્તે છે તે ચપલ સમુદ્રના કાઠા સમાન ઉત્તમ એટલે કે સમુદ્ર ઘણો ચપલ છે, પરંતુ જે કાઠાઉપર ગતિ કરતો નથી તેના સરખુ શ્રાવકોનુ છઠ્ઠ दिग्विरति નામનું વ્રત છે ૧

સમારભથી તૃષ્ણારહિત કેમ થવુ તેને માટે આ એક શ્લોકમા મર્યાદા બતાવી આ દિગ્વ્રત અધિકાર પૂર્ણ કરવામા આવેછે



# वितृष्णमांसाशनदूषणाभावखंडन-अधिकार

તૃષ્ણાન્વિત થવામાટે દિગ્વ્રતના અધિકારમા પ્રવાસની પણ હદ રાખવી તેપછી અન્ય સાસારિક વ્યવહારોમા મર્યાદા જાળવવાનું એની મેળેજ સમજાયછે આમ છતા ભોજનાદિ વ્યવહારમા મર્યાદા મૂકનારાઓને જોવાથી તેમનાતરફ કદાચ કોઇની વૃત્તિ અસ્થિર થઇ અવળા વલણવાળી બને તો તેથી પતિત થવાયછે એમ દેખાડવાને તે ભોજનાદિ વ્યવહારમા મર્યાદા મૂકનારાઓની અયોગ્યતા સૂચવી કરતા તથા કેટલાક દાંભિક મસાણી યતિમન્યો એમ કહેછે કે અમે તૃષ્ણારહિત છીએ જેથી અમારે માસભક્ષણથી કાઇ પ્રત્યવાય (પાપ) નું કારણ નથી તેવા વામમાર્ગીઓને સમજાવવા ખાતર આ અધિકારનો આરંભ છે—એટલે આ અધિકારનું નામ वितृष्णमांसाशनदूषणाभावखंडन આપવામા આવ્યુ છે તેનો અર્થ તૃષ્ણારહિત પુરૂષો માસનું ભક્ષણ કરેછે તેમા દોષ લાગતો નથી આ બાબતનું ખંડન છે

---

મનઃકલ્પિત યુક્તિથી માસનુ ભક્ષણ કરવુ નહિ

## इन्द्रवज्रा

र्द्धिं विना भक्षयतो न दोषो, मांस नरस्यान्नवदस्तदोषम् ।
एवं वच केचिदुदाहरन्ति, युक्त्या विरुद्धं तदपीह लोके ॥ १ ॥

તૃષ્ણાવિના માસનુ ભક્ષણ કરનાર પુરૂષને પાપ લાગતુ નથી કારણકે તે માસ અન્નની માફક દોષરહિત છે, એમ કેટલાક પુરૂષો આ લોકમા જે વચન ઉચ્ચારેછે તે વચન પણ યુક્તિથી વિરૂદ્ધ છે અર્થાત્ મનુષ્યબુદ્ધિને બંધ બેસતુ નથી ૧

માસઉપર અભિરૂચિ હોય તોજ માસભક્ષણ થાયછે.

## उपजाति

आहारवर्गे सुलभे विचित्रे, विमुक्तपापे भुवि विद्यमाने ।
मांसं भदुःख विविध मपोष्य, चेदस्ति गृद्धिर्न किमात्ति मांसम् ॥ २ ॥

सुभाषितरत्नसन्दोह.

'પૂર્વપક્ષમાં' વાદીનો એવો મત છે કે 'કામનારહિત ભક્ષણ કરતું માંસ, અન્ન બરોબર છે તે બાબતનું ખંડન કરતાં કવિ જણાવે છે કે જો તારે તૃષ્ણા ન હોય તો પૃથ્વીમાં જુદા જુદા પ્રકારનો પાપરહિત આહારવર્ગ (અન્નાદિ પદાર્થ) સુલભ રીતે મળી શકે છે છતાં વિવિધ પ્રકારના આરંભના દુઃખને પોષીને તું માંસ શામાટે ખાયછે અમે તૃષ્ણાથી માંસ ભક્ષણ કરતા નથી, જેથી નિર્દોષ છીએ, તે કેવળ તેઓનું ધૂર્તપણુંજ છે, કારણકે તે લોકો જે પશુઓની હિંસા કરી જે સંપાદન કરેછે, તે શું માંસ નથી? એટલે શું અન્ન થઇ ગયું છે? અર્થાત્ કે તે માંસજ છે માટે માંસાહાર કરનારા હાંલિકોનો દંભજ આ ઉપરથી પ્રસિદ્ધ થાયછે, કારણકે ગૃદ્ધિ (ઇચ્છા) વિના પશુહિંસા થતીજ નથી ૭

એમ સિદ્ધ કરી આ અધિકાર પૂર્ણ કરવામાં આવેછે આવીજ રીતે અન્ય વ્યવહારોમાં પણ મર્યાદા મૂકાય તેમાં દોષ રહેલો છે ૩



# ⸺ भोगोपभोगव्रत-अधिकार. ⸺



જેમ માંસનિષેધ છે તેમ વ્યાવહારિક વસ્તુમાં પણ મર્યાદાની અપેક્ષા છે સાંસારિક પ્રત્યેક વિષયમાં અમુક હદસુધીજ આગળ વધવા જેવું છે જો વિષયોનો ભોગ સ્વતંત્ર રૂચિને અનુસરીને થાય તો કાંઇ તેમાં આગળ વધવાની હદજ રહે નહિ અને તેનો કદી પણ છેડો આવે નહિ તેમ તેમાં ધર્મ-અધર્મનું ભાન પણ રહે નહિ, માટે ધર્મશાસ્ત્રોપર શ્રદ્ધા રાખી તેમાં કહેલી મર્યાદાનું ઉલ્લંઘન કરવું નહિ એ બહુ જરૂરનું છે જનમ મૃત્યુને ભોગ (ભોજનાદિ જે એક વખતજ ઉપયોગમાં આવેછે તે) અને ઉપભોગ (સ્ત્રી, વસ્ત્ર, શય્યાદિ જે અનેક વખત ભોગવાયછે તે) અને દેહાદિના નિર્વાહ અર્થે તેનો ઉપયોગ પણ કરવો પડેછે, પરંતુ તેમાં (ગ્રહણ કરવામાં) પણ આર્ય મહાત્માઓ જેને વિહિત કહી ગયા છે, તેને ગ્રહણ કરવું અને જેનો નિષેધ કરી ગયા છે, તે વસ્તુઓ ગ્રહણ ન કરવી, તે બાબતનું દિગ્દર્શન કરાવવામાટે આ અધિકારની શરૂઆત કરવામાં આવેછે

---

સુજાણની ભલી ચીજો મેળવી શકે અને તે બીજાઓને આપી શકે, માટે તેને અદ્ભુત શક્તિવાળા લાંબા હાથ આપવામાં આવ્યા છે અને માણસ બે વખત સાંભળીને, બે વખત નજરે જોઇને, એક વખત બોલે તેમાટે તેને બે કાન, બે આંખ અને એક જીભ આપવામાં આવી છે, પણ આપણે એથી ઉલટી જ રીતે વરતીએ છીએ પૂરૂ સાંભળ્યાવિના અને પૂરૂ જોયાવિના અભિપ્રાય આપીએ છીએ પણ એ કેવુ ખોટુ છે? એથી વિના કારણ આપણે કેટલા બધા પાપમાં પડીએ છીએ?

× × × ×

(કુદરતે) બહુ વિચારીનેજ આપણી જીભ ટુંકી બનાવેલી છે અને તેને તેવીજ રાખવામાં ફાયદો છે, તેને લાંબી વધારવામાં ફાયદો નથી, એમ સમજીનેજ અસલના ઋષિઓ મુનિવ્રત લેતા હતા ને તેસાઉજ પુરાણોમાં (જૂના ગ્રંથોમાં) મુનિવ્રતનું બહુ માહાત્મ્ય કહેલુ છે આપણામાં પણ કહેવત છે કે, "ન બોલ્યામાં નવ ગુણ" જો કે આપણને બોલ્યાવિના ચાલે તેમ નથી, તોપણ જીભને કાબુમાં રાખવાથી જીભથી થતા પાપોથી બચાય છે, માટે ભાઇઓ! જીભ ટુંકી અને હાથ લાંબા રાખો, એટલે કે બકબકારો ન કરો જરૂર જેટલુ બોલો-પાળી શકો તેટલુ બોલો-ખાત્રી કરીને બોલો અને હાથ લાંબા રાખો એટલે કે પરમાર્થ કરો × એજ આપણી ફરજ છે

આવી રીતે પાપમાંથી નિવૃત્ત થવા તથા પાપના પ્રેરક પણ ન થવાને ઇસારો કરી આ અનર્થદંડવ્રત અધિકાર પૂર્ણ કરવામાં આવેછે



## सामायिकव्रत-अधिकार.



**અ**નર્થમાંથી બચવામાટે સામાયિકની જરૂર છે તેથી સામાયિક એટલે સમતા અર્થાત્ શ્રાવકોએ સર્વ ઇન્દ્રિયોના વિષયથી દૂર રહી જે બે ઘડી માત્ર પોતાના ઇષ્ટદેવભગવાનનુ ધ્યાન કરાયછે અથવા સ્વાધ્યાયાદિ કરાયછે તે સામાયિકવ્રતનુ દિગ્દર્શન અત્ર ટુંકમાં કરાવવામાં આવ્યુ છે કારણકે પાપથી નિવૃત્ત થવાને તેમજ પાપથી દૂર રહેવાને અને પાપના કોઇ પણ રીતે પ્રેરક પણ ન બનવામાટે તે બહુ આવશ્યક છે તેથી તેને શ્રાવકો પોતાના લક્ષમાં લઇ તે વ્રતમાં તત્પર રહે, જેને માટે આ અધિકારનો આરંભ કરવામાં આવેછે

## છ વસ્તુ લેવી દેવી નહિ.

### अनुष्टुप्.

न ग्राह्याणि न देयानि, षड् वस्तूनि च पण्डितैः ।
अग्निर्मधु विष शस्त्र, मद्य मास तथैव च ॥ १ ॥

पुराण

અગ્નિ, મધ, ઝેર, હથિયાર, દારૂ અને માસ આ છ વસ્તુઓ વિદ્વાન્ પુરૂષોએ પોતે કોઇની પાસેથી ગ્રહણ કરવી નહિ અને કોઇ મનુષ્યને આપવી પણ નહિ (કારણકે તેમાથી હિસા ઉત્પન્ન થાયછે) ૧

## દયાળુ અનેક પાપથી અટકેછે

### उपजाति

अनर्थदण्डाद्विरतिं भजन्तस्त्यजन्त्यपध्यानमिहार्त्तरौद्रम् ।
पापोपदेश बहुहिंसदान, नित्य प्रमादाचरण प्रबुद्धाः ॥ २ ॥

नरवर्मचरित्र

નિરર્થક દડથી (બીજાને વૃથા પીડવાથી) જેઓ નિવૃત્ત થયા છે એટલે દૂર રહ્યા છે એવા વિદ્વાન્ પુરૂષો આ લોકમા આર્તરાદ્ર નામના કુત્સિત ધ્યાનનો અને બહુ હિસાયુક્ત દાનનો તથા પાપના ઉપદેશનો તેમ પ્રમાદ યુક્ત એવા આચરણનો હમેશા ત્યાગ કરેછે ૨

## હાથ લાબા ને જીભ ટુકી તેનુ કારણ બતાવેછે

*એક કવિએ કહ્યુ છે કે, ઇશ્વરે (કુદરતે) આપણને હાથ બે આપ્યા અને તે પણ બહુ લાબા બનાવ્યા પગ બે આપ્યા ને તે પણ ઘણા મોટા બનાવ્યા કાન બે આપ્યા, આખો બે આપી નસકોરા બે આપ્યા અને જીભ એકજ ને તે પણ ટુકી કેમ બનાવી? આ બહુ ગભીર અને રહસ્યનો પ્રશ્ન છે માણસના કામોઉપરથી તેની ઇચ્છાનુ અનુમાન થાયછે

× × × ×

લાભ મેળવવામાટે માણસ સહેલાઇથી જમે ત્યા જઇ શકે તેમાટે તેને મોટા ને મજબૂત પગ આપવામા આવ્યા છે માણસ પોતાની ઇચ્છા

* સ્વર્ગવિમાન

## સામાયિકથી થતા ફાયદા.

### आर्या (१ थी ३)

समाइय कुणतो समभाव सावओघडी अदुगम् ।
आउसुरेसुवन्नइ इतिअमित्ताह पल्लिआइम् ॥ १ ॥

સામાયિક કરતી વખતે બે ઘડીસુધી સમભાવમા રહેવાથી દેવતાઓનું આયુષ્ય બાંધે તેને નીચના શ્લોકમા ગણવ્યા પ્રમાણે પલ્યોપમ કહેછે ૧

बाणवई कोडीओ लक्खागुणसट्टि सहस्सपणवीस ।
नवसयपणवीसापे सतिहाअडभागपलिअस्स ॥ २ ॥

બાણુ કરોડ, ઓગણસાઠ લાખ, પચીશ હજાર નવસે પચીશ પલ્યોપમ, તથા તે ઉપર એક પલ્યોપમના આઠ ભાગ કરીએ તેવા ત્રણ ભાગઉપર એટલું આયુષ્ય દેવતાનું બાંધેછે ૨

सत्तहत्तरि सतसया सतहत्तरिसहस्स लक्कोडीओ ।
सगवीस कोडीसया नवभागा सत्तपल्लिअस्स ॥ ३ ॥

सूक्ति मुक्तावली

એ ... કરોડ સતાવીશ લાખ સત્તોતેર હજાર સાતસો ને શીતેર પલ્યોપમ તથા એક પલ્યોપમના નવ ભાગમાથી સાત ભાગ જેટલુ (દેવતાઓનુ) આયુષ્ય બાંધેછે ૩

## નવમુ સામાયિક વ્રત

### उपजाति (४–५)

सावद्यकर्ममतिपेधनेन, मनोहरध्यानविधानलीनैः ।
अन्तर्मुहूर्त परिपाल्यते यत् सामायिकाख्य नवम व्रत तत् ॥ ४ ॥

પાપ કર્મોને અટકાવીને મનોહર દષ્ટિવના ધ્યાનમા લયલીન (તત્પર) એવા શ્રાવકોએ બે ઘડી માત્ર અન્તઃકરણનું જે પરિપાલન કરાયછે અર્થાત્ મનનો નિરોધ કરાયછે તે નવમુ સામાયિક નામનું વ્રત છે ૪.

### સમતાવ્રતનો પ્રભાવ

ध्वान्तं दिनेशोऽरिगणं जिगीषुर्यतिः प्रमादं कुनयं विवेकी ।
हन्ति क्षणेनैव तथा कुकर्मजालं करालं समता हि नास्ति ॥ ५ ॥

नरवर्मचरित्र

સૂર્ય અન્ધકારનો, વીરપુરુષ શત્રુના સમૂહનો, યતિવર્ય પ્રમાદનો, વિવેકી પુરુષ અવિનયનો, ક્ષણમાત્ર કાળથી જેમ નાશ કરે છે, તેમ અન્તઃકરણ (મન)ની સમતા (સામાયિકવ્રત) ભયંકર એવા કુકર્મોના સમૂહનો નાશ કરે છે ૫

આ પ્રમાણે સમતા બતાવી સામાયિકવ્રત અધિકાર પૂર્ણ કરવામાં આવે છે



# देशावकाशिकव्रत-अधिकार.



સામાયિક શુદ્ધ થયા વિના દેશાવકાશિકવ્રત ટકી શકતું નથી તેથી શ્રાવકને દેશાવકાશિક નામનું શ્રાવકોનું આ દશમું વ્રત છે તેમાં નિરન્તરની વ્યાવહારિક ક્રિયાઓમાં ઓછું ઓછું સત શ્રાવકોએ કરતા રહેવું તેનો આ વ્રતનો ઉદ્દેશ છે—કારણ, લોભ–મોહને પરવશ પડી દેશભ્રમણમાં જેમ જેમ માણસ આગળ વધે છે તેમ તેમ આશા અને અસંતોષને લીધે તેમાં વધારે વધારે ફસાતો જાય છે માટે એ જાળમાંથી બચવાને અને સંતોષથી પોતાના કર્તવ્યમાં પરાયણ રહેવાને આ વ્રત જરૂરનું છે

---

### શ્રદ્ધાળુ શ્રાવકોનું નિત્ય નિયમિત થતું દશમું દેશાવકાશિક નામનું વ્રત

## उपजाति.

दिग्व्रते तद् गमनप्रमाणं, संक्षिप्यते प्रत्यहमेव यत्नैः ।
व्रतानि यद्वा सकलानि देशावकाशिकाख्यं दशमं व्रतं तत् ॥ १ ॥

नरवर्मचरित्र.

## સામાયિકથી થતા ફાયદા

## आर्या (१ थी ३).

समाइय कुणतो समभाव सावओघडी अदुगम् ।
आउसुरेसुवन्धइ इतिअमित्ताइ पलिआइम् ॥ १ ॥

સામાયિક કરતી વખતે બે ઘડીસુધી સમભાવમા રહેવાથી દેવતાઓનુ આયુષ્ય બાધે તેને નીચના શ્લોકમા ગણવ્યા પ્રમાણે પ થોપમ કહેછે ૧

बाणवई कोडीओ लकागुणसाट्टि सहस्सपणवीस ।
नवसयपणवीसाये सतिहा-अडभागपलिअस्स ॥ २ ॥

બાણુ કરોડ, ઓગણસાઠ લાખ, પચીશ હજાર નવસે પચીશ પ થોપમ, તથા તે ઉપર એક પ થોપમના આઠ ભાગ કરીએ તેવા ત્રણ ભાગઉપર એટલુ આયુષ્ય દેવતાનુ બાધેછે ૨

सत्तहत्तरि सत्तसया सतहत्तरिसहस लक्ककोडीओ ।
सगवीस कोडीसया नवभागा सत्तपल्लिअस्स ॥ ३ ॥

सूक्तिमुक्तावली

એક કરોડ સતાવીશ લાખ સત્તોતેર હજાર સાતસો ને શીતેર પલ્યોપમ તથા એક પ થોપમના નવ ભાગમાથી સાત ભાગ જેટલુ (દેવતાઓનુ) આયુષ્ય બાધેછે ૩

### નવમુ સામાયિક વ્રત

## उपजाति (४-५)

सावद्यकर्ममतिपथनेन, मनोहरध्यानविधानशीले ।
अन्तर्मुहूर्त परिपाल्यते यत्, सामायिकाख्य नवम व्रतं तत् ॥ ४ ॥

પાપ કર્મોને અટકાવીને મનોહર દષ્ટિવના ધ્યાનમા કાયલીન (તત્પર) થૈયા અવકાએ દો ઘડી માત્ર અન્તઃકરણનુ જે પરિપાલન કરાયછે અર્થાત મનનો નિરોધ કરાયછે તે નવમુ સામાયિક નામનુ વ્રત છે ૪.

### સમતાવ્રતનો પ્રભાવ

ध्वान्तं दिनेशोऽरिगणं जिगीषुर्यतिः प्रमादं कुनयं विवेकी ।
हन्ति क्षणेनैव तथा कुकर्मजालं करालं समता हि नास्ति ॥ ५ ॥

नरवर्मचरित्र

સૂર્ય અન્ધકારનો, વીરપુરુષ શત્રુના સમૂહનો, યતિવર્ય પ્રમાદનો, વિવેકી પુરુષ અવિનયનો, ક્ષણમાત્ર કાળથી જેમ નાશ કરે છે, તેમ અન્તઃકરણ (મન)ની સમતા (સામાયિકવ્રત) ભયંકર એવા કુકર્મોના સમૂહનો નાશ કરે છે ૫

આ પ્રમાણે સમતા બતાવી સામાયિકવ્રત અધિકાર પૂર્ણ કરવામાં આવે છે



## ⟶ દેશાવકાશિકવ્રત-અધિકાર. ⟵



સામાયિક શુદ્ધ થયા વિના દેશાવકાશિકવ્રત ટકી શકતું નથી તેથી દેશાવકાશિક નામનું શ્રાવકોનું આ દશમું વ્રત છે તેમાં નિરંતરની વ્યાવહારિક ક્રિયાઓમાં ઓછું ઓછું સત શ્રાવકોએ કરતા રહેવું તેવો આ વ્રતનો ઉદ્દેશ છે—કારણ કે લોભ-મોહને પરશે પડી દેશભ્રમણમાં જેમ જેમ માણસ આગળ વધે છે તેમ તેમ આશા અને અસંતોષને લીધે તેમાં વધારે વધારે ફસાતો જાય છે માટે એ જાળમાંથી છૂટવાને અને સંતોષથી પોતાના કર્તવ્યમાં પરાયણ રહેવાને આ વ્રત જરૂરનું છે

---

### શ્રદ્ધાળુ શ્રાવકોનું નિત્ય નિયમિત થતું દશમું દેશાવકાશિક નામનું વ્રત

### उपजाति.

यद्दिग्व्रतं तद् गमनप्रमाणं, संक्षिप्यते प्रत्यहमेव यत्र ।
व्रतानि यद्वा सकलानि देशावकाशिकाख्यं दशमं व्रतं तत् ॥ १ ॥

આગળ જે ગતિના પ્રમાણરૂપ દિગ્વ્રત કહેવામાં આવ્યું છે તેમાંથી ધન્યવાદને યોગ્ય એવા જે શ્રાવકોએ હમેશાં ઓછું ઓછુંજ કરાયછે અથવા બીજા જે સમગ્રવ્રતો તેમાં પણ તેમ કર્મની ન્યૂનતા કરાયછે તે આ દશમું "દેશાવકાશિક" નામનું શ્રાવકોનું વ્રત છે જેમાં રોજ ચાદ નિયમો પણ ધારેછે તે અન્ય સ્થળથી સમજવું ૧

દેશાવકાશિકવ્રતનું સ્વરૂપ સમજાવી આ અધિકાર પૂર્ણ કરવામાં આવેછે તેની આવશ્યકતા તથા તેનું ફળ તો સ્પષ્ટજ છે

## पौपधव्रत-अधिकार.

દેશાવકાશ વ્રતમાં પાસ થયા વિના પૈષધવ્રતમાં દાખલ થવું કઠિન પડેછે તેથી અગિયારમું પૈષધવ્રત જેનું બીજું નામ પૈષો છે જે શ્રાવકોનું ચાર પ્રહરનું વ્રત છે અને જેને લીધે શરીરની તથા મનની ચેષ્ટાઓનું નિવેદન થાયછે, તેનું દિગ્દર્શન આ અધિકારમાં કરાવવામાં આવેછે

---

### શ્રાવકોનું અગિયારમું પૈષધ નામનું વ્રત

### उपजाति (१–२)

तपश्चतुर्थादि विधाय धन्यमन्या नरा पर्वसु यच्चतुर्षु ।
व्यापारभारं सकलं सपापं, शरीरसत्कारमपि त्यजन्त ॥ १ ॥
ब्रह्मव्रतं तीव्रतरं दधाना , प्रमादहानेन यते. समाना ।
गृह्णन्ति यत्पौषधमेकचित्ता, एकादशं तद्व्रतमामनन्ति ॥ २ ॥

नरवर्मचरित्र

ચાર પર્વોમાં એટલે એક માસના બે અષ્ટમી, બે ચાદશ, ચતુર્થ આદિ એટલે ચતુર્થભક્ત (ઉપવાસ) તપને કરીને પોતાને ધન્ય માનતા એવા શ્રાવકો પાપયુક્ત એવા સમગ્ર વ્યાપારના ભારને અને પોતાના શરીરના (ભોજનાદિથી) સત્કારનો પણ ત્યાગ કરવાવાળા અને અત્યન્ત તીવ્ર એવા બ્રહ્મચર્યવ્રતને ધારણ કરવાવાળા તથા પ્રમાદના ત્યાગથી યતિના સમાન એક

ચિત્તવાળા શ્રાવકો જે વ્રતનુ ગ્રહણ કરેછે તેને અગિયારમુ પૌષધ નામનુ વ્રત કહેવામા આવેછે ૧, ૨

આ પ્રમાણે સ્વરૂપ અને ફળ કહી આ પૌષધ અધિકાર પૂર્ણ કરવામા આવેછે



## अतिथिसंविभाग-अधिकार.



પૌષધ કર્યા પછી અતિથિનો સત્કાર કરવો એ ખાસ ભલામણ છે તેથી શ્રદ્ધાળુ શ્રાવકોએ પોતાના ભોજનાદિની તૈયાર વસ્તુઓમાથી અતિથિસત્કાર કરવોજ જોઇએ, તેમા ઉત્તમ પાત્રાદિની પ્રાપ્તિ થવી તો જો કે અશક્ય પ્રાય છે, તોપણ તે વિષયઉપર સત્ શ્રાવકોનુ લક્ષ ખેચવા સારૂ આ અધિકાર લખાયછે

---

### "અતિથિસવિભાગ" નામનુ બારમુ વ્રત.

### उपजाति (१ थी ३).

यद्भुक्तपानासनवस्त्रपात्रभैषज्यशय्यावसतिप्रदानम् ।
मुदातिथिभ्योऽतिथिसंविभाग, प्राहुर्व्रतं द्वादशमेतदार्याः ॥ १ ॥

જે ભોજન (અન્નાદિ), પાન (દૂધ વિગેરે) આસન, વસ્ત્રો, પાત્રો, ઔષધો, શય્યા, સ્થાન વિગેરે પદાર્થોનું દાન, આનદથી અતિથિ એવા સાધુઓ તથા સાધ્વીઓને માટે આપવુ આ શ્રાવકનુ "અતિથિસંવિભાગ" નામનુ બારમુ વ્રત આર્ય મહાત્માઓએ કહ્યુ છે ૧

### સત્પાત્ર અતિથિનુ સ્વરૂપ કહેછે.

शत्रौ च मित्रे च समस्वभाव, ज्ञानादिरत्नत्रयसाधक यत् ।
तदत्र पात्र प्रवदन्ति विज्ञास्तस्मै प्रदत्त शिवशर्मदायि ॥ २ ॥

જે શત્રુમા તથા મિત્રમા સમાન સ્વભાવવાળો સાધુ હોય અને જે જ્ઞાન વગેરે ત્રણ રત્નોને સિદ્ધ કરનાર હોય, તેવા સત સાધુને વિદ્વાન્ પુરૂષો આ

लोकमा सत्पात्र कहेछे अने जो तेवा अतिथिने माटे अन्नादि आपवामा आव्यु होय तो ते आलोक, परलोक बन्नेमा कल्याणरूप थायछे २

सत्पात्र, उत्तमदाता अने शुभ वस्तुनु दान आ त्रण वस्तुओ एकत्र थवी दुर्लभ छे

पात्रं सद्दाता शुभवस्तुलाभो, भवेत्त्रिवेण्याः शुभसङ्गमस्तत् ।
श्रीचन्दनाश्रीधनसार्थवाहश्रीशालिभद्रोपमयेष्टसिद्धिः ॥ ३ ॥

नरवर्मचरित्र

सत्पात्र (अतिथि), उत्तम प्रकारनो श्रद्धाळु दाता अने शुभ वस्तुनु दान ते आ त्रण-त्रिवेणीनो शुभ संगम थाय तो श्रीचंदनाबाइ (चंदनबाळा), श्रीधनसार्थवाह अने श्रीशालिभद्र शेठना माफक इष्ट कार्यनी सिद्धि थाय जा यछे ते ते आख्यायिकाओ पुस्तकोथी जाणी लेवी

पोतानी केटलीक योग्य वस्तुओनु पात्रने दान आपवाथी उत्तम इष्ट लाभ मेळवी शकायछे ए बनानी आ अतिथिसंविभाग अधिकार पूर्ण कर वामा आवेछे



## संयम-अधिकार



अतिथिने संतोष्याविना संयम टकी शकतो नथी तेथी संयम के जेना १७ भेद चारित्रवर्णनना अधिकारमा कहेवामा आव्या छे ते संयमने भिन्न भिन्न धर्मना पुस्तकोमा अनेक रीते वर्णव्यो छे* ते बाबतउपर सुज्ञ जनसमाजनु चित्त खेचवा आ अधिकार शरू करायछे

---

संयमना भिन्न भिन्न प्रकारो

अनुष्टुप् (१ थी ९)

अहिंसा सत्यमस्तेयं, ब्रह्मचर्यं सुसंयमः ।
मद्यमांसमधुत्यागो, रात्रिभोजनवर्जनम् ॥ १ ॥

---

* माटे आ अधिकारना श्लोको पुराणादिकथीज लेवामा आव्या छे जेथी तेओ पण संयमने कहे छे ते ध्यानमा आवे

કોઇ પ્રાણીની હિંસા ન કરવી, સત્ય ભાષણ કરવું, ચોરી ન કરવી, બ્રહ્મચર્યનું પાલન કરવું, ઇન્દ્રિયોને નિયમમા રાખવી, મદિરા, માસ અને મધનો ત્યાગ કરવો તથા રાત્રિવખતે ભોજન ન કરવુ ૧

## સયમવૃક્ષનાં આઠ પુષ્પો કહેછે.

अहिंसा प्रथम पुष्प, पुष्पमिन्द्रियनिग्रहः ।
सर्वभूतदया पुष्प, क्षमा पुष्प विशेषतः ॥ २ ॥
ध्यान पुष्प तपः पुष्प, ज्ञान पुष्प तु सप्तमम् ।
सत्यमेवाष्टम पुष्प, तेन तुष्यन्ति देवताः ॥ ३ ॥

एते कस्यापि

અહિંસા પ્રથમ પુષ્પ છે, ઇન્દ્રિયોનો નિગ્રહ એ બીજુ પુષ્પ છે, સર્વભૂતપ્રાણીઉપર દયા રાખવી એ ત્રીજુ પુષ્પ છે, ક્ષમા રાખવી તે ચોથુ પુષ્પ છે, ઇષ્ટદેવનું ધ્યાન એ પાચમુ પુષ્પ છે, તપ એ છઠ્ઠુ પુષ્પ છે, જ્ઞાન સાતમુ પુષ્પ છે અને સત્ય એ આઠમુ પુષ્પ છે તે પુષ્પસમહના અર્પણથી દેવતાઓ પ્રસન્ન થાયછે ૨, ૩

## દશ પ્રકારના યમો

आनृशस्य क्षमा सत्यमहिंसा दम आर्जवम् ।
प्रीतिः प्रसादो माधुर्यं, मार्दवं च यमा दश ॥ ४ ॥

નિર્દયપણું ન રાખવુ, ક્ષમા રાખવી, સત્ય ભાષણ કરવુ, કોઇ પણ પ્રાણીની હિંસા ન કરવી, ઇન્દ્રિયોને નિયમમા રાખવી, સરલતા રાખવી, ઇષ્ટદેવઉપર પ્રેમ રાખવો, મન પ્રસન્ન રાખવુ, મધુરતા અને મૃદુપણુ (માનરહિતપણું) આમ દશ પ્રકારના યમ છે ૪

## મોક્ષના ચાર પ્રતિહાર.

मोक्षद्वारप्रतीहाराश्चत्वारः परिकीर्तिताः ।
शमो विवेकः सन्तोषश्चतुर्थः साधुसङ्गमः ॥ ५ ॥

મોક્ષના દરવાજાના ચાર પ્રતીહારો કહેલા છે તે કયા? શમ (મનોનિગ્રહ), વિવેક, સતોષ અને સાધુપુરુષોનો સમાગમ, એટલે આ ચાર દરવાનો મોક્ષદ્વારને ખોલી આપેછે ૫

## સંયમની દૃઢતા કરવાસારૂ સંસારનુ મિથ્યાત્વ.

अलीक एव त्वद्भावो, मद्भावोऽलीक एव च ।
अनुभूतोऽप्यसद्रूपं, स्वप्ने स्वमरणं यथा ॥ ६ ॥

એક ગુરૂ પોતાના શિષ્યને ઉદ્દેશીને કહેછે કે, તારો ભાવ (રહેવાપણું) અસત્ય છે તેમ મારો ભાવ (રહેવાપણું) પણ અસત્ય છે ત્યા શિષ્ય પ્રશ્ન કરેછે કે આ મ્હારો તમારો ભાવ પ્રત્યક્ષ અનુભવાયછે છતા અસત્ય કેમ? તેના જવાબમા ગુરૂ જણાવેછે કે હું, તું, તારૂ, મારૂ વગેરે સંસાર અનુભવાયછે તોપણ તે મિથ્યા છે ત્યા દૃષ્ટાન્ત આપેછે કે-જેમ સ્વપ્નામા પોતાનું મસ્તક છેદાઇ જાયછે અને મરણ થયુ એમ સ્વપ્નાના દૃષ્ટાથી અનુભવાયછે છતા ખોટુ છે એમ અત્ર સમજી લેવું ૬

## કર્મથી બંધન ન થવુ જોઇએ અને જ્ઞાનથી મુક્તિ થવી જોઇએ

तत्कर्म यन्न बन्धाय, सा विद्या या विमुक्तये ।
आयासायापरं कर्म, विद्यान्या शिल्पनैपुणम् ॥ ७ ॥

જે કર્મ જીવનું બંધન નથી કરતું તે કર્મ અને જે મોક્ષમાટે છે અર્થાત મોક્ષસુખને આપેછે તે વિદ્યા (જ્ઞાન) આથી બીજુ જે કર્મ તે કેવળ પરિશ્રમમાટે છે અને મોક્ષપ્રદ વિદ્યાથી બીજી જે વિદ્યા (જ્ઞાન) તે કડીયા વગેરેના કાર્યના નિપુણપણા જેવુ છે અર્થાત્ પરિણામે નષ્ટ સ્થિતિવાળુ હોવાથી નિષ્ફળ છે ૭

## મતાંતરથી યમની વ્યાખ્યા.

अहिंसा सत्यमस्तेयं, ब्रह्मचर्यमपरिग्रहः ।
इष्टानिष्टपरा चिन्ता, यम एव प्रकीर्तितः ॥ ८ ॥

પ્રાણી માત્રની હિંસા ન કરવી, સત્ય ભાષણ કરવુ, ચોરી ન કરવી, બ્રહ્મચર્યનુ ગ્રહણ કરવુ, ઇષ્ટ (ઇચ્છેલુ), અનિષ્ટ (ન ઇચ્છેલુ) સુખદુઃખ તેથી ભિન્ન પ્રકારનુ ચિન્તન કરવુ અર્થાત સાંસારિક સુખદુઃખમા આસક્ત ન થવું, તેને યમ કહેલ છે ૮

## તપનુ સ્વરૂપ

अहिंसा सत्यवचनमानृशंस्यं दमो घृणा ।
एतत्तपो विदुर्धीरा, न शरीरस्य शोषणम् ॥ ९ ॥

शार्ङ्गधरपद्धति.

પ્રાણી માત્રની હિંસા ન કરવી, સત્ય વચન બોલવુ, ક્રૂરપણુ ન રાખવુ, ઇન્દ્રિયોને નિયમમા રાખવી અને સર્વઉપર દયા રાખવી આ કાર્યને ધીર પુરૂષો તપ કહેછે (જાણેછે) પરતુ કેવળ શરીરના શોષણને તપ કહેતા નથી ૯

કર્મ, વિદ્યા, યમ વિગેરે સમજાવી આ પ્રથમ અધિકાર પૂર્ણ કરવામા આવેછે



## नियमफल-अधिकार.



સયમમા નિયમની અપેક્ષા હોવાથી "નિયમફલાધિકારમા" નિયમનુ સ્વરૂપ તથા તેનુ ફળ તથા તેમા શ્રીમહાવીરસ્વામીનુ મહા ભિગ્રહ નામનુ મહા કઠિન વ્રત જણાવવામા આવ્યુ છે, તે સાધુએને અક્ષરશ મનનીય છે

---

### સાત પ્રકારનો નિયમ.

### अनुष्टुप् (१-२).

स्वाध्यायशौचसन्तोषा, देवताराधनं तपः ।
वैराग्यं च जनासङ्गो, नियमोऽप्ययं उच्यते ॥ १ ॥

शार्ङ्गधरपद्धति.

અભ્યાસ કરવા યોગ્ય શાસ્ત્રોનો અભ્યાસ, શૌચ (પવિત્રતા), સતોષ, દેવતાઓનુ આરાધન, તપ, વૈરાગ્ય અને મનુષ્યોનો સગ ન રાખવો તે, આ નિયમ કહેવાયછે ૧

### સ્વલ્પ નિયમથી મહાન્ લાભ.

स्तोकोऽपि नियमो येन, पालितः पुण्यकाङ्क्षिणा ।
इहैव प्राप्यते तेन, फलं श्रीवङ्कचूलवत् ॥ २ ॥

પુણ્યકર્મની ઇચ્છાવાળા જે પુરૂષે થોડો પણ નિયમ પાળ્યો હોય તેને આલોકમાજ પ્રાય શ્રીવકચૂલની માફક ફળની પ્રાપ્તિ થાયછે વકચૂલની કથા અન્ય પુસ્તકોથી જાણી લેવી ૨

## સંપૂર્ણ નિયમ પાલન કરનારને ઉત્તમ ફળ

## आर्या (३ थी ६)

य पालयन्ति नियमान्, परिपूर्णान् रूपसेननृपतिरिव ।
ते सुखलक्ष्मीभाज', पदे पदे स्युर्जनश्लाघ्या ॥ ३ ॥

रूपसेनचरित्र

જે શ્રાવકો રૂપસેન નામના રાજાની માફક પરિપૂર્ણ એવા નિયમોનું પાલન કરેછે તે લોકો સુખ તથા લક્ષ્મી (ધન) ને ભોગવવાવાળા તથા મનુષ્યોમાં પ્રશંસાને પાત્ર પગલે પગલે થાયછે રૂપસેન રાજાની વાર્ત્તા પરંપરાથી જાણી લેવી ૩

### ગંઠસહિય પચ્ચક્ખાણનું નિયમ

जे निच्चमपमत्ता, गंठिं वधंति गंठि सहिअंमि ।
सग्गापवग्गसुक्खं, तेहिं निबद्धं सगंठिंमि ॥ ४ ॥

જે પ્રાણી હમેશા સાવધાન થઇને ગંઠસહિ પચ્ચખાણ કરી ગાંઠ બાંધેછે તે પ્રાણી દેવલોક તથા મોક્ષના સુખને પોતાના કપડાના છેડાની ગાંઠમાં બાંધેછે ૪

तथा—

भणिऊण नमुक्कारं, निच्च विम्हरणवज्जिआ धन्ना ।
पारंति गंठिसहिअं, गंठिं सह कम्मगंठीहिं ॥ ५ ॥

હમેશાં કદી પણ ભુલ્યાવિના જે પવિત્ર પુરૂષો નવકાર મહામંત્ર ભણીને ગંઠસહિ પચ્ચખાણને પાળેછે તે વાસ્તવિકરીતે તેજ ગાંઠસહિત પોતાના કર્મોની ગાંઠોને પાર કરેછે અર્થાત તે જીવ કર્મગ્રંથિને ભેદી પેલી પાર પહોંચેછે ૫.

વળી—

मासासी मज्जरओ, रक्खेण चेव गंठिसहिएण ।
मोहततुराओ, सुसाहुवाओ सुरो जाओ ॥ ६ ॥

सूक्तिमुक्तावली

માસ ખાનાર, દારૂ પીનાર, પણ એકજ ગંઠસહિ પચ્ચખાણ કરવાથી ભવે એવે જે તતુવાય (કપડા વણનાર) તે જશકીર્તિ મેળવી અને દેવતાનો ભવ પામ્યો. ૬

## શ્રીમહાવીરસ્વામી ભગવાનનું "મહાભિગ્રહ" નામનું વ્રત

### शार्दूलविक्रीडित (૭ થી ૧૦).

पृथ्वीनाथसुता भुजिष्यचरिता जञ्जीरिता मुण्डिता,
 क्षुत्क्षामा रुदती विधाय पदयोरन्तर्गता देहलीम् ।
कुल्माषान्महरद्वयव्यपगमे मे शूर्पकोणस्थितान्,
 दद्यात्पारणकं तदा भगवतः सोऽय महाभिग्रहः ॥ ७ ॥

એક શ્રીચન્દનબાલા કરીને રાજાની પુત્રી હતી, તે રાજાનું રાજ્ય દુશ્મનાએ લઇ તેને મારી નાખ્યો, તે વખતે તેની આ ચન્દનબાલા નામની પુત્રી એકલી ભાગી છૂટી તેને એક વાણીઆએ આશ્રય આપ્યો, તેને ત્યા રહેવા લાગી તેવામા એક દિવસ તે વાણીઓ કામ પ્રસગે પોતાને ગામથી બીજે ગામ ગયો પછવાડેથી વાણીઆની દુ:શીલા સ્ત્રીએ આ રાજકન્યાને દાસીનું કાર્ય સોપ્યું એટલેથી સંતોષ ન માની, તેના પગમા બેડી નાખી તથા તેનુ માથુ મુડી નાખ્યુ આમ કરવાનુ કારણ એ હતુ કે એક દિવસ તે છોકરીના માથાના વાળ હેઠા પડતા હોવાથી તેના ધણીએ હાથમા લઇ તે છોકરીના માથાઉપર સમા કરીને બાધ્યા આથી તે વાણીઆની સ્ત્રીએ જોયુ તેથી તેણીના મનમા શકા થઇ કે રખેને આ વાણીઓ મને કાઢી મૂકી આ છોકરીને પરણે! તેથી આ છોકરીને દુ:ખ આપવાનો વખત શોધતી હતી ત્યા આ વખત ઉપર કહ્યા મુજબ તે વાણીઆની ગેરહાજરીમા આવી ગયો ત્યારે તે ચન્દનબાલાને એક અધારી કોટડીમા પૂરી મકી અને આમ ત્રણ દિવસો નિરાહારમા ચાલ્યા ગયા ત્યારે તે ચન્દનબાલા ભૂખથી દુબળી થઇ ત્યા ત્રીજે દિવસે પરગામથી તે વાણીઓ આવ્યો, તેણે આ છોકરીને અધારી કોટડીમાથી બહાર કાઢી અને તેના હાથમા ખાવામાટે અડદના બકુલા એક સુપડાના ખૂણામા નાખી આપ્યા અને છોકરીને ડેલીમા ઉભુ રહેવાનુ કહી તે બેડી તોડાવવા સારૂ લુવારને બોલાવવા ગયો દરમ્યાન તે છોકરી ડેલીના ઉમ્બરને બે પગવચ્ચે રાખી ઉભી ઉભી વિચાર કરવા લાગી કે આજ બપોર થઇ ગયા છે આવે વખતે જો કોઇ મહાત્મા વીતરાગ અતિથિ પ્રાપ્ત થાય તો આ સુપડાના ખૂણામા રહેલ અડદના બકુલા તેને આપુ તેટલામા ત્યા મહાવીરસ્વામી પધાર્યા તેને જોઇ આ છોકરી બકુલાની ભિક્ષા તેઓને આપવા લાગી પરતુ

ત્યા ભગવાન્‌ને વિચાર થયો કે મને ભિક્ષા આપવાના અભિગ્રહમા એક રૂદનની ખામી છે તેથી ભિક્ષા લીધા સિવાય ચાલી નીકળ્યા, ત્યારે તે છોકરી રૂદન કરવા લાગી કે હા મને ધિક્કાર છે! કે આવા અતિથિ મારા હાથની ભિક્ષા લીધા સિવાય ચા યા જાયછે, તે શ્રીભગવાન્‌ના જોવામા આવ્યું તેથી પાછા ફરી તેની ભિક્ષાને સ્વીકાર કર્યો તે વખતે તેની બેડીયો જાજર રૂપે શાસન દેવે કરી વિગેરે પચદિવ્ય પ્રકટ થયા તે કન્યાએ પારણામાટે આપેલ બાકુલાનો સ્વીકાર કરી તેનું ભોજન કરી છ માસસુધી સુજતો આહાર ન મળવાથી જ વ્રત ચાલુ હતુ તે પૂર્ણ કર્યું તે આ શ્રીભગવાન્‌નો "મહાભિગ્રહ" નામના વ્રતનો યોગ જાણવો

## શ્લોકનો શબ્દાર્થ

રાજાની પુત્રી દાસીના કાર્યને કરવાવાળી, બે પગમા બેડીવાળી, મસ્તકમા જેનું મુડન થયુ છે એવી ભૂખથી દુબળ થયેલી અને બે પગવચ્ચે ઉબર રાખીને ઉભેલી અને હાથમા પાત્ર રાખી તેમા રહેલ અડદના બાકુલાવાળી, રૂદન કરતી બપોરને વખતે સુપડાના ખૂણામા રહેલ તે અડદના બાકુલા રૂપી પારણુ આપે તે આ શ્રીમહાવીરસ્વામી ભગવાનનુ મહાભિગ્રહ નામનુ મહા કઠિન વ્રત છે ૭

## પ્રતિક્રમણનિયમપાલનનુ ફળ.

सावद्य दल्यत्यल मघपसे सम्यक्त्वशुद्धि परा,
नीचैर्गोत्रमपस्करोति कुयशश्छिद्र पिघत्ते क्षणात् ।
सद्ध्यान चिनुते निकृन्तति तत तृष्णाल्तामण्डप,
वश्य सिद्धिसुख करोति भविनामावश्यक निर्मितम् ॥ ८ ॥

सूक्तिमुक्तावली

જે મસારી મનુષ્યોએ આ આવશ્યક (પ્રતિક્રમણના નિયમો) નુ પરિપાલન જરૂર કર્યું હોય તો તે જીવોના પૂર્ણ રીતે પાપકર્મોને દળી નાખેછે, સમ્યક્ત્વ દર્શનની ઉત્તમ શુદ્ધિને પ્રકટ કરેછે, નીચ ગોત્ર નામના કર્મનો નાશ કરેછે, ક્ષણમાત્રમા કુકીર્ત્તિના છિદ્રને બધ કરી આપેછે અને સુન્દર ઇષ્ટ દેવના ધ્યાનને સિદ્ધ કરી આપેછે, વિસ્તાર પામેલા તૃષ્ણારૂપી લતાના મડપને કાપી નાખેછે અને સિદ્ધિઓ તથા સુખને આધીન કરી આપેછે અર્થાત્ ઉપર્યુક્ત તમામ ફળો નિયમોના પાલનમા સમાયેલા છે—એવો ભાવ છે ૮.

## નાના નિયમથી પણ કોઇ વખતે મહાન્ ફળ પ્રાપ્ત થાયછે.

टाल्यां वीक्ष्य ततोऽह्नि सद्गुरुमुखादेतद्गृहीत व्रत,
चक्री लेकदिने गतः स खलु मृद्खन्या वणिक् पृष्ठगः ।
द्रव्य तत्र हि निर्गत यदि वणिक्दृष्टेत्यवग्दूरत-
स्त्व मा याहि अवेहि मेऽपि सकल लालालये तद्गतः ॥ ९ ॥

दृष्टान्तशतक रत्नकोष—भाग पंचम.

કોઇએક નગરમા ગુરૂ આવ્યા ત્યારે ઘણા લોકોએ પચ્ચખાણ (નિયમ) લીધા તેમા એક વાણીએ એવો નિયમ લીધો, કે હુ આ ગામના રહેવાસી કુભારના માથાની ટાલ (માથાઉપરનો ડાઘ) જોઇ ભોજન કરીશ, પછી તે નિત્ય કુભારની ટાલ જોઇ ભોજન કરે, એમ કરતા એક દિવસ કુભાર માટી લેવાસારૂ ધૂળની ખાણે ગયો હતો પાછળ વાણીઓ કુભારને ઘેર આવ્યો, તેને ઘેરથી સમાચાર મળ્યા કે કુભાર ધૂળની ખાણે ગયો છે તે વારે વાણીઓ પણ ત્યા ખાણે ગયો તે સમયે ત્યા કુભારને માટી ખોદતા ધનનો ચરૂ મળ્યો એ અવસરે વાણીએ પણ કુભારની ટાલ દીઠી ત્યારે વાણીઓ કહેવા લાગ્યો કે "દીઠી રે દીઠી" એમ બોલતો પાછો વળ્યો તે સાભળી કુભારે જાણ્યું, કે આ દ્રવ્યની વાત વાણીએ જાણી તેથી કુભાર ઉભો થઇને વાણીઆને સાદ કરવા લાગ્યો, કે નહિ જા, રે નહિ જા, એમ કહેતો વાણીઆની કેડે દોડયો અને કહેવા લાગ્યો કે અર્ધ નાણું મારૂ ને અર્ધ નાણું તારૂ એ વાત જાણી વાણીઓ પાછો વળી અર્ધ નાણું લઇ ઘેર આવ્યો ૯

માટે કોઇ પણ નિયમ લેવો તે લાભકારક છે કહ્યુ છે, કે—

योऽपि सोऽपि ध्रुव ग्राह्यो, नियम पुण्यकाङ्क्षिणा ।
स्वल्पोप्यनल्पलाभाय, यथा खल्वाटपश्यक ॥ १ ॥

એટલે પુણ્યની આકાક્ષાવાળા મનુષ્યે કઇ પણ નિયમ ગ્રહણ કરવો કારણકે સ્વલ્પ નિયમ લીધો હોય તોપણ ટાલીયા કુભારને જોવાનો નિયમ લેનાર વાણીઆની માફક તે નિયમ લેનારને કદી મોહોટો લાભ મળેછે

તથા—

क्रोधः स्यान्यदि सप्तपृष्ठकपद देय गृहीत व्रत,
गेहे भूरिदिनात्समागतवरः शय्या स्वपुत्रस्त्रियौ ।
सुप्तौ वीक्ष्य वधाय पृष्ठचलित' पुत्रस्तदा रोधितो,
मातर्वक्ति हि सोऽपि हन्ति वचन श्रुत्वा प्रशान्तोऽभवत् ॥१०॥

વંકચૂલે ગુરૂ પાસેથી એવું વ્રત લીધું કે જ્યારે કોઇની ઉપર ક્રોધ ઉપજે, ત્યારે ૭-સાત પગલાં પાછા ભરીને પછી સામા આદમીને પ્રહાર કરવો એવો નિયમ લઇને પરદેશ ગયો પછી ઘણે દિવસે ઘેર આવ્યો તે વખત પોતાની સ્ત્રી અને પુત્ર એ બેઉ એક શય્યામાં સુતા હતા તેને જોઇ ક્રોધ ચડયો, ત્યારે ખડ્ગ કાઢીને મારવા ચાલ્યો તેટલામાં પચ્ચખાણ લીધેલું સાંભરી આવ્યું પછી તરતજ સાત પગલાં પાછો વળ્યો કે છોકરો મા મા એમ કહેતો જાગ્યો અને કહેવા લાગ્યો, કે હે માતાજી! મને આ પુરૂષ મારવા આવેછે, તે સાંભળી વંકચૂલને ક્રોધ ઉપશાંત થઇ ગયો અને કહેવા લાગ્યો, કે અરે મેં સ્ત્રી પુત્રને માર્યાં હોત તો કેટલું પાપ લાગત? અને પશ્ચાત્તાપ કરવો પડત પરંતુ મેં લીધેલો નિયમ આડો આવ્યો અને કોઇનો ઘાત પણ થયો નહિ આ ઉપરથી એમ સમજવાનું કે દરેકે સ્વલ્પ પણ નિયમ ગ્રહણ કરવો. ૧૦

> येन यथापि हि स्तोक कालस्य नियम कृत ।
> तस्यापि निष्फलो न स्यात् सत्तपुष्पकवोऽरवत् ॥ १ ॥

---

નાનામાં નાનું ને મહેલામાં મહદું કાંઇ પણ પચ્ચખાણ (નિયમ) જો લેવામાં આવ્યું હોય તો અમૂલ્ય લાભદાયી છે એમ દર્શાવી આ નિયમકૃત અધિકાર પૂર્ણ કરવામાં આવેછે



## पर्वणिकर्त्तव्याकर्त्तव्य-अधिकार.



નિયમને પાળવામાં પર્વની જરૂર હોવાથી દરેક ધર્મશાસ્ત્રોમાં જે જે પર્વના દિવસો કહેલ છે તેમાં પુણ્યદાન વગેરેનું વિધાન જણાવ્યું છે, તેમાં વળી ચતુર્માસ (ચોમાસા) માં આઠ માસકરતાં વિશેષ ધર્મપાલન કરવાનું બ્રાહ્મણધર્મ તથા જૈનધર્મના પુસ્તકોમાં જણાવ્યું છે કારણ ચતુર્માસમાં સૂર્યના કિરણો પૃથ્વીઉપર સ્પષ્ટ ન પડી શકવાથી અનેક રોગોનો તથા તે રોગોને ઉત્પન્ન કરનાર જન્તુઓનો ઉદ્ભવ થાયછે તો તે રોગોથી બચવા ખાતર અને પરિણામે મોક્ષ સુખ પ્રાપ્ત કરવા

સારૂ પર્વકાર્યોમા સુજ્ઞ પુરૂષે બરાબર નિયમોનું પાલન કરવુ જોઇએ ઇત્યાદિ બાબત જણાવનારૂ આ અધિકારનો આરંભ કરવામા આવેછે

---

## સંસારી કામમાં નિષેધવાળા દિવસો.

### अनुष्टुप् (१ थी ३).

कुहुपूर्णेन्दुसंक्रान्तिचतुर्दश्यष्टमीषु च ।
नरश्चाण्डालयोनिः स्यात्तैलस्त्रीस्नानसेवनात् ॥ १ ॥

અમાવાસ્યા, પૂર્ણિમા, સક્રાન્તિ, ચોદશ અને આઠમ આદિ પર્વમા જે મનુષ્ય તેલ, સ્ત્રી અને સ્નાન (તેલ ચોળીને ન્હાવા) નુ સેવન કરે તો તે મનુષ્ય (પુનર્જન્મ) મા ચાંડાળની યોનિમા જન્મ લેનારો થાયછે (એમ પુરાણોમા કહેલ છે) ૧.

### તે પ્રમાણે અન્ય શાસ્ત્રનો આશય.

चतुर्दश्यान्तथाष्टम्याम्पञ्चदश्यान्तथैव च ।
तैलाभ्यङ्ग तथा भोग, योषितश्च विवर्जयेत् ॥ २ ॥

पुराण

માસની બે ચોદશ, તેમ બે આઠમ અને પૂનેમ, અમાવાસ્યા એમ છ દિવસોમા (ધર્મયુક્ત) પુરૂષે તૈલાભ્યંગ (તેલ ચોળીને ન્હાવુ તે) નો અને સ્ત્રીની સાથેના વિષયભોગનો ત્યાગ કરવો ૨

### અષ્ટમી, ચતુર્દશી તથા પચમીનો પ્રભાવ કહેછે

अष्टमी चाष्टकर्मान्ता, सिद्धिलाभा चतुर्दशी ।
पञ्चमी केवलज्ञान, तस्मात्त्रितयमाचरेत् ॥ ३ ॥

અષ્ટમી (આઠમ) તે આઠ પ્રકારના (જ્ઞાનાવરણી, દર્શનાવરણી, વેદનીય, મોહનીય, આયુષ્ય નામ, ગોત્ર અને અન્તરાય) કર્મનો નાશ કરવાવાળી છે અને ચોદશ સિદ્ધિના લાભને આપનારી છે અને પંચમી કેવળ જ્ઞાનને ઉત્પન્ન કરેછે, તેથી આ ત્રણ તિથિઓનું (વ્રત) આચરણ કરવુ ૩.

## પાચ પર્વતિથિઓ.

## आर्या (४ थी ६).

*बीआ पचमी अट्ठमि, एगारसि चउदिसि पण तिहिउ ।
एआउ सुअतिहीउ, गोअमगणहारिणा भणिआ ॥ ४ ॥

सूक्तिमुक्तावली

ગૌતમ ગણધર દ્વિતીયા, પચમી, અષ્ટમી, એકાદશી, ચતુર્દશી એ પચ તિથિને પર્વતિથિ કહેછે, માટે તેમા શુભ કાર્ય કરવા અને સસારી કામનો ત્યાગ કરવો ૪

## ધર્મ સ્થાપનારને ધન્યવાદ

सो जयउ जेण विहिआ, सवच्छर चाउमासिअ सुपव्वा ।
णिद्धयाण जायइ, जस्सपहाओ धम्ममइ ॥ ५ ॥

उपदेशसिद्धान्तरत्नमाला

સવત્સરી, ચાતુર્માસિક, તથા પર્યુષણપર્વમા ધર્મક્રિયા કરવી કારણકે તે દિવસે પાપી મનુષ્ય પણ સર્વની સાથે દેવદર્શન તથા ધર્મક્રિયા કરેછે તેથી તે પણ શુદ્ધ થાયછે ૫

## પર્વ તિથિઓનો ઉપયોગ.

+बीआ दुविहे धम्मे, पञ्चमि नाणे अ अट्ठमी कम्मे ।
एगारसि अगाण, चउद्दसी चउदपुव्वीण ॥ ६ ॥

सूक्तिमुक्तावली

બે પ્રકારના ધર્મમા દ્વિતીયા, જ્ઞાનમા પચમી, કર્મમા અષ્ટમી, અગીઆર અગમા એકાદશી ચૌદ પર્વમા ચતુર્દશી એમ એ પાચ પર્વતિથિનો ઉપયોગ કરવામા આવેછે ૬

---

आर्या

* द्वितीया पञ्चमी अष्टमी, एकादशी चतुर्दशी पञ्च तिथय ।
एता श्रुततिथय, गौतमगणधरेण भणिता ॥

\+ द्वितीया द्विविधे धर्मे, पञ्चमी ज्ञाने च अष्टमी कर्मणि ।
एकादशी अङ्गाना, चतुर्दशी चतुर्दशपूर्वाणाम् ॥

ચાતુર્માસના આભૂષણો.

इन्द्रवज्रा

सामायिकावश्यकपौषधानि, देवार्चनस्नानविलेपनानि ।
ब्रह्मक्रियादानतपोमुखानि, भव्याश्चतुर्मासिकमण्डनानि ॥ ७ ॥

चातुर्मासिक व्याख्यान

હે ભવ્ય પુરૂષો! સામાયિક, આવશ્યક એવું પ્રતિક્રમણ, પૌષધ, દેવ ભગવાનનું અર્ચન (પૂજન) તેઓને કરનાનું સ્નાન તથા ચન્દનનો આલેપ (લગાવવું), બ્રહ્મચર્યનું પાલન, દાન આપવું અને તપ કરવું જેમાં મુખ્ય છે એવા આ ચતુર્માસ (ચોમાસારૂપી પર્વ) ના અલંકારો (ઘરેણા) છે ૭

પર્વોને શોભાવનારા સાધનો.

वसन्ततिलका.

देवार्चनादिविधिना गुरुवन्दनेन,
सम्यक्कृतपोभिरसमैः समयामृतेन ।
आलोचनाप्रभृतिभिश्च शुभक्रियाभिः,
संवत्सरप्रभृति पर्व कृतार्थयन्ति ॥ ८ ॥

દેવભગવાનનું પૂજન વિગેરે વિધિથી, ગુરૂદેવની વન્દનાથી, મન કાયથી ચઢીયાતા એવા ઉત્તમ તપોથી, સમયાનુસાર કથા (વખાણ) રૂપી અમૃતના સેવનથી, આલોચના તથા વિચાર વિગેરે કાર્યોથી અને શુભ ક્રિયાઓથી ઉત્તમ લોકો સંવત્સરી વિગેરે પર્વોને કૃતકૃત્ય (સફળ) કરેછે ૮

પર્વમા ઉત્તમ શ્રાવકોનુ કર્ત્તવ્ય જણાવેછે.

शार्दूलविक्रीडित (९-१०).

व्याख्यानश्रवणं जिनालयगतिर्नित्यं गुरोर्वन्दनं,
प्रत्याख्यानविधानमागमगिरां चित्ते चिरं स्थापनम् ।
कल्पाकर्णनमात्मशक्तितपसा संवत्सराराधनं,
श्राद्धैः श्लाघ्यतपोधनादिति फलं लभ्यं चतुर्मासिकम् ॥ ९ ॥

આવ્યા છે તે ખરેખર ધ્યાનમા રાખવા યોગ્ય છે એટલે આ અધિકારમા દયાસંબંધી વિવેચન કરવા યથાશક્તિ–ગનતું પ્રયત્ન કરવામા આવ્યુ છે તે સજ્જન–ગુણગ્રાહી જીવો પોતાના લક્ષ્ય બિન્દુમા લેશે એટલુ નિવેદન કરી તે અધિકારનો આરભ કરવામા આવેછે

---

## ખરીરીતે દેખતો કોણ ?

## अनुष्टुप् (१ थी १९).

मातृवत्परदारेषु, परद्रव्येषु लोष्ठवत् ।
आत्मवत्सर्वभूतेषु, यः पश्यति स पश्यति ॥ १ ॥

અન્યની સ્ત્રીઓમા માતાની માફક, બીજાના ધનમા ઢેફાની માફક, સર્વ ભૂતપ્રાણીમાત્રમા પોતાના આત્માની માફક જે પુરૂષ જુવેછે તેજ સત્ય દષ્ટા છે અર્થાત્ નેત્રવાળો છે અને આમા બીજી રીતે નજર કરનાર અન્ધજ છે ૧

### અહિસા (ભૂતપ્રાણીઉપર દયા) તે સમગ્રધર્મનુ મૂળ છે.

अहिंसा सर्वजीवेषु, तत्त्वज्ञैः परिभाषितम् ।
इदं हि मूल धर्मस्य, शेषस्तस्यैव विस्तरः ॥ २ ॥

"સર્વ ભૂતપ્રાણીમાત્રમા કોઇની પણ હિંસા ન કરવી" આજ સવ ધર્મનું મૂળ તત્ત્વજ્ઞ પુરૂષોએ કહેલુ છે બાકીના પુણ્યકર્મો તો તેનોજ (અહિંસારૂપી ધર્મવૃક્ષનો) વિસ્તાર છે ૨.

### જીવદયા પાળવામા પુરૂષે પોતાના પ્રાણોનુજ દૃષ્ટાન્ત લેવુ.

यथा मम प्रियाः प्राणास्तथान्यस्यापि देहिनः ।
इति मत्वा न कर्तव्यो, घोरः प्राणिवधो बुधैः ॥ ३ ॥

પુરૂષ પોતાના મનમા વિચાર કરવો જોઇએ કે—જેમ મને મારા પ્રાણ વ્હાલા છે, તેમ અન્ય પ્રાણીને પણ પોતાના પ્રાણો પ્રિય હોયછે એમ માનીને સુજ્ઞ પુરૂષોએ ઘોર એવો પ્રાણીમાત્રનો વધ ન કરવો આવો ભાવ છે ૩

### મૃત્યુ એ ત્રાસદાયક મહા ભય છે

उद्यत शस्त्रमालोक्य, विषाद यान्ति विह्वलाः ।
जीवाः कम्पन्ति सन्त्रस्ता, नास्ति मृत्युसम भयम् ॥ ४ ॥

આવ્યા છે તે ખરેખર ધ્યાનમા ગણવા યોગ્ય છે એટલે આ અધિકારમા દયાસબધી વિવેચન કરવા યથાશક્તિ–ગતનું પ્રયત્ન કરવામા આવ્યુ છે તે સર્જન-ગુણગ્રાહી જીવો પોતાના લક્ષ્ય બિન્દુમા લેશે એટલુ નિવેદન કરી તે અધિકારનો આરભ કરવામા આવેછે

---

## ખરીરીતે દેખતો કોણ ?

### अनुष्टुप (१ थी १९).

मातृवत्परदारेषु, परद्रव्येषु लोष्टवत् ।
आत्मवत्सर्वभूतेषु, यः पश्यति स पश्यति ॥ १ ॥

અન્યની સ્ત્રીઓમા માતાની માફક, બીજાના ધનમા ઢેફાની માફક, સર્વ ભૂતપ્રાણીમાત્રમા પોતાના આત્માની માફક જે પુરૂષ જુવેછે તેજ સત્ય દ્રષ્ટા છે અર્થાત્ નેત્રવાળો છે અને આમા બીજી રીતે નજર કરનાર અન્ધજ છે ૧

### અહિંસા (ભૂતપ્રાણીઉપર દયા) તે સમગ્રધર્મનુ મૂળ છે.

अहिंसा सर्वजीवेषु, तत्त्वज्ञै परिभाषितम् ।
इद हि मूल धर्मस्य, शेषस्तस्यैव विस्तरः ॥ २ ॥

"સર્વ ભૂતપ્રાણીમાત્રમા કોઇની પણ હિંસા ન કરવી" આજ સર્વ ધર્મનુ મૂળ તત્ત્વજ્ઞ પુરૂષોએ કહેલુ છે બાકીના પુણ્યકર્મો તો તેનોજ (અહિંસારૂપી ધર્મવૃક્ષનો) વિસ્તાર છે ૨.

### જીવદયા પાળવામાં પુરૂષે પોતાના પ્રાણોનુજ દૃષ્ટાન્ત લેવુ.

यथा मम प्रियाः प्राणास्तथान्यस्यापि देहिनः ।
इति मत्वा न कर्तव्यो, घोरः प्राणिवधो बुधैः ॥ ३ ॥

પુરૂષે પોતાના મનમા વિચાર કરવો જોઇએ કે—જેમ મને મારા પ્રાણ વ્હાલા છે, તેમ અન્ય પ્રાણીને પણ પોતાના પ્રાણો પ્રિય હોયછે એમ માનીને સુજ્ઞ પુરૂષોએ ઘોર એવો પ્રાણીમાત્રનો વધ ન કરવો આવો ભાવ છે ૩

### મૃત્યુ એ ત્રાસદાયક મહા ભય છે

उद्यत शस्त्रमालोक्य, विषाद यान्ति विह्वलाः ।
जीवाः कम्पन्ति सन्त्रस्ता, नास्ति मृत्युसम भयम् ॥ ४ ॥

ઉગામેલા હથિયારને જોઇને અત્યન્ત ત્રાસને પામેલા જીવો ખેદને પામેછે અને કંપવા માંડેછે કારણકે જગતમા મરણસમાન બીજી કોઇ બીક નથી ૪

## કોઇ પ્રકારથી પ્રાણીને પીડા ન કરવી.

कण्टकेनापि विद्धस्य, महती वेदना भवेत् ।
चक्रकुन्तासियष्ट्याद्यैर्मार्यमाणस्य किं पुनः ॥ ५ ॥

એક પ્રાણી કાંટેથી માત્ર વીંધાણો હોય ત્યા તેને મહા પીડા થાયછે ત્યારે ચક્ર, ભાલુ, તરવાર, લાકડી વિગેરે હથિયારોથી મરણશરણ કરાતા પ્રાણીની વેદનાની તો શુ વાતો કહેવી? ૫

## પ્રાણીને સર્વ સમૃદ્ધિકરતા જીવતર વહાલુ છે.

दीयेत मार्यमाणस्य, कोटिर्जीवितमेव च ।
धनकोटिं परित्यज्य, जीवो जीवितुमिच्छति ॥ ६ ॥

એક મનુષ્યનો વધ કરતા તેને કાઇ એમ કહે કે—"તને કાંઇ મ્હોરો આપુ કે જીવતર આપુ?" આ વાક્ય સાંભળી તે જીવ ક્રોડ મ્હોરોને તજી જીવવાને ઇચ્છેછે ૬

## વિષ્ટાના મધ્યમા રહેલ કીડાનુ જીવન તથા મરણ ઇન્દ્રતુલ્ય પ્રિયાપ્રિય છે

अमेध्यमध्ये कीटस्य, सुरेन्द्रस्य सुरालये ।
समाना जीविताकाङ्क्षा, तुल्यं मृत्युभयं द्वयोः ॥ ७ ॥

વિષ્ટાના મધ્યમા રહેલા કીડાની અને સ્વર્ગમા રહેલા ઇન્દ્રની જીવવા સબન્ધી ઇચ્છા સમાન હોયછે, તેમ તે બન્નેને મરણનું ભય પણ તુલ્ય હોયછે ૭

જૈન ધર્મ તો જીવદયાના ઉત્તમ સિદ્ધાન્તના શિખરઉપર છે એમ અન્ય ધર્માનુયાયીઓ એકમતે સ્વીકારેછે પણ બ્રાહ્મણધર્મના પુસ્તકોમા "જીવદયા" મનુષ્ય પાળે તેમાટે ખુદ વિષ્ણુ ભગવાને કેટલુંક કહ્યુ છે કે—

जले विष्णुः स्थले विष्णुर्विष्णुः पर्वतमस्तके ।
ज्वालामालाकुले विष्णुः, सर्वं विष्णुमयं जगत् ॥ ८ ॥

यो मां सर्वगतं ज्ञात्वा, न च हिंसेत्कदाचन ।
तस्याहं न प्रणश्यामि, स च मे न प्रणश्यति ॥ ९ ॥

પાણીમા વિષ્ણુ (ભગવાન) છે, સ્થળમા વિષ્ણુ છે, પર્વતોના મસ્તક ઉપર વિષ્ણુ છે, અગ્નિની જ્વાળાઓથી આકુળ એવા પ્રદેશમા વિષ્ણુ છે અને આખુ જગત્ વિષ્ણુમય છે એમ સર્વ સ્થાનોમા રહેલો મને જાણીને જે પુરૂષ કોઇ પણ દિવસ કોઇ પણ પ્રાણીની હિંસા કરતો નથી, તે જીવ પાસેથી હુ ખસતો નથી અને તે મારા પાસેથી ખસતો નથી, અર્થાત્ તે જીવ મને અત્યન્ત પ્રિય થાયછે એમ વિષ્ણુ કહેછે ૮, ૯

## એકને જોઇ બીજીતરફ પોતાની હાંસી વિરોધાભાસ અલંકારથી જણાવેછે.

समस्तावयवान् दृष्ट्वा, नरान् प्राणिवधोद्यतान् ।
पङ्गुकुष्ठिच्छिन्नहस्तेभ्यः, कुष्ठिभ्यश्च हसाम्यहम् ॥ १० ॥

જેને હસ્તચરણ વિગેરે સમગ્ર અંગો આખા છે છતા પ્રાણીઓના વધમા તૈયાર થઇ રહ્યા છે આવા મનુષ્યોને જોઇને મને લંગડા, કપાઇ ગયેલ હાથવાળા તથા કોઢના રોગવાળા મનુષ્યોઉપર હાસી ઉત્પન્ન થાયછે અર્થાત્ આ લંગડા વિગેરે મનુષ્યોએ પૂર્વજન્મમા હિંસા કરેલ છે તેનુ ફળરૂપ આ અંગભંગાદિ ચિન્હો થયા છે તેમ હિંસક મનુષ્યોને બીજા જન્મમા તેવા ફળ મળશે ૧૦

## યુધિષ્ઠિરમતિ એક યોગીનો ઉપદેશ.

कपिलानां सहस्राणि, यो द्विजेभ्यः प्रयच्छति ।
एकस्य जीवितं दद्यान्न च तुल्यं युधिष्ठिर ॥ ११ ॥

હે રાજા ધર્મ ! જે મનુષ્ય બ્રાહ્મણોને માટે હજારો કપિલા ગાયોનુ દાન આપેછે અને એક પુરૂષ એક જીવને જીવિતદાન આપેછે (બચાવેછે) તે બન્નેને સરખુ ફળ નથી અર્થાત જીવિતદાન આપવાવાળાને ઘણું ફળ મળેછે ૧૧

## દાન વિગેરે પુણ્યકર્મો જીવદયાના સોળમા ભાગને પણ યોગ્ય નથી

दत्तमिष्टं तपस्तप्तं, तीर्थसेवा तथा श्रुतम् ।
सर्वेऽप्यभयदानस्य, कलां नार्हन्ति षोडशीम् ॥ १२ ॥

દાન આપ્યા હોય, દેવતાઓનું પૂજન કર્યું હોય, તપ કર્યું હોય, તીર્થોની સેવા કરી હોય, તેમ શાસ્ત્રોનો અભ્યાસ કર્યો હોય એ બધા પુણ્ય કર્મો પણ જીવને અભયદાન (જીવદયા) ના સોળમા ભાગને પણ યોગ્ય નથી અર્થાત્ જીવાભયદાન સર્વથી મ્હોટું દાન છે ૧૨

## જુ, માકડ વિગેરે ક્ષુદ્ર જન્તુઓને પણ ન મારવા.

यूकामत्कुणदंशादीन्, ये जन्तूंस्तुदतस्तनुम् ।
सततं परिरक्षन्ति, ते नराः स्वर्गगामिनः ॥ १३ ॥

જુ, માકડ, દંશ વિગેરે જે પ્રાણીઓ શરીરને પીડા આપી રહ્યા છે તેની પણ જે લોકો સદા રક્ષા કરેછે તે પુરૂષો મરણાન્તે સ્વર્ગલોકને પ્રાપ્ત થાયછે ૧૩

## દયાહીનનું સર્વ પ્રકારનું દાન વ્યર્થ છે.

सप्तद्वीपं सरत्नं च, दद्यान्मेरुं च काञ्चनम् ।
यस्य जीवदया नास्ति, सर्वमेतन्निरर्थकम् ॥ १४ ॥

જે પુરૂષ રત્નોસહિત સાત દ્વીપોનું તથા સુવર્ણગિરિ એવા મેરૂ પર્વતનું દાન આપે પણ જો તે પુરૂષને દયા ન હોય તો આ સર્વ નિષ્ફળ સમજવું ૧૪

## દયાહીન મનુષ્યને પુનર્જન્મમા મળતું તે પાપનું ફળ

स्वल्पायुर्विकलो रोगी, विचक्षुर्बधिरः खलः ।
वामनः पामनः पण्ढो, जायते स भवे भवे ॥ १५ ॥

જે મનુષ્યમા જીવદયા નથી તે ભવોભવ સ્વલ્પ આયુષવાળો, ખંડિત અંગવાળો, રોગી, અંધ, બ્હેરો, મૂર્ખ, વામન (ટુંકા અંગવાળો), ખસ રોગવાળો, નપુંસક વગેરે થયા કરેછે ૧૫

## પોતાને થતી પીડાથી અન્યની પીડા જાણી લેવી.

यादृशी वेदना तीव्रा, स्वशरीरे युधिष्ठिर ।
तादृशी सर्वभूतानामात्मनः सुखमिच्छताम् ॥ १६ ॥

મહાભારતમા એક મુનિ, રાજા ધર્મને કહેછે કે હે રાજા યુધિષ્ઠિર મનુષ્યને પોતાના શરીરમા જેવી તીવ્ર પીડા થાયછે તેવીજ પીડા પોતાના સુખને ઇચ્છતા એવા [illegible]

"અહિંસા" ધર્મનું સર્વોપરિપણું દર્શાવેછે

अहिंसा परमो धर्मस्तथाऽहिंसा पर तपः ।
अहिंसा परम ज्ञानमहिंसा परम पदम् ॥ १७ ॥

महाभारत–विष्णुपुराण–मार्कण्डेयपुराण

અહિંસા તેજ પરમધર્મ છે, તેમ અહિંસા ઉત્તમ તપ છે, અહિંસા શ્રેષ્ઠ જ્ઞાન છે અને અહિંસા એજ સુંદર મોક્ષપદ છે ૧૭

જીવદયા એ એક જાતની નદી છે અને અન્ય ધર્મો તે તેના કાંઠાઉપરના તૃણો છે.

कृपानदीमहातीरे, सर्वे धर्मास्तृणाङ्कुराः ।
तस्या शोषमुपेतायां, कियन्नन्दन्ति ते पुनः ॥ १८ ॥

જીવદયારૂપી નદીના મહાતીરમા બીજા સર્વ ધર્મોરૂપી તૃણના અંકુરો ઉઠ થયા છે તેથી જો તે દયારૂપી નદી સુકાઈ જશે તો તે તૃણસમાન ધર્મો કયા સુધી નવપલ્લવ રહેશે? અર્થાત્ તેની પછવાડે તરતજ સુકાઇ જશે ૧૮

નિર્દય હૃદયમા ધર્મ રહેતો નથી

दयादयितया शून्ये, मनोवासगृहे नृणाम् ।
दानादिदूताहूतोऽपि, धर्मोऽयं नावतिष्ठते ॥ १९ ॥

सूक्तिमुक्तावली

દયારૂપી પોતાની વ્હાલી સ્રીથી શૂન્ય એવા મનુષ્યોના મનરૂપી નિવાસ ગૃહમા દાન વિગેરે દૂતો બોલાવી લાવે તોપણ આ ધર્મ ત્યા રહી શકતો નથી એટલે દયા તે ધર્મની દયિતા સ્રી છે (માટે દયારહિત ધર્મ નિષ્ફળ છે) ૧૯

હરણોનો પોકાર.

## आर्या.

निज्झरणनीरपाण, अरणतणभक्खण च वणवासो ।
अम्हाण निरवराहाण, जीवीअ रक्खरक्खपहो ॥ २० ॥

कल्पसुबोधिका

શ્રીનેમનાથભગવાનને હરણોએ વિનતિ કરી છે કે—હે પ્રભો ! પર્વ તોના જ ઝુના અમો પાણી પીએ છીએ અને અરણ્યના તૃણ વિગેરેનું ભક્ષણ કરીએ છીએ અને નહાનાળ વનવાસ ભોગવીએ છીએ, તેવા અમો નિરપરા ધીનું રક્ષણ કરો, રક્ષણ કરો ૨૦

## જેવું કરવું તેવું ભોગવવું

## वंशस्थ

न हन्ति योऽन्यान्स परैर्न हन्यते,
दुनोति नान्यान् स परैर्न दूयते ।
अत स्वतन्त्र सुखभावमिच्छता,
कार्या न हिंसा मनसापि धीमता ॥ २१ ॥

જે પ્રાણી બીજાઓને હણતો નથી તે બીજાઓથી હણાતો નથી જે મનુષ્ય બીજા પ્રાણીને પીડતો નથી તે બીજાથી પીડાતો નથી માટે સ્વતંત્ર સુખભાવને ઇચ્છતા બુદ્ધિમાન મનુષ્યે મનથી પણ કોઈ પ્રાણીની હિંસા ન કરવી. ૨૧

તથા—

## उपजाति (२२–२३)

सर्वाणि भूतानि सुखे रतानि,
सर्वाणि दु खस्य समुद्विजन्ति ।
तस्मात्सुखार्थी सुखमेव दत्ते,
सुखप्रदाता लभते सुखानि ॥ २२ ॥

જગતના સમગ્ર જીવો સુખમાં પ્રીતિવાળા છે અને દુ ખના કારણથી બધા ઉદ્વેગને પ્રાપ્ત થાયછે તેથી સુખનો અર્થી હોય તે પુરુષ બીજાને સુખ આપેછે અને તેથી સુખનું દાન કરનાર તે પુણ્યશાળી જીવ સુખો મેળવેછે ૨૨

## દયા સર્વ વ્રતોનો રાજા છે

मूलेषु जीवेषु विनाशभाव, सङ्कल्पमुत्पादयितोऽपि हेय' ।
समारनिस्तारकरस्वरूपो, व्रतेषु भूपोपम एष धर्म ॥ २३ ॥

સ્થૂલ મનુષ્યાદિ પ્રાણીઓમા સકલ્પ જેમા મુખ્ય છે એવો ત્રણ પ્રકારનો એટલે મન, વચન, કાયાથી કરવુ, કરાવવુ, અનુમોદન કરવુ, ત્રિવિધ વિનાશ ભાવ તેનો પણ ત્યાગ કરવો સસારનો નિસ્તાર કરનાર આ ધર્મ સર્વ વ્રતોમા રાજાતુલ્ય છે, અર્થાત જીવને મુક્તિદાન આપેછે ૭૩

## જીવહિસાના (પાપના) પરિણામો.

## इन्द्रवज्रा

दारिद्र्यदौर्भाग्यकुणित्वकुष्ठिपङ्गुत्वतिर्यङ्नरकादिभेदैः ।
दुःखान्यनेकानि भवन्ति हिंसासम्भूतपापप्रचयेन पुसाम् ॥ २४ ॥

દરિદ્રતા, દુર્ભાગ્યપણુ, ઠુઠાપણુ, કોઢીઆપણુ, પાગળાપણુ, પશુયોનિ અને નરકાદિના ભેદોથી અનેક પ્રકારના દુખો જીવહિસાથી ઉત્પન્ન થયેલ પાપના સમૂહથી મનુષ્યોને પ્રાપ્ત થાયછે ૭૪

## જીવદયા રાખવાથી કોનુ શ્રેય થયુ?

## उपजाति.

पारापते मेघरथो नरेशो, दयापरः कीर्त्तिमवाप विश्वे ।
क्रमेण तीर्थङ्करशान्तिनाथभावेन भव्या प्रययौ शुभ सः ॥ २५ ॥

नरवर्मचरित्र

પૂર્વજન્મમા પારેવાની જીવદયામા તત્પર એવો મેઘરથ નામનો રાજા હતો તે દયામા તત્પર થઇને જગત્મા કીર્તિને પ્રાપ્ત થયો તેમ ક્રમેવી તીર્થંકર એવા શ્રીશાન્તિનાથભગવાનના સ્વરૂપે કરીને કલ્યાણને પ્રાપ્ત થયો, અથાત્ તીર્થંકર પદ ભોગવી મોક્ષે ગયો ૭૫

## હિસા એ મોહોટામાં મોહોટો જુલમ છે.

## वंशस्थ.

रसातलं यातु यदत्र पौरुषं, कुनीतिरेषाऽशरणो ह्यदोषवान् ।
विहन्यते यद्बलिनापि दुर्बलो, हा हा महाकष्टमराजक जगत् ॥ २६ ॥

सूक्तिमुक्तावली.

આ લોકમાં જો કોઈ પુરુષમાં પુરૂષત્વ હોય તો તે રસાતલને પ્રાપ્ત થાઓ. કારણકે આ ચોખી અનીતિ છે કે—દુર્બળ અનાથ નિર્દોષ એવો આ પ્રાણિઓનો સમૂહ બળવાન્ એવા પાપી જનસમાજથી હણાયછે, હા હા મહા કષ્ટ છે! ખરેખર જગત્ રાજાવગરનું છે, નહિતર આ જુલમઉપર ધ્યાન કેમ ન અપાય? ૨૬

## દયાથી થતા લાભ.

## शार्दूलविक्रीडित (२७–२८).

क्रीडाभूः सुकृतस्य दुष्कृतरजःसंहारवात्या भवो-
दन्वन्नौर्व्यसनाग्निमेघपटली सङ्केतदूती श्रियाम् ।
निःश्रेणिस्त्रिदिवौकसः प्रियसखी मुक्तेः कुगत्यर्गला,
सत्त्वेषु क्रियतां कृपैव भवतु क्लेशैरशेषैः परैः ॥ २७ ॥

હે ભવ્યપ્રાણીઓ! જીવોનેવિષે દયા કરો. એટલે પોતાના દેહને કષ્ટ આપીને પણ જીવદયા પાળો. કારણકે તે દયા સુકૃતનું ક્રીડાનું સ્થાનક છે, પાપરૂપી ધૂળને ઉડાવી દેવામાં વાયુના વંટોળીયા સમાન છે (અર્થાત કર્મ-રજને ઉડાડવામાં જીવદયા નિસરણીયા જેવી છે), "પાપને ધૂળની ઉપમા આપવાનું કારણ એ છે કે પાપજ કર્મમલનું કારણ છે" વળી દયા સંસારરૂપ સમુદ્રને તરવામાં નાવરૂપ છે, દુઃખરૂપી અગ્નિને શાંત કરવામાં મેઘની ઘટા તુલ્ય છે, સંપત્તિઓને સંકેત સ્થાનમાં પહોંચાડનારી દૂતી છે, સ્વર્ગમાં જવા માટે નિસરણીરૂપ છે, મુક્તિરૂપ સ્ત્રીની વહાલી સખી છે. દુર્ગતિના દ્વારને આડી દેવાની ભોગળસમાન છે, એમ જાણી જીવોને વિષે દયા કરવી એજ ઉત્તમ છે. ૨૭,

## અહિંસાથી લાભ

आयुर्दीर्घतरं वपुर्वरतरं गोत्रं गरीयस्तरं,
वित्तं भूरितरं बलं बहुतरं स्वामित्वमुच्चैस्तरम् ।
आरोग्यं विगतान्तरं त्रिजगति श्लाघ्यत्वमल्पेतरं,
संसाराम्बुनिधिं करोति सुतरं चेतः कृपार्द्रान्तरम् ॥ २८ ॥

सिन्दूरप्रकर.

મનુષ્યનું કૃપાવાળું ચિત્ત આયુષ્યની અભિવૃદ્ધિ કરેછે, શરીરની શોભામાં વધારો કરેછે, નામ અને કુળને ગરિષ્ઠ (ઉજ્વળ) કરેછે, ધનની વૃદ્ધિ કરેછે, બળમાં વધારો કરેછે, પ્રભુત્વમાં (હોદ્દાની) વૃદ્ધિ કરેછે, આરોગ્યને વિઘ્નરહિત બનાવેછે ત્રણ જગતમાં પ્રશંસા ઉત્પન્ન કરેછે અને સંસારસમુદ્રને સુખે તરી શકાય એવો કરેછે, (અર્થાત જે પુરૂષનું ચિત્ત હિંસાથી રહિત છે તે પુરૂષને સર્વ પદાર્થ પ્રાપ્ત થાયછે) ૨૮

## પશુ પંખીઉપર દયા કરો.

### રાગ—મરશીયો.

હાય! હાયરે મારે પશુને હત્યારા, માંસ માટે લે પ્રાણ એના પ્યારા,
    હાય! હાયરે મારે પશુને હત્યારા—ટેક૦

પશુ રાજા પ્રજાનો ખજાનો, આલમનો એ આખો મજાનો,
    કળ દહીં દૂધ ઘીના દે દાનોરે    હાય૦ ૨૯

પાપી કુળરૂપ પશુઓને કાપે, પશુ વિના પીડાય દશ પાપે,
    દશ વૃક્ષ નાખીને ફળ આપેરે    ,, ૩૦

ભ્રમર માલતી મકરંદ ચુંબે, પુષ્પ પીડે ન પડ નિજ તોપે,
    પશુ પાળી મનુષ્ય દેહ પોષેરે    ,, ૩૧

દુનિયાની દોલત ગાય માતા, એના પુત્રો ખરા અન્નદાતા,
    કરી ખેતી આપે સુખ શાતારે    ,, ૩૨

કરે ખાતર ખેડ જળ ઝીલી, કણ કાઢે કણમલા પીલી,
    ભરે કોઠીઓ ભાર નહીં લીલીરે.    ,, ૩૩

એના જગ પ્રતિપાલક વોરી, એની જન્મદાતા ગાય ગોરી,
    એને મૂકે કસાય ન કોરીરે    ,, ૩૪

પશુ માત્ર તણા મુખ મોહતા, સાત્વિક મલાઇ ઘી દેતા,
    દાડ વેઠીને દે ઊન લેતારે    ,, ૩૫

એને મારે તો [illegible] રે છે, હાથ ઝાલે ન નાક કરે છે,
    હાય! નાખી નિશાસે ફુરે છે    ,, ૩૬

ભાજીપાલો ને અન્નફળ જાણો, દહીં દૂધ મલાઇ ઘી માનો;
    સાદો સ્વચ્છ ખોરાક મજાનોરે    ,, ૩૭

એમા પોષણ સત્વ છે સારૂ, માસ દુર્ગંધમય છે નગારૂ,
  રોગ રક્તપિત્તાદિ કરનારૂ રે ,, ૮૮

ત કુદરતીના તત્વ માસે નથી ડાકટર કહે છે ઉલ્લાસે,
  અન્ન ખોરાક કુદરતી ભાસેરે ,, ૮૯

બાળ મુડદુ આવે જ્યાં જેવી, માસ ભુંજતા બંબા તેવી,
  ઓકાવે ખાધુ વાન એનીરે ,, ૯૦

જાય સડાસમા માસાહારી, બંબોથી કરેછે ઓકારી,
  નાક આડુ ધરે વસ્ત્ર ભારીરે ,, ૯૧

મઝમૂન નિષ્ઠા ધરનારૂ, ગુરદામા થ ને વહેનારૂ,
  એનુ માસ ભખો ન નઠારૂ રે ,, ૯૨

અન્ન ફળો મેવાને મીઠા, મળે માસથી મોંઘા ભાર,
  સ્વચ્છ સ્વાદિષ્ટ ને સુગંધારૂ રે ,, ૯૩

ગીધ શ્વાન વાયસને પ્યારો, મલિન માસનો દુર્ગંધી ચારો,
  નથી આહાર માણસનો એ ગારો ,, ૯૪

વિવેકી વીરા પન્ગુ પાળો, તજી માસ ભખો ભાજીપાનો,
  નેક ટેકે સાકળચંદ ચાહાવે ,, ૯૫

સાકળચંદ

---

## સાખી

માન દીનાળા થ, આજ જિનમુખ જોવાને—એ રાગ

મળે અધુરો ન્યાય મનુષ્યને પશુને નહિ તલભાર,
એજ અનીતિ આજ કાળમા વર્તે અપરંપાર

હિંસા નવિ કરીએ ૪૬

તૃણ ખાઈ જીવન કરનારી, મુગી જાત મરાયરે,
જો જુએ તો ઉપયોગી છે છતા મળે અન્યાય

હિંસા નવિ કરીએ ૪૭

ઉજમશી.

---

## દયાપ્રતિ સર્વનુ વલણ.

*અનાદિકાળથી આ સૃષ્ટિમા પ્રાણીમાત્ર નવા નવા જન્મોને ગ્રહણ કરીને જન્મ, જરા, મરણાદિક અસહ્ય દુ ખોથી પીડિત થયા કરેછે જો તેનું મૂળ કારણ તપાસીએ તો કર્મથી અતિરિક્ત કોઇ બીજો પદાર્થ કારણરૂપ નથી, એટલામાટે તમામ દર્શન (શાસ્ત્ર) કારોએ તે કર્મોનો નાશ કરવામાટે શાસ્ત્રોદ્વારા જેટલા ઉપાયો દર્શાવ્યા છે, તેટલા ઉપાયોપૈકી સામાન્ય ધર્મરૂપ અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, નિસ્પૃહત્વ, પરોપકાર, દાનશાળા, કન્યાશાળા, પશુશાળા, વિધવાશ્રમ, અનાથશ્રમાદિ તમામ દર્શનવાળાઓને સમત છે પરતુ વિશેષ ધર્મરૂપ સ્નાન સધ્યાદિ કાર્યોમા જુદા જુદા મત પ્રવર્તે છે એટલામાટેજ આ સ્થળે વિશેષ ધર્મની ચર્ચાને અવકાશ આપ્યાવિના માત્ર સામાન્ય ધર્મના મળધમાજ વિવેચન કરવાનો લેખકનો ઉદ્દેશ છે અને તેઓમા પણ તમામ દર્શનવાળાઓને અત્યત પ્રિય દયાદેવીનુંજ પોતાની બુદ્ધિઅનુસાર વર્ણન કરવાની ઇચ્છા છે તેને આક્ષેપ–વિક્ષેપવિના પૂર્ણ કરવાને માટે લેખકની પ્રવૃત્તિ છે દયાનું સ્વરૂપ લોકવ્યવહારદ્વારા, અનુભવદ્વારા અને શાસ્ત્રદ્વારા લખવામા આવશે તેમા પ્રથમ લોકવ્યવહારથી જો વિચાર કરવામા આવે તો એવુ જણાયછે કે જગત્‌ના સર્વ પ્રાણીઓના અત કરણમા દયાનો અવશ્ય સચાર છે દ્રષ્ટાત તરીકે માર્ગમા ચાલતા કોઇ દુર્બળ જીવ ઉપર કોઇ બળવાન્ જીવ દુ ખ દેવા પ્રયાસ કરે તો અન્ય માણસ બળવાનથી દુર્બળને બચાવવામાટે જરૂર પ્રયત્ન કરશે જેવી રીતે કોઇ ચોર રસ્તામા લુટફાટ કરતો હોય અને દરેકને કનડતો હોય તો તેનો કોલાહલ સાભળતા તુરતજ લોકો એકઠા થઇને ચોરને પકડવાને કોશીષ જરૂર કરશે એવીજ રીતે કોઇ સૂક્ષ્મ જીવને સ્થૂળ જીવ મારતો હોય તો તેને છોડાવવાને લોકો જરૂર પ્રવૃત્તિ કરશે. અર્થાત્ નાના પક્ષીને મોટુ પક્ષી, મોટા પક્ષીને બાજ, બાજને બીલાડી, બીલાડીને કુતરો, કુતરાને શિકારી માણસો મારતા હોય તો તેને છોડાવવા માણસો જરૂર પ્રયત્ન કરશે એજ હેતુથી કૃષ્ણજીનો (જેને હિંદુ લોક ભગવાન માનેછે) પણ કપટને વખતે અન્યાય જોઇને એકવાર તેના પણ કૃત્યોની લોકો નિંદા કરવા તત્પર થયા હતા અર્થાત ભારતયુદ્ધના સમયમા ચક્રવ્યૂહ (ચકાવા) ની વચમા જે અભિમન્યુથી કૃષ્ણે કપટ કર્યુ હતું તે સાભળી આજે પણ ભક્ત માણસો તેની નિંદા કરવા તૈયાર થાયછે અથી એવુ સિદ્ધ થાયછે કે લોકોના મનમા સ્વાભાવિક રીતેજ દયાએ નિવાસ કરેલ છે, પરતુ ખેદની વાત એ છે કે, જિહ્વા ઇંદ્રિયની લાલસાથી ફરી ફરીને પણ અકૃત્ય કરેછે અર્થાત્ માંસાહારમા આસક્ત બની જઇને ધર્મવિનાનો થઇ જાયછે એજ

---

*જૈનધર્મ પ્રકાશ પુસ્તક ૨૯–અંક ૫ મો.

હેતુથી વરાહપુરાણમા વરાહજીએ વસુધરાથી પોતાના બત્રીશ અપરાધીઓ માથી માસાહારીને અઢારમો અપરાધી કહેલો છે ત્યા એ પ્રકરણમા એમ કહ્યુ છે કે જે માસાહાર કરીને મારી પૂજા કરેછે તે મારો અઢારમો અપરાધી છે જેમ કે—

" यस्तु मत्स्यानि मासानि, भक्षयित्वा प्रपद्यते ।
अष्टादशापराध च, कल्पयामि वसुंधरे ? "

કલકત્તા ગિરીશ વિદ્યારત્ન પ્રેસમા છાપેલ પત્ર ૫૦૮–અ ૧૧૭–શ્લોક ૨૧

" सुरा पीत्वा तु यो मर्त्य, कदाचिदुपसर्पति ।
अपराध चतुर्विंश, कल्पयामि वसुंधरे ॥ "

શ્લોક ૨૭

કોઇ માસાહારી જે એ પ્રમાણે કહેછે કે માસ ખાવાથી શરીરમા બળ વધેછે અને શૂરતા આવેછે એ તેઓની ભૂલ છે કેમકે જો માસાહાર કરવાથી કદી બળ વધતુ હોય તો હાથીથી સિહ ઘણો બળવાન્ થાય પણ જે બોજો હાથી વહન કરછે તે સિહ કયારેય પણ વહન કરી શકતો નથી અથવા કોઇ એ પ્રમાણે કહે કે હાથીકરતા સિહ જો બળવાન્ ન હોય તો હાથીને કેવી રીતે મારી નાખે? એનો ઉત્તર એ છે કે હાથી ફલાહારી હોવાથી શાત પ્રકૃતિનુ જાનવર છે અને સિહ માસાહારી હોવાથી ક્રૂર સ્વભાવનુ જાનવર છે તેથી કરીને હાથીને તે દગાથી દેછે બીજી રીતે શુઢવડે કદી હાથી સિહને પકડી લે તો તેની રગેરગના ચૂરેચૂરા કરી શકેછે એથી એમ સ્પષ્ટ થાયછે કે માસાહારથી ક્રરતા વધેછે એ વાત દરકે કબુલ કરવી પડશે અને ક્રૂરતા કોઇ પુણ્ય કાર્યને પોતાની સન્મુખ રહેવા દેતી નથી અને એ પણ ન માસ લોકો સરલતાથી સમજી શકેછે કે માસાહારી લોક પોતાના ઘરમા કકાસને વખતે સહજમા મારામારી કરેછે, શાતિ નથી પકડી શકતા, તે શુ નિર્દયતાનુ પરિણામ નથી? એથી કરીને માસાહારનુજ ફળ સ્પષ્ટ નિર્દયપણુ જણાઇ આવેછે હવે રહી શૂરતા—એ પણ માસનો ગુણ નથી, પણ પુરૂષનોજ સ્વાભાવિક ધર્મ છે કેમકે નપુસક માણસને શક્તિ વધારવાવાળા હજારો પદાર્થો ખવરાવવામા આવે તોપણ તે રણસગ્રામવખતે પલાયન કરી જશે એમા પ્રત્યક્ષ દાખલો એ છે કે કેટલાક દેશના લોકો ઘણુ કરીને માસાહારી હોવા છતા પણ એવા તો કાયર હોયછે કે ચાર–છ માણસો બળવાન્ હોય તો તેનાથી માસાહારી પચ્ચાસ માણસો પલાયન થઇ જાય પરતુ તે બળવાન બિચારા પોતાનુ ગુજરાન માત્ર સાથવાભર રહીને ચલાવેછે

ગુરૂ ગોવિંદસિહના શિષ્ય શીખ લોકો, જે કે કિલ્લાની ફતેહ કરવામા શ્રેષ્ઠ નજરે ગણવામા આવેછે, તે પણ ઘણુ કરીને ફલાહારી જોવામા આવેછે,

એનું કારણ એ છે કે જેવી લડાઇ સ્થિર મનથી ફલાહારી લોકો લડેછે, તેવી માસાંહારી લોકો ક્યારે પણ લડી શકતા નથી બીજું એ પણ કારણ છે કે માસાહારીને ઘણી ગરમી લાગેછે અને શ્વાસ પણ વધારે લેવાયછે પરંતુ ફલાહારીને તેવી ગરમી પણ લાગતી નથી, તેમ શ્વાસ પણ વધારે લેવાતો નથી.

વાચકો! આપના સાભળવામા આવ્યું હશે કે-જ્યારે રૂશિયા અને જાપાનની લડાઇ થઇ હતી ત્યારે ઘણું કરીને કાચા માસનેજ ખાનારા ને મોટા કદવાળા ભયકર રૂશિયનોનો પણ, મિતાહારી અને વિચારશીલ જાપાની વીરોએ પરાજય કરીને સસારમા કેવી ચમત્કારી જયપતાકા ફરકાવી હતી? કદી માસાહારથી શરતા વધતી હોય તો રૂશિયાની સેનામા માણુસો ઘણાએ હતા, એટલુજ નહિ પરંતુ માસાહાર કરવામા પણ કઇ ઓછા નહોતા, છતા પણ તે લોકોની હાર કેમ થઇ? એથી ખુલ્લીરીતે નિશ્ચિત થઇ શકેછે કે હાર થવાનું મૂળ કારણ અસ્થિર મનજ છે

આ ઉપરથી માસાહાર કરનારા હિંદુઓ આર્ય ગણવા યોગ્ય જણાતા નથી કારણકે આર્ય શબ્દવડે તે લોકોજ વ્યવહાર કરવાને યોગ્ય છે કે જેના અતઃકરણમા દયાભાવ, પ્રેમભાવ વિગેરે ધર્મ દેખાતા હોય પરતુ માસાહારીના હૃદયમા દયાભાવ હોતો નથી, તેમ પ્રેમભાવ પણ હોતો નથી એક માસાહારી (જેણે દયાનો ઉપદેશ સાભળી માસાહારનો ત્યાગ કર્યો હતો તે) મને મળ્યો હતો તે જ્યારે પોતાના હાલહવાલ કહેવા લાગ્યો ત્યારે તેની આખમાથી અશ્રુપાત થવા લાગ્યો અશ્રુપાત થવાનું કારણ જ્યારે મે તેને પૂછ્યું ત્યારે તે કહેવા લાગ્યો કે, મારા જેવા નિર્દય કઠોર હૃદયવાળા આ દુનિયામા ઘણા થોડા હશે, કેમકે કેટલાએક દિવસ પહેલા મે એક સુદર બકરાને પાળ્યો હતો, તે પુત્રથી પણ વધારે પ્રેમ મારીતરફ બતાવતો હતો અને હું પણ તેની સાથે ઘણો પ્રેમ બતાવતો હતો, એથી કરીને તે ચારો પણ મારા હાથથી દીધા વિના ખાતો નહોતો હું જ્યારે ક્યાક બહાર ચાલ્યો જતો હતો અને પાછા આવતા બેચાર કલાકનો વિલબ થતો હતો તો તે રસ્તાતરફ જોઇ જોઇને બે બે કર્યા કરતો હતો, એજ બકરાને મે મારા હાથથી માસને માટે મારી નાખ્યો અને તે માંસ મારે ત્યા આવેલા પરોણાઓસાથે મે પણ ખાધુ જો તે બકરાની મરતા વખતની હાલત હું આપની સામે કહુ તો મને આપ પૂરેપૂરો ચડાળજ કહેશો અરે! જ્યારે જ્યારે એ બકરો મને સાભરી આવે છે ત્યારે ત્યારે મારૂ કાળજુ ફાટી જાયછે એટલામાટે હું નિશ્ચય અને મજબૂતીથી કહુંછુ કે જે માસાહાર કરેછે, તે દરેક કરતા મહાન્ પાપી છે કારણકે બીજા બધા અકાર્યો કરતા જીવહિંસા એ ઘણુંજ મોટુ અકાર્ય છે "જો કોઇ એમ

કહે કે અમે જીવ મારતા નથી અને અમારેમાટે હિંસા પણ થતી નથી તો એ પ્રમાણે કહેવું તે પણ ફોકટ છે કારણકે જો કોઇ માસ ખાનાર ન હોય તો કસાઇ લોકો બકરા વિગેરેનો વધ શામાટે કરે? એ કારણથીજ ધર્મશાસ્ત્રોમા પણ એક જીવની પછવાડે આઠ માણસોને પાપના ભાગીદાર ગણવામા આવેલા છે જેમકે—

अनुमन्ता विशासिता, निहन्ता क्रयविक्रयी ।
संस्कर्ता चोपहर्ता च, खादकश्चेति घातकाः ॥

અર્થ—મારવામા સલાહકાર, શસ્ત્રવડે મરેલા જીવોના અવયવોને અલગ પાડનાર, મારનાર, પૈસા આપી લેનાર તથા વેચનાર, રમાંધનાર, પકાવનાર તેમજ ખાનાર—એ બધા ઘાતકીજ કહેવાયછે આ સ્થળે કેટલાએક માસાહારી લોકો એ પ્રશ્ન કરેછે કે જો એમ છે તો ફલાહારી પણ ઘાતકીજ કહી શકાય, કેમકે શાસ્ત્રકારોએ વનસ્પતિ વિગેરેમા પણ જીવ માનેલ છે, છતા ફલાહારી અને ધર્માંધ માણસો માત્ર માસાહારી ઉપરજ શામાટે આક્ષેપો કરેછે? એનો ઉત્તર એ છે કે સર્વ જીવ પોતપોતાના પુણ્યાનુસાર જેમ જેમ ઉચ્ચ ઉચ્ચ પદવીને પ્રાપ્ત કરતા જાયછે, તેમ તેમ તેને વધારે પુણ્યવાન્ ગણવામા આવેછે એ કારણથીજ એકેદ્રિય, બેઇદ્રિય, તેઇદ્રિય ચઉરિદ્રિય અને પચેદ્રિય એવા સૃષ્ટિમા રહેલા સર્વ જીવોના મુળ પાચ ભેદો માનવામા આવેલા છે એમા એકેદ્રિય જીવકરતા બેઇદ્રિય જીવ વધારે પુણ્યવાન્ હોયછે, તેમજ બેઇદ્રિયથી તેઇદ્રિય, તેઇદ્રિયથી ચઉરિદ્રિય અને ચઉરિદ્રિયથી પચેદ્રિય એવી રીતે સર્વોત્કૃષ્ટ જીવ પચેદ્રિયને ગણવામા આવેલા છે પચેદ્રિયમા પણ ઓછાવત્તા પ્રમાણના પુણ્યવાળા જીવો હોયછે, અર્થાત્ તિર્યંચ પચેદ્રિય (બકરા-ગાય-ભેંસ વગેરે) મા હાથી વધારે પુણ્યવાળો છે, તેમજ મનુષ્ય વર્ગમા રાજા, મહંતાધીશ, ચક્રવર્ત્તી અને યોગી વધારે પુણ્યશાળી હોવાને લીધે તેઓને મારવાને શાસ્ત્રમા સખ્ત મનાઇ કરવામા આવેલ છે કારણકે યુદ્ધ કરતા કદાચ રાજા પકડાઇ જાય તોપણ તેને મારવામા નથી આવતો એથી એવુ સાબીત થાયછે કે એકેદ્રિયકરતા બેઇદ્રિયને મારવામા અધિક પાપ છે, બેઇદ્રિયકરતા તેઇદ્રિયને મારવામા અધિક પાપ છે, એમ વધારે વધારે પુણ્યશાળીને મારવામા વધારે વધારે પાપ થાયછે એથી કરીને જ્યાસુધી એકેદ્રિય જીવવડે નિર્વાહ થઇ શકે ત્યાસુધી પચેદ્રિય જીવને મારવો એ તદન અયોગ્યજ છે જો કે એકેદ્રિયને મારવો તે પણ પાપ થવાનુંજ કારણ છે પરતુ ખોરાકીમાટે કોઇ બીજો ઉપાય ન હોવાથી (અણછુટકે) તે કાર્ય લાચારીથી કરવુ પડેછે, એથી કરીનેજ કેટલાએક ભવ્યજીવ આવા પાપના ભયથી ધનધાન્ય, રાજપાટ વિગેરેનો ત્યાગ કરી સાધુ થઇ જાયછે અને (યાવજ્જીવ) જીવે ત્યાસુધી પાણી, અગ્નિ, વનસ્પતિ વિગેરેને

અડકતા પણ નથી અને ભિક્ષામાત્રથી પોતાનું ઉદરપોષણ કરી લેછે મનુષ્યો પણ લાચારીથી એકેંદ્રિયનો નાશ કરેછે અને તે પાપનો પરિહાર કરવામાટે સાધુમુનિરાજોની સેવા, દાન, ધર્મ, આવશ્યક ક્રિયા વિગેરે જીવતાસુધી કર્યા કરેછે ભિક્ષામાત્રથી ચલાવનાર સાધુઓને આરંભનો દોષ લગાર પણ લાગતો નથી કારણકે ગૃહસ્થ માણસો જે પોતાને માટે રાંધેછે, તેમાથી એ લોકો જરૂર હોય તેટલુજ તથા દોષ વિનાનું માત્ર ગ્રહણ કરેછે એ હેતુથી ગૃહસ્થને એવી પણ ખબર પડવા દેતા નથી કે આજ મારે ત્યા સાધુ–મહારાજ ભિક્ષા લેવા આવનાર છે અજાણતાજ ભોજન વખતે ગૃહસ્થના ઘરતરફ જઈને સમયાનુસાર જે મળે તે આહાર ગ્રહણ કરી લેછે જેથી કરીને કોઇ પણ દોષ પહેલા અથવા પછવાડે લાગવાનો સભવ નથી જુઓ, ઇદ્રિયોના સ્વાદમા લાલચુ ઉત્તમ જ્ઞાતિઓએ પોતાની ખોટી કીર્ત્તિને માટે કેવો અનર્થ ફેલાવી દીધો? વિચાર કરવા જેવી વાત છે કે હિંસા વિગેરેથી જો ધર્મ થતો હોય તો અધર્મ કેવી રીતે થશે? કારણકે માસાહાર કરનારાઓનું મન ઘણું કરીને દૂષિત અને મલિનજ હોયછે કોઇ પણ તિર્યંચ જીવને દેખતા તેને એવો ખ્યાલ ઉભો થાયછે કે, આ જીવ કેવો સુદર છે? આનું માસ કેવુ સ્વાદિષ્ટ તથા પુષ્ટિ કરનારૂ હશે? તથા આના શરીરમાથી કેટલુ માસ નીકળશે? એટલામાટેજ માસાહારીઓને વનમા હરણ વિગેરે જાનવરાને જોતાવેત તેને પકડી પાડવાની મરજી થઇ જાયછે અથવા તળાવ કે નદીને કાઠે માછલાઓને જોતાવેત મારવાની ઇચ્છા ઉત્પન્ન થઇ જાયછે એવી રીતે આઠે પહોર— હિંસક જીવ રૌદ્ર પરિણામવાળો રહ્યા કરેછે જેવીરીતે વાઘ, સિહ, બિલાડી વિગેરે હિંસક જીવોને ખાવામાટે કાઇ જીવ ન મળે તોપણ માઠા કર્મબધન કરવાથી નરકાદિ ગતિ મળેછે તેવીજ રીતે માસાહારી જીવોની પણ દશા જાણવી અફ્સોસ! માસાહારી જીવ સુદર પક્ષીઓનો નાશ કરીને જગતોને ખાલી કરી નાખેછે અને સુદર બગીચામા પોતાના કુટુબની સાથે આનદયુક્ત મનથી બેઠેલા પક્ષીઓને બદુક વિગેરેવડે મારીને નીચે પૃથ્વીપર પાડી દેછે ખરૂ કહેવા દો તો તે વખતનો કમકમાટભર્યો દેખાવ દયાળુ પુરૂષોથી તો દેખી પણ શકાય નહિ પરતુ માસાહારી તો તેને જોઇને ઘણી પ્રસન્નતાથી મારનારને ઉત્તેજન આપેછે કે વાહ! શાબાશ! એકજ ગોળીએ કેવું નિશાન તાક્યું? આ સ્થળે એક એ પણ વિચારવા યોગ્ય વાત છે કે, એક પક્ષીને મારનાર એકજ જીવનો હિંસક નથી, પરતુ અનેક જીવોનો હિંસક છે કેમકે જે પક્ષીને મરણ પમાડયુ હોય તે કદી જો સ્ત્રીજાતિ હોય અને તેના નાના નાના બચ્ચા હોય તો માતા મરી જવાથી તે જીવી શકતા નથી. વળી તે બધાના મરી જવાથી મારનારને ભયકર પાપનો બધ થાયછે એટલામાટે તે કર્મબધનનું અત્યત દૃઢ કારણ હોવાથી પહેલેથીજ બુદ્ધિમાન્ પુરુષોએ વિચારવુ જોઇએ જેમ કીડીઓના દરની પાસે લોકો તેના ખાવામાટે સાકર અને

લોટ નાખેછે તેથી વધારે કીડીઓ ત્યા આવેછે અને એ ઉપાય પુત્રોત્પત્તિનો માનેછે કારણકે બિચારા ભોળા લોકો ધર્મતત્ત્વના અજાણ અને કર્મપ્રકૃતિનો વિશ્વાસ નહિ ધરાવનાર હોવાથી તેઓ લાભાલાભનો વિચાર નહિ કરીને કેટલાએક દેશોમા એવી ક્રિયા કરનારા જોવામા આવેછે પરતુ આ સ્થળે વિશેષ વિચાર કરવાનો અવસર છે કે લોટ અને સાકર નાખવાથી કીડીઓ વણી એકઠી થાયછે પરતુ કોઇ બીજો જીવ તે લોટ તથા સાકર ખાઇ જાયતો તો તેની સાથે ઘણી કીડીઓનો સહાર થઇ જાયછે ઘણે ઠેકાણે જોવામા પણ આવ્યુ છે કે તે જીવ લોટ ખાતી જઇને ઘણી કીડીઓનો સહાર કરી નાખેછે આ એક વાત થઇ બીજી વાત એ છે કે કીડી સમુર્છિમ જીવ હોવાથી મા તાપિતાના સયોગ વિના ઉત્પન્ન થાયછે, તો લોટ અને સાકરના મળવાથી હવાનો સયોગ થતા નવી કીડીઓ પારાવાર ઉત્પન્ન થાયછે અને તેની હિંસા થાયછે આથી સ્પષ્ટ થાયછે કે કેટલાએક ધર્મના કાર્યો કરતા જતા ઉલટો અધર્મ થઇ જવાનો સભવ રહેછે

अष्टादशपुराणेषु, व्यासस्य वचनद्वयम् ।
परोपकार पुण्याय, पापाय परपीडनम् ॥

અ૦ ૭—પૃષ્ઠ ૨૧૯

સ ન દર્શનકારોએ હિંસાની અધમમા ગણત્રી કરેલ છે અને સર્વથા શ્રેષ્ઠ દયાધર્મનેજ માન્યો છે એમા કોઇ આસ્તિકને વિવાદ નથી. તોપણ દરેક ધર્મવાળાઓને આ સ્થળે શાસ્ત્રીય પ્રમાણ દેવાથી વધારે દઢતા થશે એટલામાટે હિંદુમાત્રને માનનીય મનુસ્મૃતિ તથા મહાભારત અને કૂર્મ વગેરે પુરાણોની સાક્ષી આપવામા આવેછે એમા પહેલા મનુસ્મૃતિને જુઓ

योऽहिंसकानि भूतानि, हिनस्त्यात्मसुखेच्छया ।
सजीवँश्च मृतश्चैव, न क्वचित् सुखमेधते ॥

નિર્ણયસાગરમા છપાયેલી મનુસ્મૃતિ—અ ૫—શ્લોક ૪૫—પૃષ્ઠ ૧૮૭

તેમજ—

" यो बन्धनवधक्लेशान्, प्राणिना न चिकीर्षति ।
स सर्वस्य हितप्रेप्सु, सुखमत्यन्तमश्नुते ॥ "

यो हिंसकानि ના અર્થ—નિરપરાધી જીવોને જે પોતાના સુખની ઇચ્છાથી મારેછે, તે જીવતો છતો પણ મરી ગયા તુલ્યજ છે કારણકે તેને ક્યાઇ પણ સુખ મળતુ નથી

યો બધન ના અર્થ—પ્રાણીઓને 'વધ-બધન વિગેરે કલેશો પમાડવાને જ નથી ઇચ્છતો તે તમામનો શુભેચ્છક અત્યત સુખરૂપ સ્વર્ગ અથવા મોક્ષને મેળવેછે બીજું પણ જુઓ—

"यद् ध्यायति यत् कुरुते, धृति बध्नाति यत्र च ।
तदवाप्नोत्ययत्नेन, यो हिनस्ति न किंचन ॥"

તાત્પર્ય—જે પુરૂષ ડાસ, મચ્છર, વિગેરે નાના અથવા મોટા જીવોને મારતો નથી તે ધારેલી વસ્તુ મેળવવા ભાગ્યશાળી નિવડેછે અને જે કરવા ઇચ્છેછે તે કરી શકેછે અથવા જ્યા પુરૂષાર્થ ધ્યાન વિગેરેમા લક્ષ્ય બાધે તે પ્રયાસવગરજ (અલ્પ પ્રયાસે) સિદ્ધ કરી શકેછે અર્થાત્ અહિસા કરનાર પ્રતાપી પુરૂષ મનમા જે વિચારે તે તુરતજ પામી શકેછે બીજુ એ પણ લખ્યું છે કે—

नाकृत्वा प्राणिना हिंसा, मासमुत्पद्यते कचित् ।
न च प्राणिवध स्वर्ग्यस्तस्मान् मास विवर्जयेत् ॥

ભાવાર્થ—પ્રાણીઓની હિસા કર્યાવગર માસ ક્યારે પણ ઉત્પન્ન થઇ શકતું નથી અને પ્રાણીઓનો વધ સ્વર્ગનું સુખ દેતો નથી એટલામાટે માસનો સર્વ પ્રકારે ત્યાગ કરવો ઉચિત છે બીજુ પણ એમ કહ્યુ છે કે—

समुत्पत्ति च मासस्य, वधबन्धौ च देहिनाम् ।
प्रसमीक्ष्य निवर्तेत, सर्वमासस्य भक्षणात् ॥

તાત્પર્ય—માસની ઉત્પત્તિ અને પ્રાણીઓની હિસા, તેમજ બધનને જોઇને સર્વ પ્રકારના માસભક્ષણથી મનુષ્યોએ દૂર રહેવું જોઇએ

વિવેચન—પૂર્વોક્ત મનુસ્મૃતિના પાચમા અધ્યાયના ૪૪ થી ૪૯ સુધીના શ્લોકોનું રહસ્ય જાણનાર કદાપિ માસભક્ષણ નહિ કરશે. કેમકે સીધો માગ છોડીને આડા માર્ગે ચાલવાનું કોઇને પણ મન થશે નહિ ૪૯ મા શ્લોકમા તમામ પ્રકારના માસભક્ષણથી નિવૃત્ત થવાનું મનુજીએ ફરમાવ્યુ છે એથી વિધિપૂર્વક માસ ખાવાથી દોષ નહિ માનનારાઓનો પક્ષ સર્વથા નિર્બલજ થઇ ગયો કેમકે દેવતાઓની માસાહાર કરવાની પ્રકૃતિજ હોતી નથી કદાચ ના મણ માસ દેવતાઓની સામે રાખવામા આવે તોપણ એક નવટાક પણ ઓછુ નહિ થાય અથવા દશ બકરાઓને દેવતાના મદિરમા રાત્રિએ રાખીને ચોમેર એ મદિરનું રક્ષણ કરવામા આવે અને પ્રભાતે એ મદિર ખુલ્લુ કરવામાં આવે તો દશ બકરાઓમાથી એક પણ ઓછો થશે નહિ એથી એમ સાબીત થાયછે કે માસમાત્રના લોભી લોકો બિચારા ભોળા લો

કને ભરમાવીને ખાવી બીજાના પ્રાણોનો નાશ કરાવેછે પોતાની જીભની ક્ષ ણિક તૃપ્તિને માટે બિચારા અનાથ જીવોના જીવનોને નષ્ટ કરાવેછે કેટલાએક ભક્ત લોકો દેવીની સામે માનતા કરેછે કે—"હે માતાજી! મારો પુત્ર જો અ મુક રોગથી બચશે તો આપને એક બકરો ચઢાવીશ" કદાચ કર્મના યોગે બાળકને આયુષ્યના બળથી આરામ થાય તો માનતા કરનાર લોકો એમ સ મજેછે કે માતાજીએ કૃપા કરીને મારા પુત્રને જીવિતદાન દીધું ત્યારે ખુશી થઇને નિરપરાધી બકરાને ગાજતા વાજતા આભૂષણાદિક પહેરાવી માતાજીની પાસે લઇ જાયછે અને ત્યાં તેને નવરાવીને તેમજ ફુલ ચઢાવીને તથા સ્વર્ગ પ્રાપ્ત કરાવનાર મંત્રોને તેને મારતી વખતે બ્રાહ્મણો પાસે ભણાવીને બકરાના પ્રાણ નિર્દય રીતે અલગ કરાવેછે આ સ્થળે એક કવિનું વાક્ય યાદ આ વેછે કે—

"માતા પાસે બેટા માગે, કર બકરેકા સાટા,
અપના પૂત ખિલાવણ ચાહે, પૂત દુજેકા કાટા.
હો દિવાની દુનિયા ?"

જુઓ-બીજાના પુત્રોને મારીને પોતાના પુત્રની શાંતિ ચાહનારી દુનીઆ છે આ સ્થળે ધ્યાન દેવું યોગ્ય છે કે પહેલાં માનતારૂપ કલ્પનાજ ખોટી છે કદાચ માનતાથી દેવી આયુષ્યને વધારી દે, એમ હોત તો દુનિયામાં કોઇ મરતજ નહિ જે લોકો માનતા માનેછે, તેઓને કદાચ સોગનપૂર્વક પૂછવામાં આવે તો તેઓ પણ અવશ્ય એમ કબુલ કરશે કે તમામ માનતા અમારી સફળ થતી નથી. કટલીક વાર તો હજારો માનતા કરતા છતાં એ પુત્ર વગેરે મર ણનેજ પ્રાપ્ત થાયછે એથી માનતા બને રીતે ફોકટ છે કેમકે રોગીનું આ યુષ્ય હોય તો તે ક્યારે પણ મરનાર નથી ત્યારે પછી તેમાં માનતાનું કશું પ્રયોજન નથી અને કદાચ આયુષ્ય ન હોય તો બચનાર નથી તોપણ માનતા નિષ્ફળ છે બીજું પણ વિચારો કે કદાચ બકરાની લાલચથી દેવી તમારા રોગોનો નાશ કરશે તો તે તમારી નોકર ઠરી રૂશવત-લાંચ લેનારી થઇ કે મકે જેનાથી માલ મળે તેનું તો ભલું કરે અને જેના તરફથી ન મળે તેનું ભલું ન કરે લાંચ ખાનારાઓની દુનિયામાં કેવી માન-મર્યાદા હોયછે તેનો વા ચકો સ્વયં ખ્યાલ કરશે

મહાશય! માતા શબ્દનો અર્થ પહેલા વિચારો કે જે પાલણ-પોષણ સર્વ પ્રકારે કરે તેજ માતા કહેવાયછે, ત્યારે જેની પાસે બકરાનું બલિદાન કરવામાં આવે તે જગદંબાના નામથી જગતમાં કેમ પ્રસિદ્ધ થઇ શકે? કેમકે જે સમસ્ત જીવોની માતા છે તેજ જગદંબા કહી શકાયછે તો સમસ્ત જી વોની અંદર બકરા વગેરે પણ (જેનો બલી દેવામાં આવેછે તે) આવ્યા, તેની પણ માતા તો ઠરીને? હવે વિચાર કરો કે એક પુત્રને ખાઇને માતા બીજાને બચાવે? શું એવું ક્યારએ થઇ શકેછે? કેમકે માતાને તમામ પુત્ર સરખાજ

બહુલા હોયછે અજ્ઞાની લોકો સ્વાર્થાંધ થઇને માતાની ઇચ્છાથી વિરૂદ્ધ આ મરણ કરીને જીવહિંસાને માટે સાહસ કરેછે એ કારણથીજ આ જમાનામાં મરકી, કોલેરા વિગેરે મહા કષ્ટોને લોકો ભોગવેછે કેમકે માતા હાથમા લાકડી લઇને મારતી નથી, માત્ર પરોક્ષપણે મનુષ્યોને અનીતિનો દડ દેછે મે પોતે જોયું છે કે વિધ્યાચળમા દેવીનું મદિર છે. ત્યા હજારો સસ્કૃતના પડિતો વિશેષે કરીને નવરાત્રિમા ભેળા થાયછે અને પ્રભાતથી માડીને સાયકાળ સુધી તે સઘળા લોકો સપ્તશતી (દુર્ગાપાઠ) નો પાઠ કરેછે જેમા દુર્ગાની ભક્તિની પ્રશસાજ છે પરતુ ત્યા અનાથ નિર્નાથ અને સૌથી ગરીબ બકરા અને પાડાનું બલિદાન જે દેવામા આવેછે તે જોઇને તેના ભક્તોના મનમા પણ એક વાર શકા થાયછે કે આવી હિસા કરીને પૂજા કરવી ક્યાથી ચાલી આવતી હશે? માતા પણ પોતાના પુત્રને મારવાથી નારાજ થઇને ત્યાજ કોલેરા વિગેરે રૂપે ઉપદ્રવ કરેછે ત્યારે બ્રાહ્મણ વિગેરે ભાગેછે અને કેટલાએક લોક બકરના માર્ગતરફ જનારા થાયછે આ વાત ઘણી વાર લોકોમા પ્રત્યક્ષ જોવામા આવેછે અને સ્વય અનુભવવામા પણ આવેછે તોપણ પકડેલા ગધેડાના પૂછડાને છોડતાજ નથી માતાની ભક્તિ બકરા મારવાથીજ થતી નથી. પોતપોતાના મતમા માનેલી કાળી, મહાકાળી, ગૌરી, ગાધાગી, અબા, દુર્ગા વિગેરેની સેવા ઉત્તમોત્તમ પદાર્થો ચડાવીને કરવી જોઇએ. કેટલાએક લોકો દુર્ગાપાઠની સાક્ષી આપીને પશુપૂજાને માટે આગ્રહ કરેછે. તેઓએ સમજવું જોઇએ કે, "पशुपुष्पैश्च धूपैश्च" એ જે પાઠ છે એમા વિચાર કરો કે પુષ્પને જેમ સાબીત (ભાગ્યાતોડયા સિવાય) ચડાવનામા આવેછે એમ પશુને પણ ચડાવી દેવું જોઇએ, અર્થાત ચડાવતી વખતે એવી પ્રાર્થના કરવી જોઇએ કે, હે જગદબે આપના દર્શનથી અમે જેમ નિર્ભય અને આનદથી રહીએ છીએ તેમજ તમારા દર્શનથી પવિત્ર થયેલ બકરો પણ જગત્મા નિર્ભય થઇને હરેફરે અર્થાત્ કોઇ માસાહારીની છરી તેના ગળાપર ન ફરે એવો સકલ્પ કરીને બકરાને છોડવો જોઇએ. જેથી કરીને પુણ્ય થાય અને માતા પણ પ્રસન્ન થાય વળી જગદબાનો સાચો અર્થ પણ કહેવાય અન્યથા જગદબાનું નામ, રહેતા રહેતા જગદ્ભક્ષિણી થઇ જશે

મહાનુભાવ! મનુજીએ ૪૮ અને ૪૯ મા શ્લોકમા પ્રાણીઓની હિસાથી સ્વર્ગનો નિષેધ સ્પષ્ટ બતાવી આપ્યો છે કદાચ તે શ્લોકને કલ્પિત માનશો તો માસાહારથી સ્વર્ગ થાયછે એને કલ્પિત કા ન માનવો? જ્યારે બને કલ્પિત નથી તો બન્ને શ્લોક બળવાન છે અને બળવાનથી દુર્બળ બાધિત થાયછે જુઓ એજ અધ્યાયના ૫૩–૫૪–૫૫ શ્લોકમા—

"वर्षे वर्षेऽश्वमेधेन, यो यजेत शत समा ।
मासानि च न खादेद्यस्तयो पुण्यफल समम्" ॥ ९३ ॥

ભાવાર્થ—વર્ષે વર્ષે, એક પુરૂષ અશ્વમેધ કરે અને સો વર્ષસુધી, યજ્ઞ કરે અને, એક પુરૂષ બિલકુલ માંસ ખાયજ નહિ તો એ બન્નેનું ફળ સ… જ છે

"फलमूलाशनैर्मेध्यैर्मुन्यन्नानां च भोजनै ।
न तत्फलमवाप्नोति, यन्मांसपरिवर्जनात् " ॥ ९४ ॥

અર્થાત્—પવિત્ર ફળ, મૂળ વિગેરે તથા નીવારાદિનુ ભોજન કરવા… પણ જે ફળ મળતું નથી તે માત્ર માંસાહારનાજ ત્યાગથી ફળ મળેછે

"मां स भक्षयिताऽमुत्र, यस्य मांसमिहाद्म्यहं ।
एतन्मांसस्य मांसत्वं, प्रवदन्ति मनीषिणः " ॥ ९९ ॥

અર્થાત્—જેનું માંસ હુ અહિ ખાઉછું, તે જન્માતરમા પણ અવશ… મને ખાશેજ એવો "માંસ" શબ્દનો અર્થ વિદ્વાનોએ કરેલો છે

## *પોતાના પ્રાણ બચાવ્યા પછી પારકાને બચાવવાનો પ્યાર.

એક સમય બાદશાહ પોતાના આનંદભુવનમાં બિરાજમાન થયા હ… તે વખતે બિરબલ પાસેજ બેઠેલ હતો શાહ અને બિરબલ વચ્ચે કેટલ… રાજ્યરંગની આડીઅવળી વાર્તાઓ થયા પછી પૂછ્યુ કે "બિરબલ મા… સને સર્વથી વધારે વ્હાલી કઇ વસ્તુ છે?" બિરબલે કહ્યુ કે "નેકનામદાર… હુ તો એમ માનુછુ કે આ દુનિયામા સવ થી વધારે વ્હાલી વસ્તુ પોતા… જાન (પ્રાણ) છે, એથી અધિક વ્હાલી કોઇ અન્ય વસ્તુ નથી ચાહે… અમીર, ફકીર, દુખી સુખી મનુષ્ય હશે કિંવા જાનવર હશે તોપણ પોતા… પ્રાણને બચાવવામા વધારે ખત ધરાવશે પણ પ્રાણની દરકાર ન રાખ… પૈસો–કે સગાસબધી બચાવવા કદી પણ ધ્યાન આપશે નહિ એથી ખા… થાયછે કે સવથી પ્રાણ વધારે વ્હાલો છે આ પ્રમાણે વાર્તાલાપ થઇ રહ્યો… તેવામા શાહની, એક સ્ત્રી પોતાના બાળકને રમાડતી પ્યારસાથે ચુબન લે… હતી, તેઉપર નજર પડી એટલે શાહને મોટો આશ્ચર્ય ઉપજ્યો અને બિ… બલ પ્રત્યે જણાવ્યું કે 'મને તો એમ જણાયછે કે સર્વ વસ્તુ કરતા બાળ… વધારે વ્હાલું લાગેછે?" તે સાભળી બિરબલે અરજ કરી કે "સર… આપનું કહેવું ખરૂ છે, પરંતુ જ્યારે પોતાના પ્રાણઉપર મહા આફત આ… પડેછે તે વખતે ધન, દોલત, પુત્ર, સ્ત્રી, પરિવાર અને વ્હાલા–સબંધી વિ… એક પણ વ્હાલા નથી, માત્ર પોતાનો જીવ કેમ બચે? તેજ બુદ્ધિમા રહ…

* બીરબલ બાદશાહ

પ્રિય થઇ પડે છે" શાહે કહ્યું કે "બીરબલ! તમે કહોછો તે ખરૂં હશે, પરંતુ અનુભવવગર તેની મનમા અસર થતી નથી, માટે પ્રત્યક્ષ પ્રમાણથી સિદ્ધ થયેલું જોવાને આતુર છું" તે સાભળી બીરબલે કહ્યું કે "નામદાર થોડા દિવસમા એનો પ્રત્યક્ષ દાખલો આપને બતાવીશ." એ પ્રમાણે બન્નવચ્ચે વાર્તા થયા પછી કેટલાક દિવસો ગયા પછી સીપાઇને હુકમ કરી એક બે માસના બચ્ચા સહિત વાદરીને પકડી બગીચાની અદર રખાવી તદનતર એક વીશ હાથનો ઉડો ખાડો ખોદી તૈયાર કરી રાખ્યો બાદ બાદશાહ પાસે જઇ વિનવ્યું કે "ગરીબપરવર! સર્વથી પ્રાણ વહાલો કે બાળક વહાલુ છે તેની આપને ખાત્રી કરી આપવાનો આજે સમય છે, માટે આપ બગીચાની અદર પધારો" બાદશાહુ આનદયુક્ત થઇ બીરબલસાથે ચાલ્યો બગીચામા પહોચ્યા પછી સીપાઈને સકેત મુજબ સાન બતાવી સમજાવ્યો કે તેણે બચ્ચાસહિત વાનરીને ખાડાની અદર નાખી ઉપરથી પાણીનો પ્રવાહ ધોધબધ ચલાવ્યો જ્યારે ખાડામા પાણી ભરાવા લાગ્યુ કે વાદરી પોતાના બચ્ચાને છાતીસરખુ વળગાડી પોતાનો બચાવ ખોળવા લાગી તે જોઇ બીરબલે શાહને કહ્યુ કે "નામદાર! હવે મજાહ જોવાની છે" જોત જોતામા થોડી વારે પાણી ખાડામાં વધવા લાગ્યુ તેથી વાનરી ચારેતરફ બહુજ ઠેકડા મારી બચાવમાટે તરફડીયા માર્યા પણ કશો દહાડો વળ્યો નહિ વાનરીના પેટસુધી પાણી આવ્યુ કે બચ્ચાને ખભાઉપર રાખી રક્ષણ કરવા લાગી જેમ જેમ પાણી ઉપર ચઢતુ ગયું તેમ તેમ માથાઉપર બચ્ચાને ચઢાવી બચવા ઉપાય શોધ્યા તે જોઇ શાહે કહ્યુ કે "કેમ બીરબલ! પ્રાણ વહાલો કે બચ્ચા વહાલા? જુઓ બીચારી વાનરી બચ્ચાનો જીવ બચાવવા કેટલા પ્રયત્ન કરેછે?" બીરબલે કહ્યું કે "નેકનામદાર! જરા થોડી વાર જોયા કરો, હમણાજ તેનો દાખલો જણાઇ આવશે" હવે વાનરીને ગળાસુધી પાણી આવી પહોચ્યું કે પછી તેણીએ બચ્ચાને બચાવવાની આશા ફોકટ છે એમ લાગવાથી તથા પણ તેનો બચાવ કરવામા નાહક જીવ ખોઇ બેસીશ એમ વિચારી છેવટે નિરૂપાય થઇ બિચારીએ બચ્ચાને પગતળે ઘાલી તેઉપર પોતે ઉભી રહી પોતાનો પ્રાણ બચાવવા વળખા મારવા લાગી તે જોઇ બીરબલે પાણીનો પ્રવાહ બધ કરાવ્યો અને તેને બહાર કઢાવી લીધી પછી શાહને વિનવ્યું કે "કેમ શિરતાજ! અત્યારસુધી આ વાનરીને બચ્ચુ કેવુ પ્યારૂ હતુ, પરતુ જ્યારે પોતાનો જીવ જવાનો વખત નજીક દેખાયો ત્યારે બચ્ચાને જીવાડવાની આશા છોડી દઇ પોતાનો પ્રાણ બચાવવા ઉપાય આદર્યો એવીજ રીતે મનુષ્યને પોતાના બાળકો વ્હાલાં છે પણ જીવઉપર જોખમ આવી પડવાથી ઘર, બાર, છોકરા, સ્ત્રી, ધન, દોલત કે માબાપ વિગેરે કોઇ કોઇનુ નથી પોતાના પ્રાણ અગાડી બધાએ કશી વિશાદમા નથી માટેજ સર્વ વસ્તુકરતા જીવ વધારે વ્હાલો છે" આ પ્રત્યક્ષ પ્રમાણ જોઇ બાદશાહ બડી તાજ્જુબી પામ્યો અને બીરબલની અક્કલ

માટે તારીફ કરવા લાગ્યો તેથી સર્વને પોતાનો જીવ વહાલો હોવાથી કોઇ જીવને પજવવો નહિ

## જીવદયાથી અમૂલ્ય લાભ.

*આ ભરતક્ષેત્રમા ગજપુરનગરે સુનંદ એવે નામે કુલપુત્ર રહેછે, ત્યાં ધર્મવત પ્રાણી જિનદાસની સાથે તેને મહા પ્રીતિ છે એકદા તે બન્ને મિત્ર વનમા ગયા ત્યા મુરાચાર્યસમાન ધર્માચાર્યને દેખી નમસ્કાર કર્યો તેણે દયામૂલ ધર્મનો ઉપદેશ દીધો, તે ઉપદેશ સાભળી ગુરુને કહ્યુ કે હું માસભક્ષણનું પચ્ચખ્ખાણ તો કરૂ પણ માગથી મારો કુલાચાર કેમ મૂકાશે? ગુરૂએ કહ્યુ કે ધર્માચાર ખરો સમજવો ધર્મની વેળાએ કઇ આલબન ન કરવું તે સાભળી સુનંદે તરત જીવદયાવ્રત આદર્યું માસભક્ષણનો નિયમ લીધો સર્વ જીવ પોતાના આત્માસરખા જાણીને સુખે વ્રત પાળેછે એમ કરતા ઘણો કાળ થયો એકદા દુષ્કાળ પડયો, સર્વત્ર ધાન્ય મોઘુ થયું તે અવસરે સુનંદની સ્ત્રી કહેવા લાગી કે હે સ્વામી! સ્વકુટુબ પાળવામાટે માછલા પકડી લઇ આવો. તેને સુનંદે કહ્યુ કે હે ભૂડી! મારી આગળ એવી વાતજ કરવી નહિ ગમે તેવું કષ્ટ પ્રાપ્ત થશે, તોપણ હુ હિંસા આદરીશ નહિ તેની સ્ત્રીએ કહ્યુ કે તું મહા નિર્દય છો. કુટુબને કષ્ટ કરવાથી લોકમા અપયશ થશે એમ કહી તેનો સાળો બળાત્કારથી તેને માછલા પકડવામાટે લઇ ગયો ત્યા જાળ નાખી તેમા માછલા આવ્યા પણ વ્રત સાચવવામાટે તે પાછા પાણીમા નાખી દીધા ઘરે ખાલી હાથે આવ્યો વળી બીજે દિવસે સ્ત્રીની પ્રેરણાથી ગયો, તે દિવસે પણ તેમજ માછલા મેલી ઘેર આવ્યો ત્રીજે દિવસે સ્ત્રીની પ્રેરણાથી ગયો પણ ત્યા માછલા પકડતા માછલાની પાખ ભાગી, તેથી ત્રાસ પામ્યો પછી સગાંને કહી અનશન કરી મરણ પામી રાજગૃહી નગરીમા નરવર્મ રાજા રાજ્ય કરેછે, ત્યા મણીયાર નામે શેઠની સુયશા નામે ભાર્યા તેની કૂખે આવી સુનંદનો જીવ પુત્રપણે ઉત્પન્ન થયો તેનું દામનક એવુ નામ પાડ્યુ, તે આઠ વર્ષનો થયો ત્યારે શેઠને ઘેર મહામારીનો ઉપદ્રવ થયો, તેથી ઘરના માણસ સર્વ મરણ પામ્યા આયુષ્યને યોગે એક દામનક જીવતો રહ્યો રાજાએ તેને ઘેર ચોકી રાખી, દામનક ક્ષુધાતુર થઇ ઘેર ઘેર ભીખ માગવા લાગ્યો એકદા સાગરપોત નામે વ્યવહારીયાને ત્યા ભીખ માગવામાટે આવ્યો, એવામા તે વ્યવહારીયાને ઘેર સાધુ વહોરવા આવ્યા, તેમા એક વડેરાયે સામુદ્રિક લક્ષણ જોઇને કહ્યું કે આ ભીખારી આ શેઠના ઘરનો માલીક થશે એવી રીતની વાણી સાગરશેઠે ભીતને અતરે સાભળી દુ:ખાત થઇને વિચાર્યું જે શુ મારા ઘરનો એ ધણી થશે? તો હવે હુ કોઇક ઉપાય કરીને એને મારી નખાવું

---

*મિત્રપ્રકરની ટીકા

એટલે મારી લક્ષ્મી મારા પુત્રપાત્રાદિક ભોગવે એમ વિચારી કોઇક ચાડાલને ઘણુ દ્રવ્ય આપવું કબુલ કરીને કહ્યુ કે દામન્નકને મારી નાખજે તે ચાડાલ પણ મોદકની લાલચ દેખાડી ઠગીને દામન્નકને બાહેર જગલમા લઇ ગયો, પણ ત્યા તે મુગ્ધબાલને દેખીને ચડાલ મનમા ચિતવવા લાગ્યો કે અરે! આ બાળકે કેવો શેઠનો અપરાધ કર્યો છે કે જેથકી શેઠે મને આને મારવાનો આદેશ દીધો અથવા મારા જેવો બીજો મહાપાપી પણ કોણ હશે જે દ્રવ્યની લાલચે આવા બચ્ચાને મારવાની કબુલાત આપે તો હવે એ કામ કરવું મારે યુક્ત નથી એવો નિશ્ચય કરી બાળકને કહ્યુ કે હે મૂર્ખ! તુ અહીંઆથી નાશી જા જો અહીંઆ રહીશ તો તુને સાગરપોત મારી નાખશે? એવો ભય દેખાડયો, તેથી દામન્નક નાશી ગયો, કેમકે સસારમા જીવિતવ્ય સર્વને વલ્લભ છે

॥ यत ॥ मरणसम नत्थिभय, दारिद्दसमो परिभवो नत्थि ।
पयसमा नत्थि जरा, खुहा समा वेयणा नत्थि ॥ १ ॥

ચડાલે દામન્નકની આગળી કાપી નીશાની લઇ શેઠને આપી દીધી દામન્નક પણ લોહીએ જરતી આગળી લઇ ત્યાથી નાઠો, તે સાગરપોતના ગોકુળમાહે ગયો કમયોગે ત્યા નદગોકુળપતિ અપુત્રીઓ હતો, તેણે તેને પોતાને ઘેર પુત્ર કરી રાખ્યો દામન્નક અનુક્રમે યાવનાવસ્થા પામ્યો, શૂરવીર થયો

એકદા પ્રસ્તાવે તે સાગરશ્રેષ્ઠી સ્વગોકુળમાહે આવ્યો, ત્યા દામન્નકને દીઠો, નદગોકુલીઆને પૂછ્યું કે એ કોણ છે? તે જેટલુ વૃત્તાત દામન્નકનું જાણતો હતો તેટલુ તેણે સર્વ કહ્યુ, તે સાભળી શેઠ વિચારવા લાગ્યો કે રખેને સાધુવચન અન્યથા ન થાય! એમ ચિતવી જેવો આવ્યો તેવોજ પાછો ઘેર ભણી જવા લાગ્યો, તે વારે નદ બોલ્યો કે તમે શીઘ્રપણે કેમ જાઓછો? શેઠે કહ્યુ ઘરે કામ છે, નદગોવાલીઆએ કહ્યુ કે મારા પુત્રને ઘેર મોકલો, તે તમારૂ કાર્ય કરી આવશે, તે સાભળી શેઠે કાગળ લખી આપ્યો ને કહ્યુ કે એ કાગળ મારા પુત્રને આપજે દામન્નક પણ કાગળ લઇ ચાલ્યો. વાટે આવતા થાકી ગયો, તે વારે ગામ નજીક કામદેવના દેહેરામા જઇ સુતો એવામા તેજ શેઠની વિષા એવે નામે પુત્રી છે, તે પણ ત્યાજ કામદેવની પૂજા કરવા આવી છે તેણે દામન્નક સુતલો દીઠો અને તેના અગરખાની કસે કાગળ બાધેલો દીઠો, તે લઇને વાચવા માડયો તેમા સ્વસ્તિશ્રી ગોકુલાત્ સમુદ્રદત્તયોગ્ય સાનદ લિખ્યતે એ દામન્નકને અપીત પાણીએ શીઘ્ર વિષ દેજો એમા કાઇ વિમાસણ કરશો નહિ એવો કાગળ વાચી કન્યાએ વિચાર્યું જે મારો પિતા કાગળ લખતા નિશ્ચે એક કાનો ચૂકી ગયો છે, કેમકે વિષા મારૂ નામ છે તે સ્થાનકે વિષ દેજો, એવુ ભૂલથી લખાઇ ગયું છે પછી આ

ખર્તુ કાજલ કાઢી સળીએ કરી કાગળ દઇ વિષને સ્થાનકે વિષા કરી પાછો કાગળ તેની કમ્મરમા બાંધીને કન્યા પોતાને ઘરે આવી પાછળથી દામન્નક પણ જાગ્યો, તે ચાલતો ચાલતો અનુક્રમે શેઠને ઘરે આવ્યો, પુત્રને કાગળ દીધો, તેણે કાગળ વાંચી તરત જ મહોત્સવપૂર્વક પોતાની બહેન વિષા તેને પરણાવી દીધી કેટલેક દિવસે સાગર દત્ત પણ ગોકુળથી ઘેર આવ્યો વાત સાભળી મનમા વિષાદ ઉપજ્યો અને ચિંતવવા લાગ્યો જે મે શુ વિચાર્યુ અને અહીં આ શુ નીપજ્યુ!

॥ यत ॥ अन्न चिंतिज्जइ अन्न हुइ, अन्न विन्वइ अन्न खाइ ।
ऊजालु ने गिर थया, गिरवासा ते जाइ ॥ १ ॥

તથાપિ હજી પણ ઉપાય તો કરૂ કે જેમ એ વિપત્તિ પામે એમ ચિંતવી શેઠ વળી ચાડાલને ઘેર ગયો અને કહ્યુ કે અરે પાપી ચાડાલ! આ તે શુ કર્યુ? જે તે દામન્નકને જીવતો મૂક્યો? પણ અદ્યાપિ જો આટલુ કામ કરે તો જેટલુ દ્રવ્ય તુ માગ તેટલુ હુ આપુ તે વારે ચાડાલ બોલ્યો કે હે સ્વામી! તમે દેખાડો, તેને હુ તમારી ઇચ્છા સફળ કરૂ? શેઠ સકેત દીધો કે સધ્યાની વખતે હુ જેને માતાને દેહરે મોકલુ, તેને હણજે એમ કહી ઘેર આવી શેઠ કહેવા લાગ્યો કે અરે મૂર્ખો! હજીસુધી તમે માતાની પૂજા નથી કીધી? કામ તો પૂજાથી સધાઇ ચડે તે સાભળી પુષ્પાદિકથી છાબ ભરી માતા પૂજવામાટે સધ્યા સમયે જ માણસને મોકલ્યો તેને માર્ગે જાતા રસ્તામા સાળો મળ્યો, તેણે પોતાના બનેવીને ત્યાજ ઉભો રાખ્યો અને પોતે માતા પૂજવા તેની પાસેથી છાબ લઇને ગયો તે જેટલે દેહેરામાહે પ્રવેશ કરેછે તેટલેજ ખડ્ગિલે તેને ખડ્ગે કરી મારી નાખ્યો તે વખત મહોટો કોલાહલ થયો લોકે ઓળખ્યો જે આ શેઠનો પુત્ર છે તે વાત શેઠે સાભળી શેઠને હૃદયફાટ દુખ થયુ તેથી મરણ પામ્યો પછી રાજાના આદેશથી દામન્નક ઘરનો ધણી થયો પુણ્યાનુસારે લક્ષ્મીવાન થયો સાત ક્ષેત્રે ધન વાવરવા લાગ્યો અને ત્રિવર્ગસાધન કરતો સુખમા રહેછે

એકદા કોઇ એક ભાટે આવીને દામન્નક આગળ ગાથા કહી તે આ પ્રમાણે —

तरंस न हरइ दुक्ख कयावि जस्सत्थि निम्मल पुण्ण ।
अण्णस्सत्थ दव्व, भुजइ अण्णो जणो जण ॥ १ ॥ इति ॥

એ ગાથા સાભળી દામન્નકે તે ભાટને ત્રણ લક્ષ દ્રવ્ય આપ્યુ, તે દેખી લોકોને મહોટો વિસ્મય ઉપજ્યો ત્યારે રાજાએ તેડી પૂછ્યુ કે એટલુ મોટુ દાન

તે કેમ દીધુ? તે વારે રાજા આગળ સર્વ પોતાની વાતની ઉત્પત્તિ કહી તે સાભળી રાજાએ દામન્નકને નગરશેઠ કર્યો અનુક્રમે દામન્નક દયાધર્મ આરાધી દેવલોકે ગયો, માટે હે ભવ્યજીવો! તમે દામન્નકની પેઠે દયાદાન દ્યો જેથી સુખશ્રેય પામો

## જીવદયા વિના બીજાં શુભ કાર્યની નિષ્ફળતા

*એક વખત એક ફકીર બાદશાહની હજુર આવી કહેવા લાગ્યો કે કોઇ મનુષ્ય સદા સહનશીલતા રાખે, અથવા પુષ્કળ દાન કે ઇનામ આપે અથવા સહસ્ર વાર સિજદા કે નીમાજ પઢે, પણ જો તે કોઇ જીવને પજવે કે હણે તો તેનું કરેલુ સર્વ શુભ કાર્ય નાશ પામેછે, એટલુજ નહિ પણ સાહેબ તેનાપર નાખુશીથી જુએછે

આ હકીકતઉપરથી બાદશાહે મુસલમાન તથા હિદુઓને એકસરખી રીતે ન્યાય આપવા રાજમહેલ પાસે એક થાભલો રોપાવી ત્યા મોટો ઘટ બધાવ્યો એટલે જેને ફરિયાદ કરવી હોય તે આ થાભલાએ લટકાવેલા ઘટનો અવાજ કરે, તેથી એ અવાજથી શાહના જાણવામા આવે કે કોઇ ફરિયાદી આવેલો છે આમ કરવાનું કારણ એ હતું કે કોઇ બિચારો બીનવસિલદાર ગરીબ નાહક કોઇ અન્યાયથી અમલદારના ત્રાસથી પીડાતો હોય તો તે ખુદ શાહના કાને પોતાના દુખની ફરિયાદ પહોચાડે તેમાટે આ અદલ ઘટ બાધેલો હતો ત્યા ગાય અરજ કરવાના કારણને લીધે પોતાનું શરીર તે સ્થભની સાથે ઘસવા લાગી જેથી સ્થભ હલ્યો અને ઘટ વાગ્યો એટલે શાહે જાણ્યુ કે, કોઇ ફરિયાદી દાદ મેળવવા આવ્યો છે, એમ જાણી બીરબલને કહ્યુ કે ઘટ બજાવનાર ફરિયાદીને ઉપર બોલાવો આ પ્રમાણે શાહનો હુકમ સાભળી બીરબલે ઉઠી ઝરુખાથી નીચે જોયું તો કોઇ ફરિયાદી નહોતો પણ ગાયમાતા ઉભેલી હતી, તેથી બીરબલે શાહને વિનવ્યું કે હજુર! કોઇ ફરિયાદી નથી, પણ હવાના જોરથી ઘટનો અવાજ થયો છે આટલુ બીરબલ બોલી રહ્યો એટલામા ફરી બીજો અવાજ થયો, તેથી શાહે બીરબલને હુકમ કર્યો કે—ઘટ કોણ બજાવેછે? ફરી બીરબલે જઇ જોયુ તો ગાય થાભલાની સાથે પોતાનું શરીર ઘસતી હતી તેથી શાહને કહ્યુ કે, ગરીબપરવર! ફરિયાદી કોઇ મનુષ્ય નથી, આટલો શબ્દ બોલવા જતા ફરી જોરથી ત્રીજો અવાજ થયો ત્યારે શાહે મનમા વિચાર્યું કે 'આજ દિવસસુધી કોઇ વખત હવાથી ઘટ વાગ્યો જાણ્યો કે જોયો નથી, છતા બીરબલ કહેછે કે, પવનના જોરથી ઘટ વાગેછે, એ કેવળ અસભવિત છે, કેમકે કોઇ ફરિયાદી તો હશે પણ શા કારણમાટે તેની દાદ મારે કાને ન પહોચાડવા આ પ્રમાણે બીરબલ

* બીરબલ બાદશાહમાંથી સાર.

પ્રયત્ન કરતો હશે? ” ધારૂછુ કે, વખતે કોઇ બીરબલને સતાવેલો ફરિયાદી આવ્યો હશે જથી બીરબલ પોતાનો શત્રુ સમજીને મને આમ સમજાવેછે પરતુ તેસબધી પછીથી બીરબલને પૂછવું યોગ્ય છે, આમ વિચાર કરેછે એટલામા તો ફરી ચોથીવાર ઘટ વાગ્યો તેથી જરા કોપ કટાક્ષ કરી કહ્યુ કે તમે બરાબર ધ્યાન આપી જોતા નથી, પણ આ ઘડી ઘડી કોણ ઘટ વગાડેછે તે જાણવા માગુછુ કેમકે મનુષ્યોના વગાડયા વગર પવનથી કોઇ વખત હાલેજ નહિ કદાચ હાલતો હોય તો, અગાડી કોઇ વખતે પણ કેમ હાલ્યો નથી? માટે બરોબર તપાસ કરી કહો કે કોણ ફરિયાદી છે? જ્યારે ફરી શાહના હુકમથી ઝરોખામા જઇ નિગાહ કરી તો તેજ ગાય ઘટના પાસે ઉભી હતી તેથી બીરબલે વિચાર્યું કે—હાલમા ગાયોનો વધ થાયછે, માટે તે ગાયમાતાનો વધ થતો અટકાવવા આ વખતે ઠીક પ્રસગ મળ્યો છે, જેથી યુક્તિ લડાવી હિદુઓના અત કરણ દુભાતા અને પવિત્ર પૂજ્ય ગોમાતાનું અસહ્ય સકટ બધ પાડુ આ પ્રમાણે વિચાર કરી શાહને કહ્યુ કે ઘટ વગાડનાર ફરિયાદણ એક માતા છે તેના ઉપર ઘણોજ જુલમ ગુજર્યો છે, જેથી આખમાથી આસુ વહેવરાવતી આપ હજુર આવી છે માટે જો હુકમ હોય તો નીચે જઇ તેની ફરિયાદનો સાર સમજી આવુ શાહે કહ્યુ કે તમે નીચે જઇ તે માતાને ઉપર લઇ આવો હુ જાતેજ તેની ફરિયાદ સાભળવા ચાહુછુ કે તેના ઉપર શુ જુલમ ગુજર્યો છે બીરબલ બોલ્યો કે આલમપનાહ! આપ આ ઝરોખાથી નેકનજરથી એ માતાને જોઇ લ્યો કેમકે તે પોતાની વૃદ્ધાવસ્થાના સબબથી ઉપર આવી શકે તેમ નથી, શાહ બોલ્યો ખેર જો તે અહિયા ન આવી શકે તો હુ તેને ઝરોખામાથીજ જોઇ લઇશ અને તમે નીચે જઇ તેનો વૃત્તાત પૂરેપૂરી રીતે જાણી આવો પછી શાહે વિચાર્યું કે બીરબલ પ્રથમ તો કેટલા વખતસુધી ઘટ વાગવાનું કારણજ બનાવતો ન હતો, જ્યારે જરા હુ ગુસ્સે થયો ત્યારે બતાવ્યુ કે એક માતા ફરિયાદ કરેછે, જથી કાઇક આ વાતમા વખતે ભેદ હોય એવી શકા રહેછે માટે બીરબલના જાણુવામા ન આવે તેમ ઝરોખામાથી બીરબલ નીચે જઈ શુ કરેછે તે જાણવું જોઇએ. એમ વિચારી ગુપ્તરીતે ઝરોખામા જઇ શાહ જોવા લાગ્યો તો એક ગાય ઝરોખા સામુ મોહુ કરી આસુ વહેવરાવતી જોઇ રહી હતી અને તેના શરીરઉપર કોઇએ માર માર્યો હતો તેવા નીશાનો પણ જણાયા આ પ્રમાણે ગાયમાતાની હાલત જોઇ શાહ પોતાના મનસાથે કહેવા લાગ્યો કે અહા! શુ ખુદાની કુદરત છે કે એક જાનવરને પણ આટલી બધી સમજશક્તિ આપી છે કે જ્યાસુધી મે એના તરફ જોયુ નહોતુ ત્યાસુધી ઘટ હલાવતી હતી પણ જ્યારે મે આવી તપાસ કર્યા ત્યારે સામુ જોઇ આસુ પાડેછે વાહ! ખુદાની કુદરત ખુદાજ જાણેછે પરતુ હવે જોઇએ કે બીરબલ એની પાસે જઇ શુ કરેછે? એમ વિચારી શાહ ગુપ્ત રીતે ચારિત્ર

જુવેછે કે બીરબલ ગાયની પાસે જઇ ગાયના મુખ પાને પોતાનું મ્હોડુ રાખી જેમ કાંઇ વાત સાભળતો હોય તેમ ઉભો અને ગાય સ્વાભાવિકપણે પોતાનું મુખ હલાવતી હતી તેથી જણાતું હતું કે કાંઇ મભળાવેછે એમ ઉભી રહેલી છે ફરી બીરબલે પોતાનો કાન ગાયના મુખ આગળ રાખી પોતે માથુ હલાવ્યા કરતો જાણે હા હા કરતો હતો, તે પછી બીરબલ ફરી ગાયના કાનપાસે મુખ રાખી જાણે કાનમા વાત કહી હોય તેવો ભાવ બતાવી શાહુની પાસે ગયો એટલે શાહુ અજાણ્યો થઇ પૂછવા લાગ્યો કે બીરબલ માતાજીએ શું કહ્યુ? બીરબલ બોલ્યો કે—જહાપનાહ! માતાજી એમ કહેછે કે—

'હુ આપને દ્વારે આવી છુ માટે ઇન્સાફ આપવો જોઇએ અમે ગરીબ પશુ છીએ તેની અરજ સાભળવી યોગ્ય છે, વળી મે સાભળ્યું છે કે, આપ સર્વની ફરિયાદ સાભળો છો જેથી મને ન્યાય મળવો જોઇએ કે, અમને હિંદુઓના રાજ્યમા કોઇ મારતું નહોતું અને માતાસમાન પૂજ્ય ગણતા હતા, જો કે પહેલા યવન લોકો પણ મારતા નહોતા પણ હિંદુસ્તાનમાં આવ્યા પછી શા કારણથી ખીજવાઇ મારવા લાગ્યા છે એ સમજાતું નથી અત્યારસુધી અમે યવનોનું કશુ બગાડયું નથી છતા એ શામાટે અમારો વધ કરેછે એ જાણવાનું છે અમો વનમા ફરી ઘાસ ચરી પોતાનું પેટ ભરીએ છીએ વળી અમો કોઇની પાસે ખાવાનું માગતા નથી અને માતાની સમાન ઘેર બેઠે મીઠુ દૂધ પાઇએ છીએ, જેથી શું નેકીને બદલે ગરદન કાપવી એજ યોગ્ય છે? વિના ગુન્હે મરીએ છીએ, છતા કોઇ પણ અમોને અસહ્ય દુઃખથી છોડાવતુ નથી, તેમ ન્યાય પણ કોઇ કરતુ નથી ત્યારે અમારે શુ કરવુ? માત્ર જો અમારી વ્હારે ચઢનાર જોઇએ તો એક તમો શાહ છો માટે દાદ સાભળી રક્ષણ કરો.

આ પ્રમાણે ગોમાતાની ફરિયાદ છે, હવે જેમ જહાપનાહની મરજી હોય તેમ કરવા સરકાર ધણી છો

આવા પ્રકારનુ બીરબલનુ બોલવુ સાભળી શાહ ઘણોજ ખુશી થયો અને હુકમ કર્યો કે હાલ તો ગોમાતાને આપણી ગોશાળામા મોકલો અને કચેરીના સમયે કચેરીમા લાવી તેના દુખનિવારણમાટે યોગ્ય રચના કરીશુ

ત્યાર પછી બીરબલે તે ગાયને ગોશાળામા સીપાઇસાથે મોકલાવી દીધી અને જ્યારે કચેરી ભરાઈ ત્યારે પુન ગોમાતાને ત્યા મગાવી ઉભી રખાવી, તે જોઈ શાહ-બોલ્યો કે આ ગાયે કાન ઉભા કરીને શામાટે જોડ્યા છે

ગાયના બારીસ્દરતરીકે બીરબલે ખુલાસો કર્યો કે જેમ સત લોકો સદા જગત્ના જીવોનું કલ્યાણ કરેછે તેમ ગાઇ માતા પણ હિંદુ, મુસલમાન,

પારસી કે કસાઇ ગમે તે હો, પરન્તુ શત્રુ-કિંવા મિત્રને સમાન રીતે મીઠું દૂધ, દહીં, ઘી, માખણ અને છાશ વિગેરે ઉત્તમ પદાર્થો આપી અમૂલ્ય જીવના આધારભૂત બનેછે વળી તેના સંતાનો-બળદ ખેતીના કામમા પૂર્ણ મદદ આપી અનાજ ફળફુલને ઉત્પન્ન કરેછે, ગાડીગાડાનો ભાર સહન કરી વિકટ પંથને કાપી પોતાના બાંધવોની ધારણા પાર પાડેછે અને આખી જીંદગી પર્યન્ત સેવા બજાવેછે એટલુંજ નહિ પણ મુવા પછી પોતાના ચામડાપર્યન્તથી તમામના પગનું રક્ષણ કરી અમૂલ્ય સેવા બજાવેછે છતા તેવી હિતકારી ગોમાતાની કુરબાની કરવામા આવેછે એ ખરેખર મહા શોકજનક પ્રકાર છે જો એ ગાયનો વધ થવો બંધ થાય તો હિંદમા હિંદુ-મુસલમાનોવચ્ચે જે વખતોવખત તકરાર અને ઘોર યુદ્ધ થાયછે તે થતા બંધ પડે અને હિંદુ-મુસલમાનો વચ્ચે અત્યંત પ્યાર વધે એમા જરા પણ શક નથી

આ પ્રમાણે હાથને બદલે કાન જોડીને આપને અરજ નિવેદન કરેછે

આવી પ્રતવ્યને સાંભળી યુષ્ટિ ત્યા બેઠેલા પંડિત જગન્નાથ, દીવાન ટોડરમલ, અબુલફજલ વિગેરે નવ રત્નોએ આપવાથી શાહે ગોવધ રાજ્યમા બંધ કરાવ્યો, જેથી હિંદુ તથા મુસલમાનવચ્ચે એકસંપી વધવા લાગી તથા ખેતીવાડીનુ બળદ સાધન હોવાથી બળદનુ પણ રક્ષણ થવાથી ઉત્તમ પ્રકારના ફળફુલ પૃથ્વી આપવા લાગી અને ગોવધ અટકવાથી રાજ્યની સ્થિરતાનો પાયો સારો નખાયો અને ઢંઢેરો પીટાવી જાહેર કર્યુ કે આજથી જે કોઇ ગાય કે બળદનો વધ કરશે તેના હાથ અને મદદ કરનારની આંગળીઓ કપાવી નાખવામા આવશે

ઉપરની મતલબ જ્યારે દેશમા બહાર પડી ત્યારે અકબરશાહ હિંદુઓને વધારે પ્રિય થઇ પડયો

* પ્રયત્નની વિકટતાથી હારી જતા હૃદયને ધૈર્ય તથા શૌર્ય આપવું, એ વગેરે કાર્ય શ્રીસદ્‌ગુરુનું છે એજ એમની કૃપા છે અને આપેલા ઉપદેશાનુસાર વર્તન કરવું, એ કાર્ય શિષ્યનું છે તેથી ચિતિશક્તિના સર્વ પ્રાણીઉપર પ્રેમ કરવાના ધર્મને પ્રયત્નપૂર્વક હૃદયમા સેવો દુષ્ટોઉપર પણ અપ્રીતિ ન કરો સર્વમા સર્વાત્મભાવ કરો ચિતિશક્તિઉપર તમારો અત્યંત પ્રેમ, ચિતિશક્તિઉપર તમારી અનન્ય ભક્તિ ત્યારેજ યથાર્થ ગણાયછે કે જ્યારે તમે જ્યા જ્યા ચિતિશક્તિની સત્તા છે, ત્યા ત્યા અપૂર્વ પ્રેમ દર્શાવોછો બીજા પ્રાણીઓના હૃદયમા રહેલી ચિતિશક્તિની અવગણના કરી તમે તેમનો દ્વેષ કરોછો, તેમના ઉપર ક્રોધ કરોછો, તેમનું અકલ્યાણ ઇચ્છોછો અને કરોછો, તો તમારો ચિતિશક્તિઉપર પ્રેમ થયોજ નથી તમારામા ભક્તિ પ્રકટી નથી

* અધ્યાત્મ બલપોષક ગ્રંથમાળા પ્રથમ અક્ષ

તમે ચિતિશક્તિને ઓળખતાજ નથી ચિતિશક્તિને જેવા તમે પ્રિય છો, તેવું આખુ જગત્-તુચ્છમા તુચ્છ કીટથી તે બ્રહ્મપર્યંતના સર્વ-પ્રિય છે અને તેથી જેમ ચિતિશક્તિ કોઇનું પણ અહિત ઇચ્છતી નથી તથા કરતી નથી, તેમ તમે પણ જ્યારે કોઇનું પણ અહિત ઇચ્છતા નથી તથા કરતા નથી, ત્યારેજ તમે ચિતિશક્તિમય થવાને, ચિતિશક્તિનું સર્વ સામર્થ્ય તમારામા અનુભવવાને યોગ્ય થાઓછો ચિતિશક્તિ જે નિયમે વર્તેછે, તે નિયમોને અનુકૂળ વર્ત્યા વિના, ચિતિશક્તિનું સામર્થ્ય જે સર્વજ્ઞત્વ તથા સર્વશક્તિમત્ત્વ, તે તમારામા પ્રકટવાના નથી નદીનો પ્રબળ પ્રવાહ જે દિશામા વહેતો હોય તે દિશામા નૌકાને હાકનારનેજ નદીના પ્રવાહનું બળ સાહાય્ય કરેછે તેથી વિરૂદ્ધ દિશામા હાકનારને તે પ્રબળ પ્રવાહ પ્રતિક્ષણે અડચણ કરેછે, તેજ પ્રમાણે ચિતિશક્તિનો પ્રેમનો પ્રવાહ જે દિશામા વહેછે, તે દિશામા પોતાના પ્રેમના પ્રવાહને વહેવડાવનાર મનુષ્યનેજ ચિતિશક્તિનું અગાધ સામર્થ્ય પ્રતિક્ષણે સાહાય્ય કરેછે તેથી વિરૂદ્ધ વર્તનારને તે સર્વદા અડચણજ કરેછે આથી કરીને પ્રત્યેક પ્રાણીનું ખરા અ ત કરણથી નિરતર હિત ઇચ્છવુ તથા યથાશક્તિ કરવુ, એજ ચિતિશક્તિની યથાર્થ ભક્તિને સૂચવનાર ચિહ્ન છે અપકાર કરનાર પ્રતિ પણ જેઓ પરમ પ્રેમ દર્શાવતા નથી, પરતુ તેનું અહિત કરવા તત્પર થાયછે, તેઓ ચિતિશક્તિના અલૌકિક સામર્થ્યને કદી પણ પ્રાપ્ત કરતા નથી અને જે લૌકિક સામર્થ્ય તેમને પ્રાપ્ત હોયછે તે પણ તેઓ ક્રમે ક્રમે ખુએછે

કોઇ પણ આપણું અહિત કરે, કોઇ આપણાપ્રતિ શઠતા વાપરે તો તેનું આપણે અહિત ન કરવુ? શઠપ્રતિ શાઠ્ય એ વચનાનુસાર તેના પ્રતિ શઠતા ન વાપરવી? કોઇ ધોલ મારી જાય, કોઇ તમાચો મારી જાય, કોઇ આપણાપ્રતિ પ્રપચ રચી જાય, આ સઘળુ શું સહન કરવુ? આવા શઠોપ્રતિ, આવા દુષ્ટોપ્રતિ શુ પ્રેમ કરવો? તેમને શુ શિક્ષા ન કરવી? ઉત્તરમા સ્પષ્ટપણે કહેવાનું કે શઠના પ્રતિ શઠતા નહિજ કરવી દુષ્ટના પ્રતિ દુષ્ટતા નહિજ યોજવી, અહિત કરનારનુ અહિત કરવા નહિજ પ્રવૃત્ત થવુ ચિતિશક્તિનો વિશુદ્ધ પ્રેમ દુષ્ટો તથા શઠો સર્વના પ્રતિ ઉદારપણે યોજવો તમે ઉત્તમ પ્રકારના અધ્યાત્મ બળની ઇચ્છાવાળા સાધક છો, ચિતિશક્તિમય થવાની અભિલાષાવાળા છો, તો તે દુષ્ટોપ્રતિ પણ પ્રેમ યોજતા જરા પણ સકોચાઓ નહિ 'પણ એથી વ્યવહારમા હાનિ થશે, દુષ્ટો આપણાઉપર ફાવી જઇ આપણા માથાના બાળ પણ રહેવા નહિ દે તેનું કેમ?' આ શકા જો તમને ઉઠની હોય તો જણાવવાનું કે તમે ચિતિશક્તિના સામર્થ્યને જાણતા નથી ચિતિશક્તિના લક્ષણોને હૃદયમા પ્રકટાવનારનો વ્યવહાર કોઇ પણ કાળે બગડ્યો નથી, બગડતો નથી અને બગડવાનો સભવ નથી જેમ ઉધેઇ અગ્નિને ખાઇ જવા સમર્થ ન [illegible] ન્ ચિતિશક્તિના સ્વરૂપ લક્ષણોને હૃદયમા

પ્રગટાવનાર વ્યવહારને હાનિ કરવા ત્રિભુવનમા કોઇ સમર્થ નથી આ વિશુદ્ધ પ્રેમને સેવનાર પુરૂષને ત્રિભુવન અધીન છે, તો એક ક્ષુદ્રવ્યવહાર સુખઉપર તેનું સ્વામિત્વ હોય એમા તો કહેવુજ શું હતું? આવા વિશુદ્ધ પ્રેમવાળા પુરૂષના સન્મુખ થતા દુષ્ટોની દુષ્ટતા અને શઠોનું શાઠ્ય તત્કાળ છૂટી જાયછે સિંહ તથા વ્યાઘ્રાદિ હિંસ્ર પશુઓ પણ મહા પુરૂષોના નિવાસ પ્રદેશમા પોતાનો હિંસ્ર સ્વભાવ પરિત્યજેછે, એ તમે શ્રવણ નથી કર્યું? અહિંસા સે વનારપ્રતિ અર્થાત્ મન, વાણી તથા કાયાથી ભૂતમાત્રનું હિત ઇચ્છનારપ્રતિ અને કોઇનુ પણ અહિત ન સાધનારપ્રતિ ભૂતમાત્રની વૈરબુદ્ધિ છૂટી જાયછે એ શું યોગશાસ્ત્ર ડિંડિમ વગાડીને નથી કહેતું? તો પછી આવી મિથ્યા શંકા શામાટે કરોછો? શઠની પ્રતિ શઠતા વાપરવાથી તમારો વ્યવહાર સુધરેછે તથા તેનું રક્ષણ થાયછે, એમ જો તમે માનતા હો તો તે તમારૂ માનવું અજ્ઞાનમૂલક છે વ્યવહારસુખ કે પરમાર્થસુખ—ગમે તે પ્રકારનુ સુખ—ચિતિશક્તિમાથીજ પ્રકટેછે તેથી કરીને ચિતિશક્તિના નિયમોને અનુકૂળ વર્તનાર સર્વદા સુખનેજ અનુભવેછે, એમા લેશ પણ સશય નથી

વ્યવહારમા જેના તેના ધપ્પા ખાવા, કીડાની પેઠે જેના તેના પગતળે વગર ઓચ્યે દબાવું એવો આ ઉપરથી ભાવ ગ્રહણ કરવાનો નથી તમે શુદ્ધ ચિતિશક્તિ છો, ઉત્કૃષ્ટથી પણ ઉત્કૃષ્ટ છો તમને દૂબાવાનું કે ધપ્પા ખાવાનું કોઇ કહેતું નથી માકડ કરડે તો તેને પથારીમાથી પકડીને ફેંકી ન દેવાનું કે મચ્છર કરડે તો તેને કરડવા દેવાનું આમા કહ્યુ નથી જે કહ્યુ છે તે એજ કે માકડ કરડે તો તેના ઉપર ક્રોધ કરી ઘણા જેમ તેને ભોયસાથે ઘસી નાખેછે કે ચ્યાસલેટમા નાખી મારી નાખેછે અથવા મચ્છર કરડે તો તેને ટપલી મારી જેમ ઘણા તેના જીવનનો લય કરેછે, તેવી ક્રોધવૃત્તિ કોઇ તમારૂ ગમે તેટલુ અહિત કરે તોપણ ન કરો તમારૂ સ્વરક્ષણ ઉત્તમ પ્રકારે કરો પરતુ તેમ કરતા અન્યના ઉપર દ્વેષ કરી તેને હાનિ કરવા પ્રયત્ન ન કરો શત્રુપ્રતિ પણ પ્રેમનોજ પ્રવાહ ચલાવો, તેનું શુભ ઇચ્છો અને તેનું કલ્યાણ કરવુ તમારા સ્વાધીનમા હોય તો જેમ દુરાચારી કુપુત્રનુ પણ માતા પ્રેમથી હિત કરેછે અને તેના સર્વ દોષ વિસરી જાયછે, તેમ વિશુદ્ધ પ્રેમથી દુષ્ટોનુ પણ હિત ઇચ્છો તથા કરો

ઉપની ભલામણથી સિદ્ધ થાયછે કે કોઇ મનુષ્યને પીડવું નહિ એ વાત તો એક બાજુઉપર રહી પણ કોઇ પશુને પણ પીડવું નહિ કારણકે ઘણા મનુષ્યનુ નિર્વાહનું સાધન પશુના દૂધ-દહીંમા છે

*પૂર્વના મહર્ષિઓએ એમ નક્કી જાણેલ હોવુ જોઇએ કે ખેતીવાડીની અને દેશની તેમજ શરીરસપત્તિની આબાદીનું કારણ ગાય છે લોકો ગાયનું

* જૈન પત્ર પુસ્તક ૧૨ મુ—અક ૮ મો

સરક્ષણ કરતા શીખે તેને માટે ગાયનું માહાત્મ્ય અનેક રીતે વર્ણવી એટલી બધી પરાકાષ્ઠાએ પહોચાડી દીધુ કે તેના રક્ષણમા ધર્મ અને વિનાશમા પાપ સુદઢપણે મનાઇ ગયુ ત્યારે બીજીતરફથી ધર્મદ્વેષ યવનો વિગેરેમા ઉત્પન્ન થયો જેથી તેઓ આર્યોની લાગણી કેમ દુખાય તેને માટે નિરર્થક-બીન જરૂરીઆત છતા ગાયનો વધ કરવા લાગ્યા સૂવર ક્ષત્રીઓને વધ્ય સ્વીકારાયો કારણકે ખેતીવાડીને નુકશાનકર્ત્તા સૂવર અને મૃગ હોવાથી તેઓનો શિકાર એ રજપૂતોનો ધર્મ મનાયો બકરાઓ અને ઘેટાઓની કુદરતી ઉત્પત્તિ વિશેષ હોવાથી તેમજ બકરી કિંચિત્ ઉપયોગી સમજાણી બકરાઓ કાઇ પણ ઉપયોગના ન હોવાથી નિરૂપયોગી મનાણા જેથી યજ્ઞાદિમા તેને હોમવા એ કર્ત્તવ્ય મનાણું આપણે જોઇશુ તો સમજાશે કે જે જાતની વિશેષ ઉત્પત્તિ હોયછે તે જાત હિંદુ-મુસલમાન દરેકને ભક્ષ્ય સર્વ સાધારણ મનાયછે, તેવી સ્થિતિ બકરાઓ, કુકડાઓ, માછલાઓ વિગેરેને માટે જોવામા આવેછે આ બધા વિધિ પ્રતિષેધના નિયમો જુદા જુદા ધર્મવાળાઓ તરફથી ધર્મ અધર્મના નામે સ્વીકારવામા આવ્યા છે તેના બદલામા જો તેવા જાનવરોથી ઐહિક ફાયદા-ગેરફાયદા માત્ર સમજાવવામા આવ્યા હોત તો તેજ વાત સર્વ માન્ય થઇ પડત કલહ અને વિરોધના પ્રત્યાઘાત જો થયા હોય તો તે એક-બીજાના ધર્મદ્વેષને લઇને થયેલા છે એટલે કે પોતાના હિતતરફ પણ ત્યા કેટલાએકની દૃષ્ટિ ખેચાણી નથી દાખલાતરીકે ખેતીવાડીની આબાદીઉપર દેશની આબાદીનો આધાર છે અને દેશની આબાદીથી રાજા તથા પ્રજાની આબાદીનો આધાર છે હિંદુ અને મુસલમાનો બન્ને એમ તો સ્વીકારતા હોવાજ જોઇએ કે ગાયથી ઉત્પન્ન થયેલા વાછડાથીજ ખેતીની આબાદી છે એમા બે મત કોઇના પણ નજ હોઇ શકે છતા એકબીજાથી વિરોધી વર્તન દેખાયછે તે માત્ર ધર્મના નામથીજ છે

આજ રીતે જૈન થીયરી તપાસીએ તો ઉડા હેતુ તેમા પણ તેવાજ માલુમ પડશે

પણ એકબીજાના ધર્મની લાગણી દુખાવવી, એકે જેનો પ્રતિષેધ કર્યો, બીજાએ તે સ્વીકાર્યો એજ ધર્મીપણુ છે એવા અજ્ઞાને ઘણા અણસમજુ વર્ગમા ઉડી જડ ઘાલી દીધી છે દાખલાતરીકે હિંદુ અને ઇસ્માલી ધર્મવાળાના ઘણા નિયમો જોઇશુ તો એકબીજાથી વિરોધીજ માલુમ પડશે હિંદુ-ધર્મમા પણ તેવીજ મૂર્ખાઇ ક્વચિત્ કત્રચિત્ જોવામા આવેછે જૈનોએ જ્યારે કંદમૂળભક્ષણ અને રાત્રિભોજનનો ત્યાગ સ્વીકાર્યો, ત્યારે બીજા ધર્મબંધુઓએ ખાસ ઉપવાસમા કંદમૂળજ ફલાહારતરીકે સ્વીકાર્યા રાત્રિભોજનમાટે પણ ખાસ રાત્રેજ જમવાનો નિયમ રાખ્યા જઓમાના ઘણી વાર તે વાતને નિંદ્ય માનેછે છતા પોતાની રૂઢી મૂકી શકતા નથી અને જેઓ કેટલાએક રાત્રિભોજનના અને કંદમૂળભક્ષણના ત્યાગી નીકળેછે, તેઓની તેજ ધર્મવાળા મશ્કરી કરેછે,

આ મૂર્ખાઇ નહિ તો બીજુ શુ? દેવી પથીઓએ જીવહિંસા દેવીને નિમિત્તે કરવામા પાપ માન્યુ નથી, તેઓ માસભક્ષણ કરેછે, મદિરાપાન કરેછે છતા પોતાને ધર્મી કહેવરાવેછે કેટલાએક ભૂદેવો વિજયાદશમીને દિવસે અજ્ઞાની રાજાઓતરફથી પાડા મારવામા આવેછે ત્યારે તે મરનાર પાડાની તે વખતે પૂજા કરાવેછે અને જે તરવાર પાડાની ગરદનઉપર ફરવાની હોયછે તે તરવારની પૂજા પણ બ્રાહ્મણોજ કરાવેછે દુનિયામા હિંસાનો મોટામા મોટો ફેલાવો જો થયો હોય તો બ્રાહ્મણોથીજ થયેલો છે એમ કહેવામા કાઇ પણ આચકો ખાવા જેવુ નથી યજ્ઞના નામે દેવીપૂજનના નામે અને એવા બીજા કેટલાક ધર્મના બહાનાહેઠળ જીવોને હણવાની કપોળ કલ્પિત વાર્તાઓથી ભરેલા પુરાણો રચવામા આવ્યા અને તેનુ શ્રવણ ભક્તોની આગળ ભૂદેવોજ કરાવવા લાગ્યા

બાહ્યક્રિયા શારીરાદિકની ગમે તેટલી શુદ્ધ દયામય હોય પણ પરિણામની વિશુદ્ધિનો અભાવ હોય તો તે હિંસા વિનાનો કહી શકાય નહિ માનસિક વૃત્તિઉપર હિંસા–અહિંસાનો આધાર લટકી રહેછે, તો જેઓ હાલમા ‘ અહિંસા પરમો ધર્મ ”ના પોકાર કરનારાઓ અને તદ્દન્ તુચ્છ બીજા જીવોને બચાવતા તન, મન અને ધનનો એક દેશીય ઉપયોગ કરનારા હોયછે, તેઓ બીજી રીતે કેટલી મોટી ભૂલો કરેછે અને પોતે હિંસાના ભાગી બનેછે, તે તેના પ્રસરના જ્ઞાનની ગેરહાજરીને લઇને સમજી શકતા નથી પ્રત્યક્ષ ઘણી વખતે આપણે જોઇએ છીએ તો તેવા જીવદયાપ્રતિપાળકો ભાષા અસત્ય બોલેછે વિશ્વાસઘાત કરેછે અને પ્રપચ, છળ, કપટને તો પોતાની કુશળતા માનેછે, વેપારમા અનેક રીતે દેખીતા સાહુકારો બની પરધન હરણ કરેછે પોતાના ફાયદામા બીજાને ગમે તેટલી નુકશાનીનો ભોગ આપવા તેમા તેઓ નિ શક નિડરપણે વર્તે છે આ શુ કહેવાય? બીજા સામાન્ય જીવોને બચાવી મનુષ્ય જાતપ્રત્યે તેઓ કેવા નિર્દય બનેછે એ આ ઉપરના લખાણથી સમજી શકાશે તો એવાઓ અહિંસા પરમો ધર્મ એ શબ્દની વ્યાખ્યાને લાયક ભિક્ષુક ગણી શકાય નહિ

મનુષ્યદયાના સબધમા બહુ મદતા રહેછે અને કાઇપણ તેતરફ લક્ષ ખેચાતુ હોય તો તે વિવેકપૂર્વક તો નહિજ ગણી શકાય એક દુખી માણસને દશ રૂપીઆ આપી દઇએ તેના કરતા તે પોતે દશ રૂપીઆ કમાઇ શકે તેવો બનાવીએ તો વધારે ઉત્તમ ગણાય જ્ઞાનશાળાઓ, છાત્રશાળાઓ અને પાણીના પરબો વિગેરે જરૂર છે તેના કરતા મહસગણી ઉદ્યોગશાળા, હુન્નરશાળા અને વિજ્ઞાનશાળાઓની જરૂર પાશ્ચાત્ય દેશના લોકો મનુષ્ય દયાને વધારે માન આપેછે એમ આપણ પ્રશસીએ છીએ, પણ તેના કરતા ભારતવર્ષના મનુષ્યોના પ્રાચીન રીતરીવાજો વધારે ઉત્તમ છે એમ માન્યા વિના નહિ ચાલે કેમકે મનુષ્યપ્રેમ, કુટુબપ્રેમ, જ્ઞાતિપ્રેમ અને વાત્સલ્ય

આર્યાવર્તના મનુષ્યોને વારસામા મળેલ છે તે કરતા વિપરીત પાશ્ચાત્ય દેશીઓની સ્થિતિ છે અને તેને લઇનેજ ઘણા નિરાધાર દુ ખી મનુષ્યો તે દેશમા દેખાયછે જેને લઇને મનુષ્યોને સુખી કરવા તેમનું વલણ અને તેવી સસ્થાઓ ત્યા વધારે નજરે પડેછે હવે દયાના પ્રકાર સમજીએ

એક દુ ખી માણસને આજીવિકાને રસ્તે ચઢાવીએ એ શુ દયા નથી? માદા માણસને માટે આરોગ્યભવનો બાધવામા આવે એ શુ દયા નથી? દુર્વ્યસનમા સપડાતા મનુષ્યોને સુધારવા અને તેઓને સારે રસ્તે લગાડવા એ શુ દયા નથી? એક માણસની કોઇ જાતની ભૂલ થઇ હોય તો જે કારણથી ભૂલ થઇ હોય તે કારણુ સુધારી આપી તેને ભૂલ વિનાનો બનાવીએ એ શુ દયા નથી? એક માણસ બીજા માણસસાથે વેર બાધીને બેઠો હોય તેઓનું સમાધાન કરી આપી મિત્રો બનાવીએ એ શુ દયા નથી? દુનિયામા નિદકોની બીકથી જેઓ લજ્જાને વશ થઇ પોતાના પ્રાણનો અકાળ ત્યાગ કરેછે તેવી નિદાથી રહિત થવુ એ શુ દયા નથી? ખરી રીતે જો દયા મનુષ્યોમા ઉદ્ભવી હોય અને દયાનુ સ્વરૂપ સમજાવ્યુ હોય તો દુનિયામા થતા ક્લેશ, કકાસ, કુસ પ, ખુન, લડાઇઓ અને બીજા એવા દુષ્કૃત્યો હયાતી ધરાવેજ નહિ, માટે અહિસા પરમો ધર્મ એ સર્વોત્તમ સૂત્રનું રહસ્ય સમજાયુંજ નથી તેને લઇને આપણે જગતમા અવ્યવસ્થા જોઇએ છીએ.

અહિસાને પરમ ધર્મનું એટલે સર્વોત્કૃષ્ટ ધર્મનુ જે બીરૂદ આપવામા આવ્યુ છે તે સહેતુ, સત્ અને તે પણ પૂર્ણ સત્ છે એમ દરેકને સ્વીકારવુ પડશે કેમકે વિચારતા સમજાયછે કે બીજા જુદા જુદા ધર્મોમા ધર્મના જે જે અનુષ્ઠાન બતાવવામા આવ્યા છે તે દરેક અહિસા ધર્મને પ્રાપ્ત કરવાને માટે અને પ્રાપ્ત થયેલને સુરક્ષિતપણે રાખવાને માટેજ કર્તવ્યરૂપે ફરમાવવામા આવેલ છે એના આપણે કેટલાએક સર્વમાન્ય દાખલાઓ લઇએ જેમકે દાન આપવુ એ ધર્મ સર્વમાન્ય છે અને તે દાનશબ્દ દયાનુંજ પ્રતિપાદન કરેછે પરોપકાર કરવો એ કાર્ય પણ દયાનેજ પુષ્ટિ આપેછે સત્ય બોલવું, ચોરી ન કરવી, બ્રહ્મચર્ય, પરિગ્રહઉપરથી મમત્વ અથવા લોલુપતા ત્યાગવી એ દરેક વ્રત-નિયમો દયાનેજ ખાતર નિર્માયેલા છે, અહિસા પરમો ધર્મ એ વાક્યનો વધારે ઉચ્ચ કોટીએ અર્થ કરીએ તો એમ પણ થઇ શકે કે પરમ ધર્મ એટલે (ઉત્કૃષ્ટમા ઉત્કૃષ્ટ ધર્મ) આત્મધર્મને પ્રાપ્ત કરવો હોય તો તે અહિસાથીજ થાયછે અત્રસુધીમા આપણે પરહિસાના ત્યાગનુંજ સમર્થન કરેલુ છે જો કે અવાતરે પરહિસાના ત્યાગમા સ્વદયા ઉપર ઉપરથી આવી જાયછે પણ વધારે સ્પષ્ટીકરણ કરવામાટે લખવું પડેછે કે આત્મદયા એટલે કે આત્માની અહિસાને મેળવવી એજ ઉત્કૃષ્ટ ધર્મ છે જ્યાસુધી જીવને જન્મવુ મરવું રહેલ છે ત્યાસુધી જીવની દરેક ગતિમા મરણાતે હિસા થાયછે, તો જીવે એવા શુદ્ધ સ્વરૂપમા ઉપસ્થિત થવુ જોઇએ કે કર્મ અથવા

તો સસ્કાર નજ લાગી શકે સસારમા પરિભ્રમણ જે કર્મઉપાધિથી જીવનુ નહિમ
થાયછે તે કર્મબધથી જીવને તદન દૂર રાખયો એ સ્વ અહિસા છે અને
તેથીજ પ્રાતે અજરામરપદને મોક્ષપદ જ્યા મરવુ નથી અને જ્યા જરા નથી,
જન્મ નથી એવુ અક્ષય સુખ તે આત્મા મેળવ તો અહિસાથી પરમ ધમ
એટલે મોક્ષધર્મ અથવા તો કવલ્ય જ્ઞાનપૂર્વક શુદ્ધ આત્મધર્મ પ્રાપ્ત કરવો તે
પરમ ધર્મ કહેવાય અને તે ધમ સ્વપર હિસાના ત્યાગથીજ મેળવી શ
કાયછે

અહી સ્વહિસા ત્યાગ એ દ્રવ્યહિસા—બાહ્યહિસા ન સમજવી પણ
ભાવહિસા જે ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ એ અતરન રિપુથી આત્મામા
મલિનતાનુ થવુ તે સ્વહિસા છે અને તેવી હિસા પૂર્વોક્ત ષડ્રિપુનો ત્યાગ
કરવાથીજ દૂર થાયછે અને તે દૂર થયેથી અનુક્રમે આત્મસ્વરૂપ પ્રાપ્ત થાયછે
અને તેથીજ અહિસા પરમો ધર્મ એ વાક્યની સર્વોત્કૃષ્ટ સાથકતા ઉપસ્થિત
થાયછે તો તેવી અહિસાથી આત્મધર્મ પ્રાપ્ત થાઓ અને એવા કર્તવ્ય
પરાયણ આપણે બનીએ એ આ લેખનો ઉદ્દેશ છે

*અમેરિકાના યુનાઇટેડ સ્ટેટના પ્રેસીડેટ અબ્રાહામ લિકન પોતાની એ
ફીસમા જતા રસ્તામા એક ડુક્કર કાદવમા ખુચી ગયેલ ને નીકળી શકે નહિ તેને
જોઇ તેની પાસે જઇ પોતાના ગારાવાળા લુગડા થાય તેની દરકાર નહિ કરતા
ડુક્કરને બચાવ્યુ ઓફીસના માણસો ગારાવાળા લુગડાનુ કારણ જાણી સ્તુતિ
કરવા લાગ્યા કે આપ દયાળુ છો તેના જવાબમા કીધુ કે વ્યર્થ સ્તુતિ
કરશો નહિ તે ડુક્કરના દુખથી મારા હૃદયપર દુખની અસર થઇ અને તે
દૂર કરવાને માટે મે તે ડુક્કરને બહાર કાઢયુ

જો આ પ્રમાણે અનાય છતા પ્રાણીઉપર દયા બતાવેછે તો આય પ્રજાએ
આત્મહિત સાધવામાટે દયાસબધી ખાસ ધ્યાન રાખવાનુ છે વળી તે પ્રમાણે
મનની લાગણીમા અપવિત્ર વિચારો ક્યારે લાવવા નહિ કારણકે તેથી દુખનો
અનુભવ કરવો પડેછે

## મનની શુભાશુભ લાગણીનુ ફળ

×એકવાર એક રાજા મૃગયા રમવા ગયો અને એક સિહની પાછળ
પડવાથી તેના માણસોથી જૂદો પડી ગયો સૂર્યના સખત તડકાથી તે તૃષાતુર
થયો તે અરણ્યમા એક ન્હાનોસરખો બગીચા તેને જણાયો અને તેમા તે
પેઠો રાજા શિકારી પોષાકમા હોવાથી અને બગીચાના માળીએ રાજાને પહેલા

* સ્વામી રામતીર્થ—ભાગ પહેલો
× સ્વામી રામતીર્થ—ભાગ બીજો

કદી જોયો ન હોવાથી તે રાજાને ઓળખી શકયો નહિ મને તરસ લાગી છે, કાંઇક પીવાનું આપ એમ રાજાએ તેને કહ્યું માળી એકદમ બગીચામા ગયો અને એક દાડમ લઇ તેના દાણા નીચોવી રસનું એક પવાલું ભરી રાજાપાસે લઇ આવ્યો રાજા તે તરત પી ગયો પરંતુ તેની તરસ મટી નહિ તેથી તેણે પેલા માળીને બીજો થોડો રસ લાવવા કહ્યું માળી તે લેવા ફરીથી બાગમા ગયો રાજા વિચાર કરવા લાગ્યો કે "આ બાગની જમીન અત્યત રસાળ જણાયછે એક ઘડીમા પ્યાલો ભરીને આ માળી દાડમનો રસ લઇ આવ્યો આ બાગના માલેકની તપાસ કરી તેના ઉપરનો કર ખૂબ વધારવો જોઇએ" આતરફ પેલા માળીને બહુજ વાર લાગી કલાક થયો તોપણ તે રસ લઇને આવ્યો નહિ, ત્યારે રાજાને ચિંતા થઇ કે પ્રથમ મે પીવાનું માગ્યું ત્યારે એક ક્ષણમા તે પ્યાલો ભરી રસ લાવ્યો અને અત્યારે લગભગ કલાક થવા આવ્યો છતા તેના પ્યાલામા રસજ કેમ એકઠો થતો નથી? એક કલાકે માળી પ્યાલો લાવ્યો પરંતુ તે અધૂરો હતો "પહેલી વખત તરત ભરાયો અને આ વખતે આખો કલાક તેમા ગાળ્યો તોપણ અધૂરો રહ્યો એનું કારણ શું?" એમ પૂછતા વૃદ્ધ અને જ્ઞાની માળીએ જવાબ આપ્યો કે "પ્રથમ જ્યારે હું આપને માટે રસ કહાડવા ગયો ત્યારે રાજાની બુદ્ધિ સારી હતી પરંતુ બીજી વખત હું ગયો ત્યારે રાજાનો કૃપાળુ અને પ્રજાવત્સલ સ્વભાવ બદલાઈ જઇ તેની બુદ્ધિ ફરી ગઈ હોવી જોઇએ તે કારણથી પૃથ્વી રસ ચોરી ગઇ અને તેથી પ્યાલો ભરાયોજ નહિ મારા રસથી ભરેલા દાડમ એકાએક નિરસ થઇ ગયા એનું કારણ મને બીજું કઇજ સુઝતું નથી"

રાજાએ પોતાના મનમા વિચાર કર્યો કે માળીનું કહેવુ અક્ષરે અક્ષર સત્ય છે બાગમા પેસતી વખતે ત્યાના લોકો ગરીબ છે અને તેમને મદદ કરવાની જરૂર છે એવા દયા અને પ્રેમના વિચારો રાજાના મનમા હતા, પરંતુ જ્યારે તે માળીએ એક ક્ષણવારમા પ્યાલો ભરીને રસ કહાડી આપ્યો ત્યારે તેનું મન બદલાયું અને બુદ્ધિ પણ ફરી ગઇ રાજાનું વિશ્વસાથેનું ઐક્ય તૂટતાજ બગીચાના દાડમપર તેની અસર થઇ રાજાતરફથી પ્રેમતત્ત્વનો ભંગ થતાજ દાડમના વૃક્ષોએ પોતાનો રસ શોષી લીધો

આ કથા ખરી હોય કે ખોટી તેની સાથે આપણે કાંઇ કામ નથી પરંતુ એટલુ નિર્વિવાદ છે કે જ્યાસુધી કુદરતની સાથે તમારી પૂર્ણ એકવાક્યતા છે, જ્યાસુધી વિશ્વસાથે તમારૂં ઐક્ય છે, જ્યાસુધી તમે પોતાનુ દરેક સાથે અને સર્વસાથે અભિન્નત્વ માનોછો ત્યાસુધી સર્વ ઉપાધિ, પરિસ્થિતિ અને વાયુ પણ તમને અનુકૂળજ થશે અને જે ક્ષણે તમે સબધ તોડશો તેજ ક્ષણે સર્વ તમારી વિરૂદ્ધ થશે અને તેજ ક્ષણે સર્વ જગત્ તમારાપર શસ્ત્ર ઉગામશે પ્રેમનું આ દિવ્ય તત્વ પૂર્ણ સમજો અને તે પ્રમાણે

આચરણ કરો પ્રેમ એ ઉત્કર્ષની જીવનકલા છે તે હોય તોજ દયાધર્મ જાળવી શકાયછે

આ પ્રમાણે દયાધર્મ જે મહાગહન છે, જેનુ સ્મરણ હુમેશા તાજુજ રાખવુ જોઇએ, જેનો ત્યાગ કરવાથી મનુષ્યત્વ કલકિત થઇ પડેછે અને જેને લીધે મોક્ષપદ પ્રાપ્ત થાયછે તેનુ આવશ્યક વર્ણન આપી આ દયા અધિકાર પૂર્ણ કરવામા આવેછે



## ⇝ यज्ञनुं सत्यस्वरूप-अधिकार. ⇜



પ્રાણીમાત્રતરફ દયાની લાગણી રાખવી અને તેને દુખ ન દેવુ એ ધર્મનુ અને મનુષ્યત્વનુ મુખ્ય લક્ષ્ય છે પ્રમાદથી અથવા મિથ્યા શાસ્રોથી તે લક્ષ્ય ચુકી જઇને તેનાથી ઉલટી રીતે હિસા વાળા કર્મને કર્ત્તવ્ય સમજનારાઓને ખરી વાત સમજાવવી એ આ અધિકારની મતલબ છે જેમા પ્રાણીઓની હિસા થાય એવા કર્મને યજ્ઞ નહી તેમા પ્રવૃત્તિ કરવામાટે ઘણાઓ લલચાયછે કારણકે તેના ફળરૂપ સ્વર્ગાદિક સુખો કહેવામા આવેછે તેથી સ્વર્ગાદિક સુખોના સાધનરૂપ યજ્ઞનું ખરૂ સ્વરૂપ શું છે તે સમજાવવાની જરૂર છે દરેક ધર્મમા ઉચ્ચ કક્ષાના વિચારો તેના સબધમા નીચે આપેલા વર્ણનને અનુસરતાજ છે

---

### ઉત્તમ યજ્ઞ કરનાર કોણ છે?

### अनुष्टुप् (१ थी १४)

य कर्म हुतवान् दीप्ते, ब्रह्माग्नौ ध्यानधाय्यया ।
सा निश्चितेन योगेन, नियागप्रतिपत्तिमान् ॥ १ ॥

શબ્દાર્થ—તીવ્ર બ્રહ્માગ્નિને વિષે ધ્યાનરૂપી ધાય્યાએ કરીને કર્મનો હોમ જેણે કર્યો છે, તે નિશ્ચિત યોગે કરીને નિયાગને વિષે ગૌરવવાન્ છે ૧

વિવેચન—ધાય્યા એટલે યજ્ઞની અગ્નિમા સમિધનો પ્રક્ષેપ કરવાનુ સાધન, ઉપકરણ ધ્ય . જાજ્વલ્યમાન બ્રહ્માગ્નિ-નિર્વિકાર ચૈતન્યસ્વરૂપી

અગ્નિ-ને વિષે આઠ પ્રકારના કર્મનો જેણે હોમ કર્યો છે, ધર્મધ્યાનાદિ પરિણામયુક્ત, શુદ્ધ આચાર પ્રવૃત્તિરૂપ બ્રહ્મને વિષે સ્થિત થઈને કર્મસમૂહનો જેણે ક્ષય કર્યો છે એવા મુનિ સુવિચારરૂપ મહામંત્રે કરીને યુક્ત છે અને નિયાગ એટલે અતિશયે કરીને પરમેશ્વરની પૂજામા ગૌરવવાન્ છે ૧

## જ્ઞાનયજ્ઞમાં આસક્તિ રાખવાની ભલામણ.

पापध्वंसिनि निष्कामे, ज्ञानयज्ञे रतो भव ।
सावद्यैः कर्मयज्ञैः किं, भूतिकामनयाविलैः ॥ २ ॥

શબ્દાર્થ—પાપનો નાશ કરનાર અને અભિલાષારહિત એવા જ્ઞાનમય યજ્ઞને વિષે પ્રીતિવાળા થાઓ વિભૂતિમા અભિલાષાએ કરીને મલિન એવા સાવદ્ય યજ્ઞોએ કરીને શુ લાભ?

વિવેચન—અશુભ કર્મનો જે નાશ કરેછે અને નિખિત અભિલાષ જેમાથી ચાલ્યો ગયો છે, એવા સ્વપર સ્વરૂપ અવભાસી અને વિશુદ્ધકારી બોધરૂપી યજ્ઞમા પ્રીતિવાળા થાઓ ભૂતિ એટલે સુખસંપત્તિ તેની અભિલાષાએ કરીને મલિન અને પશુવધાદિ પાપમય અગ્નિષ્ટોમાદિથી કર્યું કાર્ય સિદ્ધ થાયછે? અર્થાત્ કઇ સિદ્ધ થતું નથી ૨

## હિંસાયુક્ત યજ્ઞ એ બંધનરૂપ છે.

वेदोक्तत्वान्मनःशुद्ध्या, कर्मयज्ञोपि योगिनः ।
ब्रह्मयज्ञ इतीच्छन्तः, श्येनयागं त्यजन्ति किम् ॥ ३ ॥

શબ્દાર્થ—કોઇ કહેછે કે વેદોક્ત હોવાથી કર્મયજ્ઞ પણ મનશુદ્ધિએ કરીને બ્રહ્મયજ્ઞ છે, એવી ઇચ્છાવાળા યોગીઓ શ્યેનયાગને શામાટે તજેછે?

વિવેચન—પૂર્વોક્ત પશુવધાદિ ક્રિયારૂપ યજ્ઞ જો કે હિંસામય છે તોપણ તે કરવાનું વેદશાસ્ત્રમા કહ્યુ છે, તેથી વેદમા જે કહ્યુ છે તે કરવામા દોષ નથી, તેવી મનશુદ્ધિના હેતુએ કરીને-કર્મયજ્ઞથી ચિત્તની વિમલતા થાયછે એવા હેતુએ કરીને પૂર્વોક્ત યજ્ઞ જ્ઞાનમય થાયછે, એવુ ઇચ્છાવાળા કર્મયજ્ઞની અભિલાષાવાળા યોગીઓ શ્યેનયાગનો કેમ ત્યાગ કરેછે? વેદમા કહ્યુ છે કે 'श्येनेनाभिचरन् यजेत्' માટે શ્યેનયાગ પણ વેદોક્ત છે તેથી મનશુદ્ધિ કરશે. માટે તેનો ત્યાગ કેમ કરોછો? તેથી સર્વ પ્રકારના હિંસક યજ્ઞો મુમુક્ષુએ તજવા યોગ્ય છે ૩,

## ગૃહસ્થ અને યોગીમાટે ઉચિત યજ્ઞ.

ब्रह्मयज्ञः परं कर्म, गृहस्थस्याधिकारिणः ।
पूजादि वीतरागस्य, ज्ञानमेव तु योगिनः ॥ ४ ॥

શબ્દાર્થ—વીતરાગની પૂજાદિરૂપ ગૃહસ્થ અધિકારીનું ઉત્કૃષ્ટકર્મ બ્રહ્મયજ્ઞરૂપ છે અને યોગીઓને જ્ઞાન એજ ઉચિતકર્મ છે

વિવેચન—હમેશા કુટુંબપાલનાદિએ કરીને ગૃહારંભમાં પ્રવર્તન કરનાર ન્યાયોપાત્ત દ્રવ્યાદિપણાએ કરીને કર્મયજ્ઞ વિધિને વિષે યોગ્ય, એનાની સાવદ્ય પ્રવૃત્તિ છે, તેથી વીતરાગ એટલે સકલકર્મના જવાથી જે નિરંજન છે એવા પરમેશ્વરની જળ ચંદન, પુષ્પ, ધૂપ, દીપ, અલંકારોએ કરીને પૂજા કરવી જિનબિંબથી પ્રતિષ્ઠા કરવી, મુનિને દાન આપવું વિગેરે તદ્રૂપ ઉત્કૃષ્ટ કર્મ-પૂર્વોક્ત પૂજારૂપ કર્મયજ્ઞ-પૂર્વોક્ત જ્ઞાન યજ્ઞનો હેતુ છે, માટે જ્ઞાનયજ્ઞ છે એમ જાણવું સર્વ આરંભરહિત મુનિને તો સ્તુતિ, સ્તોત્રાદિએ કરીને જ્ઞાન યજ્ઞજ ઉચિત છે ૪

## અધિકારને અનુસરીને વર્ત્તવાની ભલામણ

भिन्नोद्देशेन विहितं, कर्म कर्मक्षयाक्षमम् ।
क्लृप्तभिन्नाधिकारं च, पुत्रेष्टयादिवदिष्यताम् ॥ ५ ॥

શબ્દાર્થ—ભિન્ન ઉદ્દેશથી કરેલી ક્રિયા કર્મક્ષય કરવાને અશક્ત છે રચનાએ કરીને જેનો અધિકાર ભિન્ન છે તે પણ પુત્રેષ્ટયાદિવત્ અનર્થકારી છે એમ સમજવું

વિવેચન—આત્માની મોક્ષપ્રાપ્તિ સિવાય અન્ય ઉદ્દેશથી કરેલું પૂજાદિ કર્મ અને ભોગપ્રાપ્તિ આદિરૂપ પ્રવૃત્તિના પ્રયોજને કરેલું કર્મ જ્ઞાનાવરણાદિ ક્લિષ્ટકર્મનો વિનાશ કરવાને સમર્થ નથી, રચનાએ કરીને યોગ્યતા અન્ય ભિન્ન છે તે પણ પુત્રેષ્ટયાદિવત્ અનર્થકારી છે જેમકે ગૃહસ્થને ઉચિતકર્મ સાધુ કરે તો તે સાધુને અનર્થકારી છે પુત્રને માટે યજ્ઞ કરવો તે પુત્રેષ્ટિ કહેવાયછે કે—

"गृहीत्वा पञ्चवर्षीय पुत्रेष्टिं प्रथमं चरेत् ।"

તેની જેમ આ પણ અનર્થકારી છે એમ સમજવું ભાવાર્થ એવો છે કે, જેમ દશિએ રેણુકાની પ્રાર્થનાથી પુત્રેષ્ટિએ કરીને વિપ્રપુત્રત્વ અને ક્ષત્રિયપુત્રત્વ નિમિત્તે વિપ્રચરૂ અને ક્ષત્રિયચરૂ સાધ્યા [illegible]

ચરૂનું ભક્ષણ કર્યું અને વિપ્રચરૂ કૃતવીર્યની પત્નીને આપ્યો યોગ્યતા ભેદ થવાથી મહા અનર્થ થયો તેજ પ્રમાણે ગૃહસ્થ યોગ્ય સ્નાનપૂજાદિ કરનાર ત્યાગી અને ત્યાગી યોગ્ય ભિક્ષા દેશનાદિ કરનાર ગૃહસ્થ અનધિકારી હોવાથી, અનર્થ પ્રાપ્ત કરેછે ૫

## બ્રહ્માર્પણકર્મની વ્યાખ્યા

ब्रह्मार्पणमपि ब्रह्मयज्ञान्तर्भावसाधनम् ।
ब्रह्माग्नौ कर्मणो युक्त, स्वकृतत्वस्मये हुते ॥ ६ ॥

શબ્દાર્થ—બ્રહ્માર્પણ પણ બ્રહ્મયજ્ઞના અંતર્ભાવનું સાધન છે, એમ માનો તો સ્વકૃત અહંકારનો હોમ કર્યે સતે બ્રહ્માગ્નિને વિષે કર્મનો હોમ યુક્ત છે

વિવેચન—"હું જે કાંઇ કરૂંછું તે કાંઇ મારૂં નથી, સર્વ બ્રહ્માર્પણ છે" આવી બુદ્ધિને જ્ઞાનયજ્ઞના અંતર્ભાવનું કારણ જો માનો તો સ્વકૃતપણાના-'આ મે કર્યું' એવા-અહંકારનો હોમ કર્યે સતે બ્રહ્માગ્નિને વિષે જ્ઞાનાવરણાદિ કર્મનો હોમ કરવો યુક્ત છે પોતે જે કાંઇ કરે તે સર્વનું બ્રહ્મને અર્પણ કરો અને તેથી કરીને સ્વત્વ અહંકારનો હોમ કરો એટલે જ્ઞાનાવરણાદિ કર્મનો બ્રહ્માગ્નિને વિષે હોમ કરો તે યુક્ત છે ૬

ब्रह्मण्यर्पितसर्वस्वो, ब्रह्मदृग् ब्रह्मसाधनः ।
ब्रह्मणा जुह्वदब्रह्म, ब्रह्मणि ब्रह्मगुप्तिमान् ॥ ७ ॥

ब्रह्माध्ययननिष्ठावान्, परब्रह्मसमाहितः ।
ब्राह्मणो लिप्यते नाघैर्नियागप्रतिपत्तिमान् ॥ ८ ॥

ज्ञानसार

શબ્દાર્થ—બ્રહ્મને વિષે જેણે સર્વસ્વ અર્પણ કર્યું છે, જેની બ્રહ્મદૃષ્ટિ છે, બ્રહ્મ જેનું સાધન છે, બ્રહ્મે કરીને અબ્રહ્મનો જેણે હોમ કર્યો છે, જે બ્રહ્મચર્યને વિષે નવ પ્રકારના શીલનું રક્ષણ કરનાર છે, જે બ્રહ્માધ્યયનની નિષ્ઠાવાળા છે, પરબ્રહ્મને વિષે સમાહિત છે, એવા નિયાગ પ્રતિપત્તિવાળા બ્રહ્મવેદી પાપોએ કરીને લેપાતા નથી

વિવેચન—નિર્વિકાર ચૈતન્ય સ્વભાવને વિષે સર્વ આત્મભાવ જેણે કર્યો છે બ્રહ્મ એટલે શ્રુતજ્ઞાનરૂપ જેનું નેત્ર છે, બ્રહ્મ એટલે શુદ્ધ સ્વભાવમય મોક્ષ તેજ જેનું નિષ્પાદન છે, શુદ્ધ તપે કરીને મદનવિકારનો જેણે હોમ કર્યો છે અને બ્રહ્મચર્યને વિષે નવ પ્રકારના શીલનું જે રક્ષણ કરેછે અને વળી બ્રહ્મ એટલે સાધુનો શુદ્ધ આચાર તેનું પ્રતિપાદન કરનાર આચારાંગજીના નવ અ

ધ્યયનો તેમાં કહેલા આચારની પૂર્ણતા જેને છે અને પરબ્રહ્મ એટલે પરિપૂર્ણ શુદ્ધ સ્વરૂપને વિષે એકત્વભાવ જેણે પ્રાપ્ત કર્યો છે એવા અને પરમેશ્વરપૂજાને વિષે કર્ત્તવ્યતાજ્ઞાનવાળા બ્રહ્મવેદી પાપકર્મોએ કરીને લેપાતા નથી ૭, ૮

## કેવો યજ્ઞ કરવો જોઇએ

कर्माणि समिधः क्रोधादयस्तु पशवो मताः ।
सत्यं यूपःपरप्राणरक्षणं दक्षिणा पुनः ॥ ९ ॥

બ્રહ્મયજ્ઞની અંદર કર્મો સમિધરૂપ છે, ક્રોધાદિ કષાયો પશુઓસમાન છે, સત્ય યજ્ઞના સ્તંભસમાન છે અને અન્ય પ્રાણીઓના પ્રાણની રક્ષા કરવી તે દક્ષિણાતુલ્ય છે ૯

इन्द्रियाणि पशून् कृत्वा, वेदीं कृत्वा तपोमयीम् ।
अहिंसामाहुतिं कृत्वा, आत्मयज्ञं यजाम्यहम् ॥ १० ॥

ઇંદ્રિયોને પશુઓ કરીને, તપસ્યારૂપ વેદી બનાવીને અને તેમાં અહિંસારૂપ આહુતિ આપીને હું આત્મયજ્ઞ કરૂં છું ૧૦

## પશુઓથી યજ્ઞ કરવાનું પરિણામ

अंधे तमसि मज्जामः, पशुभिर्ये यजामहे ।
हिंसानाम भवेद्धर्मो, न भूतो न भविष्यति ॥ ११ ॥

અમો જે પશુઓથી યજ્ઞ કરીએ છીએ, તે અમો અજ્ઞાનરૂપ અંધકારમાં ડૂબીએ છીએ હિંસા એ શું ધર્મ ગણાય? તેવો ધર્મ ભૂતકાળમાં થયો નથી તેમ ભવિષ્યકાળમાં થશે પણ નહિ અર્થાત્ તે હિંસાધર્મ આધુનિક અધર્મ જ છે ૧૧

## હિંસાથી સ્વર્ગ કેમ મળી શકે?

यूपं कृत्वा पशून्हत्वा, कृत्वा रुधिरकर्दमम् ।
यद्येवं गम्यते स्वर्गे, नरके केन गम्यते ॥ १२ ॥

યજ્ઞસ્તંભ કરીને, પશુઓને હણીને અને રૂધિરનો કાદવ કરીને જો સ્વર્ગે જવાતું હોય તોપછી નરકે કોણ જશે? ૧૨

## સનાતન યજ્ઞ

सत्यं यूपं तपो ह्यग्निः, प्राणाः समिधयो मताः ।
अहिंसामाहुतिं दद्यादेष यज्ञः सनातनः ॥ १३ ॥

જેમા સત્યરૂપી યજ્ઞસ્તંભ છે, તપરૂપી અગ્નિ છે, પ્રાણરૂપી સમિધ છે અને અહિંસારૂપી આહુતિ અપાયછે, તે સનાતન યજ્ઞ છે ૧૩

## કેવા અગ્નિહોત્રની જરૂર છે?

तपोग्नौ जीवकुण्डस्थे, दममारुतदीपिते ।
असत्कर्मसमित्क्षेपैरग्निहोत्र कुरूत्तम ॥ १४ ॥

હે ઉત્તમ પુરૂષ! જીવરૂપી કુંડમા તપરૂપી અગ્નિને દમ–ઇદ્રિય દમનરૂપ પવનવડે પ્રજ્વલિત કરી તેમા નઠારા કર્મરૂપી સમિધ (કાષ્ઠ) નાખી અગ્નિ હોમકર્મ એટલે કર્મોને તપથી ભસ્મ કરી શુદ્ધ થા ૧૪

## યજ્ઞપશુની એક વ્યાજબી દલીલ.

## शार्दूलविक्रीडित.

नाहं स्वर्गफलोपभोगतृपितो नाभ्यर्थितस्त्व मया,
सन्तुष्टस्तृणभक्षणेन सतत साधो न युक्त तव ।
स्वर्ग यान्ति यदा त्वया विनिहता यज्ञे ध्रुव प्राणिनो,
यज्ञ किं न करोपि मातृपितृभिः पुत्रैस्तथा बान्धवैः ॥ १५ ॥

सूक्तिमुक्तावली

યજ્ઞમા હોમવાને તૈયાર કરેલો પશુ યજમાનને કહેછે કે, હે યજ્ઞ કર નાર સાધુપુરૂષ! હું સ્વર્ગના ફળનો ઉપભોગ કરવાની તૃષ્ણાવાળો નથી, તેમ મે તેને માટે તારી પ્રાર્થના પણ કરી નથી હું તો ઘાસભક્ષણ કરી સદા સંતોષ પામી રહુ છુ, તેથી મારો હોમ કરવો, એ તને ઘટિત નથી તે યજ્ઞમા હણેલા પ્રાણીઓ જો નક્કી સ્વર્ગે જતા હોય તો તારા માતાપિતા, પુત્રો અને બાંધવાનો હોમ કરી યજ્ઞ કેમ કરતો નથી? ૧૪

## ગરીબોમાટે સાધન તે યજ્ઞ.

આ વાત લક્ષમા રાખવી જોઇએ કે હવન કરવા અને લોકોને જમાડવા એ બને બાબતોની હવામા જે રસાયનિક ક્રિયા થાયછે તે સરખીજ છે ત્યારે કૃત્રિમ અગ્નિના મુખમા અમૂલ્ય ઘીનો અપવ્યય કરવાને બદલે ભૂખે મરતા

* સ્વામી રામતીર્થ—ભાગ બીજો

પરતુ નારાયણસ્વરૂપ લાખો ગરીબ લોકોના અસ્થિ તથા માસનો ભક્ષ કરી જતા જઠરાગ્નિના મુખમા સૂકા રોટલાના સાત દિવસના વાસી ટુકડા શામાટે નાખતા નથી? આવા હવનની આજે હિદુસ્તાનને વધારે આવશ્યકતા છે

વળી હજારો માણસને એક દિવસમા જમાડ્યા તેમા શુ દહાડો વળ્યો? આવા વિવેકરહિત પરોપકારથી માત્ર સભાવિત ભિખારીઓની સખ્યા વધે છે હિદુસ્તાનમા આ સર્વ દૈન્ય અને દારિદ્ર શાથી વધ્યા છે? દેશ, કાળ અને સત્પાત્રનો વિચાર ન કરીને આપેલા દાનથી

પચમહાભૂતને દેવતા કલ્પીને તેમની સાથે માત્ર એક પ્રકારની દુકાન દારીનોજ વ્યવહાર રાખવામા આવ્યો હતો એમ કહેવામા કાઇ હરકત નથી. આ વ્યાપારમા કાઈ આધુનિક મારવાડીપણુ દાખલ થયુ નહોતુ પરતુ તેમા લેણદેણ અને અરસપરસના કાયદાની વણિગ્વૃત્તિ તો અનન્ય હતીજ

આ સર્વે યજ્ઞો માત્ર 'જો' પર અવલબી રહ્યા હતા જો વરસાદ જોઇતો હોય તો આ યજ્ઞ કરો, જો પ્રજોત્પત્તિની ઇચ્છા હોય તો પેલો યજ્ઞ કરો, જો વિજયની લાલસા હોય તો અમુક યજ્ઞ કરો, જો દ્રવ્યની આવશ્યકતા હોય તો કોઇ ઇતર યજ્ઞ કરો ઇત્યાદિ

આ પ્રમાણે આ સર્વે યજ્ઞો માણસની પોતાના કામનાપર અવલબી રહેલા હોવાથી તેઓ પ્રથમ ફરજીઆત નહોતા, પણ ઐચ્છિક હતા, પરતુ ધીમે ધીમે તે શિષ્ટાચાર અને રીવાજતરીકે રૂપાતર પામ્યા અને આખર મનુષ્ય પોતેજ પોતાની જાતપર લાદેલા નિત્યકર્મતરીકે તેને ઉપાડવા લાગ્યા

આગળ 'રામ' જણાવે છે કે સ્મૃતિ (કાયદા), રૂઢિ, આચાર, વિધિ સસ્કાર-કર્મકાડ-બદલાતા ગયા છે એટલુજ નહિ પણ એકજ દેશના જૂદા જૂદા ભાગમા તે ભિન્ન ભિન્ન છે કોઇ પણ સમાજની જીવિત દશાનો આધાર તે સમાજના ચલિતપણુ, વૃદ્ધિ અને ઉચિત ફેરફાર કરવાપર રહેલો છે "પરિવર્તન (ફેરફાર) કરો, નહિ તો મરો" એ સૃષ્ટિનો ઉગ્ર મત્ર છે

આટલામાટે આપણે આપણા કર્મકાડ બદલી પરિસ્થિતિને અનુકૂળ કરવા જોઇએ—આપણી આવશ્યકતાઓ વેદકાલીન ઋષિઓની આવશ્યકતાથી ભિન્ન છે જે 'જો' ના ઉપર સર્વ કર્મકાડ અવલબી રહ્યા હતા તે 'જો' (કામના) હવે બદલાઇ ગયા છે જો તમારે ઢોર જોઇએ તો ઇન્દ્રદેવને બલિદાન આપો, જો તમારે સતતિ જોઇએ તો પ્રજાપતિને સતુષ્ટ કરો, ઇત્યાદિ પ્રશ્નો આજે આપણી સમક્ષ નથી આજના કર્મકાડ નીચે પ્રમાણે પરિવર્તન પામેલા સ્વરૂપમા હોવા જોઇએ. દિવસે દિવસે વધતા જતા અને સુધરતા ઉદ્યોગ ધધાના આ જમાનામા જો તમારે જીવતા રહેવુ હોય અને રાષ્ટ્રીય ક્ષયથી ધીમે ધીમે ક્ષીણ થઇને મરવુ ન હોય તો વિદ્યુતરૂપી માતરિશ્વાને

કબજે કરો, બાષ્પ (વગળ) રૂપી વરૂણને તાબે કરો અને કૃષિશાસ્ત્રરૂપી કુબેરની સાથે મૈત્રી બાંધો, તમને આ જ્ઞાન આપનારો શિલ્પજ્ઞ અથવા શાસ્ત્રજ્ઞ ગુરૂ આ નૂતન દેવની સાથે તમારો પરિચય કરાવનાર પુરોહિત છે

'રામ'ની ઉપર પાખંડી ભાષા વાપરવાનો આરોપ મૂકવાનો પ્રયત્ન કરશો નહિ આ લોકમાં સર્વે વસ્તુ રૂપાંતર પામેછે આપણા દેશનું સ્વરૂપ પ્રાયઃ સર્વથા બદલાઇ ગયું છે સરકાર બદલાઇ ગઇ, ભાષા બદલાઇ ગઇ લોકોના વર્ણ બદલાઇ ગયા, ત્યારે વૈદિકકાળના દેવો હજી શામાટે પારણામાં હીંચકા ખાધા કરેછે? જેમ જેમ વર્ષ વધતા જાયછે તેમ તેઓ પારણામાંથી ઉતરીને આપણીસાથે છૂટથી રમતા કેમ નથી? તેમજ મનુષ્યોની સાથે ઓળખાણ કેમ વધારતા નથી?

હવે મારે યજ્ઞની અગ્નિ સળગાવવાની જરૂર ન હોવાથી લુહારની ભઠ્ઠીમાંની અગ્નિ મારે મનથી તેટલીજ પવિત્ર છે પ્રિય બંધુ! ખેડૂતના ખટારાને ઇંદ્રનો રથ બનાવી દેવામાં માત્ર 'રામ'ની દૃષ્ટિનીજ જરૂર છે આ ઇશ્વરી દૃષ્ટિ પ્રાપ્ત કરવામાંજ યજ્ઞનું ખરૂં રહસ્ય સમાઇ જાયછે

આદિત્યનું બલિદાન આપવું એટલે એવો નિશ્ચય કરવો કે કોઇની દૃષ્ટિને ક્ષોભ થાય એવી ખરાબ વર્તણુક કદી પણ ચલાવવી નહિ તથા આપણા તરફ દૃષ્ટિપાત કરનાર સઘળા લોકોને પ્રેમ, સ્મિત અને સુભાષિતનોજ અનુભવ કરાવવો સર્વ નેત્રોમાં ઇશ્વરને જોવો એનું નામજ 'આદિત્યનું બલિદાન' છે

ઇંદ્રને બલિદાન આપવું એટલે દેશના સર્વે હાથોના હિતને માટે શ્રમ કરવો યોગ્ય ખોરાક યોગ્ય પ્રકારે આપવામાં આવતાં તે સર્વે જણને પોષણ આપેછે હાથના સ્નાયુઓને તેનો ખોરાક-શ્રમ અને વ્યાયામ-આપવામાં આવતાં તે તે હૃષ્ટપુષ્ટ થાયછે આ પ્રમાણે ઇંદ્રને બલિ આપવાનો અર્થ એ થાયછે કે રોજગારની શોધમાં ફરતા લાખો રંક હાથોને ઘંધોરોજગાર શોધી આપવો ઇંદ્રને યોગ્ય બલિ આપવામાં આવશે તો દેશમાં સમૃદ્ધિ અવશ્ય વધશેજ સર્વ હાથોને રોજગાર મળશે એટલે દારિદ્ર ક્યાં રહેનાર છે? ઇંગ્લાંડમાં ખેતી બિલકુલ કરવામાં આવતી નથી એમ કહીએ તોપણ ચાલે, તે છતાં પણ તે દેશ સમૃદ્ધ છે એનું કારણ શું? કારણ એ છે કે ત્યાં હસ્તદેવતા ઇંદ્રને અજીર્ણ થાય ત્યાંસુધી કળા-કૌશલ્ય તથા ઉદ્યોગધંધાનો ખોરાક આપવામાં આવેછે સર્વેનું હિત સાધવામાટે સર્વે હાથોએ સાથે મળી કામ કરવું એ ઇંદ્રને માટે કરેલો યજ્ઞ છે. વિશ્વહિત સાધવામાટે સર્વે મસ્તકે સાથે મળી કામ કરવું એ બૃહસ્પતિનો યજ્ઞ છે સર્વેના હિતમાટે સર્વે અંતઃકરણોની એકતા થવી એ હૃદયદેવતા ચંદ્રનો યજ્ઞ છે આજ પ્રમાણે ઇતર દેવતાઓના સંબંધમાં સમજવું

મક્ષિપ્તમા દેવતાયજ્ઞનો અર્થ એ છે કે આપણો હાથ મત્ર હાથોને-સમસ્ત દેશને-અર્પણ કરવો આપણું મન સત્ર મનોને અર્પણ કરવું અને આપણુ હિત દેશના હિતને અર્પણ કરવું બીજા શબ્દોમા બોલીએ તો તત્ત્વમસિ (તે તું છે) એ મત્રને વ્યવહારમા આણવો એજ ખરો યજ્ઞ છે

અફસોસ! જ્યા માત્ર સીક્કા (છાપ) નુજ અસ્તિત્વ હોયછે, અત-કરણનો બિલકુલ ભાવ અથવા નિશ્ચય હોતો નથી ત્યા આવા ઢોગમાથી શુ ફળની આશા રાખી શકાય? અને જ્યા કોઇ પણ ભાવના કિવા કલ્પનાનો સપર્ક મુદ્દા હોતો નથી, માત્ર બાહ્ય અર્થશૂન્ય વિધિ કિવા ચિન્હોનો બોજોજ આ પણાપર લાદવામા આવતો હોય ત્યા ગતપ્રાણુ (પ્રાણવગરનું) થયેલુ શરીરજ માત્ર શેષ રહેછે આવા શબ્દને તત્કાળ દહન દઇ દો તેની સુશ્રૂષા કર્યા કરશો નહિ હવે એ કાર્ય ભયકર અને વિઘાતક નિવડશે હવે તો સજીવ હોય તેવા ચિન્હો કિવા વિધિઓનો સ્વીકાર કરો

કેટલાક લોકો એવા છે કે તેઓ પ્રાચીનગત વૈભવનું સતત સ્મરણ કરી બેની રહેવું એને મૂર્તિમત સ્વદેશાભિમાન સમજેછે! આ લોકોને નવીન પરિસ્થિતિમા પોતાના જૂના ઘરનો બોજો પોતાની પીઠપર લઇને ફરનારી ગોકળ-ગાયનીજ ઉપમા આપવી જોઇએ અથવા આ લોકોને જૂની અને નિરૂપયોગી થઇ ગયેલી ખાતાવહીના પોથાના પાના ઉથલાવતા બેસી રહેનારા દીવાળીઆ પેઢીદારજ કહેવા જોઇએ હવે વિચાર કરવામા વખત ગુમાવશો નહિ હિંદ દેશ એક વાર મહાન ગણાઇ ગયો છે સર્વને એકત્ર કરો તમારૂ બળ અમર્યાદ છે ખરી લાગણી ઉત્પન્ન કરો એટલે હિંદુસ્તાન પુન મહાન થશે

"યજ્ઞથી દુખનિવૃત્તિ થાયછે" એ સત્ર પ્રાચીનકાળમા જેટલુ સત્ય હતુ તેટલુ આજે પણ સત્ય છે પરતુ નિરપરાધી પશુઓનું બળિદાન આપવાથી નહિ, પણ પ્રેમ દેવીની આગળ પક્ષાભિમાન, જાતિઅભિમાન, મત્સર, ઇર્ષ્યા વિગેરેનો ભોગ આપવાથીજ આ ભૂમિમા સ્વર્ગ આવી રહેશે.

આ પ્રમાણે સત્ય વાત સમજાવીને આ અધિકારની સમાપ્તિ કરવામા આવેછે



## —⊱ जलगालन-अधिकार. ⊰—



યથાસ્વરૂપમા જોડાવામાટે શુદ્ધ વસ્તુનો ઉપયોગ કરવો જોઇએ તેમાં પાણીની મુખ્ય અગત્ય હોવાથી તે અધિકાર લેવામા આવ્યો છે તેથી મોહોટા જીવની રક્ષા કરવાની સાથે અતિસૂક્ષ્મજીવોની હિંસાના હેતુભૂત પણ આપણે ન થવુ તેમાટે પાણીને ગાળીનેજ ઉપયોગ કરવો. આ બાબત બ્રાહ્મણધર્મ તથા જૈનધર્મ આમ બન્ને ધર્મના પુસ્તકોમાથી નીકળી આવેછે તેથી પાણી ગાળ્યા સિવાય તેનુ પાન કરનાર મનુષ્યને પાપની પ્રાપ્તિ થાયછે ઇત્યાદિ બાબત સમજાવવાસારૂ આ અધિકારનો આરંભ કરવામા આવેછે

---

### વસ્ત્રથી ગાળીને પાણી પીવુ.

### अनुष्टुप् (१ थी ८)

दृष्टिपूतं न्यसेत्पादं, वस्त्रपूतं पिबेज्जलम् ।
सत्यपूतां वदेद्वाचं, मनःपूतं समाचरेत् ॥ १ ॥

श्रीमद्भागवत

નજરથી પવિત્ર કરીને પગ મૂકવો એટલે જન્તુ વિગેરેનુ નિરીક્ષણ કરી જે સ્થાનમા જતુઓ ન હોય તેવી જમીનમા પગ મૂકી ચાલવું અને વસ્ત્રથી ગાળી પાણી પીવુ ને સત્યથી પવિત્ર એવુ વાક્ય બોલવુ તેમજ મનથી પવિત્ર એવા સદાચારનુ આચરણ કરવુ ૧

### મચ્છીમારકરતા પણ વધારે પાપી.

सम्वत्सरेण यत्पापं, कुरुते मत्स्यबन्धकः ।
एकाहेन तदाप्नोति, अपूतजलसङ्ग्रही ॥ २ ॥

જે પાપ મચ્છીમાર એક વર્ષમા કરેછે તે પાપને અપવિત્ર જળનું ગ્રહણ કરનાર પુરૂષ એક દિવસમા પ્રાપ્ત કરેછે ૨

### કેવુ પાણી ગાળીને પણ શુદ્ધ કરી શકાતુ નથી?

कुसुम्भकुङ्कुमांभोवन्निचितं सूक्ष्मजन्तुभिः ।
सुदृष्टेनापि वस्त्रेण, शक्यं शोधयितुं जलम् ॥ ३ ॥

महाभारत

જે પાણી કુભાનાડા (નાહાછડી) તથા કુંકુમની માફક લાવભાવને પ્રાપ્ત થયું છે અથવા ડોળુ છે અને સૂક્ષ્મ જન્તુઓથી વ્યાપ્ત છે તે પાણી સુંદર નજરવાળા પુરૂષનડે ઉત્તમ ગરણાથી પણ શોધી (ગાળી) શુદ્ધ કરી શકાતું નથી ૩

## જળને ગાળી શુદ્ધ કરી ગ્રહણ કરનારનું માહાત્મ્ય.

यः कुर्यात्सर्वकर्माणि, वस्त्रपूतेन वारिणा ।
स मुनि' स महासाधु, स योगी स महाव्रती ॥ ४ ॥

જે મનુષ્ય વસ્ત્રથી (ગાળી) પવિત્ર કરેલા પાણીથી સર્વ કર્મો કરેછે તે મુનિ, તે મહાસાધુ, તે યોગી અને તે મહાવ્રત કરનાર (કહેવાય છે) ૪

## વસ્તુશુદ્ધિના જુદા જુદા પ્રકાર.

जल गलनवस्त्रेण, विवेकेन गुणव्रजः ।
सद्दानेन गृहारम्भो, वच' सत्येन शुध्यति ॥ ५ ॥

पुराण

વસ્ત્રવડે ગાળવાથી પાણી પવિત્ર થાયછે, વિવેકથી ગુણનો સમહુ શુદ્ધ થાયછે, ઉત્તમ દાનથી ગૃહસ્થાશ્રમ પવિત્ર થાયછે અને સત્યથી વચન શુદ્ધ થાયછે. ૫

## પવિત્ર જળની શ્રેષ્ઠતા.

जलेन वस्त्रपूतेन, यः स्नापयति माधवम् ।
सर्वपापविनिर्मुक्तो, विष्णुना सह मोदते ॥ ६ ॥

नारदीयपुराण पूर्वभाग प्रथमपाद

વસ્ત્રથી પવિત્ર એવા પાણીથી જે મનુષ્ય શ્રીમાધવભગવાનને સ્નાન કરાવેછે તે મનુષ્ય સર્વ પાપોથી મુક્ત થયેલો શ્રીવિષ્ણુભગવાનસાથે (વૈકુંઠમા) આનન્દને પ્રાપ્ત થાયછે ૬

## પાણી કેવા વસ્ત્રથી ગાળવુ.

षट्त्रिंशदङ्गुल वस्त्र, चतुर्विंशतिविस्तृतम् ।
तद्वस्त्र द्विगुणीकृत्य, तोय तेन च गालयेत् ॥ ७ ॥

पुराण

છત્રીશ આગળ લાબુ ને ચોવીશ આગળના વિસ્તારવાળુ જે વસ્ત્ર છે તેને બેવડુ કરીને તેનાથી પાણી ગાળવુ ૭

## ગળણામા રહેલા જન્તુઓને મૂકવાનો નિર્ણય.

तत्र स्थाने स्थिताञ्जीवान्स्थापयेज्जलमध्यतः ।
जीवरक्षणहेतुश्च, इत्येव मनुरब्रवीत् ॥ ८ ॥

मनु

તે ગળણામા રહેલા જીવોને પાણીના મધ્યમા રાખવા. કારણકે એ જીવના રક્ષણનું કારણ છે એમ શ્રીમનુરાજાએ કહ્યુ છે ૮

## પાણીમા જન્તુઓ દેખાતા ન હોય છતા શાવાસ્તે ગાળવુ ?

### उपजाति.

सूक्ष्माणि जन्तूनि जलाश्रयाणि, जलस्य वर्णाकृतिसंस्थितानि ।
तस्माज्जलं जीवदयानिमित्तं, निर्ग्रन्थशूराः परिवर्जयन्ति ॥ ९ ॥

સૂક્તમુક્તા.

પાણીના સમાન રગ તથા આકારને પ્રાપ્ત થયેલા સૂક્ષ્મ જન્તુ પાણીનો આશ્રય કરી રહ્યા છે તેથી દયા નિમિત્ત નિર્ગ્રન્થ (જેઓની દ્રવ્ય અજ્ઞાનરૂપી ગાં૦ છૂટી ગઇ છે) એવા શૂર પુરૂષો (મહાત્માઓ) એવા પાણીનો ત્યાગ કરેછે ૯

જૈનેતર શાસ્ત્રમા પણ જળશુદ્ધિનુ વર્ણન છે એ બતાવી આ જલ-ગાલન અધિકાર પૂર્ણ કરવામા આવેછે



## उच्छिष्ट जलपाननिषेध–अधिकार.

જેમ જળ ગાળ્યા સિવાય પીવુ તેમ ઉચ્છિષ્ટ [illegible] કારક હોવાથી તેની ચેતવણીરૂપે આ અધિકાર [illegible]

*ઉન્નતિના પ્રતિબંધક કારણોમા સર્વથી [illegible] પીધેલુ પાણી બીજા મનુષ્યે પીવુ એ છે એક [illegible] પીવુ [illegible]

તેજ પાત્રથી બીજાએ, ત્રીજાએ, ચોથાએ એમ પરંપરાથી ઘણા મનુષ્યો પીતા જોવામાં આવેછે, ઉપરથી જોતા આમા કાંઇ દોષ જેવું જણાશે નહિ, પણ તેના કારણોની તપાસ કરતા આવી રીતે પાણી પીવું તે અછતું પાણી પીવા બરાબર છે એકનું વધેલું અન્ન આપણે ખાતા નથી, તો પાણી પણ જે પાત્રથી પીધું હોય તે પાત્ર સાફ કર્યા સિવાય પીવું એ અછતું થાયછે એ પવિત્રતાને જાણનાર મનુષ્યથી સહુજ સમજાય તેમ છે ધાર્મિક દૃષ્ટિથી એ વાત બાજુએ મૂકીએ તોપણ આરોગ્યતા દૃષ્ટિથી વિચાર કરતા એકનું મો દુર્ગંધ મારતું હોય અથવા બીજો કંઈ ચેપી રોગ થયેલો હોય તો તેના ચેપને લીધે બીજા પીનારને પણ નુકસાન થાય એ, સ્વાભાવિક છે જેવી રીતે કપડાને પરસેવાથી અસર થાયછે, તેવીજ રીતે પાત્રને પણ મોમાથી નીકળતા શ્વાસની ગંધને લીધે તેના સંસ્કારો પડેછે, તે બીજાનામા આવેછે ધારો કે કોઇ માણસ વ્યસની છે, તે દારૂનું સેવન કરેછે, તેના પીધેલા પાત્રથી બીજો માણસ પીશે તો તેની વાસ આવ્યા સિવાય રહેશે નહિ અર્થાત સૂક્ષ્મ દૃષ્ટિથી વિચાર કરીશુ તો આવી રીતે પાણી વિગેરે પીવાથી એકના દોષ બીજાનામા આવેછે, અથવા તેને જે રોગ થયો હોય તેનો ચેપ તેના શરીરમા તે દ્વારા દાખલ થાયછે વૈષ્ણવસંપ્રદાયમા ઘણે ઠેકાણે પાણી ઉચેથી પીએછે, અર્થાત્ પીવાનું પાત્ર મોઢે અડકાડતા નથી આ અતિશય શુદ્ધિની વાત છે, તે બનવી કઠણ પડે પણ દરેક પોતપોતાનાજ પાત્રથી પાણી પીએ એ વાત બનવી અસંભવિત છે એમ નથી ન્યાતમા અથવા બીજે ઠેકાણે જમવા જાયછે ત્યા જળપાન લેઇ જવાયછે, તેથી પણ બનતાસુધી એકબીજાના પાત્રથી પાણી ન પીવાનું બની શકેછે, પણ આ બાબતનો મોટો દોષ જ્યા ઘણી મંડળી એકઠી થઇ હોયછે, ત્યા એક માણસ પાણી પીનાર હોયછે ત્યારે એકજ પાત્રથી ઘણા માણસો પાણી પીએ છે ને કોઇને તેની લેશમાત્ર ગણના સરખી પણ થતી નથી જ્યારે કોલેરા કે એવો ચેપી રોગ થાયછે, ત્યારે મનુષ્ય સ્વચ્છ પાણીની, તેના પાત્રની અને બીજાનું પીધેલુ પાણી નહિ પીવાની એવી ઘણી સંભાળ રાખેછે શુ આવી સભાળ જ્યારે આવો રોગ ફાટી નીકળે ત્યારેજ રાખવાની છે કે હમેશના માટે રાખવાની છે? મારા એક વિદ્વાનમિત્ર હમેશ પોતાના નોકર પાસેથી પાણી મગાવી પીતા હતા પાણી જે પાત્રમા રહેતુ હતુ તે સાફ થાયછે કે કેમ તથા તે પાણી ગાળવામા આવેછે કે કેમ તેની તે ભાગ્યેજ દરકાર રાખતા અને તેમના બેચાર મિત્રો આવે તે પણ એજ પાત્રથી પાણી પીતા હતા. એક વખત કોલેરા જોરથી શરૂ થયો ત્યારે દૂષિત પાણી પીવાથી કોલેરા થાયછે, એવી વાર્ત્તાઓ છાપાદ્વારા જાહેર થઇ તેનું વાચનમનન થવા માડયું એટલે સ્વચ્છ પાણી પીવાની કાળજી થઇ જો કે ગાળ્યા વગરનું તથા વાસી પાણી જેમા જંતુઓ પડેછે, તેવુ દૂષિત પાણી પીવાથી રાગ થાયછે એમ સર્વ જાણેછે,

પણ કોણુ જાણે હાલની સુધરેલી પદ્ધતિનો એ સ્વભાવ છે કે જ્યાસુધી કાર્યનું દર્શન પ્રત્યક્ષ થાય નહિ, ત્યાસુધી તેના કારણના શોધની દરકાર કરવી નહિ, તે પ્રમાણે કોલેરાના ચાલતા સપાટાથી મનની ગભરામણ વધી કે તેની સાથે પાણી ગાળેલુ છે કે, તેનું રાખવાનું પાત્ર સાફ કર્યું છે કે એવી તપાસ થવા માંડી આવી કાળજી આરોગ્યઅર્થે પણ હમેશ રાખવી આવશ્યક છે, છતા આપણી બેદરકારીથી તેનુ પરિણામ કોઇક વખત ભયકર આવેછે ઘણાઓ કહેછે કે પાણી ગાળીને ન પીધુ તેથી શું? એકનું પીધેલુ પાણી બીજાએ પીધુ તેથી શુ? વિગેરે ઉતાવળના પ્રશ્ન કરેછે પણ જરાક ઉડા ઉતરીને તે જો વિચાર કરે કે ગાળેલુ પાણી ન પીવાથી કેટલાકને ગડ, ગુમડ ને વાળા-વિગેરે થાયછે, તે તમો જાણોછો? એકનું પીધેલુ પાણી બીજાએ પીવાથી કોલેરાજેવા ચેપી રોગો થાયછે તે તમે જાણોછો? આવી રીતે ઉંડા ઉતરી વિચાર કરવાથી એવા પ્રશ્ન પૂછનારને પણ તત્કાળ સમાધાન થઇ શકે તેમ છે, પણ ઉંડા ઉતરી સારાસારનો વિચાર કરવાની કોને જરૂર છે? સુધારાની આજકાલ એજ વાત છે કે, શરીરનું, આબરૂનું, સગાસબધીનું અને દેશનું ગમે તે થાઓ પણ આપણે તો કલદારનું ભજન કરીએ છીએ. કેવી વિપરીત સ્થિતિ આપણી થઇ ગઇ છે? અને આવી સ્થિતિ આપણી ઉન્નતિને કરનારી છે કે અધોગતિને? તે વાતનો બહુ સૂક્ષ્મ રીતે શાતિથી વિચાર કરવાની જરૂર છે

પીધેલુ પાણી પીવાના સબધમા બીજી વાત એ જોવામા આવેછે કે કેટલેક ઠેકાણે પાણીઆરાઉપર માટલી મકેલી હોયછે અને તેના ઉપર ટીનનું પ્યાલુ ખાસુ રગ ચઢાવેલુ હોયછે, કે જે ઉટકવાની પણ મહેનત પડે નહિ, તેવુ ગોઠવેલુ હોયછે જેને પાણી પીવુ હોય તે એ પ્યાલાને માટલીમા બોળે ને ત્યાજ ઉભા ઉભા પીએ. વળી તે પીતા પીતા પાણી નીચે માટલીમા પડે તોપણ ચિતા નહિ

એમ દિવસમા જેટલા મનુષ્યો આવે તે પાણી પીએ જાણે કુતરાની ચાટજ જોઇ લ્યો ચાટમા ખાવાનું અને પાણી પડેલુ હોયછે, તે જે કુતરુ આવે તે પીએ તેવી સ્થિતિ છે, છતા તેનો વિચાર સરખો કરવામા આવતો નથી કે આવી રીતે પાણી પીવાથી આપણને લાભ છે કે હાનિ. વળી લગ્ન અને મરણના પ્રસગમા પાણીની કોઠીઓ તથા પવાલા ભરવામા આવેછે તે માથી તો જેને જોઇએ તે પાણી લે. આ ભ્રષ્ટતાની કઇ હદ છે? નાતના શુ શેરઠો શુ આવી બાબતનો બદોબસ્ત ન કરે? જમવામા અનેક સ્વાદિષ્ટ ભોજન હોય, પણ પાણીનો આવો ગડબડાટ હોય તે કેટલા અનર્થને કરેછે તે વાત પણ સુજ્ઞ જનોએ વિચારવા જેવી છે એકદરે આરોગ્યને ઇચ્છનાર પ્રત્યેકે આ પાણી પીવાની બાબતમા પણ બહુ વિવેકથી વર્તવાની જરૂર

છે અને તેઉપરના વિવેચનથી સુજ્ઞ વાચકોના લક્ષમા આવ્યા સિવાય રહ્યુ નહિ હોય

રાગ તથા ભ્રષ્ટતાને મટાડવાને ઉપર પ્રમાણે વર્ણન કરી આ ઉચ્છિષ્ટ અન્નપાનનિષેધ અધિકાર પૂર્ણ કરવામા આવેછે



## सत्यव्रत-अधिकार.



શુદ્ધ અન્ન-જળનો ઉપયોગ કર્યા વિના સત્યવ્રત પાળવુ કઠિન છે કારણકે જેવો આહાર તેવો ઓડકાર એટલે એલચી ખાવામા આવી હોય તો તેવો ઓડકાર આવેછે અને ડુગળી ખાધી હોય તો તેવો ઓડકાર આવેછે તેથી પવિત્ર અન્ન-જળ વાપરવાની ટેવ પડયા પછીજ સત્યવ્રત પાળવાની ઉત્કંઠા વધેછે માટે "સત્ય" એ ધર્મનુ ઉત્તમ કેન્દ્રસ્થાન છે સત્યહીન પુરૂષના ઐહિક તથા પારલૌકિક એ બન્ને કાર્યો વિનાશને પામેછે તેથી સત્ય એ સર્વ ધર્માનુયાયી પુરૂષોનો સર્વમા સરખો મનાતો ઉત્તમ આશ્રય છે ઇત્યાદિ સત્યસબંધી બાબત જણાવવાસારૂ આ અધિકારનો આરભ કરવામા આવેછે

---

### હજાર અશ્વમેધ યજ્ઞોકરતા સત્ય વધારે ઉત્તમ છે.

**अनुष्टुप् (१–२)**

अश्वमेधसहस्रं च सत्यं च तुलयाधृतम् ।
अश्वमेधसहस्राद्धि सत्यमेव विशिष्यते ॥ १ ॥

पुराण

[illegible] એક [illegible] એક હજાર અશ્વમેધ યજ્ઞેનું ફળ મૂક્યું હોય [illegible] તે [illegible] વે તો [illegible] અશ્વમેધકરતા [illegible] છે

જો કે અનાપૃષ્ટ એટલે ન પૂછેલુ ન કહેવુ જોઇએ પરતુ નીચે દર્શાવેલ પ્રસગોમાં સત્ય હોય તે જરૂર કહેવુ.

धर्मध्वंसे क्रियालोपे, स्वसिद्धान्तार्थविप्लवे ।
अपृष्टेनापि शक्तेन, वक्तव्य तन्निषेधकम् ॥ २ ॥

सूक्तिमुक्तावली

ધર્મનો નાશ થતો હોય, નિત્યનૈમિત્તિકાદિ ક્રિયાનો લોપ થતો હોય અને સ્વધર્મના સિદ્ધાન્તના અર્થનો નાશ થતો હોય આવા કાર્યોમા કોઇ કાઇ ન પૂછે તેમ છતા પોતે શક્ત હોય તો તે બધા કુકાર્યોનો નિષેધ કરનારૂ વાક્ય બોલવુ ૨

## સત્યથી ઇષ્ટની પ્રાપ્તિ અને અનિષ્ટનો નાશ થાયછે.

## उपजाति.

पूजायशःश्रीमुखसङ्गतानि, पुण्यप्रतिष्ठाविभुताहितानि ।
भवन्ति सत्येन तथाप्रियान्ता, रिपूरगव्याघ्रजलानलाः स्युः ॥ ३ ॥

જગતમા સત્કાર, કીર્ત્તિ, શ્રીભગવાનના મુખરૂપ એવા મહાત્માઓનો સગ, પવિત્ર ધર્મની સ્થિરતા, મહત્તા અને કલ્યાણ આ સમગ્ર ફળો સત્યથી થાયછે તેમ શત્રુ, સર્પ, વાઘ, પાણી, અગ્નિ આદિ અપ્રિય કરનારા ભૂતો નાશ પામેછે અર્થાત્ સત્યવાદી પુરૂષને કાઇ પરાભવ કરી શકતા નથી ૩

## રાજપ્રતિ ઉપદેશ.

## इन्द्रवज्रा

गोभूमिकन्यापरकूटसाक्ष्यन्यासापहारप्रमुखानि राजन् ।
स्थूलान्यलीकानि कथञ्चनापि, द्वेषेण रागेण वदेन्न विद्वान् ॥ ४ ॥

नरवर्मचरित्र

હે રાજન્! ગાય, ભૂમિ તથા કન્યાની બાબતમા અસત્ય વચન બોલવુ નહિ તેમ સાક્ષી તથા થાપણ વિગેરે બાબતમા પણ જૂઠુ બોલવું નહિ તેમ બીજે કોઇ સ્થળે વિદ્વાન્ મનુષ્યે ક્યારે પણ મોહથી કે દ્વેષથી જૂઠુ બોલવું નહિ ૪

સત્ય વચનોનું ફળ.

## उपजाति.

कुर्वंति देवा अपि पक्षपातं, नरेश्वराः शासनमुद्वहन्ति ।
शान्ता भवन्ति ज्वलनादयो यत्, तत्सत्यवाचा फलमामनन्ति ॥ ५ ॥

सूक्तिमुक्तावली

જે સત્યવાદી પુરૂષોની દેવતાઓ પણ પક્ષપાત કરેછે, રાજાઓ આજ્ઞા ઉઠાવેછે અને અગ્નિ જેવા ઉગ્રપદાર્થો શાન્ત થઇ જાયછે તે સત્ય વચનોનું ફળ કહેલું છે ૫.

તથા—

## शार्दूलविक्रीडित (६–७).

विश्वासायतनं विपत्तिदलनं देवैः कृताराधनम्,
मुक्तेः पथ्यदनं जलाग्निशमनं व्याघ्रोरगस्तम्भनम् ।
श्रेयः संवननं समृद्धिजननं सौजन्यसंजीवनम्,
कीर्तेः केलिवनं प्रभावभवनं सत्यं वचः पावनम् ॥ ६ ॥

( હે ભવ્યો ! હિતકારક પ્રિય એવું સત્ય વચન બોલો કારણકે ) સત્ય વચન વિશ્વાસનું સ્થાનક છે, દુઃખોનું નાશક છે, દેવલોકોથી સેવાયેલ છે, મુક્તિનું ભાતું છે, જળ તથા અગ્નિને શમન કરનારૂં છે, વ્યાઘ્ર તથા સર્પનું સ્તંભન કરનારૂં છે, મોક્ષને વશ કરનારૂં છે, સંપદને આપનારૂં છે, સુજનતાને ઉત્પન્ન કરનારૂં છે, યશને રમવાનું આરામભવન છે, મહિમાનું ઘરરૂપ છે અને (મર્યાદા) પવિત્ર કરનારૂં છે ૬

વળી—

तस्याग्निर्जलमर्णवः स्थलमरिर्मित्रं सुराः किङ्कराः,
कान्तारं नगरं गिरिर्गृहमहिर्माल्यं मृगारिर्मृगः ।
पातालं बिलमस्त्रमुत्पलदलं व्यालः शृगालो विषम्,
पीयूषं विषमं समं च वचनं सत्याञ्चितं वक्ति यः ॥ ७ ॥

सिन्दूरप्रकर ।

• જે મનુષ્ય સત્યમય વચન બોલેછે, તે મનુષ્યને અગ્નિ સત્યના પ્રભાવથી જળ થાયછે, સમુદ્ર પૃથ્વી બનેછે, શત્રુ મિત્ર થાયછે, દેવો નોકર બનેછે, જગલ નગર થાયછે, પર્વત ઘર બનેછે, સર્પ પુષ્પની માળા થાયછે, સિહ હરણ બનેછે, પાતાળ ખાડો થાયછે, શસ્ત્ર કમળજેવુ કોમળ બનેછે, દુષ્ટ હાથી શિયાળ થાયછે, મહા કાળકૂટ ઝેર અમૃત બનેછે અને સકટવાળુ સ્થાન સપ્મય થાયછે, (અર્થાત્ આ સર્વ સત્ય બોલવાના ગુણો છે, માટે સાચુ જ બોલવુ) ૭

## સત્યવિના વાણી શોભતી નથી

## शार्दूलविक्रीडित.

*काया हस विना नदी जल विना दाता विना याचका,
भ्राता स्नेह विना कुल सुत विना धेनुश्च दुग्ध विना ।
दान पात्र विना निशा शशि विना पुण्य विना मानवा,
एते सर्व न शोभते इह तथा वाणी च सत्य विना ॥ ८ ॥

कस्यापि

જીવ વિનાનુ શરીર, પાણી વિના નદી, દાતા વિનાના ભિક્ષુકો, સ્નેહ રહિત ભાઇ, પુત્રહીન કુટુબ, દૂધહીન ગાય, સત્પાત્ર વગરનુ દાન, ચદ્ર વિનાની રાત્રિ, પુણ્ય વિનાના મનુષ્યો, આ બધા જેમ શોભતા નથી તેમ અહીં વાણી તે સત્યવિના શોભતી નથી ૮

## દરેક વસ્તુમાથી સાર શોધવાની રીત.

## મનહર

જૈસે હસ નીરકો તજત હૈ અસાર જાણી,
સાર જાણી ખીરકો નિગળો કરી પીજીએ,
જૈસે દધિ મથત હી કાઢી લેત ઘૃત ઘૃત,
ઔર રહી વહી સબ છાછ છાડી દીજીએ,
જૈસે મધુ મક્ષિમ સુનાસકુ ભ્રમર લેત,
તેમે હી વિચાર કરી ભિન્ન ભિન્ન કીજીએ,

* આ શ્લોક ગુજરાતી ભાષાથી મિશ્રિત છે

સુંદર કહત તાતેં વચન અનેક ભાતી,
વચનમેં વચન વિવેક કરી લીજીએ, ૯

સુંદરવિલાસ

---

## દોહા

જૂઠી વાતે જે કદી, મૂઠી મળે અનાજ,
ઉડી એમાં આગ્ય તો, રૂઠી ઉઠે રાજ ૧૦

---

## ઇંદ્રવિજય.

સત્ય બધા સુખનું શુભ સાધન,
સત્યવિના કહેનાય કુધારો,
સત્ય થકી દલપત કહે,
ધિરવાદપણું વ્યવહારનું ધારો,
સત્ય ગયા પછી સૃષ્ટિ વિષે,
અતિ સકંગનો નહિ અલ્પ ઉતારો,
સત્ય સમસ્ત સુધારણ મૂળ,
અસત્યથી અસ્ત સમસ્ત સુધારો. ૧૧

દલપત.

---

## ગરબી.

અરે આરશી મેં તને ઓળખીરે, તું તો શુભ ગુણવતી જણાય,
સત્યવાદી તું સાચી આરશીરે—ટેક૦
તારા આગળ આવી જે ઉભું રહેરે, જેવું હોય તેવું જણાય સત્ય૦ ૧૨
તું તો ગુણઅપ હોય તે દેખાડતીરે, જેવી સાચે સાચી કહે વાત „
ભલે હોય તે પોતાનું કે પારકુંરે, તારે પડે નહિ પક્ષપાત „ ૧૩
હોય રાંક કે રાજા ભલે રહારે, કોઇની શરમાવી ન શરમાય „
બીક દેખાડતા તું બીહે નહિરે, લાચ આપનારથી ન લલચાય. „ ૧૪

નાગ દ્વેષ તુ લેશ નથી રાખતીરે, માટે રાખે હૃદે કોણ રોષ સત્ય૦
તુ તો નકટાને નકટુ કહેરે, જાણે તે પણ પોતાનો દોષ „ ૧૫
પુઠ પાછળ તુ બડબડતી નથીરે, સાચેસાચુ કહે મુખોમુખ „
તારૂ દિન રનરુ૦ દેખતા દેખાયછે, તેથી દિલમા ન ધરે કોઇ દુ ખ „ ૧૬
તારી આગળ આવીને જે ઉભુ રહેરે, સાચુ તેજ તુ કહેનાર „
નથી બીજા વિષે તુ કઇ બોલતીરે, એવો નિયમ ધર્યો તે નિરધાર „ ૧૭
તારી સત્યતાને સો ચહાય છેરે, હોસે હોસે ઝાલે તને હાથ „
નાના મોટા અને રાય રકનેરે, સૌને ગમેછે તારો સાથ „ ૧૮
તારા સત્ય ઉપર કોપ જે કરેરે, તેને લોક કરે ધિક્કાર. „
તેને મોટો મૂરખ ગણે માનવીરે, પક્ષ તારો તાણે નરનાર „ ૧૯

દલપત.

સત્યવિના અનેક રીતે હાનિ છે, એમ બતાવી આ સત્યવ્રત અધિકારની સમાપ્તિ કરી છે



## શુભાશુભ વચન-અધિકાર.



મનુષ્યે જેમ સત્યપાલનરૂપ વ્રત ન ચૂકવુ જોઇએ તેમ તેણે શુભ વચનનુ પણ પાલન કરવુ જોઇએ કારણકે અશુભ વચનથી સામા માણસનુ દિલ દુખાયછે એ સમજવામાટે આ શુભાશુભ વચન અધિકાર અહિ દાખલ કરવામા આવેછે

---

### મનહર

વચનતે ગુરૂ શિષ્ય બાપ પૂત પ્યારો હોત,
વચનતે બહુ નિધિ હોત ઉતપાત હૈ,
વચનતે નારી અરૂ પુરૂષ સનેહી હોત,
વચનતે દોઉ આપ આપમે રીસાત હૈ,
વચનતે સર્વ આગ રાજા કે હજુર હોત,
વચનતે ચાકર હુ છોડી કે ચલાત હૈ.

સુંદર સુવચન સુનત અતિ સુખ હોત,
કુવચન સુનતહી અતિ ઘટી જાત હૈ. ૧

વચનતે યોગ કરે વચનતે યજ્ઞ કરે,
વચનતે તપ કરી દેહકુ દહતુ હૈ,
વચનતે બંધન કરત હૈ અનેક વિધિ,
વચનતે ત્યાગ કરી વચન ગહતુ હૈ,
વચનતે ઉરજેરૂ સુરજે વચનહુતે
વચનતે ભાતી ભાતી સંકટ સહતુ હૈ,
વચનતે જીવ ભયો વચનતે શિવ હોઈ,
સુંદર વચન ભેદ સિધાંત કહતુ હૈ. ૨

એકનકે બચન સુનત અતિ સુખ હોત,
ફુલસે ઉત્તર હે અધિક મન ભાવને
એકનીકુ વચન તો અસિ માનો વરસાત,
શ્રવનકે સુનત વગત અળખાવને
એકનીકે વચન કટુક કહે વિષરૂપ,
કરત મરમ છેદ દુખ ઉપજાવને,
સુંદર કહત ઘટ ઘટમે વચન ભેદ,
ઉત્તમ મધ્યમ અરૂ અધમ સુહાવને ૩

સુંદરદાસ

આ પ્રમાણે ટુંકામાં શુભાશુભ વચનના પ્રભાવ દેખાડી આ શુભાશુભ વચન અધિકાર પૂર્ણ કરવામાં આવેછે



## प्रमाणिक्ता-अधिकार



ધર્મ તેમજ વ્યવહારનો મુખ્યમાં મુખ્ય આધાર શુભ વચનથી શોભિત પ્રમાણિકપણાઉપર છે તેથી પ્રમાણિકતા અધિકાર લખવો એ આવશ્યક છે

## ઉપદેશકોએ અવશ્ય સુધરવુ

*મનુષ્ય માત્રે પોતે કેવા થવુ છે તેનો વિચાર કરવો જોઇએ બીજાઓને શીખામણ દેતા પહેલા પોતાનામા તે ગુણ છે કે કેમ? તેતરફ લક્ષ આપવુ જોઇએ પોતાના તરફ અલક્ષ આપી બીજાઓને લાબી લાબી શીખામણો દેનારા આ જગતમા ઘણા માણસો દષ્ટિએ આવેછે બીજાઓના દોષો કાઢનારા એમ સમજેછે કે આપણે તો દોષમુક્ત છીએ અને આ પ્રમાણે પોતાના તરફ લક્ષ ન આપવાથી પોતાનામા ભરાઇ ગયેલા દુર્ગુણો દિવસે દિવસે વૃદ્ધિગત થતા જાયછે અને બીજાઓને શીખામણ આપવા જતા તેનામાજ તે દોષો વિદ્યમાન હોવાથી બીજાઓ તેની શીખામણઉપર લક્ષ આપતા નથી

તમારે જેવા થવુ હોય તેવા થવાને માટે તેવા પ્રકારનુ એક ચિત્ર મનમા રચી, પછી તે ચિત્રને અનુકૂળ થવાને માટે તેના ગુણોને પોતાનામા ધારણ કરવા જેવા થવુ હોય તેવા થવાને માટે જે એક લક્ષ્યસ્થાન પોતે કલ્પ્યુ હોય તે લક્ષ્યસ્થાનનુ ભાન હમેશા કાયમ રાખવુ અને તેનુ કદાપિ વિસ્મરણ કરવુ નહિ અને પોતે આ લક્ષ્યસ્થાનરૂપ જ્યાસુધી ન થાય ત્યાસુધી તે લક્ષ્યસ્થાન રૂપ થવાને માટે તેના ગુણલક્ષણો પોતાનામા આવે તેને માટે હમેશા પ્રયત્ન કરવો જેમકે આપણે આપણા ગામથી બીજે ગામ જવુ હોયછે ત્યારે ઘર-માથી નીકળતા પહેલા તે ગામનુ ચિત્ર પ્રથમ આપણા લક્ષમા આવેછે અને ત્યા જવાને માટે તે રસ્તે થઇને તે ગામ પહોચી શકાય તે રસ્તાનુ ચિત્ર પણ આપણા લક્ષમા લાવવુ પડેછે અને આ પ્રમાણે આપણે કલ્પેલા ચિત્રરૂપ ગામમા પહોચવાને માટે જે રસ્તે થઇને જઇ શકાય તેમ હોય તે રસ્તેજ પ્રયાણ કરીએ છીએ અને જ્યાસુધી તે ગામ ન પહોચીએ ત્યાસુધી તે ગામનુ લક્ષ્યબિંદુ આપણે ભૂલતા નથી અને તે આવતાસુધી અગાડી અને અગાડી રસ્તો કાપ્યા કરીએ છીએ અને જ્યારે તે ગામ પહોચીએ છીએ ત્યારેજ આપણે આપણા મનમાથી રસ્તાનુ અને ગામનુ કલ્પેલુ ચિત્ર ભૂલી જઇએ છીએ તેવીજ રીતે આપણે જેવા થવુ હોય તેવા આપણે જ્યાસુધી ન થઇએ ત્યાસુધી તેવા થવાને માટે આપણે જે પ્રયત્નરૂપી રસ્તાને કાપવો જોઇએ તે પ્રયત્નને ખંત રાખી કર્યા કરવો અને ધારેલા ચિત્ર પ્રમાણે આપણે થઇએ ત્યાસુધી તે પ્રયત્નને અટકાવવો નહિ અને આપણે જેના થવા ઇચ્છા રાખી હોય તેવા થવુ મનમા ધાર્યું કે હુ ફલાણા જેવો થવા ઇચ્છુ છુ અને એવુ ઇચ્છીનેજ બેસી રહેવાથી ધારેલા ચિત્ર પ્રમાણે થવાને માટે તેવા થતા સુધી પ્રયત્નની જરૂર છે અને તે પ્રયત્ન જે માણસ ધારેલા ચિત્ર પ્રમાણે પોતે

* ભાગ્યોદય-અંક ૧૧ મો-વર્ષ પહેલુ

થાય ત્યાસુધી કરે તે માણસ અનસ્ય કલ્પેલા ચિત્ર પ્રમાણે પોતાને કરી શકેછે

આ પ્રમાણે પ્રયત્ન કરતા વચ્ચે આડ, આખરા કે ઠાટારૂપી દુર્ગુણો કે બીજા આડે આવનારા દોષોથી ન કટાળતા તેના ઉપર વિજય મેળવી તે મનાથી દૂર રહી સંભાળથી પ્રયત્ન કરવો

બીજાઓના દોષ કાઢનારાઓએ બીજાના દોષ કાઢતા પહેલા પોતાનામા તે દોષ છે કે કેમ તેનો પ્રથમ વિચાર કરવો અને જો તે દોષ પોતાનામા હોય તો તેનુ પ્રથમથી નિકંદન કરી પછી બીજાને શીખામણ આપવી. ઘણું કરીને બીજાને શીખામણ આપનારાઓમાના ઘણામા આવા દુર્ગુણો હોયછે કે તે પોતે એમ સમજેછે કે પોતેજ સર્વ ગુણાલંકૃત છે, પોતેજ સર્વ દોષથી મુક્ત છે અને તેવુ માનીનેજ પોતાના વિચારથીજ વિરૂદ્ધ વર્તન કરનારના દોષો કાઢેછે અને તેને શીખામણ દેવા મચી પડેછે ઘણા રૂબરૂમા શીખામણ આપેછે ત્યારે કેટલાક પરોક્ષપણે બીજાના દ્વારા શીખામણ આપેછે અને તેમનો એક જાતનો આવો સ્વભાવજ પડી ગયો હોયછે કે જેને અને તેને શીખામણજ દેવી આ પ્રમાણે શીખામણ દેનારામાના ઘણા બીજાને સુધારવાને માટે શીખામણ દેછે એવુ સમજીને શીખામણ દેતા નથી પણ પોતે તેના કરતા કાંઇક વધારે જાણેછે, તેના કરતા પોતે ડાહ્યા અને વિદ્વાન છે તેવુ તે બીજા માણસ માને, બીજાના કરતા પોતાને શ્રેષ્ઠ અને મોટો માને, આટલા પુરતા તેઓ બીજાને શીખામણ આપવા પ્રયત્ન કર્યા કરેછે પણ આ ભાવ તેની શીખામણ સાભળનાર માણસો સમજી જાયછે તે વખતે તેનુ વજન રહેતું નથી અને આખરે તે હલકો પડી જાયછે અને તેની શીખામણોઉપર કોઇ લક્ષ આપતુ નથી માટે દરેક માણસે પોતે બીજાને શીખામણ દેતા પહેલા જે બાબતની બીજાને શીખામણ આપવા બેસેછે તેવા કોઇ દોષ કે દુર્ગુણ પોતાનામા છે કે કેમ તેનો તેણે પોતે પ્રથમ વિચાર કરવો જોઇએ અને જો કદાપિ પોતાનામા તેવો દોષ કે દુર્ગુણ હોય તો તેનો ત્યાગ કર્યા પછીજ બીજાને શીખામણ દેવી કે જે સાભળી સાભળનાર માણસ તેનામા તે દોષ ન હોવાને લીધે તેની શીખામણઉપર વજન રાખી કાંઇક ગ્રહણ કરે

વાણીથી શીખામણ દેવાથી બીજાના મનઉપર જે અસર કરી શકાયછે તેના કરતા વર્તનથી શીખામણ દેવાથી બીજાના મનમા સજ્જડ અસર કરી શકાયછે માટે બીજાને શીખામણ દેવાની જેને ટેવ પડી હોયછે તેણે પ્રથમ પોતાના વર્તનથીજ બીજાને શીખામણ દેવાનો પ્રયત્ન કરવો કે જેથી તેના વર્તનનુ ઘણા માણસો ગ્રહણ કરી શકશે બીજાને સુધારવા ઇચ્છનારે પ્રથમ પોતેજ સુધરવુ કે તેના સુધરેલા વર્તનનુ ઘણા માણસો અનુકરણ કરી શકશે પોતાનામા દોષ હોવા છતા બીજાને તે દોષથી સુધારવા પ્રયત્ન કરવો એ મિથ્યા હાસ્યાસ્પદ છે

બીજાને સુધારવા ઇચ્છનારાએ પ્રથમ પોતેજ સુધરવું તો બીજાઓ સુધરી શકશે માટે પ્રથમ પોતે જેવા થવા ઇચ્છતા હોય તેવા થવું અને તે પછીજ બીજાને સુધારવા પ્રયત્ન કરવો પોતે સુધરવાથી પોતાને અને બીજાને બન્નેને ફાયદો થાયછે માટે પ્રથમ પોતે સુધરવાને માટે પ્રયત્ન કરવો પોતાને જેવા થવા ઇચ્છા હોય તેવા જ્યાસુધી ન થવાય ત્યાસુધી તેવા થવાને માટે નિશદિન પ્રયત્ન કરવો અને ધારેલી સ્થિતિ પ્રાપ્ત થાય ત્યારેજ તે પ્રયત્નથી વિરમવુ આમ કરવાથી પછી બીજાને સુધારવામાટે વાણીથી શીખામણ દેવાની જરૂર રહેશે નહિ પણ પોતે સુધર્યા પછી પોતાના વર્તનથીજ બીજાઓ અનુકરણ કરી અને આપોઆપ સુધરી શકશે માટે દરેક મનુષ્યે બીજાને શીખામણ દેવાનો પ્રયત્ન વાણીથી ન કરતા વર્તનથી કરવો અને પ્રથમ પોતે જાતે સુધરવુ એજ બીજાને સુધરવાનો સર્વોત્તમ માર્ગ છે કે જેને પ્રમાણિક પણું કહેવામા આવેછે

આ પ્રમાણે પ્રમાણિકપણાસબધે ટૂકમા જરૂર જેટલું લખી આ અધિકાર પૂર્ણ કરવામા આવેછે



## मिष्टभाषण-अधिकार.





પ્રમાણિકતાથી યુક્ત મિષ્ટભાષણ (મધુરવાણી) એ સુજનનુ સર્વ જગતના મનને હરણ કરનાર વશીકરણ સાધન છે મધુરવાણીથી શત્રુ પણ શાન્ત થઇ જાયછે, તેમ તેથી કોઇને દુખ થતું નથી જેથી ધર્મનો મુખ્ય સિદ્ધાત કોઇને દુખ ન ઉપજાવવું એ પણ જળવાયછે તેથી આ અધિકાર આવશ્યક છે

---

### મીઠાં વચનથી સર્વ પ્રાણીઓ પ્રસન્ન થાયછે

### अनुष्टुप् (१ थी ४)

प्रियवाक्यप्रदानेन, सर्वे तुष्यन्ति जन्तव' ।
तस्मात्तदेव वक्तव्य, वचने का दरिद्रता ॥ १ ॥

रूपसेनचरित्र.

મીઠાં વાક્યના દાનથી એટલે પ્રિય વાક્ય કહેવાથી સર્વ જીવો પ્રસન્ન થાયછે તેથી તેજ વાક્યનો ઉચ્ચાર કરવો વચનમાં શી દરિદ્રતા છે? એટલે તેમાં શું ધનવ્યય થાયછે? ૧

## મિષ્ટવાદીઉપર સરસ્વતીની કૃપા

ललित सत्यसंयुक्तं, सुव्यक्तं सततं मितम् ।
ये वदन्ति सदा तेषां, स्वयं सिद्धैव भारती ॥ २ ॥

काव्यमाला सप्तम गुच्छक

જે પુરૂષો સુંદર સત્યયુક્ત સુપ્રસિદ્ધ હમેશાં નિયમવાળું વચન બોલે છે તેઓને હમેશાં સરસ્વતી સ્વયં સિદ્ધજ રહેછે ૨

## સુભોજન અને સુવચનની શ્લેષ અલંકારથી પ્રશંસા કરેછે.

हितं मितं प्रियं स्निग्धं, मिष्टं परिणतिप्रियम् ।
भोजनं वचनं चापि, भुक्तमुक्तं प्रशस्यते ॥ ३ ॥

ફાયદાકારક, માપસર, પ્રિય, સુકોમળ મીઠું, પરિણામમાં હિતરૂપ એવું ભોજન તથા વચન જેઓએ જમેલું છે અને બોલેલું છે અર્થાત્ ભોજન જમેલું છે અને વચન બોલેલું છે તેમાં તે બન્ને પ્રશંસાને પાત્ર થાયછે ૩

## પ્રિયવાદી પુરૂષોનો કોણ શત્રુ છે?

कोऽतिभारः समर्थानां, किं दूरं व्यवसायिनाम् ।
को विदेशः सविद्यानां, कोऽप्रियः प्रियवादिनाम् ॥ ४ ॥

सूक्तिमुक्तावली

સમર્થ માનવોને કયો અતિભાર છે? ઉદ્યમીને શું દૂરછે? વિદ્વાનોને કયો વિદેશ છે? અને પ્રિયવાદી પુરૂષોનો કોણ શત્રુ છે? કોઇ નથી ૪

## મધુર વાણીથીજ શાંતિ થાયછે.

### आर्या

न तथा शशी न सलिलं, न चन्दनं नापि शीतलच्छाया ।
आह्लादयति मनुष्यं, यथा हि मधुराक्षरा वाणी ॥ ५ ॥

रूपसेनचरित्र

જેવી રીતે મધુર અક્ષરોવાળી વાણી મનુષ્યને ખુશ કરેછે તેવી રીતે પૂર્ણચંદ્ર, ઠંડુ પાણી, ચંદન અને શીતલ છાયા આનંદ ઉત્પન્ન કરી શકતી નથી ૫

## પરગુણપ્રશંસા.

## उपजाति.

यथा तवेष्टा स्वगुणप्रशंसा, तथा परेषामिति मत्सरोज्झी ।
तेषामिमां सन्तनु यल्लभेथास्ता नेष्टदानाद्धि विनेष्टलाभः ॥ ६ ॥

अध्यात्मकल्पद्रुम

જેવી રીતે તને તારા પોતાના ગુણોની પ્રશંસા વહાલી છે તેવીજ રીતે બીજાઓને પણ પોતાના ગુણની પ્રશંસા વહાલી હોયછે, તેથી મત્સર તજી દઇને તેઓના ગુણની પ્રશંસા સારી રીતે કરવા માંડ જેથી તને પણ તે મળે (એટલે તારા ગુણોની પણ પ્રશંસા થાય) કારણકે વહાલી વસ્તુ આપ્યા-વગર વહાલી વસ્તુ મળતી નથી

ભાવાર્થ—આપણામાં કાવ્યચાતુર્ય, પ્રામાણિક વ્યવહાર, તપ, દાન, ઉપદેશ દેવાની અદ્ભુત શક્તિ કે એવો કોઇ પણ સદ્ગુણ કે સદ્વર્તન હોય તેની આપણા સ્નેહી, સગા કે અન્ય કોઇ પ્રશંસા કરે, તે સાંભળી આપણને આનંદ થાય કે તુરત મદ ચઢેછે, કેટલીકવાર આ બનાવ આડમ્બરી રીતે બનેછે માયાથી દેખાવ કરવાના હેતુથી આ જીવ તે વખતે બોલેછે કે 'એમાં કાંઇ નહિ, એતો મારી ફરજ હતી વિગેરે,' પણ એમાં ઘણી વખત માયા હોયછે બીજા માણસો ગુણસ્તુતિ કરે એ સાંભળવાની ઇચ્છા થાય, પોતાનું વર્તન બીજાને જણાવવાની ઇચ્છા થાય અને બીજા તેના વખાણ કરે તે સાંભળી આનંદ થાય ત્યાં ગુણપ્રાપ્તિનો છેડો આવેછે જેને ગુણઉપર ગુણ-ખાતરજ પ્રેમ હોયછે તે, લોકો શું બોલેછે, શું ધારેછે એની દરકારજ કરતા નથી—એનો વિચાર પણ કરતા નથી

એજ નિયમ પ્રમાણે જ્યારે પોતાના દોષ સાંભળીને ખેદ થાયછે ત્યારે પછી દોષ દૂર કરવાની વિચારણા કે કર્ત્તવ્યનું ભાન રહેતું નથી અને બીજા માણસો શું કહેછે તેતરફ ધ્યાન રહેછે, તેથી ખેલ બગડેછે અને તેને લીધે દોષો જામી જાયછે, દોષપર પ્રીતિ થાયછે અને એને દોષ છોડવા એ પોતાની પ્રિય વસ્તુ છોડવા જેવું થઇ પડેછે અથવા ઘણીવાર દોષને દોષતરીકે ઓળખી શકાતોજ નથી અને દોષ છુપાવવાનો પ્રયત્ન થાયછે કારણકે અમુક વિચાર, ઉચ્ચાર કે આચારતરફ એનું ધ્યાન રહેતું નથી, પણ લોકો તેને માટે શું ધા

રહે, ભાવે છે તેતરફ ધ્યાન રહે છે લોકોનું ધારવું બરાબર ન હોય તો આ જીવ છેતરાયછે લોકોમાં આંતર હેતુના વિચાર કરી મત બાંધનારા અલ્પ હોવાથી ધારણામાં ભૂલ કરનારા વિશેષ હોયછે અને તેથી લોક પ્રશંસા કે જનરૂચિપર આધાર રાખનારા બહુધા છેતરાયછે ૬

## મનોહર વાણી દુર્લભ.

### उपेन्द्रवज्रा

स्तुवन्ति गुर्वीमभिधेयसम्पद, विशुद्धिमुक्तेरपरे विपश्चितः ।
इति स्थितायां मतिपूरुष रुचौ, सुदुर्लभाः सर्वमनोरमा गिरः ॥ ७ ॥

કેટલાક વિદ્વાન્ પુરૂષો વાણીની ગારવવાળી અર્થ સંપત્તિ (અર્થ રચના) ને વખાણેછે અને કેટલાક શબ્દશુદ્ધિને વખાણેછે, આવી રીતે દરેક પુરૂષમાં ભિન્ન ભિન્ન રૂચિ છે તેથી સર્વ પ્રકારે મનને હર્ષ ઉપજાવનારી જે વાણી, તે બહુ મુશ્કેલ છે

સારાંશ—ઉંડા અર્થવાળી, અગંભક કે અલંકારવાળી વાણીકરતાં, નીતિમય મનોહર (મનને અતિરમણીય) વાણી જગતમાં મળવી અતિશય દુર્લભ છે ૭

## મધુર વાણી એજ ખરો શણગાર છે

### शार्दूलविक्रीडित

किं हारैः किमु कङ्कणैः किमसमैः कर्णावतंसैरलं,
केयूरैर्मणिकुण्डलैरलमलं साडम्बरैरम्बरैः ।
पुंसामेकमखण्डितं पुनरिदं मन्यामहे मण्डनं,
यन्निष्पीडितपार्वणामृतकरस्यन्दोपमाः सूक्तयः ॥ ८ ॥

सुभाषितरत्नभाण्डागार

હારો, કંકણો કાનના અસાધારણ આભૂષણો, બાજુબંધ, મણિમય કુંડળ અને ભભકાદાર વસ્ત્રોથી પુરૂષોની શોભા ગણાતી નથી પણ નીચોવેલ પૂર્ણ ચંદ્રના અમૃતમય ઝરાજેવું સુભાષિત (મધુરવાણી) છે તેજ પુરૂષોનું અખંડિત ભૂષણ છે એમ અમે માનીએ છીએ ૮.

## ઇન્દ્રવિજય.

કામ ગુણી અરધે કથને જઇ, કાનદ હુલ્ય કંને કદી દ્દી,
શીત ક્ષુધા ન વિચારજ કરો, ન વિચાર કરો રજની વદિ સૂદી,
લાડુ જલેબી જમાડી જુઓ, અધતે પીરસો કદળી ફળ છુદી,
ક્રોડ કરો દલપત કહે પણ, જીભ મીઠાની વાતજ જૂદી. ૯

દલપત.

મધુર વાણીથી કોયલ કે મયૂર પ્યારા લાગેછે, પુત્ર કે પુત્રી અથવા પત્ની-ઉપર સ્નેહ વધેછે, શત્રુ કે રાજા, માતા કે પિતા અથવા ગુરૂ વશ થાયછે, એ સર્વ પ્રતાપ મધુરવાણીનો છે એમ સમજાવી આ મિષ્ટભાષણ અધિકાર પૂર્ણ કરવામા આવેછે



## ➳ सुभाषितप्रशंसा–अधिकार. ➳



અન્ય વ્યવહારોના ઉપદેશ કરતા દુનિયાને ધર્મનો ઉપદેશ કરવાની પહેલી જરૂર છે કારણકે ધર્મને અનુસારે મનુષ્યનો વ્યવહાર સરલ અને તેને પોતાને તેમજ આખી દુનિયાને સુખદાયક થાયછે તેથી ધર્મનો ઉપદેશ કરવો એ મોહોટામા મોહોટુ પુણ્યનું કામ છે ધર્મનો ઉપદેશ કરવામા તેમજ અન્ય વ્યવહારોનો યોગ્ય ઉપદેશ કરવામા જેની પાસે સુભાષિત સંપત્તિ હોય તે બીજાઓને ધારેલી અસર કરી શકેછે માટે સુભાષિત એ સૌને માટે જરૂરનું છે અને તેમા પણ ધર્મનો ઉપદેશ કરનારમાટે તો વધારે જરૂરનું છે મિષ્ટતાની સાથે "સુભાષિત" એ સત્શિક્ષણનું પરિણામ છે એટલે સુશિક્ષિત થયેલો મનુષ્ય તેના સ્વાદના રહસ્યને જાણી શકેછે અન્યને તેનું ભાન થવુ અશક્ય છે ઇત્યાદિ બાબતોનું દિગ્દર્શન કરાવવાસારૂ આ અધિકારનો આરંભ કરવામા આવેછે

## સભામાં સુભાષિત રત્નની જરૂર.

### अनुष्टुप् (१ थी ६).

सुभाषितमयैर्द्रव्यैः, संग्रहं न करोति यः ।
सोऽपि प्रस्तावयज्ञेषु, कां प्रदास्यति दक्षिणाम् ॥ १ ॥
शार्ङ्गधरपद्धति

જે પુરૂષ સુભાષિતરૂપી ધનોનો સંગ્રહ કરતો નથી તે પુરૂષ પ્રસ્તાવ યજ્ઞો (વિદ્વાનોની સભા)માં શું દક્ષિણા આપી શકશે? ૧

## સુભાષિતહીન નરનું જીવનકરતાં મરણ ઉત્તમ છે

नैव भाग्यं विना विद्या, विना विद्यां न भाषितम् ।
सुभाषितविहीनस्य, जीवितान्मरणं वरम् ॥ २ ॥

સદ્ભાગ્યવિના વિદ્યા પ્રાપ્ત થતી નથી અને વિદ્યાવિના સુભાષિતની પ્રાપ્તિ થતી નથી અને સુભાષિતથી હીન પુરૂષનું જીવનકરતાં મરણ ઉત્તમ છે ૨

## મોઢામાં રહેલ જે જીભ તેને જીભ કહેવી કે માંસનો કકડો કહેવો?

मांसखण्डं न सा जिह्वा, या न वेत्ति सुभाषितम् ।
नूनं काकभयादेषा, दन्तान्तर्विनिवेशिता ॥ ३ ॥

જે જીભ સુભાષિતથી વર્જિત છે તે જીભ નથી, પરંતુ માંસનો એક કકડો છે ત્યારે ત્યાં પ્રશ્ન થાયછે કે તેના માંસના અપવિત્ર કટકાને મુખરૂપી ઉત્તમ સ્થાનમાં શાવાસ્તે રાખવામાં આવ્યો હશે? જવાબમાં જણાવેછે કે નક્કી કાગડાની બીકથી દાંતોના મધ્યમાં તે રાખવામાં આવી છે એટલે બહાર હોત તો કાગડા ખાઇ જાત એવી સંભાવના છે ૩

## સુભાષિત ખરૂં રત્ન છે.

पृथिव्यां त्रीणि रत्नानि, जलमन्नं सुभाषितम् ।
मूढैः पाषाणखण्डेषु, रत्नसंज्ञा निवेशिता ॥ ४ ॥

પાણી અન્ન અને સારૂં ભાષણ પૃથ્વીમાં આ ત્રણ સત્ય રત્નો છે, પરંતુ મૂઢ લોકોએ પાષાણના કટકામાં (ભૂલથી) રત્ન એવું નામ ધરાવેલું છે ૪

## સુભાષિતની ઉત્તમ રત્નમા ગણના.

धर्मो यशो नयो दाक्ष्य, मनोहारि सुभाषितम् ।
इत्यादिगुणरत्नाना, सग्रही नावसीदति ॥ ५ ॥

सूक्तिमुक्तावली

ધર્મ, કીર્ત્તિ, ન્યાય, ચતુરતા અને સુદર ભાષિત ઇત્યાદિ ગુણરૂપ રત્નોનો સંગ્રહ કરનાર મનુષ્ય દુ ખને પામતો નથી ૫

## સુભાષિત રસ આગળ બીજા રસો તુચ્છ છે.

द्राक्षा म्लानमुखी जाता, शर्करा चाश्मता गता ।
सुभाषितरसस्याग्रे, सुधा भीता दिव गता ॥ ६ ॥

सुभाषितरत्नभाण्डागार

સુભાષિતરૂપી રસની આગળ દ્રાક્ષા કરમાયેલ મોઢાવાળી થઇ ગઇ અને સાકર પથ્થર (કઠોરપણાના) સ્વરૂપને પામી અને અમૃત ભય પામીને સ્વ ર્ગમા પલાયન કરી ગયુ ૬

## સુભાષિતહીન પુરૂષની પડિતોમાં સભામાં સ્થિતિ

### रथोद्धता

यस्य वक्त्रकुहरे सुभाषित, नास्ति नाप्यवसरे प्रजल्पति ।
आगतः सदसि धीमतामसौ, लेख्यनिर्मित इवावभासते ॥ ७ ॥

सूक्तिमुक्तावली

જે પુરૂષના મુખકુહરમા સુભાષિત નથી, તે પુરૂષ સમય આવતા કાઇ બોલી શકતો નથી અને વિદ્વાનોની સભામા વખતે એવો મૂર્ખ પુરૂષ આવ્યો હોય તો ચિત્રમા લખેલી પુરૂષની છબી (ફોટા) માફક ભાસમાન થાયછે એટલે માત્ર દેખાયછે એટલુજ છે ૭

## સુભાષિત એ સર્વોત્તમ કળા છે.

### आर्या.

एकापि कला सुकला, वचनकला किं कलाभिरपराभिः ।
वरमेका कामगवी, जरद्गवीना न लक्षमपि ॥ ८ ॥

વાક્ ચાતુરી તે એકજ સુંદર કળા છે, બીજી કળાઓથી શું? કારણકે જેવી રીતે કામદુધા ગાય શ્રેષ્ઠ છે, તેની આગળ વૃદ્ધ ગાયોનું લાખ જેટલું ટોળું પણ નિરર્થક છે ૮

અસરકારક વાણીવિના કોઇ મનુષ્ય વશ કે પ્રસન્ન થતું નથી માટે સુભાષિતની બહુ જરૂર છે એમ બતાવી આ સુભાષિત અધિકાર પૂર્ણ કરવામાં આવેછે



## समयजल्पन-अधिकार.



સુભાષિત છતાં પણ સમયની યોગ્યતા વગરનું બોલવું હોય તો તે બીજાઓને કટાળા ભરેલું થઇ પડે. માટે "સમયજલ્પન" ટાણું જોઇ બોલવું તે જાણવાની ઘણી જરૂર છે દુનિયામાં કેટલાક એવા મનુષ્યો હોયછે કે સમયને જાણતા નથી તેઓને પરિશ્રમ વેઠતાં છતાં પણ કશો લાભ થતો નથી ઇત્યાદિ જણાવવા આ અધિકારનો આરંભ કરવામાં આવેછે

---

### અવસરવિના બોલવું નિરર્થક છે.

### अनुष्टुप (१–२)

कलाकलापसम्पन्ना, जल्पन्ति समये परम् ।
घनागमविपर्यासे, केकायन्ते न केकिनः ॥ १ ॥

કળાના સમૂહોથી સંપન્ન (કળાજ્ઞ) પુરુષો કેવળ સમય આવતાંજ બોલે છે કારણકે વર્ષાઋતુ ગયા બાદ મયૂરો તીવ્રધ્વનિ કરતા નથી. ૧

### ભાષાથી પરીક્ષા

तुल्यवर्णच्छदैः कृष्णकोकिलैः किल सङ्गतः ।
केन सञ्ज्ञायते काकः, स्वयं न यदि भाषते ॥ २ ॥

— सूक्तिमुक्तावली.

સમાન છે રંગ પીંછા જેના એવા શ્યામ કોકિલાઓની સાથે મળી ગયેલો કાગડો જો તે પોતે ન બોલે તો કોનાથી જાણી શકાયછે? (અર્થાત્ ભાષા બોલવાની ઢબઉપરથી કાગડો વરતાઇ જાયછે) ૨

એક ઘણા મૂર્ખવાળા સમાજમાં એક પંડિત પુરૂષ ગયો; પરંતુ તે ત્યાં મુંગો બેસી રહ્યો એટલે એક સુજ્ઞ પુરૂષને વિચાર થયો કે આ જનસમાજ મૂર્ખપ્રાય છે, પરંતુ આમાં વિદ્વાનોની પરીક્ષા કરી શકે તેવા સુજ્ઞ પુરૂષો પણ છે, તે જો આ વિદ્વાન્ કાંઇ બોલ્યા સિવાય અત્રેથી ચાલ્યો જશે તો તે પણ મૂર્ખમાં ગણાઇ જશે તેમ જાણી તેને ઉદ્દેશીને-કોકિલતરફ અન્યોક્તિ કરી કહેછે કે—

## વિદ્વાનને સમજાવવા કોકિલપ્રતિ અન્યોક્તિ

### *पादाकुलक

रे रे कोकिल मा कुरु मौनं, किञ्चिदुदञ्चय पञ्चमरागम् ।
नो चेत्त्वामिह को जानीते, काककदम्बकपिहिते चूते ॥ ३ ॥

प्रमाणसहस्री

રે રે કોકિલ! તું મૌનવ્રતને ધારણ કરમાં કોઇક પ્રકારના પંચમ રાગનો આલાપ કર. નહિતર કાગડાના સમૂહથી ઢંકાયેલા આ આંબાના વૃક્ષમાં તને કોણ ઓળખી શકશે? ૩

---

* पादाकुलक છંદ સોળ માત્રાનો છે ને તે ઉપજાતિની માફક मात्रासमक, विश्लोक, वानवासिका, चित्रा, उपचित्रा એમ પાંચ છંદનો બનેછે તેમાં પ્રથમ ચરણ मात्रासमकनુ અથવા चित्राનું હોઠવું ને દ્વિતીય ચરણ विश्लोकનું ત્રીજું ચરણ वानवासिकाનું ને ચોથું ચરણ विश्लोकનું આવવું જોઇએ

ઉપરના પાંચ છંદમાં દરેક ચરણની સોળ સોળ માત્રા હોયછે પણ मात्रासमकમાં નવમી માત્રા લઘુને અંતની દીર્ઘ હોવી જોઇએ

विश्लोकમાં ચાર માત્રા પછી ज ગણ અથવા न ગણ અને લઘુ આવે ને અંત્યે તો દીર્ઘ માત્રા હોવીજ જોઇએ

वानवासिकाમાં આઠ માત્રા પછી ज ગણ અને અંતે દીર્ઘ માત્રા આવવી જોઇએ અથવા આઠ માત્રા પછી न ગણ લઘુ અને અંતે દીર્ઘ માત્રા લાવવી

चित्राમાં પાંચમી, આઠમી ને નવમી માત્રા હ્રસ્વ હોવી જોઇએ

उपचित्राમાં આઠ માત્રા પછી स ગણ આવે ને અંતે દીર્ઘ માત્રા લાવવી

ક્રાન્તિ પ્રસરે તેમ આ સિદ્ધાંતના દર્શનથી સમગ્ર અર્થસમૂહો નિશ્ચિત થાયછે ૨

## જે આ સિદ્ધાંત જાણે તે ધન્ય.

### उपजाति (३–४).

दृष्टान्तयुक्तिस्थितिहेतुयुक्तः आद्यन्तमध्ये व्यभिचारमुक्तः ।
अनेकधा नूतनयः प्रपञ्चाचारो विचाराकृतविश्वविश्वः ॥ ३ ॥

सिद्धान्त एष क्षितिकर्मजालो, वसत्यसंरय हृन्यान्तराले ।
यस्य प्रसन्नीकृतमानसस्य, स एव धन्य सुकृती कृती च ॥ ४ ॥

દૃષ્ટાન્ત, યુક્તિ, સ્થિતિ અને હેતુથી યુક્ત, આદિમાં મધ્યમાં અને અંતમાં નિર્દોષ, અનેક રીતે ન્યાયવાળો, નિષ્પ્રપંચ સકલવિશ્વનો વિચારવત. જે પ્રસન્નાત્માના હૃદયની અંદર આ (કર્મસમૂહનાશક) સિદ્ધાન્તે વાસ કરેલો છે તેને ધન્ય સુકૃતી અને કૃતાર્થ સમજવો. ૩, ૪

## સિદ્ધાન્ત જ્ઞાનવગર કોઈ પણ વસ્તુ જાણી શકાતી નથી.

### उपेन्द्रवज्रा.

अदेवदेवौ कुगुरु गुरु वा, कुधर्मधर्मावहित हितं वा ।
गुणागुणौ वा बहुपापपुण्ये, न वेत्ति जन्तु र्ममयेन हीनः ॥ ५ ॥

સિદ્ધાન્તરહિત મનુષ્ય, અદેવ અથવા દેવને કુગુરૂ અને સદ્ગુરૂને, ધર્મ તથા અધર્મને, હિત-અહિતને, ગુણ-નિર્ગુણને, બહુપાપ અથવા પુણ્યને જાણતો નથી ૫

## તે સિદ્ધાન્ત લોકોને બહુ રીતે ઉપકારી છે.

### उपजाति (६–७)

रत्नप्रदीपं शिवमार्गगाणा, दिवाकराभो भविकाम्बुजानाम् ।
सुधोपमानो विबुधव्रजाना, पोतो भवाब्धौ पतता जनानाम् ॥ ६ ॥

શિવમાર્ગમાં (મોક્ષમાર્ગમાં) જનારાઓને રત્નના દીવારૂપ ભવ્યપ્રાણીરૂપ કમલને ખીલવનાર સૂર્યસમાન, જ્ઞાનીના અથવા દેવોના સમુદાયને અમૃતરૂપ અને સંસારસાગરમાં પડતા મનુષ્યોને તારવામાં વહાણરૂપ છે ૬

## તે સિદ્ધાંતમાં ખરી શ્રદ્ધા કોને થાય?

जिनप्रणीते शुभधर्ममार्गे, त्रिभुवनव्यापिपदार्थसार्थे ।
जीवादितत्त्वे च तथेतिबुद्धिः, सञ्जायते भव्यजनस्य भाग्यात् ॥ ७ ॥
नरवर्मचरित्र

ત્રણે લોકમાં વ્યાપ્ત પદાર્થના સાર્થ (સમૂહ) વાળા શ્રીજિનેશ્વ પ્રણીત શુભ ધર્મ માર્ગમાં અને જીવ આદિ તત્ત્વમાં ભવ્ય પ્રાણીને ભાગ્ય યોગથી યથાર્થ (સત્ય) બુદ્ધિ થાયછે ૭

## જિનવચનથી રહિત મનુષ્યો અંધતુલ્ય છે

### शिखरिणी

न देवं नादेवं न शुभगुरुमेवं न कुगुरुं,
न धर्मं नाधर्मं न गुणपरिणद्धं न विगुणम् ।
न कृत्यं नाकृत्यं न हितमहितं नापि निपुणं,
विलोकन्ते लोका जिनवचनचक्षुर्विरहिताः ॥ ८ ॥
सिंदूरप्रकर

જિનવચનરૂપી ચક્ષુ (નેત્ર) થી રહિત મનુષ્યો (જિનવચનઉપર શ્રદ્ધા નહિ રાખનાર પુરૂષો) રાગાદિ જીતનારા સુદેવને કે સ્ત્રી-શસ્ત્ર વિગેરેને ધારણ કરનાર કુદેવને જોઈ શકતા નથી, શુદ્ધ માર્ગદર્શક સુગુરૂ કે પચાચાર રહિત અથવા ઉત્સન્નદર્શક કુગુરૂને જોતા નથી, ધર્મ શું છે? કે અધમ શુ છે? તે બેઉનો તફાવત જાણતા નથી, ગુણોથી પરિપૂર્ણ ગુણવંતને કે ગુણથી રહિત નિર્ગુણને જોઈ શકતા નથી, કરવા યોગ્ય એવું જે કૃત્ય ક નહિ કરવા યોગ્ય અકૃત્ય તેને જાણતા નથી, તેમજ સુખકારક હિત કે દુખ કારક અહિતને બરાબર જાણી શકતા નથી (અર્થાત્ જિનવચનના શ્રવણની શ્રદ્ધાવિના શુભાશુભના તફાવતને મનુષ્યો જાણી શકતા નથી) ૮

## મિષ્ટ વાણી એજ અમૂલ્ય આભૂષણ છે

### शार्दूलविक्रीडित (९ थी १३).

केयूरा न विभूषयन्ति पुरुषं हारा न चन्द्रोज्ज्वला,
न स्नानं न विलेपनं न कुसुमं नालङ्कृता मूर्धजाः ।

वाण्येका समलङ्करोति पुरुषं या संस्कृता धार्यते,
क्षीयन्ते खलु भूषणानि सततं वाग्भूषणं भूषणम् ॥ ९ ॥
भर्तृहरिवैराग्यशतक

બાજુબંધ મનુષ્યને શણગારતા નથી ચંદ્રજેવા પ્રકાશિત હારો શોભા આપતા નથી, સ્નાન શોભાવતું નથી, (કેવડા વિગેરેનું) અત્તર શોભા આપતું નથી, પુષ્પની માળા શણગારતી નથી, ફુલેલ તેલથી શોભિત વાળો શોભા આપતા નથી, પરંતુ ફક્ત સંસ્કાર પામેલી (શુદ્ધ) વાણીજ પુરૂષને શોભા આપેછે (ઘરેણારૂપે શોભેછે કારણકે બીજા અન્ય ઘરેણા કાળે કરીને ઘસાઇ જાયછે પણ મધુરવાણીરૂપી જે ઘરેણા છે તેજ અક્ષય ઘરેણું છે ૯

## જિનવાણી સેવ્યાથી થતા લાભો.

धर्मं जागरयत्यघं विघटयत्युत्थापयत्युत्पथं,
भित्ते मत्सरमुच्छिनत्ति कुनयं मथ्नाति मिथ्यामतिम् ।
वैराग्यं वितनोति पुष्यति कृपां मुष्णाति तृष्णां च य-
त्तज्जैनं मतमर्चति प्रथयति ध्यायत्यधीते कृती ॥ १० ॥
सिन्दूरप्रकर

પંડિત જે જિન પ્રવચનને પૂજેછે, વિસ્તારેછે, ધ્યાન ધરેછે અને તેનો અભ્યાસ કરેછે તે જિન પ્રવચન ધર્મને પ્રકાશેછે, પાપને દુર કરેછે, અનાચારનો ઉચ્છેદ કરેછે, મત્સર (ગુણિ પુરૂષમાં દ્વેષભાવ) ને નષ્ટ કરેછે, અન્યાયને છેદેછે, કપટમય બુદ્ધિને દૂર કરેછે, વૈરાગ્યને વિસ્તારેછે, દયાનું પોષણ કરેછે, લોભને દૂર ખસેડેછે (અર્થાત જેણે જિનમત સેવ્યો તેણે ઉપર દર્શાવેલી સર્વ વસ્તુ કરી લીધી એમ માનવું તેથી જિનપ્રણીત સિદ્ધાંતનું સેવન કરવું) ૧૦

## સિદ્ધાંતશ્રવણનું ફળ.

अंहःसंहतिभूधरे कुलिशति क्रोधानले नीरति,
स्फूर्जज्ज्ञानतमोभरे मिहिरति श्रेयोद्रुमे मेघति ।
मायन्मोहसमुद्रशोषणविधौ कुम्भोद्भवत्यन्वहं,
सम्यग्धर्मविचारसारवचनस्याकर्णनं देहिनाम् ॥ ११ ॥

સમ્યક્ધર્મના વિચારના સારભૂત વચનોનું સારી રીતે કરેલું શ્રવણ મનુષ્યોના પાપના પુંજરૂપી પર્વતોને વજ્રરૂપ થાયછે, ક્રોધરૂપ અગ્નિને જળરૂપ

થાયછે, ચોતરફ પ્રસરેલ પાપરૂપ અન્ધકારના સમૂહને સૂર્યરૂપ થાયછે, કલ્યાણરૂપ વૃક્ષોને મેઘના સમાન બનેછે, નિરન્તર ઉછળતા મોહરૂપી સમુદ્રને શોષવામા અગસ્ત્ય મુનિસદશ થાયછે ૧૧

## જિનવાણી સુખનુ સાધન છે.

नौरेषा भववारिधौ शिवपुरमासादनिःश्रेणिका,
मार्गः स्वर्गपुरस्य दुर्गतिपुरद्वारप्रवेशार्गला ।
कर्मग्रन्थिशिलोच्चयस्य दलने दम्भोलिधारोपमा,
कल्याणैकनिकेतनन्निगदिता वाणी जिनानामियम् ॥ १२ ॥

एतौ कस्यापि

તીર્થંકરોની આ વાણી સસારસમુદ્ર તરવામા વહાણરૂપ, શિવપુર (મોક્ષ નગર) ના મહેલની નિશરણીરૂપ, સ્વર્ગનગરના માર્ગરૂપ, દુર્ગતિપુરના દ્વારના પ્રવેશને ભોગળરૂપ, કર્મગ્રન્થિના પર્વતોને નાશ કરવામા ઇન્દ્રના વજ્રની ધારજેવી અને કલ્યાણના એકસ્થાનરૂપ કહેલી છે ૧૨

## મનુષ્યદેહની નિષ્ફળતા.

## शार्दूलविक्रीडित.

मानुष्यं विफलं वदन्ति हृदयं व्यर्थं वृथा श्रोतयो-
र्निर्माणं गुणदोषभेदकलना तेषामसम्भाविनीम् ।
दुर्वारं नरकान्धकूपपतनं मुक्तिं बुधा दुर्लभा,
सार्वज्ञः समयो दयारसमयो येषां न कर्णातिथिः ॥ १३ ॥

सिन्दूरप्रकर

હે ભવ્ય પ્રાણિઓ! શ્રીવીતરાગદેવે પ્રણીત દયારસથી ભરપૂર આગમ જે પુરૂષોના કાનદ્વારા સભળાયેલ નથી તે પુરૂષોના જન્મ, ચિત્ત, શ્રોત્ર (કાન) ની ઉત્પત્તિ, ગુણ તથા દોષ જાણવાની કળા એ સર્વ નિષ્ફળ જાણવા? (એટલુજ નહિ પણ) તેઓનુ નરકરૂપી અધકૂવામા પડવુ અટકતું નથી તથા તેઓને મુક્તિ પણ દુર્લભ છે ૧૩

## વાણીનો પ્રભાવ.

## મનહર.

વાણી વિના કોઇ વ્યવહાર સિદ્ધ થાય નહિ,
વાણી વિના અતરના ભાવપર પાણી છે,

વાણી વિના વાત કે વિનોદ ન કરાય કશો,
વાણી વિના શરીરની શોભા ધૂળધાણી છે
વાણી વિના નામ કામ આજ બધા ક્યાથી હોય,
વાણી વશ હોય તેને કરોડયો કમાણી છે.
કેશવ કહેને વાણી વિના કેમ ચાલે ભાઇ,
વાટે ઘાટે વાહુ વાહુ વાણી ઉભરાણી છે ૧૪

કેશવ.

*વાણીયે વેપાર થાય વાણીયે ઉગાર થાય,
રાજ કારભાર સાર વાણીયે પ્રમાણીયે,
વાણીયેજ જ્ઞાનને વિજ્ઞાન અનુમાન થાય,
જે વિના યથાર્થ જગદીશ નહિ જાણીયે
વાણીયો ન હોત તો ન હોત માણસાઇ મુલ,
એ થકી અધિક કહો ખૂબ શુ વખાણીયે
કહે દલપતરામ જે કહુ હરેક કામ,
વિશ્વમા વિશેષ તો વિખ્યાત કર્યુ વાણીએ, ૧૫
બોલે એક બોલ તેના તોલથી તપાસીએ તો,
વરતી શકાય તેની વાત નીત વાણીએ,
કેવી ચાલ કેવો માલ કેવો તેનો બધો તાલ,
પૂછ્યા પાખી પણ પરિપૂરણ પ્રમાણીએ,
લકડના લાડુ તણા નામથી તમામ ગુણ,
દાખે દલપત આપ અતરમા આણીએ.
પડયાણીનુ પૂરૂ કુળ પૂછ્યા પાખી ઓળખી લેએ,
દીકરાનુ નામ જ્યારે દાઉદીઓ જાણીએ ૧૬

દલપત

## વાણીની પ્રબળ શક્તિ.

+ ભયકર શબ્દનો ધ્વનિ કર્ણે આવતા મનુષ્યો, શાથી થથરી જાયછે? શબ્દમા એવુ શુ રહ્યુ હોયછે કે મનુષ્યો ભયથી કપેછે? કરૂણાજનક શબ્દનો ધ્વનિ કર્ણે પડતા મનુષ્યોના નેત્રમાથી શાથી અશ્રુ ખરેછે? અશ્રુ આવવા જેવી સ્થૂલ ક્રિયા શબ્દથી પ્રકટેલી શુ તમે નથી અનુભવી? ચાકુથી શેરડી કાપતા ઘણી વખત જે કચડકુ અવાજ થાયછે તેથી ઘણા નબળા

* આ કવિતા વાણી તથા વાણીઆઉપર દ્વિઅર્થે યોજેલી છે

+ અધ્યાત્મ બળપોષક ગ્રથમાળા-પ્રથમ અક્ષ

મનના મનુષ્યોને કપારી આવી તેમના રૂવા ઉભા થઇ ગયેલાં તમે નથી જોયા? મધ્યાહ્ન કાગડાનો કે હોલાનો કર્કશ અવાજ સાંભળી ઘણા માણસોને ત્રાસ થતો શુ તમે નથી અનુભવ્યો? ઘુડ કે ચીબડીના શબ્દોથી પુષ્કળ મનુષ્યોના હૃદયમા વ્યથા થયેલી તમે નથી અનુભવી? મધ્ય રાત્રિએ કૂતરાનો રડવાનો સ્વર સાભળવાથી ઘણા રોગી મનુષ્યોને ભારે અસુખ થયેલું તમે નથી સાભળ્યુ? ગણુવાઘના સ્વરના શ્રવણથી રોમે રોમે આવેશ પ્રકટવાના ઉદાહરણ તમે નથી જોયા? મધુર કોમળ સ્વરયુક્ત ગાનના શ્રવણથી શ્રવણ કરનારને અત્યંત શાતિનું ભાન થતું તથા ઘણાને નિદ્રા આવી જની તમારા જાણવામા નથી આવી? અને આવા આવા અસખ્ય દૃષ્ટાતો વ્યવહારમા નિત્ય તમારા અનુભવમા આવતાં છતા, શબ્દોચ્ચારની આવી સ્થૂલ અસરો સર્વત્ર પ્રકટ હોવા છતા, તમને શકા થાયછે કે મત્રના જપથી સ્થૂલ ફળ શીરીતે પ્રકટતું મભવે? શબ્દ સર્વદા આદોલનોને પ્રકટાવેછે અને આ દોલનો સર્વત્ર કાર્યને સાધનારા હોયછે આ હિમાલય પર્વત જેવો અત્યત સ્થૂલ જણાતો પદાર્થ પણ આદોલનનોજ પરિણામ છે હિમાલયમા જે આદલનો પ્રવર્તેછે, તેથી બળવાન્ વેગવાળા આદોલનો તેમા પ્રવર્તાવતા એક ક્ષણમા તે પ્રવાહી પદાર્થ થઇ જવા સભવ છે અને આટ્લાટિક મહાસાગર જેવો પ્રવાહી પદાર્થોના આદલોનોમા ઉષ્ણતાના આદોલનો પ્રવર્તતા આખો મહાસાગર વરાળરૂપે થઇ જવા સભવ છે, અર્થાત્ આદોલનોનું સર્વત્ર સામ્રાજ્ય છે શબ્દના આદોલનો આ વિશ્વમા સર્વત્ર વિજયી છે અને તેથી કરીને શબ્દની કેવી યોજનાથી કેવા પ્રકારના આદોલનો પ્રકટેછે, એ જ્ઞાન જે તત્ત્વવિત્ પુરૂષોને હોયછે તેઓ શબ્દની તે પ્રકારની યોજના કરી, સામાન્ય જીવોની કલ્પનામા પણ ન આવે, એવા મહદ્ આશ્ચર્યકારક કાર્યો આ વિશ્વમા સાધી શકેછે

આ પ્રમાણે કલ્યાણ-અકલ્યાણ વિગેરેનો સારી-માઠી વાણીઉપરજ આધાર હોવાથી તેના સબધમા આવશ્યક વર્ણન કરી, આ અધિકાર પૂર્ણ કરવામા આવેછે

## सभ्यगीत-अधिकार

ઘણી સ્ત્રીઓ ધર્મકર્મો કરવામા પ્રવૃત્તિવાળી જોવામા આવેછે પણ જ્યારે તે પ્રવૃત્તિમાથી છૂટી સાસારિક કૃત્યોમા પડેછે ત્યારે પોતાની ઉત્તમતા ભૂલી જઇ હલકી વાતો અને હલકા ગીતો ગાવાની પ્રવૃત્તિ કરતી

લેવામાં આવેછે તે બહુ ખેદકારક છે કારણકે એથી ધર્મના ઉચ્ચ સસ્કારો ધોવાઇ જાયછે એટલામાટે તેવી સ્ત્રીઓ અસભ્ય ગીતો અને અસભ્ય વાતચિતોથી દૂર રહે તેમાટે આ સભ્યગીત અધિકાર લેવામા આવ્યો છે

---

## સારાંગીત કેવાં હોવા જોઇએ ? તેનો નમુનો

આજ બેની આજ મે જ્ઞાનાદિક નોતર્યાં,
જ્ઞાનાદિક છે સમ દેવાને યોગ, માહરે આતમરાયને માડવે
આજ બેની આજ મે મહેલ સુણ્યો મુક્તિતણો,
ચૌદ પગથીયા તેને છે નિરધાર મહારે૦
આજ બેની આજ મે વૈરાગ્ય ચદણી ચોકમા,
હાજર રાખ્યા વિનય અને વિવેક મહારે૦
આજ બેની આજ મે સરલ લઘુ નિરલોભતા
એવી સખીયો તેડાવી છ ચોક મહારે૦
આજ બેની આજ મે, દ્વાદશ વ્રતમય દેથરા,
જમવા મૂક્યા શમતા ભરી ભરી થાળ મહારે૦
આજ બેની આજ તીહાં ચારિત્ર ભૂપતિ આવશે
જમશે જમશે સૈનાસહિત તે થાળ, મહારે૦
આજ બેની આજ મેં કીર્ત્તિ કકણ કાઢવી
મર્યાદામય પેહેરી મોહનમાળ મહારે૦
આજ બેની આજ મે ચતુરાઇ ચિતહર ચીરને
બુદ્ધિ બળના બાધ્યા બાજુબધ મહારે૦
આજ બેની આજ મે સપની ઉંચી સાકળી
મોન વ્રતનો પેર્યો મુક્તાહાર મહારે૦
આજ બેની આજ મે સદાચરણનો ચોરસો
ઓઢી લીધો અગંપરે નિરધાર મહારે૦
આજ બેની આજ મે યોગાચાર એક્દાણીયું
પેર્યાં આર્જવ જવ માદળીયા સાર મહારે૦
આજ બેની આજ એ ધન ધન સતી સસારમા
ઉજમ જશ ઘટ ઉત્તમ તત્ત્વ વિચાર મહારે૦

ઉજમશી.

## નઠારાં ગીત નહિ ગાવાની ભલામણ.

"મારૂ સોનાનું છે બેડું રે, છેલછબીલા છોગાળા"—એ રાગ

જેની અંદર અર્થ નઠારો, ગીત નઠારા નવ ગાઇએ,
સુણી સુણીને સત્ય વિચારો, ,,
જેમા નહિ નીતિનો સ્વાદરે, ,,
ખાઇઓ તે તો બકવાદરે, ,,
શિદ મુખ દુખવીએ ઠાલુંરે, ,,
વિપરીત મતિને તે વહાલુંરે, ,,
એવા શીખવે ગીત સુતાનેરે, ,,
ધિક! તેવા માતપિતાનેરે, ,,
સારા જન તો શરમાયરે, ,,
એ તો સુણુતા ઉઠી જાયરે, ,,
એ તો માતા પિતાનો વાંકરે, ,,
એ તો જાણો આડો આંકરે, ,,
જો સોનું સારૂ ધારોરે, ,,
નવ રાખો ચાલ નઠારોરે, ,,
જેમા હોય ઇશ્વરનું નામરે, ,,
પણ અનીતિ હામો હામરે, ,,

દલપત.

સારા ગીત ગાવાનો નમુનો બતાવી, નઠારા ગીત ન ગાવા તેની ભલામણ કરી આ સભ્યગીત અધિકાર પૂર્ણ કરવામા આવેછે

## अदत्तत्यागगुण–अधिकार.

બીજુ વ્રત પૂર્ણ થતા ત્રીજુ વ્રત અદત્તત્યાગગુણનું વિવરણ કરવાની જરૂર છે કારણકે મનુષ્ય યોગ્ય વાણીવાળો છતા તેના આચરણમા અયોગ્યપણું હોય તો તેની વાણીની યોગ્યતા માત્ર ફારસજેવીજ ગણાયછે માટે આચરણની યોગ્યતા અતિ આવશ્યક છે ચોરી, વ્યભિચાર વગેરે દુરાચરણો મનુષ્યજીવનને હલકામા હલકી સ્થિતિપર લાવી મૂકેછે અને દુર્ગતિના દ્વારોને ખુલા કરી આપેછે તેથી તેવા દુરાચારોથી દૂરજ રહેવું જોઇએ એટલુજ નહિ

પણ જેના ઉપર પોતાનું સ્વામિત્વ નથી તેના ઉપર પોતાની ખરાબ નિષ્ઠાને વશ થઇ પોતાનું સ્વામિત્વ સ્થાપવાનો વિચાર કરવો એ પણ મહા પાપ છે બીજાઓનું ધન વિગેરે તેને છેતરીને અથવા બળાત્કારથી લેવુ એ મોહોટામા મોહોટો અધર્મ છે અને તેનાથી દૂર રહેવુ એ ધર્મનો ખરો માર્ગ છે અને તેથી જે વસ્તુમા અન્યનું સ્વામિત્વ છે તેવી વસ્તુ–દ્રવ્ય ન લેવામા કેવા કેવા ફાયદા (યશ, કીર્ત્તિ, ગુણ આનદ) છે તે બતાવવામાટે આ અધિકારનો આરભ કરવામા આવ્યો છે

---

## પરદ્રવ્યનો ત્યાગ કરવાથી થતા ફાયદા.

### अनुष्टुप्

यदा सर्वम्परद्रव्यम्बहिर्वा यदि वा गृहे ।
अदत्त नैव गृह्णाति, ब्रह्म सम्पद्यते तदा ॥ १ ॥

જ્યારે સઘળુ પરાયું ધન બાહાર હોય અથવા ઘરમા હોય તે આપ્યા સિવાય લેજ નહિ ત્યારે તે મનુષ્ય બ્રહ્મને પ્રાપ્ત થાયછે અર્થાત્ બહાર પડેલું હોય કે ઘરમા હોય તોપણ પોતાની મેળે લેવું અયોગ્ય છે ૧

વળી—

### उपजाति (२ थी ४)

पीडा न दु'ख न परापवादो, न चापकीर्त्तिर्न दरिद्रता च ।
नैवावहेला न कलङ्कपङ्को, भवेन्नरस्य त्यजतोऽन्यवस्तु ॥ २ ॥

બીજાની વસ્તુનો ત્યાગ કરનાર પુરૂષને પીડા, દુ.ખ, પરાપવાદ અપકીર્ત્તિ, દરિદ્રતા તિરસ્કાર અને કલકનો લેપ આવતો નથી ૨

તથા—

विशुद्धिसिद्धिस्थिरबुद्धिलक्ष्म्यः, कीर्त्तिर्नुति श्रीन्नतिशर्मसङ्गः ।
स्वर्गापवर्गादिसुखानि पुसा, भवन्त्यदत्तस्य पराङ्मुखानाम् ॥ ३ ॥

અદત્તત્યાગી પુરૂષોને વિશુદ્ધિ સિદ્ધિ બુદ્ધિની સ્થિરતા, લક્ષ્મી, કીર્ત્તિ, કાન્તિ, ઉન્નતિ કલ્યાણકારક પદાર્થોનો સમાગમ અને સ્વર્ગમોક્ષાદિ સુખો થાયછે (પોતાની મેળે પ્રાપ્ત થાયછે) ૩

પરદ્રવ્યનુ સ્પષ્ટીકરણ તથા તે ન લેવાની ભલામણ

न विस्मृत नो पतित न नष्ट, न स्थापित न स्थितमाहृत न ।
लोकोत्थनिन्दानृपदण्डयोग्य, व्रते तृतीयेऽन्यधन न लेयम् ॥ ४ ॥

તૃતીયવ્રતમા (અદત્તત્યાગમા) કોઇનુ ભૂલાઇ ગયેલુ, પડી ગયેલુ, ખો વાઇ ગયેલુ, મૂકેલુ, રહેલુ, લઇ લીધેલુ અથવા કોઇના નામથી ગણાયેલુ જે લેવાથી લોકમા નિન્દા થાય અને રાજાના ગુન્હેગાર થવાય તેવુ બીજાનુ દ્રવ્ય લેવુ નહિ ૪

અદત્તાદાનત્યાગવ્રત.

## मालिनी

तमभिलपति सिद्धिस्त वृणीते समृद्धि-
स्तमभिसरति कीर्तिर्मुच्यते त भवात्तिः ।
स्पृहयति सुगतिस्त नेक्षते दुर्गतिस्त,
परिहरति विपत्त यो न गृह्णात्यदत्तम् ॥ ५ ॥

જે પુરૂષ બીજાની કાઇ પણ વસ્તુ તેના દીધા સિવાય લેતો નથી, તે પુરૂષને મુક્તિ ઇચ્છેછે, ચક્રિત્વાદિસપદ વરેછે, કીર્ત્તિ તેની પાછળ દોડેછે, સસારની પીડા તેનો ત્યાગ કરેછે, દેવગતિ તેને ઇચ્છેછે, નરકગતિ તેને તજેછે અને વિપત્તિ તેનો ત્યાગ કરેછે ૫

તથા—

## शिखरिणी

अदत्त नादत्ते कृतसुकृतकामः किमपि यः,
शुभश्रेणिस्तस्मिन्वसति कलहसीव कमले ।
विपत्तस्माद्दूर व्रजति रजनीवाम्बरमणे-
र्विनीत विद्येव त्रिदिवशिवलक्ष्मीर्भजति तम् ॥ ६ ॥

કરેલા પુણ્યોનો નાશ ન થાય એવી અભિલાષાવાળો જે પુરૂષ કોઇની પણ કાઈ વસ્તુ તેની પરવાનગી વિના લેતો નથી, તેને લીધે જેમ કમલને વિષે

રાજહંસી વસેછે તેમ તે પુરૂષને વિષે કે યાણુની પંક્તિ રહેછે, સૂર્યથી જેમ રાત્રિ દૂર જાયછે તેમ આ મનુષ્યથી વિપદ્ દૂર ખસેછે અને જેમ વિદ્યા વિનયી પુરૂષને વરેછે તેમ સ્વર્ગ તથા મોક્ષની લક્ષ્મી તેને વરેછે (અર્થાત્ તે સ્વર્ગ તથા મોક્ષના સુખનો અનુભવ કરેછે) ૬

કોઇ પણ પારકી ચીજ ન લેવી તેથી થતા ફાયદા બતાવી આ અદત્ત ત્યાગગુણ-અધિકાર પૂર્ણ કરવામા આવેછે



## मोक्षसुख-अधिकार



મોક્ષસમાન એક પણ સુખ નથી, બીજા સુખો તેમની આગળ અલ્પ માત્ર તેમજ નાશવત છે તેમજ તે સુખો ભોગવતા અંતઃકરણની શાન્તિ પણ થતી નથી કોઇ એક મનુષ્ય દરિદ્ર હોય તે પુણ્યના પ્રભાવથી ગૃહસ્થ બને તેમા ખાનપાનાદિ વૈભવોના સારા સુખો મળે પછી તેમને કોઇ પણ અધિકારની અપેક્ષા થાય, તે પણ પુણ્યના પ્રભાવથી મળે પછી રાજ્યાદિની ઇચ્છા થાયછે, તેથી પણ સંતોષ ન મનાતા દેવલોકના ભોગોની ઇચ્છા થાયછે, તેમની પણ પ્રાપ્તિ થાય તો સ્વર્ગાધિપત્ય (ઇંદ્રપદ) ની વાછા થાયછે તે પણ મળે છતા આવા અધિકારી જીવને ત્યાથી પણ પતનભય રહેછે ઉપર્યુક્ત દરેક સ્થાનો ભયવાળા, નાશવંત, તૃષ્ણાવર્દ્ધક અને મોહ ઉપજાવનારા છે પણ જે નિર્ભય, આસક્તિવગરનુ સત્વ સુખરૂપ, પતનભયરહિત તે તો કેવળ મોક્ષસુખ છે માટે તેમા યત્ન કરવો તેજ કૃતાર્થતા છે માટે મોક્ષના અધિકારી થવાને જોઇતા સાધનોનું વર્ણન કરી આ મોક્ષસુખ-અધિકારનો આરભ કરવામા આવેછે કે જે મોક્ષસુખ ધર્મપાલનનું ઉચામા ઉચુ અને છેવટનુ અવિનાશી ફળ ગણાયછે

પતનરહિત સ્થાન કયુ ? તે જૈનશાસ્ત્રોમા અનેક પ્રકારે કહેલ છે તેજ પ્રમાણે પુરાણાદિ ધર્મશાસ્ત્રોમા પણ કહેલ છે તે દર્શાવાયછે તથા મોક્ષનુ સ્વરૂપ કેવુ હોયછે તે બતાવવામા આવેછે

## अनुष्टुप् (१ थी ५).

गत्वा गत्वा निवर्तन्ते, चन्द्रसूर्यादयो ग्रहाः ।
अद्यापि न निवर्तन्ते, द्वादशाक्षरचिन्तकाः ॥ १ ॥

ચન્દ્ર, સૂર્યાદિ ગ્રહો જઇ જઇને પણ નિવૃત્ત થાયછે (પાછા આવેછે પણ તે સ્થળને પહોચતા નથી) પણ જે દ્વાદશાક્ષરનું ચિન્તન કરનારાઓ ગયાછે તે હજી સુધી પણ પાછા ફર્યા નથી ૧

તથા—

यत्र स्तिमितगम्भीर, न तेजो न तमिस्रकम् ।
अनाख्यमनभिव्यक्त, तद्रूप पारमात्मिकम् ॥ २ ॥

જે નિશ્ચલ, ગભીર, *તેજ નહિ કે અધારૂ નહિ, નામભેદથી રહિત, અસ્ફુટ (યથાર્થ રીતે જોઇ, જાણી ન શકાય તેવું) સ્વરૂપ તેજ પરમાત્મસ્વરૂપ (મોક્ષ) છે ૨

વળી—

नेन्द्रियाणि न वा रूप, न मनःपरिकल्पना ।
यत्सर्वं न च यत्सर्वं, तद्रूप पारमात्मिकम् ॥ ३ ॥

જે ઇદ્રિય, રૂપ અને મનની કલ્પનાથી વ્યતિરિક્ત છે (બહાર છે), ચૈતન્યસત્તાધીશત્વે જે સર્વરૂપ છે, સર્વ તન્મય હોવાથી જે સર્વ નથી (કેવળ એકજ છે) તે પારમાત્મિક (મોક્ષ) સ્વરૂપ છે ૩

તેમજ—

परमाणोरपि पर, तदणीयो ह्यणीयसः ।
शुद्ध सूक्ष्मं पर शान्त, तदाकाशोदरादपि ॥ ४ ॥

જે પરમાણુથી પણ પર (ન્હાનું), ન્હાનામા ન્હાનું, શુદ્ધ સૂક્ષ્મ અને આકાશોદરથી (મેઘથી) પણ પરમ ગભીર છે ૪

---

* [illegible] નેવો પુરાણોનો મત છે

તે પ્રમાણે—

एतद्रहस्य परममेतच्च परम पदम् ।
एषा गतिर्विरक्तानामेषोऽसौ परमः शिव' ॥ ५ ॥

આજ સર્વોત્કૃષ્ટ જાણવાયોગ્ય વસ્તુ, આજ સર્વોત્તમ પદ (સ્થાન), વિરક્ત પુરૂષોની આજ ગતિ અને ઉત્તમમા ઉત્તમ મોક્ષમાર્ગ પણ આ છે ૫

## પાર્વતીપ્રતિ શકરનો ઉપદેશ

### वंशस्थ

ये तत्र लीना॰ परमे पदे शिवे, मुक्तिं गता देवि त एव नापरे ।
शक्तिमणाशे प्रलये महत्यहो, तेषा कदाचित्पतन न विद्यते ॥ ६ ॥

હે દેવી! જે પુરૂષો પરમપદરૂપ તે મોક્ષમાર્ગમા લીન થયા છે તેજ મુક્તિ પામ્યા છે, બીજા નહિ અહો! માયાના કાયરૂપ આ જગતનો નાશ થતા એટલે મહા પ્રલયને અતે પણ તેઓને પતન (પડવાપણું) રહેતુ નથી, માટે સુજ્ઞી પુરૂષોએ અન્યાસક્તિઓ છોડી મોક્ષમાર્ગમા જોડાવુ જેથી પુન પુન જન્મમરણ રહે નહિ ૬

## ઉપર જણાવેલું મોક્ષસુખ જીવને કેમ પ્રાપ્ત થાય? એમ એક શ્રદ્ધાળુ શ્રોતાને પ્રશ્ન ઉદ્ભવતા તે પૂછેછે.

પ્રશ્ન—હે મહારાજ! સૂક્ષ્મદૃષ્ટિથી વિચારતા આપના કહ્યા મુજબ આત્મા અનાદિ છે એમ સત્ય ભાસેછે, તે અનાદિ આત્મા જન્મ જરા મરણાદિ અપાર દુ ખ પામ્યો છે તેમા પણ શકા રહેતી નથી, કેમકે કાળ પણ અનાદિ છે તો હવે કૃપા કરીને કહો કે તે આત્મા દુ ખનો પાર (મોક્ષસુખ) કેમ કરીને પામે? તેને માટે અરિહતોએ શુ ઉપાય કહ્યો છે?

ઉત્તર—હે ભવ્ય! આવી બુદ્ધિ યોગ્ય જીવોનેજ પ્રગટેછે તેથી તમે યોગ્ય છો એમ ખાત્રી થાયછે તેથી કહેવામા આવેછે કે—જો જીવ શુદ્ધ ધર્મ પામે તો તેના સર્વ દુ ખનો અત થાય એમ જિનેશ્વરોએ કહ્યુ છે માટે તમે શુદ્ધ ધર્મ પ્રાપ્ત કરો કે જેથી તમારા સર્વ દુ ખનો અત થાય એટલે મોક્ષસુખની પ્રાપ્તિ થાય

જેનાથી સર્વ દુ ખની નિવૃત્તિ છે, એવો જે મોક્ષ, તેની શ્રેષ્ઠતા બતાવી આ મોક્ષસુખ અધિકાર પૂર્ણ કરવામા આવેછે

* તત્ત્વ વાર્તા

ગ્રંથ સંગ્રહિતા

## गीति

विनयविजयमुनिनाय, विविधार्थः सप्तमः परिच्छेदः ।
सद्ग्रथितः सुगमार्थ, व्याख्यातॄणां सदा भूयात् ॥

વિનયવિજય મુનિએ આ (વ્યાખ્યાન સાહિત્યસંગ્રહ નામના) ગ્રંથનો વિવિધ વિષયોવાળો સાતમો પરિચ્છેદ વ્યાખ્યાન કરનારાઓ (અને શ્રોતાઓ) ની સુગતામાટે સગ્રથિત કર્યો છે તે સદા વ્યાખ્યાન કરનાર સાધુ — સાધ્વીઓ (અને શ્રોતાવર્ગ) ના આનંદને માટે થાઓ

सप्तमपरिच्छेद परिपूर्ण

# ॥ अष्टम परिच्छेद ॥

સાતમા પરિચ્છેદની અંદર જે જે અધિકારો લેવામા આવ્યા છે તેઓમા પ્રથમ સમ્યક્ત્વ અધિકારને સ્થાન આપીને તે પછી બીજા અધિકારોને સ્થાન આપવામા આવ્યું છે કોઇ પણ ગ્રંથ રચવાના અને તે દ્વારા ઉપદેશ આપવાના મુખ્યત્વે ત્રણ હેતુઓ હોયછે એક તો અધર્મમાર્ગે ચડી ગયેલા મનુષ્યોને તે માર્ગથી પાછા વાળી લેવાં, બીજો હેતુ એ છે કે નિરૂદ્યમી અને નિરુત્સાહ બની બેસી રહેલા મનુષ્યોને શ્રેય-કલ્યાણના માર્ગ તરફ આગળ વધારવા અને ત્રીજો હેતુ એ છે કે કલ્યાણના માર્ગમા આગળ વધેલા મનુષ્યો કોઇપણ કારણથી બુદ્ધિની વિકળતામા ફસાઇ તે માર્ગમાથી પાછા વળી અકલ્યાણના અધમ માર્ગ તરફ ગતિ કરે નહિ. ખરી રીતે જોતા આ ત્રણે હેતુઓ પરસ્પર એવા સબંદ્ધ છે કે તેઓની સખ્યા ત્રણની ગણવાને બદલે તે એકજ હેતુ છે એમ પણ કહી શકાય અને તેને એવુ નામ આપી શકાય કે મનુષ્યોને કલ્યાણના માર્ગ ઉપર સ્થાપવા આ હેતુની સ્થિતિને માટે સર્વ શાસ્ત્રકારો અને સર્વ ઉપદેશકોની પ્રવૃત્તિ હોવી જોઇએ, એ પ્રમાણે સમ્યક્ત્વની સિદ્ધિમાટે જીધી રીતે તેના તરફ રૂચિ કરાવનારા ભિન્ન ભિન્ન અધિકારો લઇ એ પરિચ્છેદની સમાપ્તિ કરવામા આવી છે એમાના મુખ્ય-વિષયરૂપ સમ્યક્ત્વની સિદ્ધિ થાય તો છેવટ મોક્ષસુખની પ્રાપ્તિ થાયછે એમ બતાવવા છેવટ મોક્ષસુખ અધિકાર લેવામા આવ્યો. પરતુ સસારમા મોક્ષસુખની આડે આવરણો એટલા બધા છે કે મોક્ષસુખનો અધિકારી થવા લાગેલો પુરૂષ પણ જો મિથ્યાત્વવશ થાય તો ત્યાથી ગબડી પડી વળી ચોરાશીના ફેરામા પડેછે એટલામાટે એવા અધિકારીએ અને એવા અધિકારી થવામાટે અન્ય સર્વ મનુષ્યોએ પણ ક્યા ક્યા સાવચેત રહેવા જેવુ છે તથા કેવી રીતે પોતે આગળ વધવામા અશક્ત ન બને તે માટે સભાળ રાખવાની છે. કઇ બાબતો ધક્કો મારી સસારસમુદ્રમા ડૂબાવનારી છે અને કઇ કઇ બાબતો તારી લેનારી-બચાવી લેનારી છે, એ સઘળુ ધ્યાનમા રાખવાસારૂ આ અષ્ટમ પરિચ્છેદમા જૂદા જૂદા અધિકારો લેવામા આવ્યા છે



# मिथ्यात्व–अधिकार.





"મિથ્યાત્વ" મિથ્યા (અસત્ય) ત્વ (પણું) અર્થાત્ જે વસ્તુ જેવા રૂપમા હોય તેને તે રૂપે નહિ કહેતા બીજી રીતે કલ્પવી તે મિથ્યાત્વ કહેવાય આ મિથ્યાત્વ શબ્દ અત્ર લૌકિક સત્યતાવિરૂદ્ધ (અસત્ય) બાલવાના કાર્યમા જોડાયેલ નથી પરતુ તત્ત્વ (આત્મજ્ઞાન) સબંધીના વિરૂદ્ધ જ્ઞાનની બાબતના વિષયમા જોડાયેલ છે, એટલે તત્ત્વ સબન્ધે કેટલાક વાદીઓ વ્યાખ્યાન કરી રહ્યા છે તે બાબતમા શ્રીજિનેશ્વર ભગવાને અભિગ્રહિક, અનાભિગ્રહિક, અભિનિવેશિત અનાભોગિક વિમૂઢતા, એકાન્ત, વિનીત, સશય, પ્રતીપતા, આગ્રહ, નિસર્ગ વિગેરેનુ સ્ફોટન કરીને જે જ્ઞાન દર્શાવ્યુ છે તેજ સત્ય છે અને અન્યમા ઉપરના દોષોનો આરોપ જણાવ્યો છે આ બાબત સમજણમા આવવી ઘણી કઠિન છે તો પણ આ વિષય અત્યન્ત ઉપયોગી હોવાને લીધે યથામતિ અત્ર તેનુ દિગ્દર્શન કરાવ્યુ છે, તેને સુજ્ઞમહાશયો પોતાના દૃષ્ટિપથમા લઇ આ પરિશ્રમને કૃતાર્થ કરશે, કારણકે મોક્ષસુખના માર્ગમા મ્હોટામા મ્હોટી અડચણ કરનાર અચળ અને અજીત કિલ્લાજેવી બાબત એ મિથ્યાત્વજ છે એટલુ દર્શાવી અધિકારની શરૂઆત કરવામા આવેછે

---

## મિથ્યાપણુ એજ રોગ, ઝેર, શત્રુ અને અંધારૂં છે.

### अनुष्टुप्.

मिथ्यात्व परमो रोगो, मिथ्यात्व परम विषम् ।
मिथ्यात्व परमः शत्रुर्मिथ्यात्व परम तमः ॥ १ ॥

सूक्तिमुक्तावली

*મિથ્યાત્વ મહાન્ રોગ છે, મિથ્યાત્વ પરમ ઝેર છે, મિથ્યાત્વ મ્હોટો શત્રુ છે અને મિથ્યાત્વ મ્હોટુ અન્ધારૂ છે ૧

---

* મિથ્યાત્વ એટલે સુદેવ, સુગુરૂ અને સુશાસ્ત્રને વિષે શ્રદ્ધા ન કરવી અને કુદેવ, કુગુરૂ અને કુશાસ્ત્રને વિષે શ્રદ્ધા કરવી તે

## અવિનાશી સુખનુ ઉત્તમ સાધન.

## आर्या (२ थी ६)

देवेहिं दाणवेहिं ण सुउ मरणा उरुक्खिओ कोवि ।
दिढकयजिणसम्मत्ता बहुविह अजरामरपत्ता ॥ २ ॥

દરેક જીવને સર્વ ભય કરતા મરણ ભય વધારે કઠિન જણાય છે, તેના નિવારણમાટે કુદેવોની પૂજા કરેછે પણ તે કુદેવો મૃત્યુને નાશ કરવાને સમર્થ નથી, માટે કુદેવોનુ પૂજન કરવુ તે નિષ્ફળ છે તેથી રાગદ્વેષથી રહિત સર્વજ્ઞ અરિહંત દેવ ઉપર શુદ્ધ શ્રદ્ધા રાખવાથી (સેવા કરવાથી) મોક્ષની પ્રાપ્તિ થાયછે એટલે ત્યા જીવ અવિનાશી સુખ ભોગવેછે એ ઉપરથી એમ સમજાયછે કે જિનેન્દ્ર ભગવાન્ મરણભયનુ નિવારણ કરી શકે છે ૨

## મિથ્યાત્વનો મહિમા

जह कोविवेसारत्तो मुसिज्जमाणो विमण्णए हरस ।
तह मिच्छवेसमुसिया गय पि ण मुण्णन्ति धम्मतिहिं ॥ ३ ॥

જેમ કોઇ વેશ્યાસક્ત પુરૂષ તીવ્રરાગના ઉદયથી પોતાના ધનને છેતરીને કોઇ વેશ્યા લઇ જાયછે તો પણ આનંદ માનેછે તેમ જીવ મિથ્યા વેષધારીઓવડે છેતરાવાથી પોતાના ધર્મરૂપી ધનનો નાશ થાયછે તે જાણતો નથી ૩

## ધર્મની ખરી ઓળખાણ.

लोयपवाहे सकुलकम्मामि जहो दू मूढ धम्मुत्ति ।
ता मिच्छाण वि धम्मो धकाइ अहम्मपरिवाडी ॥ ४ ॥

હે મૂઢ! જો લોકની ચાલતી રૂઢિ પ્રમાણે અથવા કુળની પરંપરા પ્રમાણે ધર્મ ગણાતો હોય તો મ્લેચ્છ કુળમા હિંસા થાયછે ને તે હિંસા જો ધર્મ તરીકે સ્વીકારવામા આવે તો પછી અધર્મ કોને કહેવો? માટે આવા કારણનેલીધે લોકરૂઢિથી કે કુળ પરંપરાથી ધર્મ માનવો નહિ પણ શુદ્ધ ધર્મ તો જિનભગવાને કહેલ હોય તેજ ગણાય છે કદાચ પોતાના કુળમા સત્યસ્વરૂપ જૈનધર્મ પાળવામા આવતો હોય અને તે કુળની પરંપરાને લીધે તે જૈનધર્મનુ સેવન કરવામા આવે તો તે વિશેષ ફળદાતા નથી, માટે જિનાગમને અનુસરી પરીક્ષાપૂર્વક નિર્ણય કરી જૈનધર્મ ધારણ કરવો જોઇએ. ૪.

## ગુરૂપણાનો આધાર વંશપરંપરાપર નહિ, પણ યોગ્યતાઉપર છે.

लोयम्मि रायणीईणायण कुलक्कमम्मि कयआवि ।
किं पुणाति लोयपहुणो जिणइधम्माहिगारम्मि ॥ ५ ॥

જગતમાં ચાલતો નિયમ એવો છે કે કોઇ ઉત્તમ કુળનો પુરૂષ ચોરી કે અન્યાય કરે તો રાજા તેને સારો માણસ (આબરૂદાર) જાણીને કાંઇ અપરાધથી મુક્ત કરતો નથી પણ કાયદાને અનુસરી તેને શિક્ષા કરેછે ત્યારે તમો વિચાર કરો કે અલૌકિક જિનધર્મનો ન્યાય કુળને અનુસરીને કેવી રીતે હોય? જો કોઇ પૂજ્ય આચાર્યના કુળમાં શિષ્ય થઇ પાપ કરે તો તે પાપીજ છે છતાં તેને ગુરૂતરીકે માન આપવું એ મિથ્યાત્વનો પ્રભાવ છે ૫

### પોતે ડૂબતો બીજાને કેવી રીતે તારે?

जिणवयणवियत्तुणविजीयाण जणहोइभवविरई ।
ताकहअवियत्तूण विमिच्छत्तहपाणयासम्मि ॥ ६ ॥

उपदेशसिद्धान्तरत्नमाला

કેટલાક અજ્ઞાની જીવો સંસારમાંથી છૂટવામાટે સ્વાર્થી-કુગુરૂને સેવેછે તેને કહેવું પડેછે કે વીતરાગભાવને પોષક જિનવચન (જૈનશાસ્ત્ર)નું જ્ઞાન મેળવ્યા છતાં કર્મોદયના વશથી સંસારમાંથી છૂટવામાટે વૈરાગ્ય ઉત્પન્ન થતો નથી તો પછી, મલેજ મિથ્યાત્વાદિકને પુષ્ટ કરનાર પરિગ્રહધારી ગુરૂની સેવાથી વૈરાગ્ય કેવી રીતે ઉત્પન્ન થાય? અર્થાત્ વૈરાગ્ય ઉત્પન્ન નહિં થાય માટે એવા સ્વાર્થી કુગુરૂનો દૂરથીજ ત્યાગ કરવો ૬

### મિથ્યાત્વથી સત્યતત્ત્વનું જ્ઞાન થતું નથી

### "વંશસ્થ (૭ થી ૨૧)

दुरन्तमिथ्यात्वतमोदिवाकरा विलोकिताशेषपदार्थविस्तराः ।
वदन्ति मिथ्यात्वतमो जिनेश्वरा यथार्थतत्त्वाप्रतिपत्तिलक्षणम् ॥ ७ ॥

દુઃખે કરી જેનો અન્ત છે એવો મિથ્યાત્વરૂપી અન્ધકારનો નાશ કરવામાં સૂર્યસમાન અને જેણે સમગ્ર પદાર્થોના વિસ્તારનું નિરીક્ષણ કરેલું છે એવા શ્રીજિનેશ્વર ભગવન્તો મિથ્યાત્વરૂપી અન્ધકારને સત્ય તત્ત્વની અપ્રાપ્તિરૂપ લક્ષણવાળો એટલે જેનાથી યથાર્થ તત્ત્વનું જ્ઞાન ન થાય, એવા લક્ષણવાળો કહેછે ૭

## મિથ્યાત્વના ભેદ કહેછે.

विमूढतैकान्तविनीतसंशयप्रतीपताग्राहनिसर्गभेदतः ।
जिनैश्च मिथ्यात्वमनेकधोदितं, भवार्णवभ्रान्तिकरं शरीरिणाम् ॥ ८ ॥

વિમૂઢતા, એકાંત, વિનીત, સંશય, પ્રતીપતા (વિપરીતતા), આગ્રહ, અને નિસર્ગના ભેદથી શ્રીજિનેશ્વર ભગવંતોએ મિથ્યાત્વનું અનેક રીતે પ્રતિપાદન કર્યું છે કે જે મિથ્યાત્વ મનુષ્યોને સંસારરૂપ સાગરમાં ભ્રમણ કરાવવાવાળું છે. ૮

## વિમૂઢતા મિથ્યાત્વનું સ્વરૂપ

परिग्रहेणापि युतास्तपस्विनो, वधेऽपि धर्मं बहुधा शरीरिणाम् ।
अनेकदोषामपि देवतां जनस्त्रिमोहमिथ्यात्ववशेन भाषते ॥ ९ ॥

સમકિત મોહની, મિથ્યાત્વ મોહની અને મિશ્ર મોહની એ ત્રણ મોહનીના વશથી માણસ પરિગ્રહે કરીને યુક્ત એવાને પણ તપસ્વી એમ કહે છે, ઘણા પ્રકારે પ્રાણીઓના વધને વિષે પણ ધર્મ કહેછે અને અનેક દોષ વાળાને પણ દેવ કહેછે અર્થાત્ કુગુરૂ, કુધર્મ, અને કુદેવને પણ સુગુરૂ, સુધર્મ અને સુદેવતરીકે માનેછે એ વિમૂઢતા મિથ્યાત્વ સમજવું. ૯

## એકાંત નામના મિથ્યાત્વવાળાનો મતિવિપર્યાસ દેખાડેછે.

विबोधनित्यत्वसुखित्वकर्तृताविमुक्तितद्धेतुकृतज्ञतादयः ।
न सर्वथा जीवगुणा भवन्त्यमी, भवन्ति चैकान्तदृशेति बुध्यते ॥ १० ॥

જ્ઞાન, નિત્યપણું, સુખીપણું, કર્તાપણું, મોક્ષ, તેનું કારણ અને કૃતજ્ઞપણું, એટલે કરેલા કાર્યનું જાણવાપણું, આ વિગેરે જીવના ગુણો સર્વથા નથી હતા તે જીવના ગુણો છે, એમ એકાંતમિથ્યાત્વ દૃષ્ટિને લીધે સમજાયછે. ૧૦

## વિનીત નામના મિથ્યાત્વમાં પરાયણ એવા મનુષ્યની અસ્થિરતા.

न धूयमानो भजति ध्वजः स्थिरतां, यथानिलैर्देवकुलोपरि स्थितः ।
समस्तधर्मानिलधूतचेतनो, विनीतमिथ्यात्वपरस्तथा नरः ॥ ११ ॥

દેવોના મંદિર ઉપર રહેલ એવો ધ્વજ (ધજા) જેમ પવનથી હલાવ્યો છતો સ્થિર રહી શકતો નથી તેમ જગત્ના તમામ ધર્મોથી જેની બુદ્ધિ ચલાયમાન થઇ છે એવો વિનીત મિથ્યાત્વમાં તત્પર પુરૂષ શુદ્ધ જૈનધર્મમાં સ્થિર રહી શકતો નથી. અર્થાત્ જગત્માં કેટલાક મનુષ્યો આ ધર્મમાંથી

આમાં ને આમાંથી તેમાં આમ યાવજ્જીવનસુધી ભ્રમણ કાર્યમાં તત્પર રહેછે તેઓના જ્ઞાનની સ્થિતિને "વિનીતમિથ્યાત્વ" એવું નામ આપવામાં આવ્યું છે ૧૧

## સંશય નામના મિથ્યાત્વવાળાની સ્થિતિ

समस्ततत्त्वानि न सन्ति सन्ति वा, विरागसर्वज्ञनिवेदितानि वै ।
विनिश्चयः कर्मवशेन सर्वथा, जनस्य सद्गीतिरुचेर्न जायते ॥ १२ ॥

સંશયની રૂચિવાળા માણસને કર્મના વશથી વીતરાગ સર્વજ્ઞ ભગવાને કહેલા સર્વે તત્ત્વો છે કે નહિ? એટલે સત્ય છે કે નહિ? તેનો નિશ્ચય કોઇ પણ પ્રકારે થતો નથી આવા મનુષ્યને સંશય નામનું મિથ્યાત્વ હોયછે ૧૨.

## પ્રતીપ નામના મિથ્યાત્વનું વર્ણન

पयो युतं शर्करया कटूयते, यथैव पित्तज्वरभाविते जने ।
तथैव तत्त्व विपरीतमङ्गिनः, प्रतीपमिथ्यात्वदृशो विभासते ॥ १३ ॥

કોઇ મનુષ્યને પિત્તજ્વર આવ્યો હોય તેને શાકરથી યુક્ત એવું દુધ કે જળ જેમ કડવું લાગેછે તેમ પ્રતીપ નામના મિથ્યાદૃષ્ટિવાળા મનુષ્યને વિપરીત (સત્યથી જુદા પ્રકારનું) તત્ત્વ ભાસે છે એટલે તત્ત્વને વિષે વિપરીત બુદ્ધિ થાયછે ૧૩

## આગ્રહ નામના મિથ્યાત્વનું સ્વરૂપ.

मपूरितश्चर्मलवैर्यथाशन, न मण्डलश्चर्मकृतः समिच्छति ।
कुहेतुदृष्टान्तवचःमपूरितो, जिनेन्द्रतत्त्व वितथ मपद्यते॥ १४ ॥

જેમ ચમના ટુકડાથી પૂર્ણ થયેલો ચમારનો કુતરો બીજા ભોજનની ઇચ્છા કરતો નથી તેમ કુત્સિત હેતુ અને દૃષ્ટાન્તવાળા વચનોથી ભરેલો મનુષ્ય જિનેન્દ્ર ભગવાનના તત્ત્વને ખોટુ માને છે, એટલે તેનો આદર કરતો નથી ૧૪

## નિસર્ગ મિથ્યાત્વનું સ્વરૂપ.

यथान्धकारान्धपटावृतो जनो, विचित्रचित्र न विलोकितु क्षमः ।
...नत्त्व जिननाथभाषित, निसर्गमिथ्यात्वतिरस्कृतस्तथा ॥ १५ ॥

...કારમાં અધપટ (આંધળા પડેદા) થી વીંટાયેલો મનુષ્ય ...ને જોવાને સમર્થ થઇ શકતો નથી, તેમ નિસર્ગ (સ્વા

આદિક) મિથ્યાત્વથી તિરસ્કાર કરાયેલો (એટલે જેની દષ્ટિ-વિચારશક્તિ આઠે સ્વભાવથીજ મિથ્યાત્વ ઉભુ છે એવો) પુરૂષ શ્રીજિનનાથ ભગવાને કહેલા સત્યતત્ત્વને જોઇ શકતો નથી ૧૫.

## મિથ્યાત્વનું સ્પષ્ટીકરણ.

दयादमध्यानतपोव्रतादयो, गुणाः समस्ता न भवन्ति सर्वथा ।
दुरन्तमिथ्यात्वरजोहतात्मनो, रजोयुतालाबुगत यथा पयः ॥ १६ ॥

જેમ રજ (કટુતાદિ) થી યુક્ત એવી તુંબડીમા રહેલું પાણી મિષ્ટ થતું નથી તેમ દુરન્ત (જેનો દુખેથી અન્ત આવી શકે) એવા મિથ્યાત્વરૂપી રજથી જેનો આત્મા હણાયેલો છે એવા મનુષ્યને દયા, દમ, (ઇન્દ્રિયનિગ્રહ) ધ્યાન, તપ, વ્રત વિગેરે સમગ્રગુણો ગુણરૂપે થતા નથી ૧૬

## સ્યાદ્વાદને વિપરીત જ્ઞાનવાળો સમજી શકતો નથી.

अवैति तत्त्व सदसत्त्वलक्षण, विना विशेष विपरीतलोचनः ।
यदृच्छया मत्तवदस्तचेतनो, जनो जिनानां वचनात्पराङ्मुखः ॥१७॥

જિનભગવાનના વચનથી વિમુખ, મત્ત મનુષ્યની માફક જેની બુદ્ધિ નાશ પામી છે એવો મિથ્યાત્વદષ્ટિવાળો મનુષ્ય સ્યાદ્વાદના લક્ષણવાળા તત્ત્વને યદચ્છાએ (પોતાની ઇચ્છા પ્રમાણે) વિશેષ રહિત માનેછે એટલે કે જિનાગમને અન્ય આગમોની જેમ સામાન્યજ માને છે ૧૭

## મિથ્યાત્વ દર્શનનુ ફળ

त्रिलोककालत्रयसम्भवासुख, सुदुःसह यत्त्रिविध विलोक्यते ।
चराचराणां भवगर्तवर्तिनां, तदत्र मिथ्यात्ववशेन जायते ॥ १८ ॥

ત્રણ લોક (સ્વર્ગ, મૃત્યુ, પાતાલ,) અને ત્રણ કાળ (ભૂત, ભવિષ્ય, વર્તમાન) મા ઉત્પન્ન થયેલુ દુસહ એવુ જે મન, વચન અને કાયાસબધી ત્રણ પ્રકારનું દુખ સસારરૂપી ખાડમા વતતા ચર અચર પ્રાણીઓને થતું દેખાયછે, તે દુખ અહિ મિથ્યાત્વ (અજ્ઞાન) ના વશથીજ ઉત્પન્ન થાયછે અર્થાત્ તે સર્વ જાતના દુખોનુ મૂળ મિથ્યાત્વજ છે ૧૮

## મિથ્યાત્વયુક્ત જીવિત ઉત્તમ નથી.

वर विष भुक्तमसुक्षयक्षम, वर वन श्वापदवन्निषेवितम् ।
वर कृत वह्निशिखाप्रवेशन, नरस्य मिथ्यात्वयुत न जीवितम् ॥१९॥

પ્રાણીનો નાશ કરવામાં સમર્થ એવા ઝેરનું ભક્ષણ કરવું સારૂં સિંહાદિ હિંસક પ્રાણીઓ જેમાં વિદ્યમાન છે એવું વન સેવવું (એટલે એવા વનમા જઇને રહેવું) તે પણ સારૂં અગ્નિની જ્વાળાઓમાં પ્રવેશ કરવો તે પણ સારૂં પરંતુ મિથ્યાત્વથી યુક્ત એવું મનુષ્યનું જીવતર સારૂં નહિ ૧૯

## સિંહાદિ પ્રાણીકરતા પણ મિથ્યાત્વરૂપી શત્રુને વધારે ક્રૂર જાણવો.

करोति दोष न तमत्र केसरी, न दन्दशूको न करी न भूमिप ।
अतीव रुष्टो न च शत्रुरुद्धतो यमुग्रमिथ्यात्वरिपुः शरीरिणाम् ॥२०॥

ઉગ્ર એવો મિથ્યાત્વરૂપી શત્રુ મનુષ્યોના જે દોષને (સંકટને) ઉત્પન્ન કરેછે તે દોષ (દુઃખ) ને સિંહ, ઝેરી સર્પ, મત્તહસ્તી અત્યંત કોપાયમાન થયેલો રાજા તથા ઉદ્ધત એવો શત્રુ પણ કરી શકતો નથી

ભાવાર્થ—સિંહાદિક તો એકજ ભવનું દુઃખ આપી શકેછે પરંતુ મિથ્યાત્વ તો અનંતભવનું દુઃખ આપેછે એટલે કે અનંતભવમાં જંતુને ભ્રમણ કરાવનાર મિથ્યાત્વજ છે ૨૦

## મિથ્યાત્વયુક્ત પુરૂષ શુદ્ધ ચારિત્ર પાળે તોપણ તે સંસારમાંથી મુક્ત થતો નથી.

दधातु धर्म दशधा तु पावन, करोतु भिक्षाशनमस्तदूषणम् ।
तनोतु योग धृतचित्तविस्तर, तथापि मिथ्यात्वयुतो न मुच्यते ॥२१॥

મિથ્યાત્વથી યુક્ત એવો મનુષ્ય દશપ્રકારે (એટલે જે ક્ષમા વિગેરે દશ પ્રકારનો શ્રમણ ધર્મ છે તે પ્રમાણે) પવિત્ર ધર્મનું પાલન કરે દૂષણરહિત એટલે બેતાલીશ પ્રકારના દોષરહિત ભિક્ષા માગી ભોજન કરે તથા ચિત્તના વિસ્તારને રૂંધનારા એવા યોગને ધારણ કરે તોપણ તે મનુષ્ય સંસારથી મુક્ત થતો નથી ૨૧

## મિથ્યાત્વવાળાની સર્વ ક્રિયા નિષ્ફળ.

ददातु दान बहुधा चतुर्विध, करोतु पूजामतिभक्तितोऽर्हताम् ।
दधातु शील तनुतामभोजन, तथापि मिथ्यात्ववशो न सिध्यति ॥२२॥

બહુ પ્રકારે ચાર પ્રકારનું દાન (અભયદાન, જ્ઞાનદાન અન્નદાન ઔષધ દાન) કરે અને અતિ ભક્તિથી અર્હત ભગવાનોની પૂજા કરે, સુંદર રીતને ધારણ કરે અને ઉપવાસ વિગેરે તપસ્યા કરે, તોપણ મિથ્યાત્વથી યુક્ત એવો મનુષ્ય સિદ્ધ થઇ શકતો નથી ૨૨

## મિથ્યાત્વીને મોક્ષસુખનો ભોગ પ્રાપ્ત થતો નથી.

श्रवैतु शास्त्राणि नरो विशेषतः, करोतु चित्राणि तपांसि भावतः ।
अतत्त्वसंसक्तमनास्तथापि नो, विमुक्तिसौख्य गतबाधमश्नुते ॥ २३ ॥

તત્ત્વમા (યથાર્થ જ્ઞાનમા) જેનું મન આસક્ત નથી એવો મનુષ્ય શાસ્ત્રોનું જ્ઞાન મેળવે અને વિશેષે કરીને વિચિત્ર પ્રકારના તપો ભાવથી કરે, તોપણ તે પીડારહિત મોક્ષના સુખને ભોગવી શકતો નથી. ૨૩

## મિથ્યાદૃષ્ટિ જીવને ઉપદેશ આપીએ તોપણ તે જિનશાસનને અંગીકાર કરતો નથી.

विचित्रवर्णाञ्चितचित्रमुत्तम, यथा गताक्षो न जनो विलोकते ।
प्रदर्श्यमान न तथा प्रपद्यते, कुदृष्टिजीवो जिननाथशासनम् ॥ २४ ॥

આંધળો મનુષ્ય જેમ વિચિત્ર વર્ણો (રંગો) થી શોભાયમાન એવા ઉત્તમ ચિત્રને જોઈ શકતો નથી તેમ કુદૃષ્ટિવાળો જીવ તત્ત્વને બતાવવામા આવે તોપણ શ્રીજિનનાથ ભગવાનના શાસનને પામી શકતો નથી (જોઇ શકતો નથી) ૨૪

## અભવ્યપ્રાણી મિથ્યાત્વને છોડી શકતોજ નથી.

अभव्यजीवो वचन पठन्नपि, जिनस्य मिथ्यात्वविष न मुञ्चति ।
यथा विष रौद्रविषोऽपि पन्नगः, सशर्कर चारुपयः पिबन्नपि ॥ २५ ॥

જેમ ભયંકર ઝેરવાળો સર્પ સાકરવાળુ દૂધ પીતો હોય તોપણ ઝેર તજતો નથી. તેમ અભવ્ય એવો જીવ જિનેશ્વર ભગવાનના વચન (શાસ્ત્ર) ને ભણતો હોય તોપણ મિથ્યાત્વરૂપી ઝેર છોડતો નથી

સારાશ—અભવ્ય પ્રાણીમા મિથ્યાત્વ અનાદિ અનત ભાગે રહેલુ હોયછે તેથી તે (અભવ્ય પ્રાણી) શાસ્ત્ર ભણે તોપણ તેનું મિથ્યાત્વ જતું નથી ૨૫

## કુતત્ત્વને કોણ રસાયન (સુમધુર) માનેછે?

अलब्धदुग्धादिरसो रसावह, तदुद्भवो निम्बरस कृमिर्यथा ।
अदृष्टजैनेन्द्रवचोरसायनस्तथा कुतत्त्व मनुते रसायनम् ॥ २६ ॥

જેને દૂધ વગેરે રસોની પ્રાપ્તિ થયેલી નથી એવો કડુ પદાર્થમાજ ઉત્પન્ન થયેલ જીવડો જે ...ના રસને રસાવહ (અત્યન્ત મધુર

છે તેમ જેને શ્રીજિનેંદ્ર ભગવાનના વચનરૂપી રસાયનનું દર્શન થયેલ નથી તે મનુષ્ય કુતત્ત્વને રસાયન માનેછે-અર્થાત્ અતિ મિષ્ટ માનેછે ૨૬

## મિથ્યાત્વરૂપી ઝેર મનુષ્યોને શું કરતું નથી ?

ददाति दुःख बहुधातिदुःसह, तनोति पापोपचयोन्मुखं मतम् ।
यथार्थबुद्धिं विधुनोति पावनीं, करोति मिथ्यात्वविष न किं नृणाम् ॥२७॥

અતિદુઃસહ એવા દુઃખનું બહુ પ્રકારે દાન કરેછે અને પાપોના ઉપચય (વૃદ્ધિ) માં ઉન્મુખ થયેલા મતને વિસ્તારેછે તથા પવિત્ર એવી સત્ય બુદ્ધિનો નાશ કરી નાખેછે એમ મિથ્યાત્વરૂપી ઝેર મનુષ્યોને શું કરતું નથી ? અર્થાત્ સંપૂર્ણ રીતે અમંગલોનો ઉદ્ભવ કરેછે ૨૭

## ભવ્ય લોકો શું કરે છે ?

अनेकधेति प्रगुणेन चेतसा, विविच्य मिथ्यात्वमल सदूषणम् ।
विमुच्य जैनेन्द्रमत सुखावह, भजन्ति भव्या भवदुःखभीरवः ॥२८॥

सुभाषितरत्नसन्दोह.

આ પ્રમાણે અત્યંત દૂષણવાળા મિથ્યાત્વને સરલ (મધ્યસ્થ) ચિત્તવડે અનેક પ્રકારે વિવેચન કરીને સંસારના જન્મમરણાદિક દુઃખથી ભય પામેલા ભવ્યજીવો તે મિથ્યાત્વનો ત્યાગ કરીને સુખને વહન કરનારા (આપનારા) જિનેંદ્રના મતનેજ ભજેછે ૨૮

## પ્રભુના ધામમાં જતી વખતે અટકાવનારા મજબૂત કિલ્લાઓ.

शैथिल्यमात्सर्यकदाग्रहक्रुधोऽनुतापदम्भाविधिगौरवाणि च ।
प्रमादमानौ कुगुरुः कुसङ्गतिः, श्लाघार्थिता वा सुकृते मला इमे ॥२९॥

अध्यात्मकल्पद्रुम

સુકૃત્યમાં આટલા પદાર્થો મેલરૂપ છે—શિથિલતા, મત્સર, કદાગ્રહ, ક્રોધ, અનુતાપ, દંભ, વિધિહીનતા, ગૌરવ, પ્રમાદ, માન, કુગુરૂ, કુસંગ અને આત્મપ્રશંસાશ્રવણની ઇચ્છા, આ સર્વ પુણ્યમાં મેલરૂપ છે

ભાવાર્થ—નીચે સ્પષ્ટ કરેલા પદાર્થો પુણ્યકાચનની પર મેલ જેવા છે, એ શુદ્ધ જળને ડાગી નાખનારા છે ચંદ્રમાં કલંક જેવા છે માટે તેમને ઓળખી કાઢવા એ આખુ લીસ્ટ નથી પણ આગેવાન ટોળનારા એમાં આવી જાયછે, ધર્મકૃત્ય—આવશ્યક ક્રિયા ચૈત્યવંદનાદિમાં મંદપણું તે શૈથિલ્ય પરના ગુણોને સહન ન કરવા, તે તરફ ઇર્ષ્યા કરવી એ માત્સર્ય પોતાથી

થયેલા અપકૃત્યને પણ વ્યાજબી ઠરાવવુ અને તેવા અભિપ્રાય અથવા તકરારને જાણી જોઇને મજબૂતીથી વળગી રહેવુ એ કદાગ્રહ ગુસ્સે થવું એ ક્રોધ કોઇને દાનમાન આપ્યા પછી અથવા ટીપ ભરાવ્યા પછી અથવા તો કોઇ પણ ધર્મકાર્ય કર્યા પછી તે કાર્યોને ભૂલરૂપ સમજવા તે અનુતાપ માયાકપટ એટલે વચન અને વર્તનમા ભિન્નભાવ શાસ્ત્રમા બતાવેલી મર્યાદા પુરસર વર્તનને બદલે તેથી ઉલટુ કરવુ એ વિધિહીનતા. મે આ મોટુ કામ કર્યુ તેથી હુ મોટો એવી વિચારણા તે ગૌરવ માન પ્રમાદ સમકિત અને વ્રતાદિરહિત ધર્માચાર્ય નામધારી તે કુગુરૂ હલકા માણસસાથે સોબત કરવી એ કુસગતિ અને બીજા માણુસો પોતાની પ્રશસા કરે એ સાભળવાની ઇચ્છા એ શ્લાઘાર્થિતા

આ સર્વ વસ્તુઓ સુકૃત્યમા મળરૂપ છે, મસારમા રખડાવનારી છે જો કે આ લીસ્ટ પૂર્ણ નથી તોપણ તેમા અગત્યની બાબત બધી આવી જાયછે ૭૯

મિથ્યાત્વથી થતી હાનિનુ વર્ણન કરી તે હાનિથી દૂર રહેવામાટે જિનશાસનને પરાયણ થવાનું અને રહેવાનું સૂચવી આ મિથ્યાત્વ અધિકાર પૂર્ણ કરવામા આવેછે



## कुशास्त्र-अधिकार.



મિથ્યાત્વનો ઉદય હોય ત્યારે કુશાસ્ત્રાદિમા પ્રવૃત્તિ થાયછે એટલે તે અમૃત સદૃશ સુશાસ્ત્રને છોડીને કુશાસ્ત્રને સ્વીકારેછે જગતમા જેમ સુશાસ્ત્રો છે તેમ કુશાસ્ત્રો પણ છે તેથી સુશાસ્ત્રો કરતા કુશાસ્ત્રોમા કઇ જાતનો તફાવત છે તે જાણવાની અપેક્ષા રહેછે અને તે બાબત જાણવામા આવે તોજ તે કુશાસ્ત્રોમાથી લોકો અટકે આ બાબત જણાવવા સારૂ આ અધિકારનો આરભ છે

---

કુશાસ્ત્રતરફ ધિક્કાર

अनुष्टुप् (१ थी ४)

त्वरमेकाक्षर ग्राह्य, सर्वसत्त्वानुकम्पकम् ।
न लक्षपोषक "" धूर्तचर्चितम् ॥ १ ॥

आचारोपदेश.

સર્વ ભૂતપ્રાણીઉપર જેમાં દયા બતાવવામાં આવેલ છે એવું એક અક્ષરનું શાસ્ત્ર હોય તેને ગ્રહણ કરવું પરંતુ ઇન્દ્રિયોને પોષણ (હૃષ્ટપુષ્ટ) કરનાર ધૂર્ત (ધૂતારા) લોકોએ ચર્ચેલ પાપરૂપ એવું કુશાસ્ત્ર ગ્રહણ કરવું નહિ ૧

## દુષ્ટ શાસ્ત્ર ઝેરની ગરજ મારેછે.

क्षण कर्णामृत सूते, कार्यशून्य सतामपि ।
कुशास्त्र तनुते पश्चादविद्यागरविक्रिया ॥ २ ॥

ज्ञानार्णव

કુશાસ્ત્ર ક્ષણમાત્રમાં તો સત્ પુરૂષોના પણ કાનને અમૃતતુલ્ય લાગે તેવાં શુભ કાર્યનાશક વચનોને જન્મ આપેછે એટલે સત્પુરૂષને પણ મોહ પેદા કરનાર વચન કહેછે અને (પરિણામે) પછી અજ્ઞાનરૂપી ઝેરની વિક્રિયા (વિકાર) ને વિસ્તારેછે એટલે વિકાર પામેલું ઝેર જેમ મનુષ્યના શરીર મંદિરનો ધ્વંસ કરી નાખેછે તેમ કુશાસ્ત્ર પણ મનુષ્યના આત્મગુણનો નાશ કરી જીવને નરકમાં નાખેછે ૨

## જે મારૂં તે મારૂં

परीक्षा सर्वशास्त्रेषु, विधातव्या विचक्षणैः ।
न कुशास्त्रप्रणीत हि, कर्तव्य विषभक्षणम् ॥ ३ ॥

વિદ્વાન્ પુરૂષોએ સર્વ શાસ્ત્રોમાં પરીક્ષા કરવી (અને પરીક્ષા કરીને) ખરેખર કુત્સિત શાસ્ત્રોમાં કહેલ ઝેરના ભક્ષણતુલ્ય (પાપ) કર્મ ન કરવું ૩

## જે હિતકર વચન તેજ શાસ્ત્ર

न नव्य पुस्तक श्रेष्ठ, न चैतल्लोकरञ्जकम् ।
न तस्य जल्पतो लोकैः, प्रमाणीक्रियते वचः ॥ ४ ॥

सूक्तिमुक्तावली

કુશાસ્ત્રનું પુસ્તક નવીન હોય તોપણ તે શ્રેષ્ઠ નથી તેમ એ સજ્જનોને રંજન કરી શકતું નથી કારણકે (તેવા કુશાસ્ત્રમાંથી) જલ્પના કરતા (બડબડતા) તે પાખંડી પુરૂષનું વચન લોકોથી પ્રમાણ કરાતું નથી એટલે જન સમાજ પણ તેવા કુશાસ્ત્રવાદી પુરૂષોના પુસ્તકને અપ્રમાણ માનેછે ૪

કુશાસ્ત્ર—ખરાબ ઉપદેશથી મનુષ્ય મર્યાદા છોડી નીતિ વિરૂદ્ધ કાર્ય કરેછે તેને લીધે રાજ્યની શિક્ષા ભોગવવી પડેછે. કદાચ ચાલાકીથી તેમાંથી બચી

જાય તો પરલોકમા કે આલોકમા કુદરત તેને અવશ્ય શિક્ષા કરેછે માટે બાળક અવસ્થાથી બાળકોને એવા દુષ્ટ શાસ્ત્રોથી અવશ્ય હિતેચ્છુઓએ દૂર રાખવા કે જેથી બાળકોને કે આપણને માઠા પરિણામ આવે નહિ એમ સંક્ષિપ્ત રીતે બોધ આપી આ કુશાસ્ત્ર અધિકાર પૂર્ણ કરવામા આવેછે



## कुश्रोता–अधिकार.



કુશાસ્ત્રને સાભળવામા આસક્ત હોય તે પણ કુશ્રોતાજ કહેવાય દુષ્ટ જનોને સમજાવવામાટે સત્પુરૂપો ઘણી મહેનત કરેછે પણ તેઓ તો 'નવનેજા પાણી ચડે પણ પથ્થર ન ભીંજે કોર" એ કહેવત માફક તથા હસ્તિસ્નાનની જેમ તેવા ને તેવા રહેછે, ઉલટા બોધ વાક્યોના અનર્થ કરીને તેને પોતાના સ્વચ્છન્દાચારમા પ્રમાણભૂત બનાવેછે જ્ઞાનીઓ જેમના ગુણાનુવાદ ગાતા હોય તેના છિદ્રાન્વેષણમા મૂર્ખાઓ તત્પર રહેછે દરેક જગોએ એટલે સભામા, કાર્યતન્ત્રમા, કથા-વાર્તામા, પહેલે મોરચે ચાલીને ત્યાં થતી વાતમા વચ્ચે ઘમસાણ મચાવીને રગડી નાખેછે બેસવામા પણ પહેલો નબર લેછે પણ જો કાઇ દેવાલેવાની કે ધર્મધ્યાનની વાત આવે કે તુર્ત પલાયન કરી જાયછે તેઓને સમજાવવા જોઇએ તેવી યુક્તિ પ્રયુક્તિથી મોગ ભાઇ બનાવીને પ્રયત્ન કરવામા આવે પણ કાગડો તે કદી હસ થાય? નહિજ માટે તેઓને માટે જેટલો શ્રમ લેવો તે વ્યર્થ છે જેના વિશેષ રીતે ઘણા દ્દષ્ટાન્તો છે જે પૈકીના કેટલાક અહિ પણ અનેક રીતે નીચેના અધિકારમા બતાવવામા આવેછે

---

### બહુરગી કુશ્રોતા

### आर्या (१ थी ३).

वज्रमिवाभेद्यमना', परिकथने चाल्नीव यो रिक्तः ।
कलुपयति यथा महिपः, पूनकवन्तोपमाऽसे ॥ १ ॥

तत्त्वनिर्णयप्रासाद.

અનેક પ્રકારની સામગ્રીઓનો સદ્ભાવ આ જીવને પ્રાપ્ત થયો છે, છતાં પણ એ પ્રમાદમા વખત કાઢી નાખશે તોપછી એનો આરો આવવાનો નથી અનંત ભવ કર્યા પછી પણ આવી અનુકૂળતા પ્રાપ્ત થવી દુર્લભ છે, મુશ્કેલ છે, અશક્ય જેવી છે ગ્રથકર્તા કહેછે કે તળાવે જઇને તરસ્યા આવવા જેવું આ થાયછે અને તે હકીકત યથાસ્થિત વસ્તુસ્વરૂપ બતાવેછે આવા પ્રસગોનો તો એવો સારી રીતે લાભ લેવો જોઇએ કે પછી આ ભવના ફેરા અને પારકી નોકરી અથવા આશાભાવ નિરતરને માટે મટી જાય ૪

### કુશ્રોતાના સબધમા દૃષ્ટાત.

## उपेन्द्रवज्रा.

गुणी गुण वेत्ति न वेत्ति निर्गुणो, बली बल वेत्ति न वेत्ति निर्बलः ।
पिको वसन्तस्य गुण न वायसः, करी च सिंहस्य बल न मूषकः ॥५॥

सुभाषितरत्नभाण्डागार

ગુણી મનુષ્ય બીજાના ગુણને જાણેછે ગુણહીન મનુષ્ય જાણતો નથી બળવાન્ અન્યના બળને જાણેછે, નિર્બળ મનુષ્ય જાણતો નથી, કોયલ વ સતઋતુના ગુણને સમજેછે પણ કાગડો સમજતો નથી, તે પ્રમાણે કેસરીનું પરાક્રમ હાથી જાણેછે પણ ઉદર જાણતો નથી આ ઉપરથી સિદ્ધ થાયછે કે કુશ્રોતા સુશાસ્ત્રના માહાત્મ્યને જાણી શકતો નથી ૫

### શાસ્ત્રશ્રવણની આવશ્યકતા.

## उपजाति.

यस्यागमाम्भोदरसैर्न धौतः, प्रमादपङ्कः स कथ शिवेच्छुः ।
रसायनैर्यस्य गदाः क्षता नो, सुदुर्लभ जीवितमस्य नूनम् ॥ ६ ॥

अध्यात्मकल्पद्रुम

જે પ્રાણીનો પ્રમાદરૂપ કાદવ સિદ્ધાતરૂપ વરસાદના જળ પ્રવાહથી ધોવાતો નથી તે કેવી રીતે મુમુક્ષુ (મોક્ષ મેળવવાની ઇચ્છાવાળો) હોઇ શકે ખરેખર, રસાયણથી પણ જે કોઇ પ્રાણીના વ્યાધિઓ નાશ પામે નહિ તે પછી તેનું જીવન રહેવાનુંજ નહિ એમ જાણવું

ભાવાર્થ—જ્યારે શાસ્ત્ર શ્રવણથી પણ પ્રમાદનો નાશ થાય નહિ ત્યાં પછી આ જીવને અનતકાળપર્યંત સસારમા પરિભ્રમણ કરવાનુંજ છે, એમ

મજવું પ્રમાદ આઠ પ્રકારના છે ૧ સંશય, ૨ વિપર્યય (ઉલટો બોધ), ૩ રાગ, ૪ દ્વેષ, ૫ મતિભ્રંશ, ૬ મનવચન કાયાના યોગોનું દુ પ્રણિધાન, ૭ ધર્મપર અનાદર, ૮ અજ્ઞાન અથવા પાચ પ્રકારે પણ પ્રમાદ છે મદ્ય, વિષય, કષાય, વિકથા અને નિદ્રા અત્ર આઠ પ્રકારના પ્રમાદનો ત્યાગ સમજવો શાસ્ત્રાભ્યાસ કે શ્રવણ પછી તે બન્યાજ રહે તો પછી થઇજ રહ્યું! વૈદ્યશાસ્ત્રોક્ત વિધિપૂર્વક મારેલી તામ્ર કે પારદ પ્રમુખના પ્રયોગથી પણ જ્યારે વ્યાધિ મટે નહિ ત્યારે તે કેસની આશા છોડવી તેમજ સસારદુખરૂપ વ્યાધિ પણ તેને માટેના રસાયનરૂપ શાસ્ત્રથી પણ જો મટે નહિ તો જાણવું કે તેવા વ્યાધિવાળો પ્રાણી 'દુ સાધ્ય' કે 'અસાધ્ય'ના વર્ગમા છે દરેક જીવને સુધારવાના ઉપાય હોયછે, દરેક વિમાનગમનને સુમાર્ગે લાવવાના સાધન હોયછે, દરેક વ્યાધિના ઔષધ હોયછે

પ્રમાદનો પારિભાષિક અર્થ ન કરીએ તો સામાન્ય ભાષામા તેનો આલસ-પુરૂષાર્થનો અભાવ એ અર્થ થાયછે દરેક વ્યક્તિ પછી તે ઉપાધિસહિત કે રહિત હોય તેને સ્વકર્તવ્યથી ભ્રષ્ટ કરનાર આ મહાદુર્ગુણ છે એની હાજરી હોય ત્યારે કોઇ પણ કાર્ય થઇ શકતુ નથી અને દરેક પગલે સ્ખલના પ્રાપ્ત થાયછે સાધુ જીવનમા પ્રમત્તઅવસ્થા અધપાત કરાવનારી થાયછે અને સાધ્યને રસ્તે વધારો કરાવવાને બદલે એક પગલુ પાછી હઠાડેછે

આ પ્રમત્તઅવસ્થા દૂર કરવામાટે શાસ્ત્રાભ્યાસ પરમ ઉપાય છે શાસ્ત્રાભ્યાસથી પોતે કોણ છે, પોતાની ફરજ શી છે, પોતાનું સાધ્ય શુ છે, તે સાધ્ય પ્રાપ્ત કરવાના ઉપાય શા છે તે જાણવાનું-સમજવાનું બની આવેછે અને તે થીજ પ્રમાદને દૂર કરવાની યોગ્યતા શાસ્ત્રાભ્યાસથી પ્રાપ્ત થાયછે આ અભ્યાસ પણ મનનપૂર્વક અને વર્તનપર અસર કરનારો જોઇએ વાગાડબર કે ચપળતા કરાવનારો શાસ્ત્રાભ્યાસ બહુ લાભપ્રદ નથી કારણકે એવી સ્થિતિમા વ્યાધિના ઔષધતરીકે તેમા જે ગુણ રહેલો છે તે નાશ પામેછે અને ધારેલ પરિણામ ન નીપજાવનાર ઔષધ નકામુ થઇ પડેછે તેમ શાસ્ત્રાભ્યાસ પણ આવા સયોગોમા ઉપયોગ વગરનો થઇ પડેછે રસાયનનું ઉક્તદષ્ટાત તેથી બરાબર થાયછે કહેવાની મતલબ એ છે કે શાસ્ત્રાભ્યાસ બહુ મનનપૂર્વક કરવો, તે પ્રમાણે વર્તન કરવુ અને પ્રમાદ વિગેરે દુર્ગુણો હોય તેને દૂર કરવાનું સાધ્ય લક્ષમા રાખવુ પરમ સાધ્ય તો 'શિવ' (મોક્ષ) છે એ ખાસ ધ્યાનમા રાખવુ અને બુદ્ધિ તથા શક્તિને આવિર્ભાવ આપવાના આવા અનુકૂળ પ્રસગો પ્રાપ્ત થયા છતા તેનો સદુપયોગ ન થાય અને દરેક શુભ કાર્યમા પ્રમાદ થયાજ કરે એ સ્થિતિ દૂર કરવાની આવશ્યકતા સમજવી અને દૂર કરવા પરમ પુરૂષાર્થ પ્રગટ કરવો ૬

કાગડો તે કાંઇ હંસ બની શકે?

## उपजाति (७–८).

काकस्य गात्रं यदि काञ्चनस्य, माणिक्यरत्नं यदि चञ्चुदेशे ।
एकैकपक्षे ग्रथितं मणीनां, तथापि काको न तु राजहंसः ॥ ७ ॥

કાગડાનું શરીર સોનાથી, ચાંચ માણિક્ય રત્નથી અને બેઉ પાંખો મણિથી, મઢવામાં આવે તોપણ કાગડો રાજહંસ થશે નહિ એટલે કાગભાઇ તો કાગભાઇજ રહેવાના તેમ દુરાગ્રહી કુશ્રોતા તે સુશ્રોતા થતો નથી ૭

શાસ્ત્ર પ્રસંગ મૂર્ખને ક્યાંથી પ્રિય થાય?

किमिष्टमन्नं खरसूकराणां, किं रत्नहारो मृगपक्षिणां च ।
अन्धस्य दीपो बधिरस्य गीतं, मूर्खस्य किं शास्त्रकथाप्रसङ्गः ॥ ८ ॥

ખરાબ વસ્તુ ખાઇને જીવનાર ગધેડાં, ભુંડ ઇત્યાદિઓને સારૂં અન્ન ખવરાવવું, પશુપક્ષીઓને રત્નનો હાર પહેરાવવો, આંધળાને દીવો ધરવો, બેહેરાને ગાયન સંભળાવવું એ જેમ નિષ્ફળ છે તેમ મૂર્ખને શાસ્ત્રની કથા સંભળાવવી એ પણ નિષ્ફળ છે સારાંશ કે ઉપર ગણાવેલી બાબતો તેને કોઇને ઇષ્ટ નથી ૮

## વિદ્વાનની મહેનત નિષ્ફળ.

## वसन्ततिलका (९ थी १३)

एकः खलोऽपि यदि नाम भवेत्सभायां, मोघीकरोति विदुषां निखिलप्रयासम् ।
एकापि पूर्णमुदरं मधुरैः पदार्थैरालोड्य रेचयति हन्त न मक्षिका किम् ॥९॥

सुभाषितरत्नभाण्डागार

જો સભામાં એક પણ દુર્જન આવ્યો હોય તો વિદ્વાન પુરૂષોનો સઘળો શ્રમ નિષ્ફળ કરેછે ત્યાં દષ્ટાંત આપેછે કે સુન્દર મધુર પદાર્થોથી પરિપૂર્ણ પેટ ભર્યું હોય પણ તેમાં જો એક દુષ્ટ મક્ષિકા (માખી) પેટમાં ગઈ હોય તો ઘુમરડીને શું વમન નથી કરાવતી? (અર્થાત્ કરાવછે) ૯

અનધિકારીઓના મધ્યમાં ગુણીનું કથન વ્યર્થ છે

रे बालकोकिल करीरमरुस्थलीषु, किं दुर्विदग्ध मधुरध्वनिमातनोषि ।
अन्यः स कोऽपि सहकारतरुप्रदेशो, राजन्ति यत्र तव विभ्रमभाषितानि ॥१०॥

शार्ङ्गधरपद्धति

કોઇ વિદ્વાન્ પોતાનું વિદ્વત્તાભરેલું ભાષણ મૂર્ખોની સભામાં કરતો હશે ત્યારે તેની કદર જાણનારા કોઇ કોયલની અન્યોક્તિથી કહેછે કે હે બાલ કોકિલ (કોયલ)! ઝેરડાવાળા મારવાડના રણમાં ગર્વથી મધુર શબ્દ શામાટે કરેછે? તે આંબાના ઝાડનો પ્રદેશ કોઇ બીજો છે કે જે સ્થાનમાં તારો છટાદાર ભાષણો શોભેછે ૧૦

અર્થાત્ જે જગ્યોમાં કેવળ કેરડા જેવા કાંટાવાળા કોરેકોરા ગમારલોકો હોય ત્યાં વિદ્વાન્ જોઇએ તેટલા જોરથી સદુપદેશ આપે પણ તેને કોણ શ્રવણ કરે? પણ તેનો રસ જાણનારા આંબાના જેવા ફળ તથા છાયાવાળા ગુણીજનો બીજાજ હોયછે કે જે શ્રવણોત્સુક થઇ રહ્યા હોયછે માટે વિદ્વાનો અધિકારહીન જનને ઉપદેશ ઘણી ચાતુરીથી આપે પણ તેઓનો શ્રમ વ્યર્થ છે

## મૂર્ખોના મધ્યમાં વિદ્વાન્‌ની કદર નથી

हंसो न भाति बलिभोजनवृन्दमध्ये, गोमायुमण्डलगतो न विभाति सिंहः ।
जात्यो न भाति तुरगः खरयूथमध्ये, विद्वान्न भाति पुरुषेषु निरक्षरेषु ॥११॥

सुभाषितरत्नभाण्डागार

જેમ કાગમંડળીમાં હંસ, શિયાળમંડળીમાં સિંહ અને ગર્દભમંડળીમાં ઉંચા પ્રકારનો ઘોડો શોભતો નથી, તેમ મૂર્ખ પુરુષોમાં વિદ્વાન્ શોભતો નથી ૧૧

## ચૌદ પ્રકારના શ્રોતાઓ

मृ[1]च्चालिनी[2]महिष[3]हंस[4]शुका[5]श्वमाना[6],
मार्जार[7]काक[8]मशकौघ[9]जलौक[10]तुल्याः ।
सच्छिद्रकुम्भ[11]पशु[12]सर्प[13]शिलोपमाना[14]-
स्ते श्रावका भुवि चतुर्दशधा भवन्ति ॥ १२ ॥

कस्यापि

મૃત્તિકા, ચારણી, પાડો, હંસ, પોપટ, ઘોડો, માંદડો, કાગડો, મસલાનો સમુદાય (મચ્છરીઆ), જળો, છિદ્રવાળો ઘડો, પશુ, સર્પ અને શિલાના જેવા એમ આ પૃથ્વીઉપર ચૌદ પ્રકારના શ્રાવકો એટલે શ્રોતાઓ થાયછે જેમ માટીમાં પાણી પડે કે તુરત તે મૃત્તિકા કોમલ (નરમ) થઇ જાય પણ થોડા વખત વિત્યા બાદ સુકાય કે તરત તેવીને તેવી થાયછે તેમ ઉપદેશની અસરથી તરત નરમ થનારા પણ થોડા વખતમાં પાછા હોય તેવા શુષ્ક બની જનારા, ચારણી જેમ ધાન્ય ભર્યું હોય ત્યાંસુધી ભરપૂર જણાય પણ થોડે વખતે ચળાતાં

બાકી થોડો કચરો વધેલો હોય તેવી જોવામા આવેછે. એટલે કચરાની
રહેછે તેમ ઉપદેશને ગ્રહણ કરી થોડાજ વખતમા માનસિક અસ્થિરતાને
તેને ગુમાવનારા, જેમ પાટો પાણીમા પડે તેટલી ઘડી શાન્તિ પણ
નિકળે કે તેવીને તેવી મૂળની દશામા હોયછે, અથવા તો શાન્તિ કરના
ણીને પણ રગદોળી મારછે તેમ નાહાળે તેટલી વાર ઠીક દેખાય પણ પે
વ્યવહારમા પડ્યા પછી પૂર્વના જેવાજ થનાર અને સાંભળેલા કેટ
પોતાની જાતી બુદ્ધિથી ટાળી નાખનારા, હંસ જેમ દૂધ ને પાણી જુ
રેછે, તેમ સાચુ ને ખોટુ પૃથક્ કરીને વર્ત્તના કરેવાઉપર તાત્પર્ય
જોઇએ તેવી શ્રદ્ધા રાખનારા પોપટની પેઠે મુખથી નામોચ્ચારણ કરે પ
રહસ્ય ન સમજનાર ઘોડો જ્યાસુધી પોતાની માથે સ્વાર હોય ત્યાસુ
ગામની સ્વાધીનતાને અનુસરી ચાલે પણ દુર ગયો હોય એટલે સ
રીતે વર્તન ચલાવેછે તેમ ગુરૂના કબજામા હોય ત્યાસુધી સાંભળ્યા
વર્તનાર પણ તેનાથી છુટા થતા અસવની પેઠે ઇચ્છાનુસાર આવળે રસ્તે
જનારા બીલાડો ગમે તેવો શાન્તિમા બેઠેલો હોય પણ પોતાનો શિકા
વગેર મળે તે વખતે હુશિયારીમા આવી જાયછે તેમ ઉપદેશ સાંભળીને
તથા એકાગ્રતાવાળા જણાતા છતા સ્વાર્થવર્ત્તનને પ્રસંગે પોતાની ચા
પ્રમાણે હુશિયાર થઇ જનારા, કાગડો જેમ એક ઉત્તમ પદાર્થ આહાને
નીચ વિષ્ટા જેવા પદાર્થઉપર બેસેછે તેમ ઉંચો ઉપદેશ ગ્રહણ કરીને ઘ
ન થાય તેટલામા તો દુરાચારની વાતોમા લુબ્ધ બની જનારા, મ
(મચ્છર) જેમ પોતાની તૃપ્તિ ન થાય છતા પણ બીજાઓના કાન
અપ્રિય શબ્દ કરી તેમને પણ સ્વસ્થતાથી બેસવા દેતા નથી તેમ
હિત ન છતા બીજાઓના શ્રવણની માંગી અસરને પોતાના દુષ્ટ શબ્દોથ
નારા, જેમ જળોને રૂધિરથી તૃપ્તિ તેમ સ્વાદ નથી તથાપિ પ્રાણીઓ
ગીને અશુદ્ધ લોહી ચુસેછે તેમ પોતે તો અતૃપ્ત રહેનાર છતા પણ બીજ
વિચારોને ચુસીને પાછા કઢાડી નાખનારા, છિદ્રયુક્ત ઘડો હોય
પાણી ભર્યુ હોય તો તે અમુક સમયમા ટપકીને ખાલી થઇ જાયછે તે
ભળેલા ઉપદેશને ક્રમે ક્રમે ભૂલી જનારા પશુને જોઇએ તેટલુ પઢાવે
પણ પ્રેક્ટીસ (નિત્ય અભ્યાસ) ન રહેવાથી પાછુ ભૂલી જાયછે તેમ
મહેનતથી આપેલા ઉપદેશને પોતાના ખાટા કુસંસ્કારોથી તરત છોડી
સર્પને જોઇએ તેટલુ દૂધ પાઇયે તોપણ તેમા તો તે વિષરૂપેજ વધે
સારા ઉપદેશને ઉંધા અર્થમા લઇ દુનિયાને હાનિ કરનારા અને કઠણ
રની શિલાઉપર જોઇએ તેટલુ પાણી રેડો પણ તે તો ક્રૂરપણાને કઠલ
તને હજ નેને જોઇએ તેટલો બોધ કરવામા આવે તોપણ તે પોતાની
કૃતિ કદાપિ છોડતા નથી આમ ચૌદ પ્રકારના શ્રોતાઓ હોયછે તેમા
માફક થોડા હોયછે પણ ઘણા ભાગે તો અન્ય દૃષ્ટાન્તોના પેઠાજ

## કુશ્રોતા સન્મુખ ગુણીના ગુણની નિષ્ફળતા

अस्यां सखे बधिरलोकनिवासभूमौ,
किं कूजितेन खलु कोकिल कोमलेन ।
एते हि दैवहतकास्तदभिन्नवर्णं,
त्वां काकमेव कलयन्ति कलानभिज्ञाः ॥ १३ ॥

सुभाषितरत्नभाण्डागार

હે કોકિલ મિત્ર! આ બહેરા લોકોને રહેવાની ભૂમિમાં તારા કોમલ શબ્દોવડે શું ફળ? આ બધા કળાને ન સમજનારા (મૂર્ખો)-પ્રારબ્ધહીન જનો, કાગડાના જેવાજ રંગવાળા તુને કાગડોજ કહેશે કારણકે તારા શબ્દોને સમજવાની તેઓમાં શક્તિ નથી ૧૩

## જ્યાં અજ્ઞાનીઓ વેવાટ મચાવી રહ્યા હોય ત્યાં વિદ્વાન બોલે તેજ આશ્ચર્ય

### शिखरिणी

क्वचिज्झिल्लीनादः क्वचिदतुलकाकोलकलहः,
क्वचित्कङ्कारावः क्वचिदपि कपीनां कलकलः ।
क्वचिद्घोरः फेरुध्वनिरयमहो दैवघटना,
कथङ्कारं तारं रसति चकितं कोकिलयुवा ॥ १४ ॥

शार्ङ्गधरपद्धति

કોઈ ઠેકાણે ઝિલ્લી (તમરા) ના શબ્દો થઈ રહ્યા છે કોઈ જગ્યોએ ઘણા કાળા કાગડાઓનો કોલાહલ મચી રહ્યો છે ક્યાંક કંક નામના પક્ષી (જેમના પીંછાઓ બાણમાં જોડવામાં ઉપયોગી થાયછે તે) ઓની બુમો પડી રહી છે કોઈ સ્થળે વાનરાઓનો કલકલાટ મચી રહ્યો હોયછે ક્યાંક ભયંકર શિયાળના અવાજ મચી રહ્યા હોયછે છતાં ચકિત (ભ્રમિત) એવો યુવાન કોકિલ શા માટે ઉત્તમ સ્વરથી બોલેછે? આશ્ચર્ય છે કે દૈવની રચના વિચિત્ર છે ૧૪

## પુરૂષ પ્રયત્ન, મૂર્ખો સિવાય સર્વત્ર સફળ થાય.

### पृथ्वी (१५-१६).

प्रसह्य मणिमुद्धरेन्मकरवक्त्रदंष्ट्रान्तरात्,
समुद्रमपि सन्तरेत्प्रचलदूर्मिमालाकुलम् ।

भुजङ्गमपि कोपितं शिरसि पुष्पवद्धारयेत्,
न तु प्रतिनिविष्टमूर्खजनचित्तमाराधयेत् ॥ १५ ॥

મગરના મુખની દાઢમાંથી બળાત્કારે એંચીને મણિ કાઢી શકાય, ઉછળતા મોજાઓની માળાઓથી ભરપૂર (ક્ષુભિત) સમુદ્ર પણ તરાય, કોપેલો સર્પ પણ માથાઉપર પુષ્પની માફક ધારણ કરી શકાય, પણ અવળી સમજવાળુ મૂર્ખ માણસનું મન મનાવી શકાતુ નથી અર્થાત જે માણસ ઉપર કહેલા બીજા બધા કાર્યો થવા મુશ્કેલ છતા કદાચ કરે પણ તે મૂર્ખને સમજાવી શકે નહિ ૧૫

## અશક્ય શક્ય થાય પણ મૂર્ખ મૂર્ખાઇ ન છોડે.

लभेत सिकतासु तैलमपि यत्नतः पीडयन्,
पिबेच्च मृगतृष्णिकासु सलिलं पिपासार्दितः ।
कदाचिदपि पर्यटञ्शशविषाणमासादयेत्,
न तु प्रतिनिविष्टमूर्खजनचित्तमाराधयेत् ॥ १६ ॥

भर्तृहरिनीतिशतक

(કોઇ મનુષ્ય) ઘણી મહેનતે પીલતા રેતીમાથી તેલ પણ મેળવે અને તૃષાથી પીડિત પ્રાણી ઝાંઝવાના જળમાથી પાણી પણ પીએ, કોઇ વખતે ફરતે ફરતે સસલાનું શીંગડુ પણ પ્રાપ્ત કરે પણ ઉંડુ ઠસેલુ (અવળી સમજવાળુ) મૂર્ખજનનું ચિત્ત પ્રસન્ન કરી શકાય નહિ અર્થાત અન્ય અઘટિત બનાવો દૈવયોગે ઘટી શકે પણ મૂર્ખ કોઇ રીતે સમજાવી શકાતો નથી ૧૬

## જ્ઞાનોપદેશ તુલ્ય હોવા છતા દુષ્ટોને બોધ થતો નથી

## शार्दूलविक्रीडित (१७ थी २०)

स्वं दोषं समवाप्य नेष्यति यथा सूर्योदये कौशिको,
शाद्धिङ्कङ्कटुको न याति च यथा तुल्येऽपि पाके कृते ।
तद्वत्सर्वपदार्थभावनकरं सम्प्राप्य जैनं मतं,
बोधं पापधियो न यान्ति दुर्जनास्तुल्ये कथासम्भवे ॥ १७ ॥

तत्त्वनिर्णयप्रासाद

પોતાના દોષને પામીને સૂર્યનો ઉદય થાય ત્યાર જેમ ઘુવડ પક્ષી અતિ જરી શકતો નથી પાક સરખો કરેલ છે છતા જેમ કરડુ અનાજ કાચુ ને કાચુ

રહેછે તેમ સર્વ પદાર્થ પ્રતિપાદક જૈનમતને પ્રાપ્ત કરીને (જૈનીઓમા નામ ધરાવીને) કથા સમ્ભવ (શ્રવણ) સમાન હોવા છતા પણ પાપબુદ્ધિયુક્ત દુષ્ટપ્રાણીઓ બોધ પામતા નથી ૧૭

## દુષ્ટ પોતેજ નાશ પામેછે તેમ નહિ પણ સાથે રહેનાર સર્વેનો નાશ કરેછે.

लोकानन्दन चन्दनद्रुम सखे नास्मिन्वने स्थीयतां,
दुर्वंशैः परुषैरसारहृदयैराक्रान्तमेतद्वनम् ।
ते ह्यन्योन्यनिघर्षजातदहनज्वालावलीसकुला,
न स्वान्येव कुलानि केवलमिदं सर्वं दहेयुर्वनम् ॥ १८ ॥

લોકને આનદ આપનારા હે મિત્ર ચદનવૃક્ષ! આ વનને વિષે તારે ર હેવુ ન જોઇએ કારણકે પોલા, કઠોર, વાસોથી આ આખુ વન ઘેરાયેલુ છે તેઓના અન્યોઅન્ય (વાસેવાસ) ઘસાવાથી અગ્નિની જ્વળાઓ ઉપન્ન થશે ને તેઓ પોતે અગ્નિથી બળીને પોતાના કુળને બાળશે એટલુજ નહિ પરતુ આખુ વન બાળીને ભસ્મ કરશે ૧૮

## પડેલી ટેવ જતી નથી.

काकः पद्मवने रतिं न कुरुते हंसो न कूपोदके,
मूर्खः पण्डितसङ्गमे न रमते दासो न सिंहासने ।
कुस्त्री सज्जनसङ्गमे न रमते नीचं जनं सेवते,
या यस्य प्रकृतिः स्वभावजनिता केनापि न त्यज्यते ॥ १९ ॥

કાગડો કમળના વનમા પ્રીતિ કરતો નથી, તેમ હસ કુવાના પાણીમા, મુર્ખ પડિતોના સમાગમમા અને દાસત્વ કરનારો સિહાસનઉપર પ્રસન્ન થતો નથી કુનટા સ્ત્રી સજ્જનના સગમા ખુશી થતી નથી પણ નીચ જનને સે વેછે જે જેના સ્વભાવથી ઉત્પન્ન થયેલી પ્રકૃતિ છે તે કોઇથી પણ છોડી શ કાતી નથી ૧૯

## મૂર્ખોને સમજાવવામા વ્યર્થ મહેનત છે.

व्यालं बालमृणालतन्तुभिरसौ रोद्धुं समुज्जृम्भते,
भेत्तुं वज्रमणिं शिरीषकुसुमप्रान्तेन सन्नह्यते ।

माधुर्यं मधुबिन्दुना रचयितुं क्षाराम्बुधेरीहते,
मूर्खान्यः प्रतिनेतुमिच्छति बलात्सूक्तैः सुधास्यन्दिभिः ॥२०॥

सुभाषितरत्नभाण्डागार

જે મનુષ્ય મૂર્ખાઓને અમૃતને ઝરતા હોય તેવા મધુર શબ્દોવડે વશ કરવા ઇચ્છેછે તે કુમળા કમળતંતુથી મદોન્મત્ત હાથીને બાંધવા ઇચ્છેછે, કુમળા શિરીષ પુષ્પની કોરથી વજ્રમણિમાં છિદ્ર પાડવાને ઉત્સાહ ધરાવેછે અને મધના બિંદુવડે ક્ષાર સમુદ્રને મધુર કરવા ઇચ્છેછે

સારાંશ—ઉપર બતાવેલી વસ્તુઓ અશક્ય છે છતાં કોઇ દૈવયોગથી સાધ્ય થઇ શકે પણ મૂર્ખાઓ વશ થાય એ અસંભવિત છે ૨૦

## દુરાગ્રહીને ઉપદેશની અસર થાય નહિ

## ઈંદ્રવિજય.

સુંદર તોપણ શા ઉપયોગનો, અંધની આગળ આરશી લાવ્યો,
જો ગજરાજ દિસે અતિ ઉત્તમ, નિર્ધનને ઉપયોગ ન આવ્યો
મુકટ કંઠ ધર્યો મણિહાર, પ્રહાર ગણી અતિ દૂર ફગાવ્યો,
ધર્મકથા કહી મુરખ પાસ, બધિરની આગળ શંખ બજાવ્યો ૨૧

---

તથા—

## મનહર

એક ભોળો ભાભો મોલ ખેતરમાં માળે ચઢી,
હરણને હાંકે અને પક્ષીને ઉડાડેછે
જંગલી જનાવરોને બહુ બીવરાવવાને,
થીર રહી પોતે એક થાળી લૈ બજાવેછે,
એવે સમે ઉંટ આવી ખેતરમાં ખાવા લાગ્યો,
ભોળો ભાભો થાળી ઠોકી તેને બીવરાવેછે
ત્યારે બોલ્યો ઉંટ મારે માથે તો ત્રંબાળુ ગાજે,
ડાહ્યો થાળી ઠોકે તે લેખામાં કોણ લાવેછે ૨૨

દલપત

---

તથા—

(અંતકાળે સગુ નથી કોઇનું રે)—એ રાગ

વિદ્વાનો વદે બહુ વર્ષથીરે, બુદ્ધિમાનો બતાવે બોધ
દુખા ખાતા છતા ટેવ ના ટળીરે—ટેક૦
કેક મેણા મારે મુંઝાઇનેરે, તોય ટાળ્યો ન વેંમ વિરોધ—દુખા૦
ગભહત્યા કરે ગભરાઇનેરે, બાળ રંડા બની લાચાર „
થતા ખુ'લ્લુ ફજેતી થાયછેરે, તોય ગાજે નહિજ ગમાર „ ૨૩
બાળલગ્ને બને બહુ હાનિયોરે, ઝટ આવે આયુષનો અંત , „
અળસાવી બધી આરોગ્યતારે, તોય તતી તજે નહિ તંત „ ૨૪
ઘર ટટા ઘણા એ કારણેરે, નિત્ય જુએ થતુ નુકસાન , „
તોય વેઠે વિપત્તિ વેંમિયોરે, નહીં મૂકે મિથ્યા અભિમાન, „ ૨૫
ઘરવખરી વેચી દાડા કરેરે, પછી ભૂખે મરે પસ્તાય , „
રાડી રાંડ રૂવે નિરાધાર થઇરે, તોય બધી કરે ન કદાય „ ૨૬
રીત આવી સંસારી સુધારવારે પાડી પાડી કાયા પોકાર „
તોય વિનતી વલ્લભદાસનીરે, નથી લક્ષે લેવાઈ લગાર „ ૨૭

---

વળી—

(રાગ ઉપર મુજબ)

પાણી રેડયે પથ્થર નહિ પીગળેરે, મળ્યા કર્મે કઠણ કાળમીંઢ—ટેક૦
કેક મીઠુ મીઠુ બોલી મુઆરે, જાણે કોણ કરે કુસંપ , પાણી૦
પણ નાવ્યા ફળો મનમાનતારે, વળી નાર્વ્યો જાહેરમા જંપ „ ૨૮
અઠ ધીંગો વિદારવો વેંમનોરે, તોપ વિના તૂટે ન કદાય , „
સામ દામ ભેદે તે ભેદાય નહિરે, દંડ પાખી પરાજય થાય „ ૨૯
જૂના સુધારકો એ સંપથીરે, કર્યા હલ્લા કરી યાહોમ „
મર્મસ્થાને ગોળા ગબડાવિયારે, વેંમ કિલ્લો ધ્રુજ્યો જાઇ જોમ „ ૩૦
જીવ આપ્યો જંપલાવી જંગમારે, ગયા સોંપી આપણને યુદ્ધ „
હાર ખાઇ પરંતુ હાલમારે, ચૂપ બેઠા વિદ્વાન વિબુધ „ ૩૧
વષ્ટિ વચ્ચે ચલાવી ચતુરાઇથીરે, જાણે અમથો આ જંગ પતી જાય , „
કહી, વાર્યા, યોદ્ધાને ઉભ્રાછળારે, પણ શાને શઠો સમજાય ? „ ૩૨
ઠોટ મારી રાતો ગાલ રાખવારે, પછી શોધ્યાજ યુક્તિ ઉપાય , „
"અમે સાથે રહી સમજાવશુંરે, ધીમે ધીમે સુધારો થાય" „ ૩૩

આશ કાઇ અને કાઇ ત્રાસથીરે, પણ વિના ત્રાસે વણસાડ. પાણી૦
વેર તેથી ઘાટુ હાલ હાલતુંરે, મુગે મોઢે અમે રજાડ „ ૩૪

હાલ ફારસ બને એ બોલતુંરે, ચાલ એવી બની ગઇ છેક, „
અમ થોડે સુધારો જે થશેરે આવામાયે વચન એ એક „ ૩૫

ઘણી વાતે ચાટોમ કરવું ઘટેરે, તોજ સેજે સુધારા થાત „
વાટ જોતા નીકળ સૌ જનનીરે, કામ એકે બને ન કહાય „ ૩૬

પડે જૂદા થવુ જે કામથીરે, તેમા જોઇએ હૈયે શર હામ „
પણ એવુ નથી બધી પેલમારે, તોય બીએ નિંદાથી તમામ „ ૩૭

હોય જેને હિંમત ચાહોમનીરે, વળી સાથે સંસારી સોઈ „
તેણે ઠેકી પડવુ ઠામ ઠામથીરે, વાટ જુઠી બાંડી જે જોઇ , ૩૮

ઘણા સેહેલા સુધારા થઇ શકેરે, રાહ જોવી ઘટે શું આજ „
વૈશ્ય જાતી વલ્લભદાસ વીનવેરે, હાલ બનતી કરો તે કાજ „ ૩૯

---

તેમજ—

## ગરબી.

નહિ ચડે નહિ ચડે નહિ ચડેરે, કદી પાવીને પાનો નહિ ચડે
ઉંધુંનું ઓસડ નહિ જડેરે, કદી પાવીને પાનો નહિ ચડે—ટેક૦
ઉંટ આગળ જઇ થાળી વગાડે જાણે બીયે રણકાનડેરે કદી૦ ૪૦

પણ થડકે નહિ એક રૂવાડુ, માથે ત્ર બાણુ ગડગડેરે ,
પાયે પડો પાઘડી ઉતારી, રૂવો ભલે મુખ રાકડેરે „ ૪૧

પાસે જઇ પોકાર કરો પણ પુઠ ફેરવે તે તાકડેરે „
જીભા જોગી કરી વેચો સોપારી, કે'રો ' એવા બહુ આથડેરે " „ ૪૨

રિદ્ધિ સિદ્ધિ સમૃદ્ધિ ઘટીને ભલે ભારે પીડા પડેરે ,
બાળ મરે તો ભલે મરે પણ, પડે નવો ઘાટ નહિ ઘડેરે , ૪૩

કુડા કર્ત્ત કે નથી ડરવાના, શાસ્ત્રવિરૂદ્ધતા નહિ નડેરે
ધર્મ અધર્મ વિચારી જુએ ગિર ! ડરે નહિ પાપમા પડેરે „ ૪૪

આભગી કાળજુ કબુલ કરે પણ હોઠે હકાર ન આવડેરે
કળજુગ કારણ ગણી કહેછે ટળે નહિ લખ્યુ આંકડેરે ? , ૪૫

મેણા મારો મર તોય ડગે નહિ, જોડો ઉપક મર રાગડેરે
હિત દઇને વાત પુરી સુણે નહિ ચડયા વ ગોળીયે વાવડેરે. „ ૪૬

ઠાગા ઠળ્યા એવા ઠળ્યા પ્રથમથી એકે નવુ નહિ નીવડેરે ,
બેશી ગયા મરીયા સમશેરને, શત્રુ મરે નહિ એવડેરે „ ૪૭

વીર્ય વિનાના નરો નપુંસક રોતલ દુખ દેખી રડેરે કહી૦
ડાહ્યું માણસ ઠકરાઇ કરેછે, લાયરી ઠોકીને લડેરે „ ૪૮
એની આંખે દેખે ઢીંડવાણુ, છોકરવેળા કહીને વઢેરે, „
આપે ગડગડિયું ગાડા ગણીને, બહુ બોટ્યાથી બીગડેરે „ ૪૯
"મોટુ માથુ શું તુરે લાવ્યો છે," નાત સામો શું ચડભડેરે, „
વદે વલ્લભદાસ સુઆ મનુષ્યને, ક્યાથી જતન આપડેરે „ ૫૦

---

તે પ્રમાણ—

(હરિ ભજન વિના—એ રાગ)

શું કાન નથી ? કેમ નથી સાંભળતા સમજી સાનમાં ?
કહિ કહિ થાકયા તોપણ જાણ્યે પોક મુકી જઇ રાનમાં—ટેક૦
મુખ શંખ વગાડ્યો શબ્દ થયો, બ્હેરો કહે "તારો બાપ જુઓ,
હાડકાં કરડીને આમ મુઓ ?" શું કાન નથી ૫૧
ચાવે હઠથી અવળી ગહે, જાણિને સુધરવા ના ચાહે,
કહે "તમ બક્તા હમ સુનતા હે ?" „ ૫૨
સુધારાને કહે કુધારો, સામા બાંધ્યા છે હથિઆરો,
દે પક્તિ બહાર તણો ડાગો, „ ૫૩
પોતે પોતાનું કરે ભુંડુ, ભરિ રાખ્યું ક્રોધ તણું કુંડુ
કોઇ જોતુ નથી ઉતરી ઉંડુ, „ ૫૪
પૂછીએ તો સંશય કાપે નહિ, પ્રતિ ઉત્તર સામે આપે નહિ,
સાચું ખોટુ મન માપે નહિ, „ ૫૫
જે બોલે તેની સમાધાની, પણ આતો જન રોચા રાની,
હાથે કરિને વેઠે હાનિ, „ ૫૬
ઉહ્નું ઓસડ કાંઇ નથી, જોયુ મે મનમાં ખણ મથી,
વૈદોની પણ મુંઝાય મતિ, „ ૫૭
કહો ઉપમામાં કહેવા કેવા, ઉંઘણગી કુંભકરણ જેવા,
હઠિવાને એજ પડયા હેવા, „ ૫૮
જાગો જાગો ઝટપટ જાગો, શિદ ભ્રમણાથી ભડકી ભાગો,
પછિ તો શું નડાશે નાગો, „ ૫૯
નિત નિત બેહુનાણું નાસેછે, ધીમે ધનવાનો ઘાસેછે,
પરિણામ ભયંકર ભાસેછે, „ ૬૦

વાગેછે સુધારાના ડકા, સેનાપતિયો બહાદુર બકા
ગાણુ તુ શીદ કરે શકા, શુ કાન નથી ૬૧

ધમ ધમ ધમ પડધમ વાગે છે જાધા શરીર શુર જાગે છે
ધમ સેના ભુરૂરૂ ભાગેછે, , ૬૨

નુકસાન હશે એને થાશે, બદા તો વી ખીચડી ખાશે
પણ મત્યાનાશ જરૂર જાશે , ૬૩

જો નહિ માનો માની શિક્ષા તો પછી લેવી પડશે દીક્ષા,
નહિ પેટ ભરી શકશે ભિક્ષા, ,, ૬૪

ને સપત સેજે નાશ થશે, ભર જોબનમા મદો મરશે
ચોડા વર્ષેજ હવે બનશે , ૬૫

થઇ જશે વેતીયા જન બધા ત્રા ભાતની જણશે બાળ જદા
વિશ વષની રહેશે આવરદા , ૬૬

ભુખ વડકા થાતા ભયભારી, થશે મહિ ને મહિ મારામારી
પછી નજ ગયા વળશે વારી ૬૭

નામદ ઉપર નૃપ જુલમ કરે કકાસ કુસપ દરક ઘર
અજ્ઞાનથિ આખે આસુ ભરે ૬૮

લાગે કગાળે કેફ ક્યો ? કા દુર્ભાગ્યે નિજ દિરસ ફ્યો
નહિ તો આ આગ્રહ શી૦ ધર્યો , ૬૯

છ બાગ ભણેલ ડુપી રેના વા યો ઝઘડો ઘરમા જેના
પણ કાન ઉઘડના નથી એના, ૭૦

બાપા ૢ પાય પડુ છો આગ્રહ છે આપ તણો જ૦ા,
સમજ્યા વણ ફોકટ ગિદ રૂ૦ા , ૭૧

મારો ન કુહાડો નિજ પગમા, સો પોતે પાતાની વગમા
સુધરી જશ લ્હાવો લ્યો જગમા ,, ૭૨

બ ારા બાળ લાગાગી નક્ષિણિયો પણ બુદ્ધિશાગી
ત્યા પડે સુધાગની તાગી, , ૭૩

તાની પાછળ છો ગુજરાતી, આળસુ ભોગી ભડકણ છાતી
અબળા આગળ બ ઉધમાતી , ૭૪

ખ ૢ ગ નીદ રૂવો ? કારણ શોધી સદેહ ખુઓ
જુઓ , ૭૫

તામણિ—વલ્લભદાસ પોપટ.

ગાડુ ગગડાવનાર માણભટ્ટ અને મૂર્ખ શ્રોતા

## સીતાનુ [1]હરણ થયુ તે પાછુ માણસ થયુ કે નહિ?

[2]એક ગામડામા માણભટ્ટ રામકથા વાચતો હતો તે સાભળવાને ગામના લોકો મરદ અને ઓરતો આવતા હતા માણભટ્ટ લાબા રાગડા તાણી માણુના ભણભણાટ અવાજ વચ્ચે ગાતો હતો, તે કોઇને સમજવામા આવે ને કોઇના સમજવામા પણ ન આવે વળી તેનું વ્યાખ્યાન કરે તો માહે સસ્કૃત કઠિન શબ્દો એવા વાપરતો જાય કે તેનો અર્થ પોતે પણ વખતપર ભાગ્યેજ સમજતો હોય? તો પછી સાભળનાર ગરીબ ગામડીઆનો શો આશરો રહે?

એક વખત કથામા સીતાનું હરણ થયું એમ વાત આવી એ સાભળી સા અરર કરવા લાગ્યા કોઇ સમજુ હતા તેઓ કહેતા કે અરે! દુષ્ટ રાવણે ખોટુ કર્યું, જગતની માતા જે સીતા તેના તરફ કુદષ્ટિ કરી, એનું ભુડુ જ થશે, પણ એક કણબી સાભળીને તાજુબ થયો કે, માળુ, આતો ભુડુ થયુ, સીતા માતાને માથે બહુ દુ ખ પડયુ તો આપણા શા ભાર? અરે! સીતાનુ હરણ થયુ તે પાછુ માણસ ન્નાગ થયુ ' માળો જાનવરનો અવતાર ભુડો તો ખરો! એ રીતે સીતાનુ હરણ થયુ તે પાછુ માણસ થયુ કે નહિ એ સબધી મનમા વિચાર થવા માડયા તેથી તે પૂછવાની આતુરતા ઘણી વધી, એટલે ઉભો થઇ કહેવા લાગ્યો કે "મહારાજ! તમે સીતાનુ હરણ થયાનું કહ્યુ તે તો ઠીક, પણ તે પાછુ માણસ થયુ કે નહિ?" આથી સાભળવા ભેગા થયેલ સમજુઓ ખડખડ હસી પડયા પછીથી માણભટ્ટે હરણના અર્થનો ખુલાસો બતાવ્યો તેથી કણબી સમજીને બેસી રહ્યા

ઘણી કથા-વાર્ત્તાઓમા તેના ખરા અર્થ અને હેતુ કહેનારતરફથી કહેવામા અને સમજાવવામા આવ્યાવગર લોકો કેવા અવળા અર્થ સમજે એ આ વાત બતાવી આપેછે તે કહેનારાઓએ ધ્યાનમા લેવા જેવુ છે

---

## [3]તેર કાઠીયાના નામ કહે છે

૧ ગુરૂ પાસ જાતા આળસ આવે તે આળસ કાઠીયો
૨ પુત્ર કલત્રે વીટયો રહે તેથી ગુરૂપાસે જવાય નહિ તે મોહ કાઠીયો
૩ ગુરૂ કાઇ ખાવા આપશે નહિ, જો ધધો કરશુ તો ખાશુ એમ ચિતવી ન જાય તે અવિનય કાઠીયો

---

૧ હરણ નાનુ જાનવર થઇ ગયુ એમ એક અર્થ થાય ને બીજો અર્થ લઇ જવુ થાય

૨ કૌતુકમાળા

૩ શ્રીપાલરાસ

૪ મ્હોટાઇ મનમા રાખે, જે કોણ ગુરુને પગે લાગે તે અભિમાન કાઠીયો
૫ ગુરુ આગતા સ્વાગતા ન કરે, બોલાવે નહિ, ધર્મલાભ ન આપે માટે જવુ નહિ તે ક્રોધ કાઠીયો
૬ પ્રમાદમા ભર્યો રહે તે પ્રમાદ કાઠીયો
૭ રખે ગુરુપાસે જતા કાઇ પૈસા ખરચવા પડે એવી કૃપણતા રાખે તે કૃપણ કાઠીયો
૮ ભય રાખે તે ભય કાઠીયો
૯ શોકને યોગે ન જાય, તે શોક કાઠીયો
૧૦ અજ્ઞાનતાને લીધે ગુરુપાસે ન જાય તે અજ્ઞાન કાઠીયો
૧૧ વિકથા કરવામા તત્પર પણ ગુરુપાસે ન જાય તે વિકથા કાઠીયો
૧૨ ગુરુપાસે જતા માર્ગમા કાતુક જોવા ઉભો રહી જાય, તે કૌતુક કાઠીયો
૧૩ વિષયમા મગ્નો રહે તેથી ગુરુપાસે જવાય નહિ માટે તે વિષય કાઠીયો જાણવો

ઉપર પ્રમાણે તેર કાઠીયાના નામ કહ્યા આવા કાઠિયાઓને શાસ્ત્રના ઉપદેશનો લાભ ક્યાથી મળે?

કુશ્રોતા એટલે શુભ શાસ્ત્ર સમજવાની જેને સમજુતી નથી - અથવા સુશાસ્ત્ર કે ગુરુઉપદેશ શ્રવણ કરી તેમનો અવળો ઉપયોગ કરવાનો આરંભ કરેછે અને શાસ્ત્ર તથા ગુરુઉપર અઘટિત આળ ચડાવેછે માટે તેમ નહિ કરતા ગુરુ તથા શાસ્ત્રઉપર પૂર્ણ શ્રદ્ધા રાખવી અને તેમની સલાહ પ્રમાણે ચાલી કુશ્રોતામા કથન અપલક્ષણ તજવા એમ સમજાવી સુશ્રોતા કેવા હોય તેતરફ ધ્યાન ખેંચવા આ કુશ્રોતા અધિકાર પૂર્ણ કરવામા આવેછે



## सुश्रोता-अधिकार



કુશ્રોતાના લક્ષણુની સામી બાજુના ઉત્તમ લક્ષણોવાળો પુરુષ સુશ્રોતા કહેવાયછે ઉપદેશની અસર તેને તરત થાયછે અને તેથી તે પોતાના કલ્યાણના માર્ગને પણ તરત પડેછે તેથી તેના સબંધમા સંક્ષેપથી વર્ણન કરવામા આવેછે

સુશ્રોતા કેવા હોય તેની સમજુતી.

## દોહા.

શીશ ધુણાવે ચમકિયો, રોમાચિત કરે દેહ
વિકસિત વચન વદન મુદા, રસ દિયે શ્રોતા તેય　　૧

જાણુજ શ્રોતા આગળે, વક્તા કળા પ્રમાણ
તે આગે ધન શુ કરે, જેમ ગનેલ પાષાણ　　૨

શ્રીપાલગમ,

તથા—

## મનહર.

ઘન તણો ઘોર સુણી મોર બોલે જોર કરી,
સ્વાતિતણા બિંદુ શીપ જડપથી જિલેછે
પ્રભાકર પ્રભાવડે પદ્મ પ્રફુલિત થાય,
ચદ્ર ચદ્રિકાથી ખુબ કુમુદિની ખીલેછે
ચમકથી જેમ લોહ ચચલ તરત થાય,
સુગધને મધ જેમ સમીર હરિ લેછે
કહે દલપત તેમ કવિતાના શોખી જન,
કવિતા સુણીને સાર સવ સમજિ લેછે　　૩

દલપત

સારા ગ્રથનું શ્રવણ કરવુ અને શ્રવણ કર્યાબાદ મનન કરવુ પછે તે બોધ મુજબ વર્તન કરી બતાવવુ કે જેથી તેની અસર કુટુબને તથા મિત્રમડળને પણ થાય એ જેનુ કર્ત્તવ્ય છે તે સુશ્રોતા અધિકારી કહેવાય

## अयोग्य-अधिकार

ભવી જીવ સુશ્રોતા હોઇ શકેછે પણ જે મનુષ્યો અયોગ્ય છે તેને ઘણા પ્રકારે સમજાવવામા આવે તોપણ તે સરલ થતા નથી જેમ પથ્થર પાણીથી ભીંજાતો નથી, લવણ સાકર બને નહિ, વિષ અમૃત

થાય નહિ, તેમ અયોગ્ય માણસ યોગ્ય પાત્ર બની શકે નહિ તે સમજાવવા આ અધિકારની જરૂરીઆત માની છે

---

## અયોગ્ય માણસને બોધ ન આપવો.

### अनुष्टुप् (१ थी ९).

उपदेशो न दातव्यो, यादृशे तादृशे नरे ।
यस्य वानरमूर्खेण, सुगृह निर्गृहीकृतम् ॥ १ ॥

જેવા તેવા મનુષ્યને બોધ ન કરવો કારણકે વાનર નામના મૂર્ખ પ્રાણીને ઉપદેશ કરવાથી જે સુઘરી નામના પક્ષીનું સુન્દર ઘર નાશ પામ્યું ૧

### વાનરમતિ સુગૃહી (સુઘરી) નો ઉપદેશ

द्वौ हस्तौ द्वौ च पादौ च, दृश्यते पुरुषाकृतिः ।
शीतेन कम्पसे मूर्ख, गृहं किं न करोषि हि ॥ २ ॥

એક દિવસ ચોમાસાના દિવસમા સુઘરી પોતાના માળામા બેઠી હતી ત્યા એક વાનરો ટાઢથી કપતો કપતો તે ઝાડની નીચે આવ્યો તેને જોઇ સુઘરી બોલી કે હે મૂર્ખ વાનર! બે હાથ તથા બે પગ તને છે તેમ તારી પુરૂષના સમાન આકૃતિ (આકાર) દેખાયછે તોપણ ટાઢથી તુ કપી રહ્યો છો એટલે તું સમર્થ છો છતા ઘર શા વાસ્તે કરતો નથી? ૨

### સુગૃહીમતિ વાનરનો જવાબ

सूचीमुखि दुराचारे, रण्डे पण्डितवादिनि ।
असमर्थो गृहारम्भे, समर्थो गृहभञ्जने ॥ ३ ॥

एते कस्यापि

હે શઠ સુઘરિ! તુ સોયના સમાન મુખવાળી દુરાચારી અને પડિતાઇનું અભિમાન ધરાવનારી છે (પણ હવે તું તારા વચનનું ફળ ચાખ) કારણકે ઘર બનાવવાને તો અસમર્થ છુ પરતુ ઘર ભાગવાને સમર્થ છુ (એમ કહી તે વાનર મૂર્ખે મૂર્ખને ઉપદેશ કરનારી સુઘરીનું માળારૂપી ઘર તોડી નાખ્યું) ૩

## ગુણહીનનો આદર કરવા છતાં પણ તેની હીનતા મટતી નથી.

अधः करोषि रत्नानि, मूर्ध्ना धारयसे तृणम् ।
दोपस्तवैव जलधे, रत्न रत्न तृण तृणम् ॥ ४ ॥

હે સમુદ્ર! તુ રત્નોને તળીયે રાખેછે, ને તૃણને તારા મસ્તકઉપર રાખે છે એ તારોજ દોષ છે કારણકે તેથી રત્નની કિમત ઘટવાની નથી અને તૃણની કિમત વધવાની નથી એટલે રત્ન તે રત્નજ રહેવાનુ ને તૃણ તે તૃણજ રહેવાનુ છે

અર્થાત્ દુષ્ટ જનને સારો અધિકાર આપવામા આવ્યો હોય તોપણ તે પોતાની સ્વાભાવિક દુષ્ટતા તજતો નથી, તે પ્રમાણે સુજનને કઠગી સ્થિતિમા રાખ્યો હોય, તોપણ તે પોતાની સ્વાભાવિક સુજનતા તજતો નથી ૪

તથા—

मणिर्लुठति पादेषु, काचः शिरसि धार्यते ।
यथैवास्ते तथैवास्ता, काच' काचो मणिर्मणिः ॥ ५ ॥

પગના ઘરેણામા જડેલ મણિ રજમા આળોટે ને મસ્તકના ઘરેણામા જડેલ કાચ પુષ્પના હારની સાથે મસ્તકઉપર વિહાર કરે, એ ભલે તેમ રહે પણ કાચ તે કાચ ને મણિ તે મણિજ છે ૫

## ધૂળના સસર્ગથી હીરો કિમતમાં ઘટતો નથી.

मलोत्सर्गं गजेन्द्रस्य, मूर्ध्नि काकः करोति चेत् ।
कुलानुरूप तत्तस्य, यो गजो गज एव सः ॥ ६ ॥

ગજેદ્રના મસ્તક ઉપર કાગડો જો ચરકે તો તેમા કાગડાએ તો પોતાના કુળને શોભે એવુ કર્યું (અર્થાત્ કાગડે પોતાની હલકાઇ બતાવી.) પરતુ હાથી તે હાથીજ રહેવાનો (તેની પોતાની કાંઇ મહાન શક્તિ ઘટતી નથી ) ૬

## પ્રતાપજ સર્વત્ર સમર્થ છે

बन्धनस्थो हि मातङ्गः सहस्रभरणक्षम' ।
अपि स्वच्छन्दचारी श्वा, स्वोदरेणापि दुःखितः ॥ ७ ॥

હાથી કદાચ સકળાયેલો હોય તો પણ હજારો જીવોનુ પાલન પોષણ કરવાને શક્તિમાન છે પણ પોતાની મરજી માફક ફરનારો કુતરો પોતાનુ પણ પેટ ભરવાને શક્તિવાળો નથી અને તે દુખી થયા કરેછે ૭

વળી—

गुणैर्गौरवमायाति, नोच्चैरासनमास्थितः ।
प्रासादशिखरस्थोऽपि, काकः किं गरुडायते ॥ ८ ॥

ગુણવડે મોટાપણું આવે છે, પણ ઉંચા આસનપર બેઠાથી ગુણપ્રશંસા પ્રાપ્ત થતી નથી કાગડો મહેલના શિખરપર બેઠો હોય તો પણ શું તે કાંઇ ગરૂડ કહેવાય? ૮

### સ્વભાવથીજ નીચ હોય તે ક્યાંથી સુધરે?

दुर्जनः सुजनो न स्यादुपायानां शतैरपि ।
अपानं मृत्सहस्रेण, धौतं चास्यं कथं भवेत् ॥ ९ ॥

सुभाषितरत्नभाण्डागार

સેંકડો ઉપાયો કરવામાં આવે તો પણ કદિ દુર્જન સજ્જન થતો નથી કારણકે હજારવાર માટીથી ધુએ તો પણ ગુદા, મુખ થાય નહિ ૯

### અયોગ્ય મનુષ્ય તથા કુતરાની પૂંછડીની સમાનતા.

## आर्या (१०–११)

यस्य न सहजो बोधः, पुरतः किं तस्य भाषितैर्बहुभिः ।
नलिकाधृतमपि सततं, न भवति सरलं शुनः पुच्छम् ॥ १० ॥

જે મનુષ્યને સહજ જ્ઞાન પણ નથી તેની આગળ બહુ ભાષણ કરવાથી પણ શું? કારણકે (વાંસની) ભૂંગળીમાં હમેશાં રાખવામાં આવ્યું હોય તો પણ કુતરાનું પૂંછડું શું સરલ (પાધરૂં) થાયછે? અર્થાત્ કુતરાના પૂંછડાને કોઇ પણ યત્ન જેમ વક્રતા છોડાવી શકતો નથી તેમ મૂર્ખની આગળ કોઇ સદ્બોધ કામ કરી શકતો નથી ૧૦

### કુસ્થાનમાં મહા પુરૂષોનો બોધ પણ નિષ્ફળ થાયછે.

विहितः सतामभूमौ, महतामपि भवति निष्फलो यत्नः ।
व्रजति रसातलमम्भो, जलदेन मरुस्थलीनिहितम् ॥ ११ ॥

सूक्तिमुक्तावली

કુસ્થાનમાં કરાયેલ મહાન્ સત્પુરૂષોના યત્ન પણ નિષ્ફળ થાયછે, દૃષ્ટાન્ત એ છે કે, વર્ષાદે મરૂસ્થલી (મારવાડ) માં નાખેલું પાણી રસાતળ (પાતા

ળ) મા થાટચુ જાયછે, એટલે જમીનમા ટકી શકતુ નથી તેમ મૂર્ખમા કરેલ બોધની સ્થિતિ જાણવી ૧૧

તથા—

## रथोद्धता

बोधितोऽपि बहुसूक्तिविस्तरैः, किं खलो जगति सज्जनो भवेत् ।
स्नापितोऽपि बहुशो नदीजलैर्गर्दभः किमु हयो भवेत्कचित् ॥ १२ ॥

सुभाषितरत्नभाण्डागार

સુદર શબ્દોથી બોધ કરેલ ખળ પુરૂષ શુ સજ્જન થાય? (અર્થાત નહિ) તેમ એવો બનેલ દાખલો પણ જગત્મા નથી કારણકે ગગા આદિ ઘણી નદીના જળથી ગર્દભને સ્નાન કરાવે તો પણ તે કાઇ ઘોડો બનતો નથી ૧૨.

## દુર્જન પોતાની પ્રકૃતિ બદલતો નથી

## वंशस्थ

न टिट्टिभो गच्छति हंसलीलया, न वायसः कूजति कोकिलस्वनम् ।
यवाः प्रकीर्णा न भवन्ति शालयस्तथैव नीचः प्रकृतिं न मुञ्चति ॥ १३ ॥

सूक्तिमुक्तावली

ટાટોડો હસની ચાલ ચાલી શકતો નથી કાગડો કોયલના જેવો સ્વર બોલી શકતો નથી, વાવેલા યવ (જવ) શાળ (જેમાથી ચોખા બને તે ધાન્ય) સમાન થતા નથી તેવી રીતેજ નીચ પુરૂષ પોતાની પ્રકૃતિ (સ્વભાવ) ને છોડતો નથી ૧૩

## આડબરની નિષ્ફળતા

## पुष्पिताग्रा

इभतुरगशतैः प्रयान्तु मूढा, धनरहिता विबुधाः प्रयान्तु पद्भ्याम् ।
गिरिशिखरगतापि काकपङ्क्तिः, पुलिनगतैर्न समा हि राजहंसैः ॥ १४ ॥

शार्ङ्गधरपद्धति

મૂઢ પુરૂષો હાથી કે ઘોડા ઉપર બેસીને આવજાવ કરે ને વિદ્વાન પુરૂષો ધન નહિ હોવાને લીધે પાળા ચાલે તોપણ મૂર્ખાઓ વિદ્વાનની તુલનામા

આવતા નથી, કારણકે ગિરિના શિખર ઉપર બેઠેલ કાગડાઓ કાંઇ જળાશયને કાંઠે રહેલ રાજહંસની તુલનામાં આવતા નથી ૧૪

## ઉંચે રહેવાથી કાંઇ ઉત્તમતા ગણાતી નથી

## वसन्ततिलका (१५ थी १७).

नाश्चर्यमेतदधुना हतदैवयोगादुच्चैः स्थितिर्यदधमो न महानुभावः ।
रथ्याकलङ्कशतसङ्करसङ्कुलोऽपि, पृष्ठे भवत्यवकरो न पुनर्निधानम् ॥१५॥

હત (દુષ્ટ) દૈવના યોગથી હમણા જે અધમ મનુષ્ય છે તે ઉચ્ચ સ્થિતિને ભોગવે છે અને મહાન્ અનુભાવવાળો પુરૂષ ઉચ્ચ સ્થિતિને ભોગવતો નથી પણ તેમા કાંઇ આશ્ચર્ય નથી કારણકે સેંકડો કલંક આપનારા કચરાથી વ્યાપ્ત એવો ઉકરડો પણ પૃથ્વીની પીઠપર રહે છે એટલે ઉંચો રહે છે, અને ધનનો નિધિ પૃથ્વીની પીઠપર રહેતો નથી એટલે કે પૃથ્વીની અંદર-નીચે રહે છે અર્થાત્ ઉંચે રહેવાથી કાંઇ ઉકરડો ઉત્તમ ગણાતો નથી ૧૫

## આડંબરથી ઉચ્ચતા પ્રાપ્ત થતી નથી

आनद्धकृत्रिमसटाजटिलांससभित्तिरारोपितो मृगपतेः पदवीं यदि श्वा ।
मत्तेभकुम्भतटपाटनलम्पटस्य, नादं करिष्यति कथं हरिणाधिपस्य ॥ १६ ॥

પોતાની કાંધ ઉપર બનાવટી કેશવાળીના ઝુંડવાળો કૂતરો કદાચ બહેકી ગયેલ સિંહ જેવા ભાને પણ મદોન્મત્ત હાથીના ગંડસ્થળ તોડવાના સ્વભાવવાળો જે સિંહ તેની ગર્જના કેવી રીતે કરી શકે? ૧૬

## પ્રારબ્ધની પ્રબળ સત્તા

सिंहो बली गिरिगुहागहनप्रवासी, वासोऽन्ते वसति भ्रमिभृता बिडालः ।
नो पौरुषं कुलमपि मधुरा न वाणी, दैवं बलीय इति मुञ्च सखे विषादः॥१७॥

सुभाषितरत्नभाण्डागार

૯ મિના બળવાન્ સિંહ વિકટગિરિ ગુફામા રહે ને બિલાડા રાજાઓના મહેલમા વસે, એમા પુરૂષાર્થ, કુળ કે વિદ્વત્તા બળવાન્ નથી, પણ તેમા પ્રારબ્ધજ બળવાન્ છે, એમ માની ખેદ કર નહિ ૧૭

દેખાવથી કે વૃથા અનુકરણમાત્રથી ગુણવાન્મા ગણના
થઇ શકતી નથી

## शिखरिणी

उभौ श्वेतौ पक्षौ चरति गगनेऽवारितगतिः,
सदा मीन भुङ्क्ते वसति सकलः स्थाणुशिरसि ।
बके चान्द्रः सर्वो गुणसमुदय॰ किञ्चिदधिको॰,
गुणा॰ स्थाने मान्या नरवर न तु स्थानरहिताः ॥ १८ ॥

शार्ङ्गधरपद्धति.

હે ઉત્તમ પુરુષ! (ચન્દ્રમાનુ એક પક્ષ ધોળુ છે અને) બગલાને બે પક્ષ (પાંખો) શ્વેત છે વળી (ચન્દ્રની માફક) બગલો વિશ્રામ લીધા સિવાય આકાશમા ફર્યા કરેછે, (ચન્દ્રમા જેમ મીન રાશિને ભોગવે છે તેમ) બગલો હમેશા મીન (માછલા) નુ ભોજન કરેછે, (અને ચન્દ્રમા જેમ પોતાની એક કળા સહિત સ્થાણુ એટલે શકર દેવના મસ્તક ઉપર બેસેછે તેમ) બગલો ચતુરાઇથી સ્થાણુ એટલે વૃક્ષના હુઠની ઉપર બેસેછે એમ બગલામા ચન્દ્ર સબધી તમામ ગુણોનો સમુદાય છે પરતુ તેના (ચન્દ્ર) કરતા પણ કાઇક અધિક ગુણસમુદાય છે તો પણ ગુણો સ્થાનમાજ માનને પાત્ર થાયછે પરતુ સ્થાનરહિત ગુણો શોભતા નથી ૧૮

તેમજ—

## शार्दूलविक्रीडित (१९ थी २१)

नैर्मल्य वपुषस्तवास्ति वसति॰ पद्माकरे जायते,
मन्द याहि मनोरमा वद गिर मौन च सम्पादय ।
धन्यस्त्व बक राजहसपदवी प्राप्तोऽसि किं तैर्गुणै-
र्नीरक्षीरविभागकर्मनिपुणा शक्तिः कथ लभ्यते ॥ १९ ॥

હે બગલા! તારૂ શરીર હસની માફક શ્વેત તથા સ્વચ્છ છે, તથા સગ વરને વિષે તેમની માફક તારો વાસ છે, તેમની જેમ તુ મદ ગતિથી ચાલે છે તથા મનહર વાણી બોલે છે, એટલુજ નહિ પણ હસની જેમ તુ પણ મૌન ધારણ કરી શકે છે તે ઉપરથી તે મહાન્ હસપદવી મેળવી છે માટે તને ધન્ય છે, એમ કહ્યાવિના ચાલતુ નથી છતા એટલુ તો કહેવુ પડશે કે

## ગુણવાન ગુણવાનની સાથે અને નિર્ગુણ નિર્ગુણની સાથે શોભે.

*એક સમય બાદશાહ કચેરીમા બિરાજમાન થયા હતા તે વખતે પોતાનો દૂધભાઇ (ધાયમાતાનો છોકરો) શાહ હજુર આવ્યો તેને શાહે પ્રેમસહ પોતાના નજીક બેઠાડી બિરબલ પ્રત્યે જણાવ્યું કે "આ મારા દૂધભાઇ છે અને એમને એક નાનું રાજ્ય આપવા મારો ઇરાદો છે પરંતુ તે ન્હાના રાજ્યમાટે ન્હાના બિરબલની પણ અતિ આવશ્યકતા છે તેથી એક ન્હાનો બિરબલ પેદા કરી લાવો" તે સાભળી બિરબલે કહ્યું કે "જેવો હુકમ નામદાર?" બીજે દિવસે એક બળદને શણગારી રેશમી રસી ગળામા બાંધી પોતે તે બળદને દોરી કચેરીમ આવ્યો તે જોઇ બાદશાહે આશ્ચર્યયુક્ત થઇ પૂછ્યું કે "આ શું? અને મારા દૂધભાઇમાટે ન્હાનો બિરબલ શોધી કહાડયો કે નહિ?' તે સાભળી બિરબલ બોલ્યો કે "જી મરકાર? હાજર છે, આપના દૂધભાઇમાટે મારોજ દૂધભાઇ લઇને આવ્યો છું તે નિહાળો" એમ કહી બળદને દેખાડયો ત્યારે શાહે કહ્યુ કે "તમારો દૂધભાઇ બળદ શીરીતે થાય?" ત્યારે બિરબલે કહ્યું કે 'નામદાર! આ આપના દૂધભાઇ શીરીતે થાય? બાદશાહે જણાવ્યું કે "એમની માનું દૂધ પીનો હતો તેથી અમારા દૂધભાઇ છે?" ત્યારે બિરબલે હર્ષસાથે જણાવ્યુ કે "હું પણ આ બળદની માનુંજ દૂધ પીઇ મોટો થયો છુ માટે આ પણ મારો દૂધભાઇ કેમ ન કહેવાય?" તે ગૂઢાર્થવાળો જવાબ સાભળી બાદશાહ મનમા હર્ષયુક્ત થઇ ચુપ થઇ રહ્યા કારણકે બિરબલે મર્મમા જણાવ્યું કે મોટા લોકોની બરોબરી હલકા લોકોથી કદી પણ કરી શકાયજ નહિ માટે આપના વિચાર અતિ ઉત્તમ છે તથપિ અધિકારીનેજ અધિકાર યોગ્ય છે તેમ બિરબલ આપનાજ દરબારમા શોભે આવી વાર્ત્તામા છુપી યુક્તિ રાખેલી હતી તેથી શાહ મનમા સમજી બિરબલની યુક્તિ વખાણવા લાગ્યો.

જેમ અંધ આગળ આરસી સમુદ્રમા સ્વાતિ નક્ષત્રવિનાની વૃષ્ટિ, અરણ્યમા રૂદન, બધિર આગળ ગાયન અજીર્ણના રોગીને સુભોજન, ક્ષાર જમીનમા બીજનું વાવેતર અને જાગૃત થયા પછી સ્વપ્ન કથા નિષ્ફળ છે તેમ અયોગ્ય-અબુધપ્રતિ સર્વ શ્રમ વૃથા છે એમ સમજાવી યોગ્યાયોગ્યતા અધિકાર તરફ ધ્યાન ખેચવા આ અયોગ્ય અધિકાર પૂર્ણ કરવામા આવેછે



* બીરબલ બાદશાહ

# योग्यायोग्यता-अधिकार.

જગતના જે પદાર્થમા જેવી યોગ્યતા હોય તે તેવી યોગ્યતાવાળા પ્રાણીને ઉપયોગી થાયછે જેમકે સાકર પોતે ઉત્તમ યોગ્યતાવાળી છે પણ ગધેડાને તે ખવરાવવામા આવે તો તેના પ્રાણ હરી લેછે તેમ સિંહણનુ દૂધ સિંહના બચ્ચાનેજ પચેછે અને સુવર્ણના પાત્રમા રહી શકેછે પરતુ તેથી ભિન્ન એવા અન્ય ત્રાબા વિગેરેના વાસણમા નાખવામા આવે તો તેને ત્રોડી નાખેછે વગેરે બાબતનુ દિગ્દર્શન કરાવવાસારૂ આ અધિકારની શરૂઆત કરવામા આવેછે

---

## ગુણી અસ્થાને શોભે નહિ.

### अनुष्टुप्.

अलङ्कारोप्यलङ्कर्तुमल स्थाने नियोजितः ।
श्रिय हारस्रजः कण्ठे, दधते न तु पादयोः ॥ १ ॥

અલકાર (ઘરેણુ) જો યોગ્ય સ્થાનમા પહેરેલ હોય તો તે મનુષ્યને શણગારવાને અતિ સમર્થ થાયછે એટલે મુક્તાફલ વગેરેના હારો અને પુષ્પની માળાઓ કઠમા ધારણ કરી હોય તો શોભા ઉત્પન્ન કરેછે પરતુ પગમા ધારણ કરવામા આવે તો શોભી શકતી નથી એટલે સ્થાનરહિત કોઈ ઉત્તમ પદાર્થ શોભતો નથી એવો ભાવ છે ૧

## અનુકૂળ પદાર્થ મળવાથી ગુણીનુ પ્રકાશવુ.

### आर्या (२-३).

चूताङ्कुरकवलनतो, न तु कारः कोकिलः स्वनति चारु ।
योग्यस्य जायते ग्वलु, हेतोरपि नेतरस्य गुण ॥ २ ॥

આબાના મોરના અકુરના ભોજનથી કોયલ સુન્દર મધુર ધ્વનિ કરેછે પરતુ કાગડો કરી શકતો નથી એટલે (ઉત્તમ પદાર્થ વગેરેના) કારણથી પણ યોગ્ય મનુષ્યને નક્કી ગુણ ઉત્પન્ન થાયછે પરતુ અયોગ્ય મનુષ્યને કાઇ તેનુ ફળ મળતુ નથી ૨

### અયોગ્યના સમાગમથી ખેદ

यद्यपि न भवति हानिः, परकीया चरति रासभे द्राक्षा ।
असमञ्जसं च दृष्ट्वा, तथापि नः खिद्यते चेतः ॥ ३ ॥

सूक्तिमुक्तावली

ગધેડો બીજા મનુષ્યની દ્રાખને ચરી રહ્યા છે એટલે જોકે (આપણને કોઇ જાતની) ખોટ નથી પરંતુ આ બનતનો સમાગમ અયોગ્ય છે એટલે ગધેડો નીચ પ્રાણી છે અને દ્રાક્ષા ઉત્તમ પ્રકારનું ભક્ષણ છે એમ જોઇને ચિત્ત ખેદ કરેછે ૩

### ભવ્યાત્મા સારગ્રાહી છે

### उपजाति

सुखायते तीर्थकरस्य वाणी, भव्यस्य जीवस्य न चेतरस्य ।
सुखायते सर्वजनस्य मेघो, यवासकस्यैव सुखायते न ॥ ४ ॥

कस्यापि

તીર્થંકર ભગવાનની વાણી ઉત્તમ જીવને સુખરૂપ થાયછે અને નીચ મનુષ્યને તે સુખરૂપ થતી નથી ત્યા દષ્ટાન્ત આપેછે કે—વર્ષાદ સર્વ જન સમાજને સુખરૂપ થાયછે પરતુ જવાસા નામના ઘાસના છોડને તે સુખરૂપ થતો નથી એટલે બીજા વૃક્ષો વર્ષાદ આવવાથી નવપલ્લવ થાયછે ત્યારે જવાસો સુકાઇ જાયછે ૪

### રસીલો રસ જાણેછે

### वसन्ततिलका.

वक्तुर्विशेषमधुरैर्वचनप्रपञ्चैश्चित्तं भिनत्ति रसिकस्य न चेतरस्य ।
पीयूषपूररचितैरपि चन्द्रपादैर्ये चन्द्रकान्तमणयः खलु ते द्रवन्ति ॥ ५ ॥

सूक्तिमुक्तावली

વક્તા પુરૂષના વિશેષ મધુર એવા વચનના સમૂહોથી રસિક (રસજ્ઞ) પુરૂષનું ચિત્ત ભેદાઇ જાયછે એટલે શ્રવણથી પીગળી જાયછે પરતુ મૂર્ખનું નહિ કારણકે અમૃતના પ્રવાહથી રચાયેલ એવા ચન્દ્રના કિરણો છે તેનાથી

આ જગતમા નિર્દોષ તથા દોષવાળી વસ્તુ જોવામા આવેછે માટે મનુષ્યે પોતે આગળ વધવા માટે પોતાના જેવી નિર્દોષ વસ્તુ સાથે પ્રીતિભાવ રાખવો કે જેથી આપણને અયોગ્ય (નિર્ગુણ વસ્તુનો) નો સગ થાય નહિ એ ધ્યાનમા રાખવા સૂચના કરી આ યોગ્યાયોગ્યતા અધિકારની સમાપ્તિ કરવામા આવેછે



## कुश्रावक-अधिकार.



યોગ્યતા અને અયોગ્યતા બતાવ્યા પછી તેમાથી અયોગ્યનું વધારે સ્પષ્ટ વર્ણન કરવામાટે તેમના તરફ ઇસારો કર્યો છે કોઇ એમ કહેકે હુ સાચુ બોલતો નથી તેમ ચુપ રહેતો નથી તો તે જૂઠુ બોલેછે એમ સિદ્ધ થાયછે તે પ્રમાણે જે માણસ પોતાની યોગ્યતા ન સાચવે તથા સુશ્રાવકના નિયમો ન પાળે તે કુશ્રાવક-શ્રાવક વર્ગમા ધૂતારો છે એમ માનવુ

---

### શ્રવણમાં ઢોંગી

### आर्या (१ थी १४)

उस्सुत्त मायरतवि ठवति अप्प सुसावगातम्मि ।
ते सइ रोरघत्थवि तुल ति सरिस धणाढे हि ॥ १ ॥

જે પુરુષ જિનસૂત્રનું ઉલ્લઘન કરી પોતે શ્રેષ્ઠ શ્રાવક છે, એવો જે દાવો કરેછે, તે કોઇ કગાળ હોવા છતા ધનવાનનો આડબર કરે તેના જેવોછે ૧

### ધર્મનો નિર્ણય નહિ થવાથી થતી હાનિ.

किंत्रि कुलकम्ममि रत्ता किंवि रत्ता शुद्धजिणवरमयीम्म ।
इय अतरम्मि पिच्छह मूढा ण य ण याणति ॥ २ ॥

જે મનુષ્ય પોતાના કુળમા રહેલા મુખ્ય માણસને જોઇને તે પ્રમાણે ધર્માચરણ કરેછે, કદાચ મુખ્ય માણસ કોઇ કારણને અનુસરીને ધર્મ છોડી દેછે તો તે પણ સ્વધર્મ ... માટે જો નિર્ણય કર્યા પછી સ્વધર્મ

સ્વીકારવામાં આવ્યો હોય તો તે માણસ ગમે તેમ થાય પણ શુદ્ધ ધર્મ તજતોજ નથી તે કારણને લીધે આચાર્યનો ઉપદેશ ગ્રહણ કરવો ને જિન શાસ્ત્રાનુસાર દેવ, ગુરૂ તથા ધર્મને જાણી લઇ ધર્મને ધારણ કરવો એ ઠીક છે ૨

## ઘરના અગ્રેસર ઉપર ધર્મનો આધાર.

जो गिहकुडंबसामी संतो मिच्छतरोयण कुणइ ।
तेण सयलोवि वंसो पक्खित्तो भवसमुद्दम्मि ॥ ३ ॥

જો ગૃહપતિ કે કુટુંબપતિ મિથ્યાત્વ ઉપર પ્રીતિ રાખે અથવા તેમની પ્રશંસા કરે તો સમજવું કે સમસ્ત કુટુંબ સંસારમાં ડુબ્યું, કારણકે મુખ્ય માણસનું જેના તરફ વલણ હોય તે તરફ સર્વ કુટુંબ પ્રીતિ રાખતું રહે છે માટે મિથ્યાત્વીની અંશ માત્ર પણ પ્રશંસા કરવી નહિ ૩

## ખાલી હાથે આવવું અને ખાલી હાથે જવું

किं सोवि जणणिजाओ जाओ जणणीण किंगओ वुढ्ढिं ।
जइ मिच्छरओ जाओ गुणेसु तह मच्छर वहई ॥ ४ ॥

મનુષ્ય જન્મનું ફળ તો એ છે કે જિનાગમનો અભ્યાસ કરી મિથ્યાત્વનો ત્યાગ કરવો અને ગુણનો અંગીકાર કરવો, પણ જેણે આ પ્રમાણે નથી કર્યું તે માણસ મનુષ્યજન્મમાં નહિ જન્મ્યા બરોબર છે ૪

## જે સમજણમાં તફાવત, તે મિથ્યાત્વ અથવા કાંક્ષા મોહની

मिच्छत्तसेवगाण विग्घसयाइंपि वंति णो यावा ।
विग्घलवम्मिवि पडिए दिढ्ढधम्माण य भणंति ॥ ५ ॥

કુદેવાદિકની સેવા કરવાથી હજારો વિઘ્ન આવેછ, તે બાબતમાં મૂર્ખ લોકો કાંઇ પણ ગણના કરતા નથી, પરંતુ કોઇ ધર્માત્મા શુદ્ધ ધર્મ સેવન કરેછે અને તે વિષયમાં પૂર્વ કર્મના ઉદયથી કદાચિત્ વિઘ્ન ઉત્પન્ન થાય તો અણસમજુ કહે છે કે ધર્મ સેવાથી આ વિઘ્ન આવ્યું એ વિપરીત બુદ્ધિ સમજવી અને એજ મિથ્યાત્વનું માહાત્મ્ય સમજવું ૫

## જ્યાં કુગુરૂનો સંગ, ત્યાં બુદ્ધિનો ભંગ.

सपइ दुसमंसमये णामायरिएहिं जणियजणमोहा ।
सुधम्माउ णिउणा चलंति बहुजणपवाहो ॥ ६ ॥

આ દુ ખકારક પાચમા આરામા ઘણા આચાર્ય તથા ગુરૂ પણ ગુણ રહિત જોવામા આવેછે અને તેઓએ જગતમા એટલી બધી અવિદ્યા-માયા ફેલાવી છે કે જેને લીધે બુદ્ધિશાળી મનુષ્યો પણ સ્વધર્મમાથી ચલાયમાન થઇ જાયછે તો ભોળા જીવો ગાડરીયા પ્રવાહની પેઠે ફસાઇ જાય એ આશ્ચર્ય જેવુ જણાતુ નથી ૬

## અમૃતમા ઝેર

अहिमाणविसोयसमत्थ य च थुवति देवगुरणो य ।
तेहिंपि जइ माणो हाहा त पुव्वदुच्चरिय ॥ ७ ॥

અરિહ તાદિ વીતરાગની સેવા, પૂજા, ભક્તિ, સ્તુતિ કરવાથી માનાદિક કષાયોની મ દતા (ક્ષીણતા) થવી જોઇએ પણ તેને બદલે કોઇ મનુષ્ય કષાયને પોષેછે એટલે હુ મોટો ભક્ત છુ તથા મોટો જ્ઞાની છુ, તેમ મારે ત્યા મોટુ મ દિર છે એમ કહેનારો ખરેખર અભાગીઓ જીવ છે એમ માનવુ ૭

## સમજણમા ફેર, તેને લીધે સમ્યક્ત્વની દુષ્પ્રાપ્તિ.

साहम्मिआउ अहिओ बन्धुसुयाइसु जाणअणुराओ ।
तेसिं ण हु सम्मत्त विण्णेय समयणीइए ॥ ८ ॥

સાધર્મી ભાઇઓ ઉપર જેને શત્રુતા છે અને બધુ તથા પુત્રાદિક ઉપર અનુરાગ છે તેને સિદ્ધાતના ન્યાય પ્રમાણે સમ્યક્ત્વ પ્રાપ્ત થયુ નથી એમ માનવુ ૮

तथा—

एगो सुगुरु एगोवि सावगो चेइयाइ विविहाणि ।
तत्थ य ज जिणदव्व परप्पर त ए विच्चति ॥ ९ ॥

उपदेशसिद्धान्तरत्नमाला

કોઇ જીવ (શ્રાવક) ચૈત્ય (જૈન દેરાસર) મા ભેદ માનીને કહે છે કે આ મ દિર મારૂ છે, અને તે મદિર બીજાનુ છે, આવા પરસ્પર વિરોધથી પોતે ભક્તિ કરતો નથી તથા તેનો જીર્ણોદ્ધાર પણ કરી શકતો નથી તેને મિથ્યાત્વી કહેવો, કારણકે (શુદ્ધ) ધર્મની આ રીતિ નથી ૯

## ગોક્ષ્યસ્ત્રીરૂપી શ્રાવક.

चड्ढो छिद्दपेही, पमायखलियाणि निच्च सुचरइ ।
सड्ढो सवत्तिकप्पो, साहुजण तणसम गणइ ॥ १० ॥

જે (શ્રાવક) સ્તબ્ધ થઇ છિદ્ર જોતો રહે, ભૂલચૂક વારવાર ગાથા કરે, તે શોક્યસ્ત્રી સમાન શ્રાવક જાણવો તે સાધુઓને તૃણ તુલ્ય ગણે છે ૧૦

ચચળ ધ્વજારૂપ કુશ્રાવકની ગણના.

पवणेण पडागा इव, भामिज्जइ जो जणेण मूढेण ।
अविणिच्छिय गुरुवयणो, सो होइ पडाइयातुल्लो ॥ ११ ॥

જે પવનથી હલતી ધ્વજાની માફક મૂઢ જનોથી ભરમાઇ જાય તે ગુરૂના વચનપર અપૂર્ણ નિશ્ચયવાળો હોવાથી પતાકા સમાન છે ૧૧

ખરંટ શ્રાવક.

उम्मग्गदेओ निन्हवो ऽसि मूढो सि मदधम्मो सि ।
इह सम्मपि कहंतं, खरंटए सो खरटसमो ॥ १२ ॥

જે ગુરૂએ સાચુ કહ્યા છતા પણ કહેકે તમે તો ઉન્માર્ગ બતાવો છો, નિહ્નવ છો, મૂઢ છો, મદ ધર્મી છો એ રીતે ગુરૂને ખરંટે તે ખરંટ સમાન શ્રાવક જાણવો ૧૨

તથા—

जह सिढिलं मसुइदव्वं, छुप्पतंपि हु नर खरंटेइ ।
एव मणुसासगपि हु, दूसन्तो भन्नइ खरटो ॥ १३ ॥

જેમ ગદ્દુ અશુચિ દ્રવ્ય છૂપાવનાર (અશુચિ દ્રવ્યગ્રાહી) માણસને ખરંટે છે તેમ જે શિક્ષા દેનારને પણ ખરંટે તે ખરંટ કહેવાય ૧૩

મિથ્યાત્વી

निच्छयओ मिच्छत्ती, खरटतुल्लो सवत्तितुल्लो वि ।
ववहारओ उ सड्ढा, वयति ज जिणगिहाईसु ॥ १४ ॥

धर्मरत्नप्रकरण—भाग प्रथम

ખરંટ સમાન અને શોક્યસ્ત્રી સમાન શ્રાવક નિશ્ચય થકી તો મિથ્યાત્વી છે, તો પણ વ્યવહારથી શ્રાવક ગણાય છે, કેમકે તે જિનમંદિર વગેરેમા આવે જાયછે ૧૪

જૈનસિદ્ધાંતનું રહસ્ય સમજ્યા વિના શાસ્ત્રતરફ તથા ધર્મગુરૂઓતરફ બેદરકારી બતાવે એને કુશ્રાવક જાણવો એમ સમજાવી ધર્મનું રહસ્ય ઓળખવા જગતકર્ત્તાતરફ દૃષ્ટિ બિંદુ ફેરવના આ કુશ્રાવકઅધિકાર લઇ તેની સમાપ્તિ કરવામા આવેછે



# —⊰ जगत्कर्त्ता-अधिकार. ⊱—



પોતાના ધર્મના ખરા સિદ્ધાતો જેઓના ધ્યાનમા નથી હોતા તેઓ ધર્મ જેવા દેખાતા મિથ્યાત્વોમા ફસાઇછે તેથી ધર્મના ખરા સિદ્ધાતો કેમ લક્ષમા લેવા જોઇએ તે બતાવવાને એક નમૂનાતરીકે આ અધિકાર લેવામા આવેછે.

---

*પ્રશ્ન—હે મહારાજ! આત્માદિક પદાર્થના આદિનો અત્યત અભાવ સિદ્ધ હોવાથી જગત્નો સૃષ્ટિવાદ સર્વથા ટકી શકતો નથી પણ 'આ જગત્ ઇશ્વરકૃત છે' એમ દુનિયામા પ્રસિદ્ધ છે તો તેનો સર્વથા નિષેધ કેમ કરી શકાય? પ્રભૂતકાળ અગાઉ ઇશ્વરે આત્માદિક જગતના પદાર્થો રચ્યા છે, તેથી કોઇ તેનો આદિ જાણી શકતુ નથી, તેને લીધે અનાદિ કહેવાયછે પણ ઇશ્વરે જે કાળે જીવાદિ રચ્યા તે કાળની અપેક્ષાએ તો તે સાદિ છે, પણ અત્યત અનાદિ નથી—એમ માનવામા કાઇ દોષ છે?

ઉત્તર—હે ભવ્ય! જો તમારા કહ્યા પ્રમાણે અતિ પ્રભૂતકાળ પહેલા પણ ઇશ્વરે આત્માદિક પદાર્થ બનાવ્યા હોય તો તેમ માનવામા મોક્ષના અભાવ વિના બીજી કાઇ હરકત નથી કેમકે ઇશ્વર કૃતને ઇશ્વર કૃત માનવાથી તો સત્યવાદ થાય અને તે સત્યવાદ અમારે ઇષ્ટ છે પરતુ તે જગત્કર્ત્તા પોતે કયા કાળે થયા? કયા કાળે તેણે જગત્ રચ્યુ? અને તે કોણે જાણ્યું? એટલા મહાન્ કાળની વાત આજપર્યત શીરીતે આવી? એ સર્વનો ઉત્તર આપો આના જવાબમા કદી તમે કહેશો કે 'જગત્ના કર્ત્તા ઇશ્વર કયારે થયા? એ સવાલજ થઇ શકતો નથી, કારણકે, જગત્કર્ત્તા ઇશ્વર તો સદા વિદ્યમાન છે કોઇ કાળે તે ન હતા એમ નથી તો હે ભદ્ર! એ તમારૂ કથન અઘટિત ગણાશે કેમકે જગત્કર્ત્તા સર્વદા વિદ્યમાન હોવાથી તે તો અત્યત અનાદિ થયા અને જગત્ તો તમે સાદિ કહોછો, ત્યારે પ્રથમ જગત્ વિના એકલા ઇશ્વર કેટલા કાળસુધી રહ્યા? અને જો જગત્ ન હતું તો તે ઇશ્વર કોના હતા? કેમકે સેવક વિના તો સ્વામી કહેવાતા નથી વળી તે ઇશ્વર શુદ્ધ છે કે અશુદ્ધ? જો શુદ્ધ હોય તો જગત્ની રચના કરવારૂપ દોષજાળમા તે પ્રવર્તે નહિ જગત્ સુખદુખમય હોવાથી તે વિષમ છે અને વિષમ વસ્તુ રાગદ્વેષ વિના કહી શકાય નહીં ને જ્યા રાગદ્વેષ હોય ત્યા સર્વ દોષ હોય, તોપછી

---

* તત્ત્વવાર્ત્તા

## ચક્રવર્ત્તી રાજાઓ પણ હિંસાથી નરકે જાયછે.

### उपजाति.

सम्भूमभूमीपतिजामदग्न्यश्रीब्रह्मदत्तप्रमुखा नरेशाः ।
निस्त्रिंशहिंसावशवासनातो, हि सप्तम ते नरक मयाताः ॥ ३ ॥

नरवर्मचरित्र

સભૂમ જામદગ્ન્ય તથા શ્રી બ્રહ્મદત્ત વિગેરે ચક્રવર્તી રાજાઓ ખડ્ગ વ ગેરેથી કરેલી હિંસાને આધીન થયેલ વાસનાથી તેઓ ખરેખર અંતે સાતમા નરકને પામ્યા છે ૩

## હિંસા કર્મમા શ્રેયનો ગંધ પણ નથી.

### शार्दूलविक्रीडित

आकाशेऽपि चिराय तिष्ठति शिला मन्त्रेण तन्त्रेण वा,
बाहुभ्यामपि तीर्यते जलनिधिर्वेधाः प्रसन्नो यदि ।
दृश्यन्ते ग्रहयोगत सुरपथे प्राह्णेऽपि तारा' स्फुट,
हिंसायाम्पुनरान्विरस्ति नियत गन्धोऽपि न श्रेयस' ॥ ४ ॥

काव्यमालासप्तगुच्छक

આકાશમા પણ લાંબા સમય સુધી મંત્રથી અથવા તંત્રથી શિલા અધર રહી શકે છે અને જો વિધાતા પ્રસન્ન હોય તો બે હાથથી સમુદ્ર પણ તરી શકાયછે અને તેવો ગ્રહોનો યોગ થવાથી ધોળે દિવસે આકાશમા ખુલ્લી રીતે તારાઓ દેખી શકાય છે એટલે ઉપર મુજબના જે કાર્યો થઇ શકે તેવા નથી તે પણ કાળબળે થઇ શકે પરંતુ હિંસામા કલ્યાણનો ગંધ પણ ચોક્કસ રીતે પ્રકટ થતો નથી એટલે હિંસા કરી શ્રેય મેળવવા ઇચ્છ નાર મનુષ્યોનો ઉલટો નરકપાત થાયછે ૪

હિંસા કરવાથી કાંઇ પણ લાભ નથી એમ દર્શાવી આ હિંસાદોષ-અધિકાર પૂર્ણ કરવામા આવેછે

## हिंसा (मृगया)-अधिकार



મૃગયા એ હિંસાને પેટાભાગ ગણવા જેવો છે તેથી 'મૃગયા" કે જેમા પાણી પવન તથા આકાશનું સેવન કરી રહનારા પ્રાણીઓને નિરર્થક વધ કેટલાક નિર્દય પુરૂષો કરી રહ્યા છે, તે નિર્દોષ પ્રાણીઓનો વધ કરવાથી તેના કુટુંબમા તેમના બાળ બચ્ચાને કેટલુ બધુ સંકટ થતુ હશે? તે ઉપર જો તેઓ પોતાનું લક્ષ ખેચે તો કદી પણ આવા કુકર્મોનો આરભ ન કરે, આ બાબત સમજાવવામાટે આ અધિકારની શરૂઆત કરવામા આવેછે

---

### નિર્દોષ મૃગલીઓને મારનારની નિરવધિ નિર્દયતા.

#### अनुष्टुप्

भीतमूर्त्तीर्गतत्राणा, निर्दोषा देहवित्तिकाः ।
दन्तलग्नतृणा घ्नन्ति, मृगीरन्येषु का कथा ॥ १ ॥

आत्मानुशासन

ભયભીત શરીરવાળી, જેનું કોઇ રક્ષા કરનાર પણ નથી, નિર્દોષ છતા અને જેની પાસે દેહ રૂપીજ ધન છે તથા દતમા જેઓને ઘાસ રહેલ છે આવી મૃગલીઓની પણ પાપી પુરૂષો હિંસા કરેછે ત્યા બીજા પ્રાણીઓની શુ વાત કહેવી? અર્થાત્ દુનિયામા પણ દાતમા તૃણ લઇ કોઇ પગે પડે તો તે સદોષ હોય તો પણ તેને કેટલાક સજ્જન પુરૂષો છોડી દીએછે, ત્યારે આ મૃગલીઓ તો નિર્દોષ છતા પણ દાતમા તૃણ લઇ ઉભી રહી છે તેને મારવાનું કાર્ય કરવુ તે મહા નિર્દય મનુષ્યનુંજ કામ હોઇ શકે એવો ભાવ છે ૧

### સર્વથા પશુહિંસાનો નિષેધ.

#### उपजाति (२-३).

जीवान् घ्नतां यत्र नभोऽम्बुभोगान्, भवत्रयार्थः समुपैति हानिम् ।
आखेटकं पेटकमापदाङ्कः, कौतूहलेनापि करोति धीमान् ॥ २ ॥

આકાશ અને જળ વસ્તુઓનોજ ઉપભોગ કરનારા જીવોનો નાશ કરનાર મનુષ્યોનો ગણુ જન્મનો (પુણ્યથી ઉત્પન્ન થયેલો) અથ નાશ પામેછે એમ જાણનારો કયો બુદ્ધિમાન્ પુરૂષ હોશથી પણ આપદની પેટીરૂપ મૃગયાનું આચરણ કરે? ૨

તથા—

मृगान्वराकाँश्चलतोऽपि तूर्णं, निरागसोऽत्यन्तविभीतचित्ता॰ ।
येऽश्नन्ति मासानि निहत्य पापा , तभ्यो निकृष्टा अपरे न सन्ति ॥३॥

सुभाषितरत्नसन्दोह

કગાલ એવા મૃગ–પશુઓ એક દેશથી બીજા પ્રદેશમા તુર્ત ચાલી રહ્યા છે એટલે વખતે એક સ્થાનમા રહેવાથી કોઇના મોલ પાણીને હરકત આવે ત્યારે કોઇ એમ પ્રશ્ન કરકે કાઇ તેણે ગુન્હો કયો હશે જેથી આમ તેમ દોડ્યા કરતા હશે? તેના પ્રત્યુત્તરમા જણાવેછે કે निरागस' અર્થાત્ નિરપરાધી છ તેના પ્રાણીઓનો સહાર કરીને અત્યત ભય રહિત જેઓનુ ચિત્ત છે અર્થાત્ પરલોકની યમપુરી સબધી પીડાની જેઓને બીક નથી એવા જે પાપી લોકો તેઓના માસો ખાયછે તેઓ કરતા દુનીયામા બીજા કોઇ અધમ નથી, અથાત્ આ પુરૂષોજ અધમ છે ૩

બચ્ચાવાળી એક દીન મૃગલી પારાધીને વિનતિ કરેછે.

## वसन्ततिलका

आदाय मासमखिलं स्तनवर्जमङ्गा-
न्मा मुञ्च वागुरिक यामि कुरु प्रसादम् ।
सीदन्ति शष्पकवलग्रहणानभिज्ञा,
मन्मार्गवीक्षणपराः शिशवो मदीयाः ॥ ४ ॥

शार्ङ्गधरपद्धति

હે વાગુરિક! (પારાધી) મારા અગમાથી સ્તન સિવાયના બધા માસને લઇ મને છોડી દે અને મારા ઉપર કૃપા કર જેથી હુ અહિથી જાઉં કારણ ઘાસના કોળીયાન ગ્રહણ કરવાનું ન જાણનારા મ્હારા નાના બચ્ચાઓ મારા માગને જોવામા તત્પર થઇને દુખી થઇ રહ્યા છે. અર્થાત્

મને જીવવાની દરકાર નથી પરતુ મારા બચ્ચા મરી જશે એની મને ફીકર છે ૪

## નિર્દોષ પ્રાણીઓની હત્યા કરનાર કયો પુરૂષ નરકની ખાડમા નહિ પડે?

## शार्दूलविक्रीडित (५ थी ७).

ये नीरं निपिबन्ति निर्झरभवं कुञ्जे च ये शेरते,
ये चाश्नन्ति तृणानि काननभुवि भ्राम्यन्ति येऽहर्निशम् ।
ये च स्वैरविहारसारसुखिता निर्मन्तवो जन्तवो,
हत्वा तान्मृगयासु कः समभवच्छ्वभ्रेषु नाभ्यागतः ॥ ५ ॥

જે વનના નિર્દોષ પ્રાણીઓ પર્વતના ઝરણામાથી ઉત્પન્ન થયેલ જળનુ પાન કરીને રહેછે જે જળ ઉપર કોઇનો હક નથી અને લતા (વેલો) ના મડપોમા શયન કરેછે અને જ્યારે ભુખ્યા થાય ત્યારે ઘાસના તરણા ચરેછે તેમ જેઓ રાત્રિ દિવસ વનની ભૂમિમાજ ભ્રમણ કર્યા કરેછે અને જે પ્રાણીઓ પોતાના વિહારના બળથી સુખિપણાને માનવાવાળા છે તેવા પ્રાણીઓનો મૃગયામા સહાર કરી કયો પુરૂષ નરકની ખાડામા પડેલો નથી? અથાત મૃગયાવિહારીને નરકની પ્રાપ્તિજ થાયછે ૫

## મૃગયા કરનાર કદાચ મૃગયા કરતા પ્રાણીથી મરાઇ જાય તોપણ બન્ને લોકના સુખથી ભ્રષ્ટ થાયછે

व्याधो नान्यहिताय सत्यमसकृद्विश्वस्तजन्तूँस्तुदन्,
न स्वस्मिन्नपि तृप्तये च्युतशरक्रोडादितोऽन्तं व्रजन् ।
मृत्यौ दुर्गतिमाप्नवाश्च मृगया लोकद्वयार्त्यै ततो,
गाङ्गेयेन स शन्तनुः क्षितिपतिस्तस्या निषिद्धस्ततः ॥ ६ ॥

પારાધી પોતાના હિત માટેજ હમેશા વિશ્વાસુ પ્રાણીઓનો નાશ કરી રહ્યો છે તે કોઇ દિવસ ખમી ગયેલા બાણને લીધે બચી ગયેલા ડુક્કર વિગેરે પ્રાણીથી મૃત્યુને પામે તો આ લોક સબધી હિતથી ભ્રષ્ટ થાયછે એટલે તેનું તે મૃગયા કર્મ આ લોક સબન્ધી પણ સુખ આપી શકતું નથી અને મરણમા તો દુર્ગતિનેજ પામેછે, માટે મૃગયા તે એહિક અને પારલૌકિક એમ બન્ને લોકની આર્ત્તિ (પીડા) માટે છે, તેવુ દષ્ટાન્ત

આપી ગાંગેયે (ભીષ્મે) તે શન્તનુ નામના રાજાને મૃગયા કાર્યથી અટકાવ્યા ૬

મૃગયામાં આસક્ત મનુષ્ય શું શું નથી કરતો ?

पापर्द्धिस्तनुमद्वधोज्झितघृणः पुत्रेऽपि दुष्टाशय-
श्चण्ड. खाण्डवपावकादपि मुधा क क न हन्याज्जड' ।
किं बाणेन जरासुतो वनगतो विव्याध नो बान्धव,
प्रापोच्चैर्मुनिघातपातकभरं किं नाजराजाङ्गजः ॥ ७ ॥

एते कस्यापि

દેહધારી જીવોના વધમાં જેણે દયાને છોડી દીધી છે તે માણસ પુત્રમાં પણ શુદ્ધ અન્તઃકરણવાળો નથી ખાંડવ વનનો દાહ કરનાર અગ્નિથી પણ પ્રચંડ (ઉગ્ર) એવો જડ તે પાપાધી નિરર્થક કોને કોને હણતો નથી ? અર્થાત્ ગમે તેને હણી નાખે છે, ત્યાં દૃષ્ટાન્ત કહે છે કે—વનમાં ગયેલા જરાકુમારે પોતાના બન્ધુ શ્રી કૃષ્ણને શું બાણથી નથી માર્યો ? તેમ મુનિ એવા શ્રવણની હત્યાનું મોટું પાપ શું દશરથ રાજાને નથી લાગ્યું ? ૭

મૃગયા વિહારીને પુષ્કળ ઉપદેશ આપી એટલે હિંસા ન કરવી એમ વારંવાર સમજાવી આ મૃગયા અધિકાર પૂર્ણ કરવામાં આવે છે



## हिंसाफल-अधिकार

હિંસા કરવાથી પાપ લાગે છે અને તેનાથી જે ફળ ઉત્પન્ન થાય છે તે આ અધિકારમાં બતાવવા તથા "હિંસા" એટલે નિરપરાધિ પ્રાણીઓનો ઘાત કેટલાક વામમાર્ગી વિદ્વાનો શાસ્ત્રોનું પ્રમાણ આપી કરે છે અને અન્યને તે કાર્યમાં જોડી રહ્યા છે તેઓને યમપુરીમાં કેટલું સંકટ વેઠવું પડશે ? ઇત્યાદિ જણાવવા સારૂ આ અધિકારનો આરંભ કરવામાં આવે છે

---

* જરાકુમારે શ્રી કૃષ્ણને મૃગ જાણીને મારેલ છે.

**દુનિયાના કેટલાક પામર મનુષ્યો ગામમાં કાંઇ મહામારી વિગેરે રોગાદિ આવ્યુ હોય તેની શાન્તિ સારૂ તથા અંધ પરંપરાને અનુસરી દેવતાના ઉદ્દેશથી પાડા વિગેરે પ્રાણીઓનો નાશ કરેછે તેને ઉદ્દેશીને કહેછે.**

## अनुष्टुप् (१–२).

हिंसा विघ्नाय जायेत, विघ्नशान्त्यै कृता यदि ।
कुलाचारकृताप्येषा, कृता कुलविनाशिनी ॥ १ ॥

જો કે અજ્ઞાની મનુષ્યો જીવહિંસાને વિઘ્નોની શાન્તિસારૂ કરેછે, તો પણ તે હિંસા તેને સર્વ સુખોના વિનાશ માટેજ થાયછે અને કેટલાક લોકો અંધ પરંપરાને અનુસરી આ કુલાચાર છે એમ જાણી હિંસા કરેછે પરંતુ તે હિંસા તેના કુળનુંજ નિકન્દન કરેછે ૧

**શાસ્ત્રોના અઘટિત અર્થ બતાવનારને શિક્ષા.**

प्रमाणीकृत्य शास्त्राणि, यैर्वधः क्रियतेऽधमैः ।
सह्यते परलोके तैः, श्वभ्रे शूलाधिरोहणम् ॥ २ ॥

एतौ कस्यापि

શાસ્ત્રોનું પ્રમાણ આપીને નીચ એવા જે પુરુષોથી પ્રાણીનો વધ કરાય છે તે લોકોથી પરલોકમા (યમપુરીના) ખાડામા શુલઉપર ચડવાનું મહા સંકટ ભોગવાય છે એટલે જેવી રીતે પ્રાણીઓની હિંસા કરી છે તેવી રીતે પોતાને તે પીડા ભોગવવી પડેછે ૨

**માંસાહારીને પરલોકમા થતું દુઃખ.**

## उपजाति (३–४).

मांसान्यशित्वा विविधानि मर्त्यो, यो निर्दयात्मा नरकं प्रयाति ।
निकृत्य शस्त्रेण परैर्निकृष्टैः, मखाद्यते मासमसौ स्वकीयम् ॥ ३ ॥

નિર્દય આત્માવાળો જે મનુષ્ય વિવિધ પ્રકારના માંસોનું ભક્ષણ કરી નરકમા જાયછે, ત્યાં નિર્દય એવા યમના દૂતો શસ્ત્રવડે કાપીને આ માંસાહારી મનુષ્યને તેનું પોતાનું માંસજ ખવરાવેછે ૩

### હિંસક પ્રાણીકરતાં મનુષ્યો વધારે હિંસક છે.

निर्दोष सत्वेष्वपदोषभाव, येऽश्नति पापाः पिशितानि गृध्राः ।
तैः कारितोऽजीव वधः समस्तस्तेभ्यो वको नास्ति विहिंसकोऽपि ॥४॥

सुभाषितरत्नसन्दोह

પ્રાણીઓનું માંસ ખાવામાં દોષ નથી એમ બતાવીને ગૃધ્ર (ગરજાડા) તુલ્ય જે પાપી લોકો માંસનું ભક્ષણ કરેછે તેઓએ અત્યંત સર્વરીતે પ્રાણીઓનો વધ કરાવ્યો છે અને તે હિંસક પુરૂષો કરતાં બગલો પણ વિશેષ હિંસક નથી અર્થાત્ બગલો તો અજ્ઞાની પ્રાણી છે અને આ મનુષ્યો તો જ્ઞાનનો આડંબર ધરાવે છે તેથી વિશેષ શિક્ષાને પાત્ર થાયછે ૪

### પ્રાણીનો વધ કરવો, તેજ અધર્મ

### मालिनी

स कमलवनमग्नेर्वासर भास्वदस्ता-
दमृतमुरगवक्त्रात्साधुवाद विवादात् ।
रुगपगममजीर्णाज्जीवित कालकूटा-
दभिलषति वधात्र प्राणिना धर्ममिच्छेत् ॥ ५ ॥

જે મનુષ્ય પ્રાણીઓના હણવાથી ધર્મની ઇચ્છા રાખે છે, તે અગ્નિ પાસેથી કમળ વન (જોવાને) ઇચ્છે છે સૂર્યાસ્ત થયા પછી પ્રભાતની ઇચ્છા રાખે છે, સર્પના મુખમાંથી અમૃતની ઇચ્છા રાખેછે કલેશમાંથી ઉત્તમ કીર્ત્તિ મેળવવાને ઇચ્છે છે, અજીર્ણમાંથી નીરોગતા ઇચ્છે છે, અને કાળકૂટ ઝેરમાંથી (પોતાની) જીંદગીનો બચાવ ઇચ્છે છે

સારાંશ—ઉપરના દષ્ટાંતથી સમજાયું હશે કે અશક્ય વસ્તુ શક્ય થઇ શકે નહિ તેમ પ્રાણી વધથી ધર્મ હોઇ શકે નહિ ૫

तथा—

### शिखरिणी

यदि ग्रावा तोये तरति तरणिर्यद्युदयाति,
प्रतीच्यां सप्ताचिर्यदि भजति शैत्य कथमपि ।

यदि क्ष्मापीठं स्यादुपरि सकलस्यापि जगतः,
प्रसूते सत्त्वाना तदपि न वधः क्वापि सुकृतम् ॥ ६ ॥
सिन्दूरप्रकर

જો પાણીમા પત્થર તરે, સૂર્ય પશ્ચિમ દિશામા ઉદય પામે, અગ્નિ ઠંડો (બરફ) થાય, ભૂમંડળ આખા જગત્‌ની ઉપર (અધર લટકતું) રહે, તો પણ પ્રાણીની હિંસા કોઇ કાળે પુણ્યદાયક બની શકે નહિ (અર્થાત્ પત્થર વિગેરે પાણીમા તરી શકે નહિ કદાચ દૈવબળથી તરી શકે, એટલે અશક્ય શક્ય થાય, પણ જીવહિંસા ધર્મરૂપ બને નહિ) ૬

હિંસાથી મનુષ્યને હાનિજ છે પણ લાભ નથી તેમજ અભક્ષ્યભક્ષણમા પણ દોષ રહેલો છે તેતરફ આ હિંસાફળ અધિકાર લઇને ધ્યાન ખેંચવામા આવ્યું છે



## → अभक्ष्यदोष-अधिकार. ←



ભૂતળમાં જે પદાર્થો અભક્ષ્ય (ભક્ષણ ન કરવા યોગ્ય) છે તેનો સુજ્ઞ પુરૂષે ત્યાગ કરવો જોઇએ કારણકે તે અમેધ્ય (અપવિત્ર) પદાર્થોના ભક્ષણથી મનુષ્ય બન્ને લોકના સુખથી ભ્રષ્ટ થાય છે એટલે અહીં પણ રોગ વિગેરેથી પીડા પામેછે અને મરણ પછી પણ અનેક નરકની પીડાઓ ભોગવેછે માટે તે સંકટોમાથી બચવુ હોય તો આ અધિકારમા દર્શાવેલા કંદ મૂળ શાક આદિનો ત્યાગ કરવો ઇત્યાદિ બાબત જરૂર જ્ઞાતવ્ય હોવાથી આ અધિકારનો ઉલ્લેખ કરવામા આવેછે

---

### ગળીનુ વાવેતર કરનાર તથા મૂળાનુ ભક્ષણ કરનારને દોષ.

### अनुष्टुप् (१ थी ५)

नीलिकां वापयेद्यस्तु, मूलकम्भक्षयेत्तु यः ।
न तस्य नरकोत्तारो, यावदाभूतसम्प्लवम् ॥ १ ॥

જે મનુષ્ય (પોતાના ક્ષેત્રમા અગર બીજાના ક્ષેત્રમા) ગળીનુ વાવેતર કરે અને ગળીનુ ભક્ષણુ કરે તે મનુષ્યનો નરકમાથી ઉદ્ધાર જ્યાસુધી આ સમગ્ર ભૂત પ્રાણીમાત્રનો પ્રલય થાય ત્યાસુધી પણ થતો નથી ૧

## કઈ જાતના શાક તથા ફળ વગેરેનુ ભક્ષણુ ન કરવુ ?

दन्तोच्छिष्ट वर्जनीय, पक्क बिल्वफल तथा ।
दिनोषित दधि चैव, मेघनादस्य नालिका ॥ २ ॥

દન્તોચ્છિષ્ટ (એટલે પક્ષી વગેરેની ચાચ અથવા દાતથી અજીઠુ કરેલ) ફળ, તેમ પાકેલુ બીલુ અને એક દિવસ રહી ખાટુ થઇ ગયેલુ દહીં અને મેઘનાદ (ચોમાસામા જે પૃથ્વીમાથી છત્રીને આકારે ઉગી નિકળેછે જેને કેટલાક દેશમા મીંદડીની બગી તથા કોઇ દેશમા કાગડાની છત્રી કહેછે તે) ની ટોપી તથા નાળ આ સર્વ પદાર્થોનો ત્યાગ કરવો એટલે ખાવા નહિ ૨

## શ્રીહરિભગવાન્ કોનાથી દૂર રહેછે ?

वृन्ताक च कलिङ्गञ्च, दग्धमन्न मसूरिका ।
उदरे यस्य तिष्ठन्ति, तस्य दूरतरो हरि' ॥ ३ ॥

पुराण

જે મનુષ્યના ઉદરમા રીંગણુ, કલિંગફળ (તરબુચ), બળેલુ અનાજ અને મસૂરની દાળ રહેછે (એટલે જે મનુષ્ય આ પદાર્થોનુ ભક્ષણુ કરેછે) તેનાથી શ્રીહરિભગવાન્ દૂર રહેછે ૩

## માસભક્ષણ સમાન કોને કોને કહેવા ?

उदुम्बर भवेन्मास, मास तोयमवस्त्रकम् ।
चर्मवारि भवेन्मास, मास च निशि भोजनम् ॥ ४ ॥

ઉબરાનુ ફળ માસતુલ્ય છે વસ્ત્રથી ન ગાળેલુ પાણી માસસમાન છે ચર્મ (ચામડાની બોખ વગેરે) નુ પાણી માસરૂપ છે અને રાત્રિએ ભોજન કરવુ તે પણુ માસતુલ્ય છે ૪

## આ શિવાયના બીજા અભક્ષ્ય પદાર્થો દર્શાવેછે

रसोन गृञ्जन चैव, पलाण्डुः पिण्डमूलकम् ।
मत्स्या मास सुरा चैव, मूलक च विशेषत ॥ ५ ॥

तत्त्वनिर्णयप्रासाद,

લશુન, *ગૃંજન (ધોળા ગાંઠાવાળી એક પ્રકારની ડુંગળી, અથવા ગાજર) લાલ ડુંગળી, પિંડમૂનક (એક જાતનુ ગાજર), માછલા, માસ, દારૂ અને કંદમૂળ આ બધા પદાર્થો વિશેષેકરીને અભક્ષ્ય (ભક્ષણ ન કરવા યોગ્ય) છે ૫

## માસતુલ્ય દોષવાળા બીજા ફળ તથા શાક.

### वसन्ततिलका

अज्ञातकं फलमशोधितपत्रशाकं,
पूगीफलानि सकलानि च हट्टचूर्णम् ।
मालिन्यसर्पिरपरीक्षकमानुषाणा-
मेतद्भवन्ति नितरां किल मांसदोषाः ॥ ६ ॥

चातुर्मासिक व्याख्यान

જે ફળ અજ્ઞાત (અજાણ્યુ) છે અને જેના પત્ર (પાનડા) શુદ્ધ કરવામા નથી આવ્યા એવુ શાક, આખા સોપારી અને બજારના હાટમાથી આણેલ તમામ (હળદર લોટ હુવેજ વિગેરે) ચૂર્ણ (ભુકો) (કારણકે હાટમા બરોબર જંતુઓનુ નિસારણ કરી ચૂર્ણ તૈયાર કરતા નથી પરતુ તેમા ધનેડા વિગેરે જંતુઓનો કુચ્ચરઘાણ થાયછે માટે તે ચૂર્ણ) અને પરીક્ષા ન કરનાર મનુષ્યોનુ મેલુ ઘી, આ બધાનુ ભક્ષણ કરવામા આવે તો તે સમગ્ર માસ સમાન દોષ (પાપ) ને હમેશા ઉત્પન્ન કરેછે ૬

અધમ વસ્તુનુ ભક્ષણ ન કરવુ એમ બતાવી આ અભક્ષ્યદોષ—અધિકાર પૂર્ણ કરવામા આવેછે



* દશ પ્રકારની ડુંગળીના ભેદ ગણાવતા—અમરકોષની ટીકામા કહ્યુ છે કે— "श्वेतकन्दः पलाण्डुविशेषो गृञ्जनम्"—"गन्धाकृतिरसैस्तुल्यो गृञ्जनस्तु पलाण्डुना। दीर्घनालाग्रपत्रत्वाद्भिन्नोऽसौ पलाण्डुना" જે શ્વેત કંદ ડુંગળીનો હોયછે તે ગૃંજન કહેવાય છે. એટલે તે ગંધ, આકાર અને રસથી ડુંગળી સમાન છે પરંતુ તેના પાનડા અને નાળનો અગ્રભાગ ડુંગળીથી વિલક્ષણ હોયછે તેથી તેને ગૃંજન કહે છે—

## रात्रिभोजन-अधिकार



રાત્રિ ભોજન પણ એક જાતનુ અભક્ષ્ય છે અને તેમાટે બ્રાહ્મણધર્મના શાસ્ત્રોમા પણ એક દિવસમા એક વખત જમવાનું કહેલ છે માટે તેમાથી પણ સિદ્ધ થાયછે કે રાત્રિદિવસમા એક વખતજ ભોજન કરી શકાય તેથી પોતાની મેળે રાત્રિભોજનનો નિષેધ પ્રાપ્ત થાયછે તેમ આ રાત્રિભોજનમા બીજા પણ કેટલાક પ્રત્યક્ષ સંકટો પ્રાપ્ત થાયછે અને તે મનુષ્યના શરીરને મરણની દશામા આણેછે જેથી પણ રાત્રિભોજનનો ત્યાગ કરવો ઉચિત છે આ બાબત સુસ્પષ્ટ સમજાવવા સારૂ આ અધિકારનો આરંભ કરવામા આવેછે

---

### સૂર્યાસ્ત થયા બાદ જળ અને અન્નનુ સ્વરૂપ

### अनुष्टुप् (१ थी ११)

अस्तङ्गते दिवानाथे, आपो रुधिरमुच्यते ।
अन्नं मांससमम्प्रोक्तम्मार्कण्डेन महर्षिणा ॥ १ ॥

સૂર્ય અસ્ત થયા પછી પાણી રૂધિરતુલ્ય અને અન્ન માંસસમાન માર્કંડ નામના મહર્ષિએ કહેલ છે ૧

### રાત્રિએ અન્ન તથા પાણીનો નિષેધ

रक्तीभवन्ति तोयानि, अन्नानि पिशितानि च ।
रात्रौ भोजनसक्तस्य, ग्रासे तन्मांसभक्षणम् ॥ २ ॥

पुराण

ઉપર મુજબ માર્કંડ ઋષિના મતપ્રમાણે પાણી રૂધિર તુલ્ય થઇ જાયછે અને અનાજ માંસસમાન થઇ જાયછે તેથી રાત્રિમા ભોજન કરનાર મનુષ્યને કોળીયે કોળીયે તે માંસભક્ષણનું પાપ લાગેછે ૨

### રાત્રિમા ભોજન કરવાથી થતી હાનિ

मेधाम्पिपीलिका हन्ति, यूका कुर्याज्जलोदरम् ।
कुरुते मक्षिका वान्ति, कुष्टरोगञ्च कोकिला ॥ ३ ॥

રાત્રિ ભોજન કરતા જો કીડી ખવાઇ જાય તો મનુષ્યની બુદ્ધિનો નાશ કરેછે, યૂકા (જુ) ખવાઇ જાય તો તે જલોદર નામના રોગને કરેછે, માખી ખવાઇ જાય તો ઓકાવે છે અને કરોળીયા ખવાઇ જાય તો કોઢ ઉત્પન્ન કરેછે ૩

વળી—

कण्टको दारुखण्डञ्च, वितनोति गलव्यथाम् ।
व्यञ्जनान्तर्निपतितस्तालु विध्यति वृश्चिकः ॥ ४ ॥

કાટો કે લાકડાનો કટકો ખવાઇ જાય તો તે ગળામા પીડા કરેછે અને વખતે શાક વિગેરેમા ઉપરથી પડી ગયેલો વીછી આવી જાય તો તાળવુ વીંધી નાખે છે ૪

તથા—

विलग्नश्च गले वालः, स्वरभङ्गाय जायते ।
इत्यादयो दृष्टदोषाः, सर्वेषान्निशि भोजने ॥ ५ ॥

વખતે ગળામા વાળ (કેશ) ચોટી જાય તો તે સ્વરનો ભગ કરેછે, આ પમાણે સર્વ મનુષ્યોને રાત્રિભોજન કરવાથી પ્રત્યક્ષ દોષો ઉદ્ભવેછે તે માટે રાત્રિભોજનનો ત્યાગ કરવો ૫

## મદિરા વગેરેના સેવનથી પુણ્યનો ક્ષય થાયછે.

मद्यमांसाशनं रात्रौ, भोजनं कन्दभक्षणम् ।
ये कुर्वन्ति वृथा तेषां, तीर्थयात्रा जपस्तपः ॥ ६ ॥

જે લોકો મદિરાપાન, માસભક્ષણ, રાત્રિભોજન અને (નિષિદ્ધ એવા) કદોનુ ભક્ષણ કરેછે તેઓની તીર્થયાત્રા, જપ તથા તપ વૃથા થાયછે ૬

## રાત્રિભોજન કરનાર મનુષ્યોનો પુનર્જન્મ કઇ યોનિમા થાયછે ?

उलूककाकमार्जारगृध्रशम्बरशूकराः ।
अहिवृश्चिकगोधाश्च, जायन्ते निशि भोजनात् ॥ ७ ॥

મનુષ્યો રાત્રિમા ભોજન કરવાથી પુનર્જન્મમા ઘૂડ, કાગડો બીલાડો, ગરજડુ, શાબર, ભુંડ, સર્પ, વીંછી અને ઘો વિગેરેના અવતારને ગ્રહણ કરેછે ૭

કે કાગડા આદિ પક્ષીનુ મૃત્યુ થાયછે ત્યારે તેમની જાતિ પણ કેવો શોરબકોર કરેછે એ શોરબકોરમા તે પક્ષીઓને ઓછુ દુખ થતુ નથી) ૨

## કુતરો કોને જાણવો?

वने निरपराधानां, वायुतोयतृणाशिनाम् ।
निघ्नन्मृगाणां मांसार्थी, विशिष्येत कथं शुनः ॥ ३ ॥

सूक्त कस्यापि

જગતમા વાયુ, પાણી અને ઘાસ ખાનારા નિરપરાધી મૃગલા (હરિણ, સસલા વિગેરે પશુઓ) ને માસને માટે મારનારો શુ કુતરાથી વધે? (અર્થાત તેજ કુતરો સમજવો) ૩

## દેવતાઓને હાસ્યનુ કારણ શુ?

शुक्रशोणितसम्भूतम्मांसं यः खादते नरः ।
जलेन कुरुते शौचं, हसन्ते तत्र देवताः ॥ ४ ॥

જે વીર્ય અને રૂધિરથી ઉત્પન્ન થયેલુ માસ ખાયછે અને ઉપરથી દિશાજગલ જઈને પાણીથી શૌચ (શુદ્ધિ) કરેછે તે વખતે દેવતાઓ હસે છે (કે જે પેટમા જવાથી દોષ નથી ગણાતા અને બહારને માટે પવિત્રતા રાખેછે) ૪

## આ વિષય મહાભારતાદિમા પણ વણો વર્ણવેલ છે અને તેમા લખેછે કે માસાહારી નરકમા દુખી થાયછે

यावन्ति पशुरोमाणि, पशुगात्रेषु भारत ।
तावद्वर्षसहस्राणि पच्यन्ते नारका जनाः ॥ ५ ॥

હે ભારત! (અર્જુન!) માસને માટે જે પશુઓ મારવામા આવ્યા હોય તે પશુઓના શરીરમા જેટલા રૂવાડા હોય તેટલા હજાર વર્ષપર્યન્ત નારકીજીવો દુખી રહે છે એમ શ્રીકૃષ્ણે અર્જુન પ્રતિ કહ્યુ છે ૫

## માસાશીનુ સર્વ વ્યર્થ છે

किंजापहोमनियमैस्तीर्थस्नानैश्च भारत ।
यदि खादति मांसानि, सर्वमेतन्निरर्थकम् ॥ ६ ॥

હે અર્જુન ! જે માંસ ખાતો હોય તેને જપ, હોમ, નિયમ, (વ્રત ઉપવાસાદિ) અને તીર્થસ્નાનથી શું ફળ છે? એ સઘળું નકામું છે ૬

તથા—

किं लिङ्गवेषग्रहणैः, किं शिरस्तुण्डमुण्डनैः ।
यदि खादति मांसानि, सर्वमेतन्निरर्थकम् ॥ ७ ॥

જો માંસ ખાયછે તો ચિન્હ (સાધુ વિગેરે થાવું તે) અને વેષ (ભગવા વસ્ત્રાદિ) ધારણ કરવાથી પણ શું? માથું મુડાવવું અને મુછ, ડાઢી વિગેરેમાં વાળ ન રાખવા મુંડા (રહેવું) તેથી પણ શું? એ તમામ નિર્થક છે ૭

## અંધપરંપરા નરકમાં નાખેછે

दीक्षितो ब्राह्मणश्चैव, यस्तु मांसम्प्रभक्षयेत् ।
व्यक्त स नरके याति, ह्यधर्मः पापप्रेरितः ॥ ८ ॥

અધમરૂપ (ધર્મથી રહિત) અને પાપથી પ્રેરાયેલો જે કોઇ દીક્ષિત બ્રાહ્મણ (યજ્ઞાદિ કર્મોનો ખરા ઉદ્દેશ ન જાણતા દીક્ષા લઇને હિંસાત્મક કર્મો કરી) માંસ ભક્ષણ કરે છે તો તે અવશ્ય નરકમાં જાયછે ૮

## માંસ દુષ્કર્મોની વદ્ધિ કરનારૂ છે.

हिंसाप्रवर्धकम्मांसमधर्म्मस्य विवर्धनम् ।
दुःखस्योत्पादकम्मांसं, तस्मान्मांसं न भक्षयेत् ॥ ९ ॥

માંસ છે તે હિંસાની વૃદ્ધિ કરનારૂ છે (તેના ખાવાથી જ્યારે ન મળે ત્યારે તે મેળવવા માટે પોતાથી અથવા લાવનારને ઉત્તેજન મળવાથી હિંસાની વૃદ્ધિ થાય છે) અધર્મની વિશેષ (નીચસગતિ આદિથી) વૃદ્ધિ કરછે અને દુ:ખની ઉત્પત્તિ કરનાર પણ માંસ છે માટે માંસ ખાવું નહિ ૯

## દુ:ખદાયક વાસ

स्वमांसम्परमांसेन, यो वर्धयितुमिच्छति ।
उद्विग्न लभते त्रास, यत्र यत्रोपजायते ॥ १० ॥

જે પોતાના માંસને બીજાના માંસથી વધારવા ઇચ્છે તે જેજે જગાએ જાય ત્યાં સર્વત્ર ઉદ્વિગ્નવાસ (ભયવાળુ સ્થાન) પામે છે (તે જે સ્થળે જાય ત્યાં તેને ભયજ થાયછે) ૧૦

## દુષ્ટકુળમાં જન્મ વગેરે દુઃખો

अल्पायुषो दरिद्राश्च, परकर्मोपजीविनः ।
दुःकुलेषु प्रजायन्ते, ये नरा मांसभक्षकाः ॥ ११ ॥

જેઓ માંસભક્ષણ કરનારાઓ છે તેઓ અલ્પ આયુષ્યવાળા, દરિદ્ર, બીજા મનુષ્યના આધારથી આજીવિકા ચલાવનારા (મજુરી કરનારા) અને નીચ કુળોમાં જન્મ લેનારા થાયછે ૧૧

## મદ્યમાંસ વગેરેની નિત્ય દુષ્ટતા

मद्ये मांसे च मधुनि, नवनीते तक्रवर्जिते ।
उत्पद्यन्ते असङ्ख्यातास्तद्वर्णास्तत्र जन्तवः ॥ १२ ॥

મદ્યમાં માંસમાં, મધમાં અને છાસવગરના માખણમાં તેવાજ રંગના અસંખ્ય જીવો થાયછે ૧૨

## મદ્યમાંસનું અતિ નીચત્વ

एकतश्चतुरो वेदान्, ब्रह्मचर्यमथैकतः ।
एकतः सर्वपापानि, मद्यमांसन्तथैकतः ॥ १३ ॥

पुराण

એક ત્રાજવામાં ચાર વેદોનું પુણ્ય અને બીજા ત્રાજવામાં બ્રહ્મચર્યનું પુણ્ય એઓ પરસ્પર તુલ્ય છે, તેમજ એક ત્રાજવામાં સર્વ પાપો અને બીજા ત્રાજવામાં મદ્ય કે માંસનું ફળ એઓ પણ પરસ્પર તુલ્યતાવાળાં છે ૧૩

## માંસ શબ્દનો અર્થ

मां स भक्षयिताऽमुत्र, यस्य मांसमिहाद्म्यहम् ।
एतन्मांसस्य मांसत्वं, निरुक्तं मनुरब्रवीत् ॥ १४ ॥

मनु

જેનું માંસ અહિં હું ખાઉં છું તે અન્ય જન્મમાં મને ખાનારો છે આ માંસ શબ્દનો ખરો (માંસ પણાનો) અર્થ છે એમ મનુનું બોલવું છે ૧૪

## મહાવિષભક્ષી કોણ?

ये भक्षयन्ति पिशितं, दिव्यभोज्येषु सत्स्वपि ।
सुधारसम्परित्यज्य, भुञ्जन्ते ते हलाहलम् ॥ १५ ॥

जैनतत्त्वादर्श

જેઓ ઉત્તમ ખાવાના પદાર્થો હોવા છતા માસભક્ષણ કરેછે તે અમૃતરસને છોડીને કેવળ હલાહલ ઝેર પીએછે ૧૫

## સર્વને પોતાનુ માસ દુર્લભ છે

स्वमास दुर्लभ लोके, लक्षेणापि न लभ्यते ।
अल्पमूल्येन लभ्येत, पलम्परशरीरजम् ॥ १६ ॥

चातुर्मासिकव्याख्यान

લોકમા પોતાનું માસ ઘણું દુર્લભ છે, લાખો ખરચતા પણ મળતુ નથી અને પારકા શરીરનું માસ થોડી કિમતે મળેછે, માટે જેમ પોતાનું માસ દુર્લભ છે તેમજ બીજા પ્રાણીઓને પણ તે પોતાનુંજ છે આમ વિચારીને તે છોડવુ જોઇએ ૧૬

## માસઉપર દયાદૃષ્ટિ કેમ રાખી શકાય?

मास पुत्रोपमङ्कृत्वा, सर्वमासानि वर्जयेत् ।
दयादानविशुध्यर्थमृषिभिर्वर्जितम्पुरा ॥ १७ ॥

માસને પુત્ર સમાન ગણીને પહેલા ઋષિ મુનિઓએ દયા અને દાનની શુદ્ધતાસારૂ વર્જિત કરેલુ છે માટે અવશ્ય માસનો ત્યાગ કરવો જોઇએ

સારાંશ—હમેશા પુત્ર ઉપર પ્રાણી માત્રને નિઃસીમ સ્નેહ હોય છે તેથી તેમનું સંરક્ષણ બહુજ સંભાળથી કરાયછે, તેમજ માસનું રક્ષણ કરવુ તેથી દયાની શુદ્ધિ અને એકને દાન અપાય અને બીજાનો જીવ લેવાતો હોય તો તે દાન વૃથા ગણાય માટે તે જીવને બચાવવો તેજ દાનની શુદ્ધિ ગણાય ૧૭

## થોડુ પણ માંસભક્ષણ ન કરવુ

तिलसर्षपमात्रन्तु, यो मासम्भक्षयेन्नरः ।
स याति नरक घोर, यावचन्द्रदिवाकरौ ॥ १८ ॥

જે મનુષ્ય એક તિલ અથવા સર્ષપ જેટલુ પણ માસ ખાય તો તે જ્યા સુધી સૂર્ય અને ચંદ્ર રહે ત્યા સુધી ઘોર નરકમા રહેછે ૧૮

## માસાશીનુ સર્વ વ્યર્થ જાય છે–તે કોઇ રીતે પવિત્ર થતો નથી

न गङ्गा न च केदारो, न प्रयागन्न पुष्करम् ।
न ज्ञानन्न च हामश्च, न तपो न जपक्रिया ॥ १९ ॥

न यानमैव च स्नानन्न दानन्नापि सत्क्रिया ।
सर्वे ते निष्फला यान्ति, यस्तु मासम्मयच्छति ॥ २० ॥

જે માસ આપેછે તેના ગગાજી, કેદારનાથ, પ્રયાગરાજ પુષ્કરરાજ-આદિમા કરેલા તીર્થસ્નાનો, જ્ઞાન હોમ, તપ જપાદિ ક્રિયા, ધ્યાન, સ્નાન, દાન સત્ ક્રિયાદિ કર્મો જે કર્યા હોય તે સમગ્ર વ્યથ જાયછે અને તેને કાઇ પણ તે કર્મો કર્યાનુ ફળ મળતુ નથી તો પછી ખાનારાને માટે તો શુજ કહેવુ? ૧૯-૨૦

## ત્રણ દેવના નિવાસનો નિર્ણય.

अस्थि वसति रुद्रश्च, मासे वसति केशव॰ ।
शुक्रे वसति ब्रह्मा च, तस्मान्मासन्न भक्षयेत् ॥ २१ ॥

पुराण

હાડકામા રૂદ્ર વસેછે માસમા કેશવ વસેછે, વીર્યમા બ્રહ્મા વસેછે માટે દેવમય હોવાથી માસ ન ખાવુ

સારાંશ—બ્રહ્મા ઉત્પાદક શક્તિ છે જેથી વીર્યમા તેમનુ આધિપત્ય હોવુ જોઇએ વિષ્ણુ તે પોષક શક્તિ છે જેથી પ્રાણીઓનુ પોષક માસ છે. જો શરીરમા માસ ઓછુ થાય તો જીવિતની ધાસ્તી રહે માટે તેમા આધિપત્ય વિષ્ણુનું છે અને સર્વના નિયામક શક્તિ તે શકર છે જેથી શરીરનું સર્વ રીતે સરક્ષણ કરનારો હાડકાનો ભાગ છે માટેજ તેમા રૂદ્રનું આધિપત્ય ઘટે છે ૨૧

## उपजाति (२२ थी ३०)

तनूद्भव मासमदन्नमेध्य, कृम्यालय साधुजननिन्द्यम् ।
निस्त्रिंशचित्तो विनिकृष्टगन्ध शुनीविशेष लभते कथन्न ॥ २२ ॥

સત્પુરૂષોએ નિદવા લાયક, કીડાના નિવાસસ્થાન ભૂત, અયોગ્ય (જોવાથી પણ ખેદ જનક) દુર્ગંધિવાળુ, શરીરથી ઉદ્ભવેલુ માસ ખાનારો નિષ્ઠુર (ભાલાજેવા) અન્ત કરણવાળો શુનક ની જાતિ ન ગણાય? ગણાયજ કારણકે તેવુ માસ કુતરો ખાય છે આથી આમ સૂચવન છે કે જીવતા પ્રાણીઓનું તો નહિ પણ મુએલાઓનુ પણ નિષિદ્ધ છે ૨૨

## માસાહારીને સદ્ગુણોની અપ્રાપ્તિ

विरागदयासयमसत्यशौच यानतत्वज्ञानदमक्षमाद्या ।
ससारनिस्तारनिमित्तभूता', पलाशिनः सन्ति गुणा न सर्वे ॥ २३ ॥

સંસારમાથી છુટવાના (મોક્ષના) કારણભૂત વિદ્યા, દયા, સયમ, સત્ય, શૌચ, ધ્યાન, વ્રત, જ્ઞાન, દમ, ક્ષમા આદિ સમગ્ર ગુણો પલાશીને (મા માશીને) હોતા નથી (તેમા વિદ્યાદિ ગુણો વાસ કરતા નથી) ૨૩

તથા—

चिरायुरारोग्यसुरूपकान्तिप्रीतिप्रतापप्रियवादिताद्याः ।
गुणा विनिन्द्यस्य सता नरस्य, मासाशिनः सन्ति परत्र नेमे ॥ २४ ॥

સજ્જનથી નિંદિત માસાશીને પુનર્જન્મમા લાબુ આયુષ, આરોગ્ય, સારૂરૂપ, કાન્તિ, લોકોની તેમના પ્રત્યે પ્રીતિ, પ્રતાપ (સામર્થ્ય) અને વાણીમા મધુરતા વિગેરે ગુણો હોતા નથી

સારાશ—તેઓ કાતો વખતો વખત ગર્ભમા આવીને પડી જાય, કાતો રોગી રહે, તેમા પણ કાણા-કુબડા-લુલા ઠુઠા આદિ વિકૃતિવાળા હોય, [illegible] હોય, કોઇની તેમની તરફ પ્રીતિ ન હોય અને વાક્યથી પણ [illegible] ને કરડકણો તેવા ઉદ્ભવે ૨૪

## ધર્મરૂપી વૃક્ષનુ નિર્મૂલન

धर्मद्रुमस्यास्तमलस्य मूल, निर्मूलमुन्मूलितमङ्गभाजाम् ।
शिवादिकल्याणफलप्रदस्य, मासाशिना स्यान्न कथं [illegible]

શુ માસભક્ષી પુરૂષે દેહધારીઓનુ મોક્ષાદિ [illegible] વૃક્ષનુ મૂળ ઉખેડી નથી નાખ્યું? જે શરીરથી [illegible] મોક્ષને પહોચાય છે તે રસ્તો છોડી માસાહાર [illegible] બાકી રહીજ ક્યા? કે જે ઝાડનુ પોષણ કરવુ [illegible] મૂળજ ઉખેડી નાખ્યુ કે જેથી પાછુ જન્મેજ નહિ [illegible]

## માસભક્ષણ, ઝેરકરતા પણ [illegible]

वर विषभक्षितमुग्रदोष, यदेकवार कुरुते [illegible]
मास महादुःखमनेकवार, ददाति [illegible] ॥

ઉગ્ર દોષયુક્ત ઝેર ખાધેલુ સારૂ કે [illegible] મનથી પણ ખવાયેલુ માસ અથવા [illegible] કરે પર[illegible] વિગેરે પણ મનુષ્યોને ચિરકાલ પર્યન્ત મહા દુખ [illegible]

## માંસભક્ષણથીજ જીવહિંસા થાયછે.

मांसाशनाज्जीववधानुमोदस्ततो भवेत्पापमनन्तमुग्रम् ।
ततो व्रजेद्दुर्गतिमुग्रदोषाम्मत्वेति मांसं परिवर्जनीयम् ॥ २७ ॥

માંસ ખાવાથી જીવવધમાં અનુમોદન (સંમતિ) થાય તેથી બીમા વગરનું મહાપાપ થાય અને તેનાથી તે માંસભક્ષણ કરનાર મનુષ્ય ઉગ્રદુર્ગતિને પામેછે. આમ વિચારીને માંસ છોડવા લાયક છે ૨૭

## ભવારણ્યમાં ભ્રમણ.

मांसाशिनो नास्ति दयाऽसुभाजां, दया विना नास्ति जनस्य पुण्यम् ।
पुण्यं विना याति दुरन्तदुःखं, संसारकान्तारमलभ्यपारम् ॥ २८ ॥

માંસાશીને પ્રાણીઓની દયા હોતી નથી, દયાવિના પુણ્ય થતું નથી, જ્યારે પુણ્ય ન હોય ત્યારે વારવાર અતિશય દુઃખ આપનાર અને જેનો છેડો નથી આવતો એવા સંસારરૂપ ઘાટા જંગલમાં તે ભમેછે (વારવાર દુઃખમય સંસારમાં પડેછે) ૨૮

તથા—

फलादिनो नास्ति जनस्य पापं, वाचेति मांसाशिजनप्रभुत्वम् ।
ततो वधास्तित्वमतोऽयमस्मान्निष्पापवादी नरकम्प्रयाति ॥ २९ ॥

માંસભક્ષીને પાપ નથી આવી રીતે વાણીથી કહેતા પણ તેઓનું પ્રભુત્વ (પ્રેરકપણું-તે કામ કરવામાં તેમને મદદગારતરીકે ગણાવાપણું) આવેછે તેથી વધની સાબિતી થાય, તેથી પાપ લાગે. આથી પોતે ભક્ષણ ન કરતો હોય છતાં કોઇને કહે કે માંસભક્ષણમાં દોષ નથી તો તે કહેનારો નરકમાં જાય છે ૨૯

## માંસ ખાનારને સંસારભ્રમણ (જન્મમરણ)

अश्नाति यो मांसमसौ विधत्ते, वधानुमोदं त्रसदेहभाजाम् ।
गृह्णाति रेफांसि ततस्तपस्वी, ततो दुरन्तम्भवमेति जन्तुः ॥ ३० ॥

જે માણસ માંસ ખાયછે, તે ત્રસજીવોના વધની અનુમતિ આપનારો થાયછે તેવા મનુષ્ય પાસેથી તપસ્વીજન દૂષિત આહારને ગ્રહણ કરેછે તેથી તે જંતુ (અનુમોદન કરનાર મનુષ્ય) તપસ્વી હોય તોપણ અનંત સંસારને પામેછે ૩૧

### ચાંડાલાદિકથી પણ દુષ્ટ કોણ?

### इन्द्रवज्रा.

यद्रक्तरेतोमलवार्यमङ्ग, मांस तदुद्भूतमनिष्टगन्धम् ।
यत्रश्नुतेमेध्यसम न दोष, तर्हि श्वचण्डालष्टका न दुष्टाः ॥ ३१ ॥

હે ભાઇ! જે મનુષ્ય લોહી, વીર્ય અને મળમૂત્રથી યુક્ત અને તેમાથીજ બનેલું દુર્ગંધિવાળુ માસ દોષ વિના (દોષ ન માનતા) પવિત્ર સમાન મા નીને જો ખાય, તો તેને દુષ્ટ* માનવો પણ કુતરા, ચાંડાલ નારડા વિગેરેને દુષ્ટ ન માનવા કારણકે તે તો બિચારા અજ્ઞાની છે ૩૧

### સસારનાં સમગ્ર દુઃખોનો ભોક્તા.

### उपजाति.

दुःखानि यान्यत्र कुयोनिजानि, भवन्ति सर्वाणि नरस्य तानि ।
पलाशनेनेति विचिन्त्य सन्तस्त्यजन्ति मास त्रिविधेन नित्यम् ॥ ३२ ॥

सुभाषितरत्नसन्दोह

જે અહિં દુષ્ટ યોનિમાં (કુગતિમા) થતા દુખો છે તે તમામ માસ ભક્ષણથી મનુષ્યને થાય છે આમ વિચારીને સત્પુરૂષો મન, વાણી અને કાયાથી એમ ત્રણે પ્રકારે માસનો ત્યાગ કરેછે ૩૨

### મનુષ્યોનુ ભૂલભરેલુ કર્ત્તવ્ય.

### शार्दूलविक्रीडित (३३ थी ३५).

हित्वा हारमुदारमौक्तिकमय तैर्धार्यतेऽहिर्गले,
त्यक्त्वा क्षीरमनुष्णधामधवल मूत्र च तैः पीयते ।
मुक्त्वा चन्दनमिन्दुकुन्दविशद तैर्भूतिरभ्यङ्ग्यते,
सन्त्यज्यापरभोज्यमद्भुततर यैरामिष भुज्यते ॥ ३३ ॥

* અને જો માસાહારી દુષ્ટ ન કહેવાય તો કુતરા, ચાંડાલ તથા નારડા વિગેરે પણ દુષ્ટ ન ગણાય.

જેઓ સુન્દર બીજા ખોરાકના પદાર્થોને છોડી માંસ ખાય છે તેઓ કિંમતી મોતીના હારને છોડીને કંઠમાં સર્પને ધારણ કરેછે, ચંદ્ર જેવુ શ્વેત દુધ છોડીને મૂત્રનું પાન કરેછે, ચન્દ્રમાના જેવું શીતળ અને ડોલરના પુષ્પ જેવુ સુગંધી ચંદન છોડીને શણમાં આળોટેછે (તેમ સમજવુ) ૩૩

## માંસભક્ષણથી સર્વ હાનિ છે

चैतन्य विषभक्षणादिव मद्यः पानादिव माज्ञता,
विद्यालस्यसमागमादिव गुणग्रामोऽभिमानादिव ।
शील स्त्रीजनसस्तवादिव मन.क्लेशादिव ध्यानधी-
र्देवार्चाशुचितादि पुण्यमखिल मासाशनान्नश्यति ॥ ३४ ॥

एतौ कस्यापि

જેમ ઝેર ખાવાથી ચૈતન્ય, મદ્ય અથવા મદિરા પીવાથી બુદ્ધિ, આળસ આવવાથી વિદ્યા, અભિમાનથી ગુણો, સ્ત્રીઓના સહવાસથી અથવા તેઓના વખાણુથી શીલ અને માનસિક ચિંતાથી ધ્યાનનિષ્ઠ બુદ્ધિ નાશ પામે છે, તેમ માંસ ભક્ષણથી દેવપૂજા, પવિત્રતા આદિ સમગ્ર પુણ્ય નષ્ટ થાયછે ૩૪*

## પ્રાણીમાત્રને પોતાના આત્માનું પ્રિયપણુ (પ્રાણીને આત્મા કેવો પ્રિય છે)

भूप पृच्छति मासमौल्यमनुगान् मोचुश्च तेऽल्प सुतोऽ-
नल्प वक्तयभयो निवारयति भोस्त दर्शयामि प्रभो ।

---

* હાલમા પ્રત્યક્ષ જોઇએ છીએ કે ઘણા એક બુધાણી લોકો અફીણના કસુંમા લઇ ઓાા ખાયા કરે કે તેમજ શરાબ પીનારાઓ પણ બેભાન બની જેમતેમ બક વાદ કરેછે મુત્રાળીઓ શરીરે પુષ્ટ છતા બેહાલ દશામા મૂર્ખતાથી ફરે છે, અભિમાનીઓના ગુણો પણ સાંભળવામા આવતા નથી વ્યભિચારીઓ ઉપરથી અચ્છી બનીની માફક આડંબરો કરી ઘણી ચાતુરીથી વર્તણૂક કરેછે છતા તેમના પોગણીયો કાઇ ગુપ્ત રહેતા નથી અને જેઓ પ્રપંચ પ્રવાહમા પડી અંત મરણને કલેશમા ઉતારે છે, તેવા ધ્યાનીઓ પણ ધ્યાનચ્યુત થઇ ગયા છે તેમ માંસભક્ષણ કરનારાઓ પણ દેવપૂજા કરતા હોય અને જળ તથા મૃત્તિકા વિગેરેથી શરીરશુદ્ધિ કરતો હોય તોપણ તે સઘળુ તેઓનુ ફોકટ છે એટલુજ નહિ પણ તેને બદલે તેઓ મહાપાપમા પડે છે,

गत्वा सर्वगृह नृपाय हृदिज तदेहि नाम पल,
ग्राह्य लाहि धन नतेन तदितो लासापित भूपते' ॥ ३५ ॥

जैनकथा रत्नकोष–भाग पञ्चम–दृष्टान्तशतक

શ્રેણિક રાજા પોતાના અનુચરવર્ગને પુછેછે કે માસનું મૂલ્ય શુ છે? ત્યારે તેઓએ કહ્યુ કે ઘણું થોડુ તે સમયે તેમના પુત્ર અભયકુમારે કહ્યુ કે ઘણુ મોઘુ છે ત્યારે રાજા તેને નિવારેછે કે તેમ કહેમા ત્યારે તેણે કહ્યુ કે બતા વીશ કુમારે સર્વને ઘેર જઇને કહ્યુ કે રાજાને અચાનક મદવાડમા ખપ છે માટે હૃદયનું માસ આપો ત્યારે કોઇએ પણ ન આપ્યુ અને કહ્યુ કે તે લાવવા ધન જોઇએ તેટલુ લ્યો એમ કહીને તેઓએ ધન આપ્યુ તે સવને ત્યાથી લઇને નમ્ર એવા તે કુમારે રાજાને અર્પણ કર્યું અર્થાત્ પ્રાણીમાત્રને માસ આવુ પ્રિયતમ છે ૩૫

માસભક્ષણમા શાસ્ત્ર, યુક્તિ અને અનુભવ એ ત્રણેથી મહાદોષ બતાવી આ અધિકાર પૂર્ણ કરવામા આવેછે



# देवाग्रकृतहिंसादोप–अधिकार.



જગતમા કેટલાક વામમાર્ગી વિદ્વાનો શાસ્ત્રો દેખાડી હિંસા કરેછે અને અન્ય પાસે તેવુ કૃત્ય કરાવેછે તે એટલે સુધી કે દેવોને પણ હિંસા પ્રિય છે અને માસાદિનું ભોજન પણ દેવો કરેછે ત્યા સુધી આગળ વધી હિંસાનું પ્રતિપાદન કરેછે પરતુ જ્યારે મનુષ્યો પણ માસને દૂષિત ગણી વર્જી આપે છે ત્યારે "आज्य सुराणामाहार" ઘી દેવોનો આહાર છે "अमृतान्धस" અમૃત દેવોનું અન્ન છે ઇત્યાદિ વાક્યનો વિચાર કર્યા સિવાય તેવુ મિથ્યા પ્રતિપાદન કરેછે તે લોકોને સમજાવવાસારૂ આ અધિકારનો આરભ કરવામા આવેછે

એકાન્તમા હિંસા કાર્ય કરનારને પણ નરકની પ્રાપ્તિ થાય છે ત્યારે દેવોની સાન્નિધ્યમા હિંસા કરનાર કેમ નરકમા ન પડે ?

अनुष्टुप् (१ थी ४)

देवानामग्रत कृत्वा, घोर प्राणिवध नरा ।
ये भक्षयन्ति मास च, ते व्रजन्त्यधमा गतिम् ॥ १ ॥

જે લોકો દેવતાઓની આગળ પ્રાણીઓ (પાડા, બકરા વિગેરે) નો વધ (હિંસા) કરી તેઓના માસનુ ભક્ષણ કરે છે તેઓ અધમ (નારકી) ગતિને પ્રાપ્ત થાયછે ૧

ઘૃતાદિ પવિત્ર ભોગનો સ્વીકાર કરનાર દેવતાઓ માસભક્ષણ નથીજ કરતા.

अमे यत्वादभक्ष्यत्वान्मानुषैरपि वर्जितम् ।
दिव्योपभोगान्भुञ्जन्तो, मास देवा न भुञ्जते ॥ २ ॥

पुराण

અપવિત્ર અને અભક્ષ્ય છે એવા હેતુથી મનુષ્યોએ પણ માસનો ત્યાગ કરી દીધો છે ત્યારે દેવતાઓ તો દિવ્ય (અમૃતાદિ) ભોગને ભોગવવાવાળા છે (માટે માસનુ ભોજન કેમ કરે?) એટલે દેવતાઓ માસભક્ષણ કરતા નથી એમ સિદ્ધ થાયછે ૨

પ્રાણીવધથી સ્વર્ગ કે સુખ મળતુ નથી

अकृत्वा प्राणिना हिंसा, मास नोत्पद्यते क्वचित् ।
न च प्राणिवध· स्वर्ग्यस्तस्मान्मास विवर्जयेत् ॥ ३ ॥

मनु

પ્રાણીઓની હિંસા કર્યા સિવાય કોઇ દિવસ માસ ઉત્પન્ન થતુ નથી ત્યા વાદી શકા કરેછે કે સ્વર્ગાદિકની ઇચ્છા રાખી દેવતાના ઉદ્દેશથી હિંસા કરી માસભક્ષણ કેમ ન કરવુ? ઉત્તરમા જણાવે છે કે-પ્રાણીઓના વધથી સ્વર્ગની પ્રાપ્તિ થતી નથી માટે માસનો ત્યાગજ કરવો ૩

માસભક્ષણનુ પ્રતિપાદન કરનાર શાસ્ત્રકર્ત્તાઓ મૂર્ખ છે.

मासलुब्धैरमर्यादैर्नास्तिकै स्तोकदर्शिभि ।
कुशास्त्रकारैर्व्याख्यातु, गदित मासभक्षणम् ॥ ४ ॥

पुराण

માસમા લુબ્ધ (આસક્ત), ધર્મ શાસ્ત્રની મર્યાદાને ન જાણવાવાળા, નાસ્તિક, ટુકી નજરવાળા અને તેજ (હિંસાને પ્રતિપાદન કરનાર) કુત્સિત શાસ્ત્રોને કરવાવાળા લોકોએ મૂર્ખતાથી માસનું ભક્ષણ કહેલુ છે ૪

## અન્ય પ્રાણીઓના માસને છ રીતે શુદ્ધ કરીને ભક્ષણ કરવાનુ સિદ્ધ કરેછે તેઓ મનુષ્યોનો નિષેધ શાવાસ્તે કરતા હશે?

### उपजाति (५-६).

षट्कोटिशुद्ध पलमश्नतो नो, दोषोऽस्ति ये नष्टधियो वदन्ति ।
नरादिमास प्रतिषिद्धमेतैः, किं किं न षोढास्ति विशुद्धिरत्र ॥ ५ ॥

"છ પ્રકારે શુદ્ધ થયેલા માસનું ભક્ષણ કરનાર મનુષ્યને દોષ નથી" આ પ્રમાણે જે નષ્ટ બુદ્ધિવાળા પડિતમાની પુરૂષો કહી રહ્યા છે આ લોકોએ મનુષ્ય વિગેરેના માસનો નિષેધ શા વાસ્તે કર્યો છે? શુ આ (નરાદિ માસ) મા છ પ્રકારે શુદ્ધિ થતી નથી? અર્થાત્ કે મનુષ્યાદિના માસનું પ્રતિપાદન કરવા જાય તો મુશકેલી પડે અને તેમા પોતાનો પણ સમાવેશ થાય તેથી આવી રીતે ઢોંગ કરી પશુહિંસાનુ પ્રતિપાદન કરેછે ૫

## હિંસાશાસ્ત્રને રચવાવાળા બગલાજ હોવા જોઇએ.

शास्त्रेषु येष्वङ्गिवधः प्रवृत्तो, बकोक्तशास्त्राणि यथा न तानि ।
प्रमाणमिच्छन्ति विशुद्धतत्त्वाः, ससारकान्तारविनिन्दनीयः ॥ ६ ॥

સસારરૂપી વનમા નિંદવાને યોગ્ય એવો પ્રાણીઓનો વધ જે શાસ્ત્રોમાં પ્રતિપાદન કરેલ છે તે શાસ્ત્રો જેમ બગલાઓ (બગલા જેવા હિંસા પ્રિય પુરૂષો) એ રચેલ હોય તેમ ભાસે છે અને તે શાસ્ત્રોના પ્રમાણને શુદ્ધ તત્ત્વ (અહિંસા ધર્મ) ને જાણનારા (મહાત્માઓ) ઇચ્છતા નથી ૬

## જેમ અશક્ય શક્ય થાય નહિ, તેમ માસભક્ષણ કરનારથી દયા પાળી શકાય નહિ

### शार्दूलविक्रीडित

स ज्वालाजटिलेऽनले स वहुले क्षिप्त्वेहते शीतता-
मुत्सङ्गे भुजग निधाय सविप स प्राणित काङ्क्षति ।

कीर्त्ति काम्यति चाक्रशा कृपणतामामन्त्र्य स न्नस्तधी-
र्य. कर्तु करुणामभीप्सति जडो जग्त्वा पल प्राणिनाम् ॥ ७ ॥

कस्यापि

કોઇ મનુષ્ય જ્વાળાથી જટાવાળા તથા બહુ પ્રકાશિત એવા અગ્નિમા પોતાને (પોતાનો દેહ) નાખીને શીતળતા ઇચ્છે ખોળામા ઝેરી સર્પ રાખી જીવવાની ઇચ્છા રાખે, ઘણી કૃપણતા રાખી કીર્તિ મેળવવાની ઇચ્છા રાખે એ જેમ નિરર્થક છે તેમ પરલોકની બીક રાખી પ્રાણીઓનુ માસ ખાઇ દયા પાળુ છુ એમ જે ઇચ્છવુ એ તેના જેવુ છે ૭

દેવને આડા રાખી માસ ભક્ષણ કરવાથી પણ અનેક પ્રકારની હાનિ છે એમ બતાવી આ દેવાગ્રકૃત હિસાદોષ અધિકાર પૂર્ણ કરવામા આવેછે અને જે હિસા કરવામા જે મદદ કરેછે તે હિસાભાગી કહેવાયછે તેની અપેક્ષા હોવાથી તે અધિકાર હવે પછી ગ્રહણ કરવામા આવેછે



## हिसाभागिदोपनिरूपण-अधिकार



હિંસક લોકોમા કેટલાક વળી સ્વયનિષ્પાપ છે એમ બતાવવાસારૂ અમે હિસા કરતા નથી પણ બીજા પાસે હિસા કરાવી માસનો ઉપયોગ કરીએ છીએ જેથી અમોને પાપ નથી એમ માનેછે તેવા પામર પ્રાણીઓને સમજાવવાસારૂ આ અધિકારનો આરભ કરવામા આવેછે

---

હિસાના પાચ પ્રકાર

### अनुष्टुप् (१-२)

घातकश्चानुमन्ता च, भक्षक क्रयविक्रयी ।
लिप्यन्ते प्राणिघातेन, पञ्चाप्येते युधिष्ठिर ॥ १ ॥

सुभाषितरत्नसन्दोह

હે રાજન યુધિષ્ઠિર! પ્રાણીની હિસા કરનાર, અનુમોદન આપનાર, માસભક્ષણ કરનાર વેચનાર તથા વેચાતુ લેનાર આ પાચેય જણા પણ

પ્રાણીની હિંસાના પાપથી જોડાય છે એટલે કે આ પાચેય મનુષ્યોને સરખુ પાપ લાગે છે ૧.

### હિંસાના આઠ પ્રકાર.

अनुमन्ता विशसिता, निहन्ता क्रयविक्रयी ।
संस्कर्ता चोपहर्ता च, खादकश्चेति घातकाः ॥ २ ॥

महाभारत

અનુમોદન આપનાર, હિંસા કરાવનાર, હિંસાકરનાર, તે માસને વેચનાર, વહેચાતુ લેનાર, રાધનાર, પીરસનાર અને ખાનાર આ બધા ઘાતક છે એટલે આ બધાને સરખુ પાપ લાગે છે ૨

### હિંસાભાગીઓનુ સંસારમા સદા ભ્રમણ થાયછે.

### उपजाति.

अश्नाति यः संस्कुरुते निहन्ति, ददाति गृह्णात्यनुमन्यते च ।
एते षडप्यत्र विनिन्दनीया, भ्रमन्ति संसारवने निरन्तरम् ॥ ३ ॥

सुभाषितरत्नसन्दोह

જે મનુષ્ય માસનું ભક્ષણ કરેછે, રાધે છે, પ્રાણીઓની હિંસા કરેછે, બીજાને આપેછે, અથવા પોતે ગ્રહણ કરેછે અને અનુમોદન આપેછે, આ છએ માનવો આ લોકમા પણ નિંદાને પાત્ર થાય છે અને ત્યારબાદ અન્ય જન્મમા સંસારરૂપી વનમા (કીટ પતંગાદિ થઇ) નિરંતર ભ્રમણ કર્યા કરે છે ૩

હિંસકના વિભાગો બતાવી તેનાથી દૂર રહેવામાટે સમજુતી આપી આ હિંસાભાગિદોષનિરૂપણ અધિકાર પૂર્ણ કરવામા આવેછે

## मांसान्नतुल्यमन्तृखण्डन-अधिकार

જેમ હિંસકને મદદ કરવાથી હિંસાદોષ પ્રાપ્ત થાયછે તેમ કેટલાક માસાહારી મનુષ્યો અન્નમા તથા માસમા સમાન પ્રાણીઓની હિંસાનું જણાવેછે તેઓને પણ દોષ પ્રાપ્ત થાયછે તે બતાવવા તથા તેઓને નિરુત્તર

કરવાસારૂ આ અધિકારમા યુક્તિ પ્રયુક્તિથી તેઓના મતઆનુ ચૂર્ણશ ખડન કરવામા આવેછે

---

## માંસભક્ષણ કરનાર મનુષ્યકરતા હિસક પ્રાણી સારાં છે.

### अनुष्टुप् (१–२)

मांसाशने न दोषोऽस्तीत्युच्यते यैर्दुरात्मभिः ।
व्याधगृध्रवृकव्याघ्रशृगालास्तैर्गुरूकृता. ॥ १ ॥

જે દુરાત્માઓ માસભક્ષણમા દોષ નથી એમ કહે છે તેઓએ પારાધી, ગૃધ્ર, નાહાર, વાઘ અને શિયાળ જેવા હિસક જીવોને પોતાના કરતા ઉત્તમ પક્તિમા મૂક્યા છે અર્થાત્ મનુષ્ય ઉત્તમ હોવા છતા જે માસ ભક્ષણ કરેછે તે તેવા હીન પક્તિના જીવો કરતા પણ હીન ગણાય છે ૧

### માસ અને અન્ન સમાન નથી

यस्तु प्राण्यङ्गमात्रत्वात्माह मासौदने समे ।
स्त्रीत्वमात्रान्मातृपत्न्यो', स किं साम्य न कल्पयेत् ॥ २ ॥
एतौ कस्यापि

જે મનુષ્ય દરેક વસ્તુ પ્રાણીઓના અગ માત્રથીજ બની છે એમ દર્શાવી માસને તથા ચોખા (ભાત) ને સમાન કહે છે તે (પામર) પ્રાણી માતામા અને પોતાની સ્ત્રીમા સમાનતાની કલ્પના કેમ નહિ કરે? અર્થાત્ તે બન્નેની સમાનતા કોઇ પણ કાળે ગણાવી શકાય તેમ નથી ૨

### અન્નાદિના આહાર કરનારને સ્થાવર પ્રાણીઓની હિસાનુ પાપ એક વાદી જણાવેછે તેના પ્રત્યે કવિ પીતાનુ વક્તવ્ય બતાવેછે

### उपजाति (३ थी ८)

आहारभोजी कुरुते न मोदं, नरो वधे स्थावरजङ्गमानाम् ।
तस्यापि तस्माद्दुरितानुपगामित्याह यस्त प्रतिवच्मि किञ्चित् ॥ ३ ॥

ચોખા વિગેરે અનાજનો આહાર કરનાર મનુષ્ય સ્થાવર જગમ પ્રાણીઓના નાશમા આનદ માનતો નથી તો પણ તેને (અન્નાહારીને) પણ

પાપનો અનુષગ (સબંધ) થાયછે એમ જે મનુષ્ય કહે છે તે પ્રત્યે મ્હારે કાંઇક કહેવુ છે. ૩

## જે અન્નભોજી, તે અલ્પદોષી છે

येऽन्नाशिनः स्थावरजन्तुघातान्मांसाशिनो ये त्रसजीवघातात् ।
दोषस्तयोः स्यात्परमाणुमेर्वोर्यथान्तरं बुद्धिमतेति वेद्यम् ॥ ४ ॥

જે મનુષ્ય અન્નનું ભોજન કરનારા છે તેઓને સ્થાવર (ઘઉં, બાજરી, શાખા વિગેરેના છોડ) રૂપ જતુઓનો નાશ કરવાથી (અથવા દાણા વિગેરેથી) દોષ પ્રાપ્ત થાયછે અને માસનુ ભક્ષણ કરનારાઓને ત્રસકાય (પશુ વિગેરે) પ્રાણીઓનો નાશ કરવાથી દોષની પ્રાપ્તિ થાયછે એમ માનીએ છીએ પરતુ તે બન્નેના દોષમા પરમાણુ (રજકણ) અને મેરૂ પર્વત જેટલુ અતર છે એમ બુદ્ધિમાન પુરૂષે જાણવુ જોઇએ ૪

તથા—

अन्नाशने स्यात्परमाणुमात्रः, प्रशक्यते शोधयितुं तपोभिः ।
मांसाशने पर्वतराजमात्रो, नो शक्यते शोधयितु महत्त्वात् ॥ ५ ॥

અન્નના ભોજનમા જે રજકણ માત્ર દોષ લાગે છે તે તપ આદિ ક્રિયાઓથી શોધી શકાય છે એટલે તપ આદિના આચરણથી તે પાપમાથી મુક્ત થઇ શકાય છે પરતુ માસભક્ષણ કરવામા મેરૂ પર્વત સમાન જે દોષ છે તે જીવથી શોધી શકાય તેમ નથી કારણકે દોષ અતીવ મહાન છે એટલે તે-માથી મુક્ત થઇ શકાતુ નથી. ૫

## માસ તથા અન્ન સમાન નથી

मांसं यथा देहभृतः शरीरं, तथान्नमप्याङ्गिशरीरतातः ।
ततस्तयोर्दोषगुणौ समानावेतद्वचो युक्तिविमुक्तमत्र ॥ ६ ॥

"માસ જેમ દેહધારી પ્રાણીનુ શરીર છે તેમ અન્ન પણ અગધારીના શરીરપણાથી છે એટલે શરીરને પોષણ કરેછે અગર સ્થાવર પ્રાણીઓરૂપે રહેલુ છે તેથી તે અન્ન તથા માસના ગુણદોષ સમાન છે" આમ તું કહેતો હોતો પણ તારૂ અત્ર આ વચન યુક્તિવિરૂદ્ધ છે ૬

## માસ તથા શરીરમાં ભેદ છે.

मांसं शरीरं भवतीह जन्तोर्जन्तोः शरीरं न तु मांसमेव ।
यथा तमालो नियमेन वृक्षो, वृक्षस्तमालो न तु सर्वथापि ॥ ७ ॥

જે માસ છે તે જતુનુ શરીર છે એમ કહી શકાય પણ જે જતુનુ શરીર છે તે સર્વ માસજ છે એમ કહી શકાશે નહીં (અર્થાત્ અન્ન જતુનુ શરીર છે પણ તેથી તે માસજ છે એમ નથી) તે ઉપર દષ્ટાત આપે છે કે—જે તમાલ છે તે અવશ્ય વૃક્ષ કહેવાય છે પરતુ જે વૃક્ષ છે તે સર્વથા તમાલજ છે એમ કહી શકાશે નહીં અર્થાત્ જેટલા વૃક્ષો છે તે, સર્વે, તમાલ નથી પણ બીજા નામવાળા પણ છે તેમ અન્ન અગધારી હોવા છતા માસ નથીજ ૭

## અન્ન તથા માસનો તફાવત.

रसोत्कटत्वेन करोति गृद्धिं, मांस यथान्न न तथात्र जातु ।
नात्वेति मांस परिवर्ज्य साधुराहारमश्नाति विशोध्य पूतम् ॥ ८ ॥
सुभाषितरत्नसंदोह

રસના ઉગ્રપણાથી જેમ માસ મનુષ્યમા ગૃદ્ધિ (દુર્વાસના) ઉત્પન્ન કરે તેમ અત્ર અન્ન કોઇ દિવસ કરતું નથી એમ જાણીને માસનો ત્યાગ કરીને સાધુ પુરુષ પવિત્ર આહારને શુદ્ધ કરીને જમેછે ૮

## મરહૂમ આત્માનદજી મહારાજજી તથા ઇસાઇનો માસનિષેધ સમાગમ

*જીરા (પજાબ)મા એક ઇસાઇ મરહૂમની પાસે આવી એકદમ ઉદ્ધતાઇ ભર્યા શબ્દોથી બોલ્યો કે તમે અહિંમા અહિંસા પોકારી માસ ખાવાનુ નિષેધો છો પણ તમો પોતે માસાહારથી ખાલી નથી! આટલી વાત સાભળતાજ પાસે બેઠેલા કેટલાક સાધુ તેમજ શ્રાવકો ચમકી ઉઠયા! શ્રાવક લોકો કાઇક બોલવાની તૈયારી કરતાજ હતા કે ઝટ મહારાજજીએ રોકી કહ્યુ કે ભાઇ! ઉતાવળા ન થાઓ એના કહેવાથી કાઇ આપણે માસાહારી બની ગયા? એ શા આશયથી કહેછે તે એને પૂછવા દો આ કારવાઇ જોઇ ઇસાઇ એકદમ પોતાના મનમા ભુઠો પડી ગયો કે આવા ગભીર પુરુષને ન છાજતા ઉદ્ધતાઇ ભર્યા શબ્દો મે કહ્યા તે ઠીક ન કર્યું! પણ હવે શુ થાય? જે ભાષાવર્ગણા નીકળવાની હતી તે નીકળી ગઇ! મરહૂમે પૂછ્યુ—ભાઇ! તુ શાથી કહેછે કે તમો પણ માસાહારથી ખાલી નથી

ઇસા૦—તુમ દૂધ પીતે હો યા નહિ?
મરહૂમ—પીતે હૈ

---

* જૈન પુસ્તક ૧૨ મુ અક ૨૨ મો પત્ર ૫

ઇસા૦—તો બસ દૂધ માસ ઔર ખૂનસેહી બનતા હૈ જબ માસ ખૂનમે બના દૂધ પી લિયા તો બાકી ક્યા રહા? દૂધ પીના ઔર માસ નહીં ખાના ક્યા યહ ન્યાય હૈ?

મરહૂમ—બેશક દૂધકી પૈદાશ ઇસી તરહ હોતી હૈ ઔર ઇસલિયે જૈનોકા માનના હૈ કિ વ્યાઇ હુઇ ભૈસકા પદરા રોજ, ગાયકા દશ દિન ઔર ભેડ બકરી વગેરહકા આઠ દિન દૂધ નહીં પીના કયોંકિ ઉસકે દૂધપણે પરિણમનમે કસર હોતી હૈ જબ વો દૂધપણે પરિણમન હો ગયા તો વો જુદા પદાર્થ બન ગયા ઇસિ લિયે ઇસમે હુજ્જત નહીં સમજી જાતી યહ કોઇ નિયમ નહીં હૈ કિ જીસસે જો પદાર્થ બને ઉસકે ખાનેવાલા મૂલ પદાર્થકો ભી અવશ્ય ખાવે અન્નકે ખેતમે ગદા પદાર્થ પડતા હૈ, કમાદ (ઇખ) ખડબૂજે વગેરહકી પૈદાશ અકસર ગદકીકે ખાતરોહીસે હોતી હૈ તો ક્યા અન્ન, ઇખ, ખડબૂજા વગેરહ ખાનેવાલા ગદકી ખાતા હૈ યહ માના જાયગા? ગદકીસે પુષ્ટ હુએ અન્કે માસકો ખાનેવાલા ઇસાઇ ગદકી ખાવેગા? સુન ભાઇ! બુરા નહીં માનના તૈને જૈસા સવાલ કિયા હૈ વૈસાહી તુઝે જવાબ મિલેગા અગર અપના કહના તુઝે મજૂર હૈ તો વિચાર લે અગર અન્નાદિ ખાનેવાલા ઇસાઇ ગદકી ખાતા હૈ યહ તેરા માનના હૈ તો ભલે તેરા અખતીયાર હૈ હમે ભી તૂ અપની અકલકે અનુસાર તેરી મરજીમે આવે વૈસે માન લે હમારા ઇસમે કોઇ નુકસાન નહિ હૈ મગર હમતો યહી માનતે હૈ કિ અન્નાદિ ગદકી નહીં હૈ ગદકી જુદા પદાર્થ હૈ અન્ન જુદા પદાર્થ હૈ ઇસી તરહ માસ ખન જુદા પદાર્થ હૈ દૂધ જુદા પદાર્થ હૈ ઇસલિયે દૂધ પીનેવાલા માસાહારી હૈ યહ કભી સિદ્ધ નહીં હો સકતા

ઇસાઇ—મહારાજ તુમને તો મુઝે કિસી ચક્કરમે ડાલ દિયા ઇસકા જવાબ ઔર કયા હૈ યાતો માસ ખાનેવાલે ગદકી ખાનેવાલે બને યા માસકો છોડ દેવે।

મરહૂમ—(જરા ઠંડો થયેલો જોઈ) ભલા ભાઇ! જીસકા દૂધ પીના ઉસકા માસ ભી ખાના યહ તેરા યકીન પક્કા હૈ તો હમ એક બાત પૂછતે હૈ બચ્ચા માતાકા દૂધ પીતા હૈ તો ઉસે માતાકા માસભી તેરે હિસાબ મુજબ ખાના ચાહિયે ઔર ઉસકા ખૂન ભી પીના ચાહિયે।

ઇસાઇ—અરે! તોબા! તોબા! મહારાજ આપ સાધુ હોકર ક્યા બાત કરતે હો? માતાને તો બચ્ચેકો પાલા હૈ ઉસકી તો જીતની બન ટહલ સેવા કરની ચાહિયે વો તો અપને પર ઉપકારકી કરનેવાલી હૈ ઉપકાર કરનેવાલે પર અપકાર કરના મહા નીચ કામ કહા જાતા હૈ

આ દષ્ટાંત ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે માંસ ખાવું એ મહા પાપ છે તો માંસ વર્જવું એ શ્રેયસ્કર હોવાથી હવે પછી માંસ વર્જિતોત્તમતા અધિકાર તરફ ધ્યાન ખેંચ્યું છે.

## मांसवर्जितोत्तमता-अधिकार

**માંસ** શબ્દ એટલો બધો દયાજનક છે કે શુદ્ધ બ્રાહ્મણ તથા વૈશ્ય તેનું નામ સાંભળતાં કંપે છે પણ અધમ લોકો તેનો છુટથી ઉપયોગ કરે છે. તેઓ અંત્યજ હોય તો એક તરફ રહ્યું પરંતુ હિંદુધર્મનું નામધારી તેવા કુકૃત્યો કરે છે, તેઓએ આ નીચેની બાબતમાં અમાંસભોજિ (માંસ ન ખાનાર) ને શું ફળ છે? તે લક્ષમાં લેવાની ઘણીજ જરૂર છે ઇત્યાદિ હેતુને લઇ આ અધિકારની શરૂઆત કરવામાં આવે છે.

---

### માંસના ત્યાગ માટે ધર્મરાજાને આપેલ ઉપદેશ

#### अनुष्टुप् (१ थी ८)

प्रभासं पुष्करं गङ्गा, कुरुक्षेत्रं सरस्वती ।
वेदिका चन्द्रभागा च, सिन्धुश्चैव महानदी ॥ १ ॥
एतैस्तीर्थैर्महापुण्यं, यत्कुर्यादभिषेचनम् ।
अभक्षणं च मांसस्य, न च तुल्यं युधिष्ठिर ॥ २ ॥

હે રાજા યુધિષ્ઠિર! પ્રભાસક્ષેત્ર, પુષ્કરજી, ગંગાજી, કુરૂક્ષેત્ર, સરસ્વતીજી, વેદિકા ચંદ્રભાગા અને મહા નદી સિન્ધુ આ સ્થળોમાં જે સ્નાન કર્યું હોય તો આ તીર્થવડે મહાપુણ્યની પ્રાપ્તિ થાય છે એમ કહે છે પરંતુ જે માંસ ભક્ષણ કર્યું ન હોય તો તે મનુષ્યની તુલના તેઓની સાથે થઇ શકતી નથી એટલે કે એક મનુષ્યે ઉપર જણાવેલ તીર્થો કર્યા હોય અને બીજા માણસે માંસનું ભક્ષણ ન કર્યું હોય તો આ બંનેના પુણ્યને તુલામાં નાખી જોખતાં તે બંને પુરૂષોના પુણ્યની સરખામણી થઇ શકતી નથી અર્થાત્ માંસાહારથી રહિત મનુષ્યનું પુણ્ય વધી જાયછે એવો ભાવ છે. ૧-૨

તથા—

कान्तारे यज्जलं पीत्वा, पुण्यमर्जयते नरः ।
तस्मादष्टगुणं प्रोक्तं, मांसामिषविवर्जितः ॥ ३ ॥

કેદાર તીર્થમાં જળપાન કરીને મનુષ્ય જે પુણ્યને મેળવે છે તેથી આઠ ગણું પુણ્ય મદિરા તથા માંસનો ત્યાગ કરનાર પુરૂષમાં કહ્યું છે એટલે તે પુરૂષને તેના કરતાં આઠગણું પુણ્ય થાય છે. ૩

વળી—

हिरण्यदान गोदान, भूमिदान तथैव च ।
अभक्षण च मासस्य, न च तुल्य युधिष्ठिर ॥ ४ ॥

હે રાજા ધર્મ ! સુવર્ણનુ દાન, ગાયોનુ દાન તેમજ પૃથ્વીનુ દાન આ બધુ એક તરફ અને બીજી તરફ માંસનુ ભક્ષણ ન કરવુ તે આ બન્ને કદી સમાન થઈ શકતુ નથી અર્થાત માંસત્યાગી મનુષ્યનુ પુણ્ય વધી જાયછે ૪

તે પ્રમાણે—

कपिलाना सहस्र तु, मासे मासे गवा ददौ ।
अभक्षण च मासस्य, न च तुल्य युधिष्ठिर ॥ ५ ॥

હે રાજા યુધિષ્ઠિર ! એક મનુષ્યે માસે માસે હજાર કપિલા ગાયોનુ દાન આપ્યું હોય અને બીજા માણુસ માંસનુ ભક્ષણુ ન કર્યું હોય તો તે બન્ને જણુનુ પુણ્ય સમાન થતુ નથી, એટલે માંસત્યાગીનુ પુણ્ય વધી જાયછે ૫

## માંસ ત્યાગીને તીર્થનુ ફળ.

श्रूयन्ते यानि तीर्थानि, त्रिषु लोकेषु भारत ।
तेषु प्राप्नोति स स्नान, यो मास नैव भक्षयेत् ॥ ६ ॥

હે ભારત ! જે મનુષ્ય માંસનું ભક્ષણુ નથીજ કરતો તે (દિવસે દિવસે) ત્રણે લોકોમા જે તીર્થો શ્રવણગોચર થાય છે તેમા સ્નાનથી ઉત્પન્ન થતા ફળને મેળવે છે ૬

## માંસ ત્યાગવાથી સ્વર્ગની પ્રાપ્તિ.

यो भक्षयित्वा मासानि, पश्चादपि निवर्तते ।
यमस्वामी ह्युवाचेद, सोऽपि स्वर्गतिमाप्नुयात् ॥ ७ ॥

જે મનુષ્ય (પ્રમાદથી) પ્રથમ માંસોનો આહાર કરીને પછી પણુ નિવૃત્ત થાયછે એટલે માંસભક્ષણુનો ત્યાગ કરે છે તે પણુ સ્વર્ગની ગતિને પામેછે આ વાક્ય યમસ્વામીએ નક્કી કહ્યુ છે ૭

## માંસનો ઉપયોગ નહિ કરવામાટે વસિષ્ઠ ઋષિનો અભિપ્રાય

यावज्जीवं च यो मास, विषवत् परिवर्जयेत् ।
वसिष्ठो भगवानाह, स्वर्गलोकेषु सस्थितिम् ॥ ८ ॥

જે મનુષ્ય જીવન પર્યન્ત ઝેરની માફક માંસનો ત્યાગ કરે તે મનુષ્યની સ્થિતિ વસિષ્ઠ ભગવાને સ્વર્ગ લોકોમા કહી છે ૮

આ પ્રમાણે માંસત્યાગ કરનાર મનુષ્યને થતુ પરમશ્રેષ્ઠ ફળ દેખાડીને આ અધિકારની સમાપ્તિ કરવામા આવે છે



## मद्यनिषेध-अधिकार.



**માં**સની પેઠે મદ્ય પણ અભક્ષ્ય છે મદ્ય-મદિરા-દારૂ-આદીના નામથીજ જગતમા પ્રસિદ્ધ છે મનુસ્મૃતિના ૧૧ મા અધ્યાયના ૯૪ મા શ્લોકમા ત્રણ પ્રકારની મદિરા કહેલી છે ૧ "गौडी" ગોળમાથી બને છે તે ૨ "पैष्टी" ઘઉં, ચોખા, યવ વગેરેના લોટમાથી બને તે અને ત્રીજી "माध्वी" મહુડામાથી બને છે તે આ સિવાય આજકાલના સંજોગોથી અનેક પ્રકારની મદિરા ઉત્પન્ન થાયછે આ સર્વ જાતની મદિરાનું પાન કરવાની દરેક ધર્મના પુસ્તકોમા મના કરવામા આવી છે એટલે બીજી બાબતમા ભિન્ન ભિન્ન ધર્મીઓના ભિન્ન ભિન્ન મત હોય છે પરંતુ આ બાબતમા દરેક ધર્મશાસ્ત્રનો એકજ નિશ્ચય છે કે મદિરાનો ત્યાગજ કરવો તેમ મદિરા પાનનું દુષ્ટફળ આજ લોકમા તુર્તજ મનુષ્યને પ્રાપ્ત થાય છે એટલુંજ નહિ પણ અત્ર કરતા પરલોકમા (યમપુરી) મા તેને માટે ઘણુંજ સંકટ વેઠવાનુ છે તે એટલે સુધી કે યમના દૂતો મદિરાનુ પાન કરનાર પ્રાણીઓના મુખમા લોહાનો રસ રેડે છે, માટે સુજ્ઞ પુરૂષે મદ્યનો ત્યાગજ કરવો જોઇએ કોઇએ અજ્ઞાનથી મદિરાપાન કર્યું હોય અને તે પાપમાથી મુક્ત થવા તે મનુષ્ય શાસ્ત્રોક્ત પ્રાયશ્ચિત્ત માગતો હોય તો નીચે મુજબ છે

"सुरां पीत्वा द्विजो मोहादग्निवर्णां सुरां पिबेत् ॥
तया स काये निर्दग्धे, मुच्यते किल्बिषात्ततः ॥
मनुस्मृति અ० ११—શ્લોક ९०

એટલે જે બ્રાહ્મણ ક્ષત્રિય કે વૈશ્ય વર્ણના પુરૂષે મદિરાનુ પાન અજ્ઞાનથી કર્યુ હોય તોપણ તેણે (તે પાપમાથી શુદ્ધ થવાસારૂ) તેજ મદિરાને અત્યંત અગ્નિમા લાલચોળ કરી પાન કરવુ કે જેથી દેહ દગ્ધ થઇ જાય છે તેથીજ શુદ્ધ થવાય અથવા ગોમૂત્ર, ગરમ પાણી, દુધ અથવા ઘી તથા છાણનો રસ લાલચોળ તપાવીને તેનુ પાન કરવુ તે દેહ પડી જાય ત્યાસુધી ત્યારે તે

મદિરાપાનના પાપમાંથી મનુષ્ય મુક્ત થાયછે અર્થાત્ મદિરાપાન કરી જીવતુ રહી શકાય ને શુદ્ધ થવાય એવો ઉપાય નથી માટે આવી ભયંકર વેદનાને આપનાર મદિરાનું કોઇ પણ મનુષ્યે પાન ન કરવું આ બાબત સમજાવવાસારૂ આ અધિકાર આરંભાયછે.

---

## મદિરાની પ્રબળતા

### अनुष्टुप् (१ थी ३).

मद्ये पीते कुलीनोऽपि, चेष्टा वहति निन्दिताम् ।
करोति निन्दित लोके, गीतनृत्यादिविभ्रमम् ॥ १ ॥

મદિરાનું પાન કરવાથી કુલીન મનુષ્ય પણ નિંદાપાત્ર (ચેષ્ટા) વર્તણુકને ધારણ કરેછે અને લોકમા નિંદિત એવા ગીત નૃત્ય (નાચ) વિગેરેના વિભ્રમ (ઢોંગ) કરે છે, અર્થાત્ મદિરાથી મસ્ત થઇ જવાથી ચિત્ત સ્થિર નહિ રહેતા કાર્યાકાર્યનો વિચાર ન કરી જીવ કુકર્મોમા આસક્ત થાયછે ૧

તથા—

मद्य पीत्वा ततः कश्चिन्मांसं च स्पृहयेन्नरः ।
कश्चिद्वध करोत्युग्र, दुष्ट सङ्घातघातकम् ॥ २ ॥

કોઇ પુરૂષ મદિરાનુ પાન કરી માંસને ઇચ્છેછે અને કોઇ પુરૂષ ઉગ્ર તથા નિંદાપાત્ર એવા આખા સમૂહનો નાશ પણ કરે છે અર્થાત્ કે મદિરાથી જીવને અનેક કુકર્મ કરવાનું મન થાયછે ૨

વળી—

मद्यपाने कृते क्रोधो, मानो लोभश्च जायते ।
मोहश्च मत्सरश्चैव, दुष्टभाषणमेव च ॥ ३ ॥

पुराण

મદિરાનું પાન કરવાથી ક્રોધ, અહંકાર, લોભ, મોહ (અજ્ઞાન), અદેખાઇ અને દુષ્ટ (ખનણ) ભાષણ આ સમગ્ર અનર્થો ઉત્પન્ન થાયછે ૩

તેમજ—

### द्रुतविलम्बित (४ थी २८)

भवति मद्यवशेन मनोभ्रमो, भजति कर्म मनोभ्रमतो यतः ।
व्रजति कर्मवशेन च दुर्गतिं, त्यजत मद्यमतस्त्रिविधेन भो ॥ ४ ॥

હે (માનવો!) મદિરાને આધીન થવાથી મનમાં ભ્રમ (ઘેલછા) થાય છે અને મનમાં ભ્રમ થવાથી દુષ્ટ કર્મને મનુષ્ય કરેછે અને જેથી કર્માધીન થઇ દુર્ગતિ (નરક દુઃખ) ભોગવેછે માટે તમે મન વચન, કાયા તથા કર્તા, કારયિતા, અનુમોદિતા આમ ત્રણે પ્રકારે કરી મદિરાનો ત્યાગ કરો ૪

## મદિરાથી થતા હાલહવાલ.

हसति नृत्यति गायति वल्गति, भ्रमति धावति मूर्छति शोचते ।
पतति रोदिति जल्पति गद्गद, धमति धाम्यति मन्मदातुरः ॥ ५ ॥

મદિરાના મદથી આતુર (ગાંડો થયેલો મનુષ્ય) ક્ષણમાં હસવા માંડે છે, ક્ષણમાં નાચે છે, ક્ષણમાં ગાય છે અને ક્ષણમાં બીજાને વળગેછે, ભમેછે દોડે છે, મૂર્છા ખાઇ જાયછે, શોક કરે છે જમીનમાં પડી જાય છે, રોવા માંડે છે, બકવા માંડે છે, ગદગદ (ગળગળો થઇ) કંઠે શ્વાસ લેવા માંડે છે અને પરિણામે થાકી જાય છે ૫

## મદિરાથી થતું અસહ્ય પાપ

स्वसृसुताजननीरपि मानवो, व्रजति सेवितुमस्तमतिर्यतः ।
सगुणलोकविनिन्दितमद्यत , किमपर खलु कष्टतर तत. ॥ ६ ॥

ગુણી લોકોએ નિંદેલા મદિરાપાનથી મનુષ્ય બ્હેન, દીકરી, અને માતા તરફ પણ કુદૃષ્ટિ કરી દોડે છે કારણકે તે મનુષ્યની બુદ્ધિ મદિરાપાનથી આથમી ગઇ છે તો જગતમાં આ કાર્ય કરતા બીજું કયું વધારે કષ્ટ છે? અર્થાત સર્વ કષ્ટનું પર્યવસાન મદિરામાં સમાઇ જાયછે ૬

## દારૂડીયા પુરૂપની સ્થિતિ.

स्खलति वस्त्रमधस्तनमीक्ष्यते, सकलमन्यतया श्रथते तनुः ।
स्खलति पादयुग पथि गच्छत', किमु न मद्यवशाच्च्यवते जन. ॥ ७ ॥

મદિરાથી મત્ત થયેલા મનુષ્યનું નીચેનું વસ્ત્ર ખસીને પડી જાયછે, તેને બધું જગત ઉલટું દેખાવા માંડેછે, શરીર પડતું પડતું ચાલેછે અને રસ્તામાં ચાલતા દારૂડીયાના બે પગ ઠેસો ખાવા માંડેછે એમ મદિરાને આધીન થઇ જવાથી મનુષ્ય શું કરતો નથી? અર્થાત્ કે દારૂડીયાની પુરી પાયમાલી થાયછે ૭

## મદિરાનું છટકું

असुभर्ता वधमाचरति क्षणाद्ददति वाक्यमसह्यमसूनृतम् ।
परकलत्रधनान्यपि वाञ्छति, न कुरुते किमु मद्यमदाकुल. ॥ ८ ॥

મદિરાથી મત્ત થયેલો મનુષ્ય ક્ષણમાત્રમા પ્રાણીઓની હિંસા કરવા માટે છે અને સહન ન થઇ શકે તેવું અસત્ય વાક્ય બોલેછે તેમ બીજાની સ્ત્રી તથા ધનને પણ ઇચ્છેછે એમ મદિરાના મદથી આકુળ થયેલો માનવ શુ કરતો નથી? ૮

## મદિરાથી અધમ સ્થિતિ.

व्यसनमेति जनैः परिभूयते, गदमुपैति न सत्कृतिमश्नुते ।
भजति नीचजनं व्रजति क्लमं, किमिह कष्टमियर्ति न मद्यपः ॥ ९ ॥

મદિરાપાન કરનાર માનવ દુખને પ્રાપ્ત થાયછે અને મનુષ્યોથી પરા પરાભવ (હાર) ને પામેછે તેમ (અનેક જાતના) રોગને પ્રાપ્ત થાયછે તથા પૂર્વના પુણ્ય હોય તો તેને ભોગવી શકતો નથી નીચ મનુષ્યને (મિત્રભાવે) ભજેછે અને પરિણામે (અત્યત) થાકને પામેછે (ટુકામા કહેવાનુ કે) મદિરા પીનાર મનુષ્ય અહીં કયા દુખને પામતો નથી? ૯

તથા—

प्रियतमामिव पश्यति मातरं, प्रियतमां जननीमिव मन्यते ।
प्रचुरमद्यविमोहितमानसस्तदिह नास्ति न यत्कुरुते जनः ॥ १० ॥

મદિરાથી મત્ત થયેલો મનુષ્ય પોતાની જનયિત્રી માતાને વ્હાલી સ્ત્રીની માફક દેખેછે અને વ્હાલી સ્ત્રીને માતાની માફક માનેછે કારણકે તેનું મન ઘણા મદિરાના પાનથી મોહિત થઇ ગયુ છે માટે તે મનુષ્ય જે કુકર્મ ન કરે તેવુ અહીં એક પણ કુકર્મ નથી અર્થાત્ તે દુષ્ટ પ્રાણી તમામ કુકર્મો કરેછે એવો ભાવ છે ૧૦

## મદિરાથી વિભ્રમ.

अहह कर्मकरीयति भूपतिं, नरपतीयति कर्मकरं नरः ।
जलनिधीयति कूपमपांनिधिं, गतजलीयति मद्यमदाकुलः ॥ ११ ॥

(અહહ) ખેદ છે કે—મદિરાના મદથી આકુળ થયેલો મનુષ્ય રાજાને કિંકરની માફક જુએછે અને નોકરને રાજાની માફક દેખેછે તેમ કૂવાને સમુદ્ર તુલ્ય માનેછે અને સમુદ્રને પાણીવગરનો ધારેછે આમ મદિરામત્તને સર્વ પદાર્થ અન્ય રીતેજ ભાસેછે ૧૧

## મદિરામત્તને કુરકુરીયાસાથે મિત્રતા.

निपतितो वदते धरणीतलं, वमति सर्वजनेन विनिन्द्यते ।
श्वशिशुभिर्वदने परिचुम्बितो, व्रत सुरासु रतस्य च मूत्र्यते ॥ १२ ॥

## ઉપસંહાર.

प्रचुरदोषकरीं मदिरामिति, द्वितयजन्मविबाधविचक्षणाम् ।
निखिलतत्त्वविवेचकमानसाः, परिहरन्ति सदा गुणिनो जनाः ॥२८॥

सुभाषितरत्नसन्दोह

સમગ્ર તત્ત્વોનો વિભાગ કરનાર જેઓનું મન છે એટલે જેઓ સારા સારને જાણવાવાળા છે એ ગુણવાન્ પુરૂષો મદિરાને ઘણા દોષોને કરવાવાળી અને બીજા જન્મવિષે પીડા કરવામાં ચતુર જાણીને સદાને માટે છોડી દેછે એટલે ગ્રહણ નથીજ કરતા. ૨૮

મદિરા સર્વ સ્થાને પોતાનું નાટક ભજવે છે એ સારી રીતે બતાવી તેનો અવશ્ય ત્યાગ કરવો જોઇએ એ સૂચના કરી આ મદ્યનિષેધ અધિકાર પૂર્ણ કરવામાં આવે છે.



## मधुनिषेध-अधिकार.





આ અધિકારોમાં મદ્યનિષેધની જરૂર છે તેમ તેના બંધુરૂપ મધુ (મધ) ને પણ દેશવટો આપવાની ખાસ જરૂર છે. તે મધ મેળવતાં કેટલું પાપ થાયછે? એટલે કેટલા જંતુઓનો નાશ થાયછે? આ બાબત સર્વ સુજ્ઞ પુરૂષો જાણે છે કે મધ પ્રાપ્ત કરતાં અનેક જંતુઓનો સંહાર થાયછે માટે ધર્મના અગ્રેસર પુરૂષો મધુને ઉપયોગમાં લાવવાની સખ્ત મના કરેછે અને ઉપયોગ કરનારાઓ પાપભાગી છે એમ સિદ્ધ કરેછે તે બાબત સમજાવવાસારૂ આ અધિકારનો આરંભ કરવામાં આવેછે.

---

### અવશ્ય ત્યાગ કરવા જેવા પદાર્થો.

### अनुष्टुप् (१ थी ९)

मद्ये मांसे मधुनि च, नवनीते बहिष्कृते ।
उत्पद्यन्ते विपद्यन्ते, सुसूक्ष्मा जन्तुराशयः ॥ १ ॥

મદિરા, માસ, મધ અને છાશથી જુદા પડેલા માખણમા સૂક્ષ્મ (ઝીણા) તદ્વર્ણ એવા જતુના સમૂહો ઉત્પન્ન થાયછે અને નાશ પામેછે, માટે તે ગ્રહણ ન કરવા ૧

## મધુપાની મહા હાનિ.

सप्तग्रामे हि यत्पापमग्निना भस्मसात्कृते ।
तत्पाप जायते जन्तोर्मधुबिन्द्वेकभक्षणात् ॥ २ ॥

મનુષ્યને–સાત ગામ બાળી ભસ્મ કરી નાખવાથી જે પાપ લાગે છે, તે પાપ મધના એક બિંદુ (ટીપા) ના ભક્ષણથી ઉત્પન્ન થાયછે માટે મધનું ભક્ષણ ન કરવુ ૨

## મધની ઉત્પત્તિ.

मेदमूत्रपुरीषाद्ये रसाद्यैर्वर्द्धित मधु ।
उर्द्दिलालामुखस्रावैरभक्ष्य ब्राह्मणैर्मधु ॥ ३ ॥

મેદ (માસ), મૂત્ર, વિષ્ઠા વિગેરેના રસાદિ તથા ઓકવું, મુખમાથી લાળ કાઢવી આવા પ્રકારોથી માખીઓવડે મધ કરાય છે માટે તેનું ભક્ષણ બ્રાહ્મણોએ નજ કરવુ જોઇએ ૩

તથા—

जीवाण्ड मधु सम्भूत, म्लेच्छोच्छिष्ट न संशय ।
वर्जनीय सदा विप्रैस्त्याज्य मोक्षाभिकाङ्क्षिभिः ॥ ४ ॥

મક્ષિકારૂપી જીવોના જેમા ઇંડાઓ છે એવુ ઉત્પન્ન થયેલુ તે મધ મ્લેચ્છ (યવન) લોકોના એઠા સમાન છે તેમા સશય નથી માટે બ્રાહ્મણોએ તે મધભક્ષણનો હમેશા ત્યાગ કરવો તેમ મોક્ષની ઇચ્છાવાળા બીજા મનુષ્યોએ પણ ત્યાગ કરવો ૪

## શ્રાદ્ધમા મધનો નિષેધ છે.

यो ददाति मधु श्राद्धे, मोहितो धर्मलिप्सया ।
स याति नरक घोर, खादकैस्सह लम्पटैः ॥ ५ ॥

पुराण

ધર્મની ઇચ્છાથી મોહ પામેલો જે પુરૂષ પિતૃઓના શ્રાદ્ધમા મધ આપે એટલે બ્રાહ્મણોને મધનું ભોજન કરાવે છે. તે મનષ્ય લપટ એવા ભોજન

કરનારાઓની સાથે ઘોર નરકમાં પડે છે માટે શ્રાદ્ધમાં પણ મધ ન જમાડવું. ૫

### મધુહારી પાપકારી.

दीनैर्मधुकरैर्वर्गैः सञ्चितं मधु कृच्छ्रतः ।
यः स्वीकरोति निस्त्रिंश, सोऽन्यत्त्यजति किं नरः ॥ ६ ॥

કંગાલ એવી મધની માખીઓના સમૂહથી જે મધ મહા સંકટથી એકત્ર કરવામાં આવ્યું છે તે મધનો નિર્દય એવો જે પુરૂષ સ્વીકાર કરેછે એટલે બળાત્કારથી હરી લેઇ તે પુરૂષ બીજા કયા પદાર્થનો ત્યાગ કરે? ૬

### મધુભક્ષી સદા દુ:ખી.

पञ्चाप्येव महादोषान्यो धत्ते मधुलम्पटः ।
संसारकूपतस्तस्य, नोचारो जातु जायते ॥ ७ ॥

જે મધનો ચારી પુરૂષ છે તે [1]પાંચ મોટા પાપને પ્રાપ્ત કરેછે અને તેનો સંસારરૂપી કુવામાંથી કોઇ દિવસ ઉદ્ધાર થતો નથી ૭

### મધુભોગી ભવ રોગી.

संसारभीरुभिः सद्भिर्जिनाज्ञा परिपालितुम् ।
यावज्जीवं परित्याज्य, सर्वथा मधु मानवैः ॥ ८ ॥

સંસારથી ભયને પામવાવાળા ઉત્તમ મનુષ્યોએ શ્રીજિનેશ્વર ભગવાનની આજ્ઞાનું પાલન કરવાસારૂ જીવિત પર્યંત સદા મધનો ત્યાગ કરવો ૮

### મધુત્યાગી ઉત્તમ ભોગી.

विज्ञायेति महादोषं, मधुनो बुधसत्तमाः ।
संसारासारतस्त्रस्ता, विमुञ्चति मधु त्रिधा ॥ ९ ॥

सुभाषितरत्नसन्दोह

સંસારના અસારપણાથી ત્રાસ પામેલા ઉત્તમ વિદ્વાનો આ પ્રમાણે મધના મહા દોષને જાણીને (મન વચન, કાયા તથા કર્ત્તા કારયિતા, અનુમોદિતા) ત્રણે પ્રકારે તે (મધ) નો ત્યાગ કરેછે

મધમાં શું શું હાનિ છે તે બતાવી તથા તેને ક્યારે પણ ગ્રહણ ન કરવું એમ દર્શાવી આ મધુનિષેધ અધિકાર પૂર્ણ કરવામાં આવેછે

---

[1] હિંસા, મૃષા, ચોરી, મૈથુન, અને પરિગ્રહવૃદ્ધિ આ પાંચ મહા દોષ છે.

# कन्दमूलनिषेध-अधिकार.



જેમ મધ અભક્ષ્ય હોવાથી અગ્રાહ્ય છે તેમ બ્રાહ્મણધર્મના પુસ્તકોમા પણ ઘણે ઠેકાણે કદમૂળનો નિષેધ કરેલ છે કહ્યુ છે કે—"लशुनं गृञ्जनं चैव, पलाण्डु कवकानि च । अभक्ष्याणि द्विजातीनां, भुक्त्वा संस्कार-मर्हति" લશુન, ગૃંજન, ડુંગળી, બોપાતરીની ભાજી, આ પદાર્થો બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, આ ત્રણે જાતિને માટે વર્જિત છે તેથી જો કોઇ ઉપરની વસ્તુ એનો ઉપયોગ કરે તો તેને ઉપનયન (જનોઇ) નો સસ્કાર ફરી લેવો જોઇએ આમ ફરમાન છે અને શ્રાવકોને માટે તો તેનો વિશેષ નિષેધ છે કારણકે વૃત્તિમા વિકૃતિ પેદા કરનારા તેના પદાર્થો વૃત્તિની નિર્મળતાને અને વૃત્તિના સયમને મોહોટી હાનિ કરેછે તેથી તે બાબતનુ સ્પષ્ટીકરણ કરવાસારૂ આ અધિકારનો આરભ કરવામાં આવેછે

---

## કદમૂળના રાગીના ઘરની કઢંગી સ્થિતિ

## अनुष्टुप् (१ थी १०).

यस्मिन् गृहे सदा नार्या, मूलकः पच्यते जनैः ।
श्मशानतुल्यं तद्वेश्म, पितृभिः परिवर्जितम् ॥ १ ॥

જે ઘરમા હમેશા મનુષ્યો અથવા તેની સ્ત્રી કદમૂળનુ શાક રાંધે છે, તે ઘર સ્મશાન તુલ્ય છે અને પિતૃઓ તે ઘરનો ત્યાગ કરેછે ૧

### કદમૂળભક્ષણ કરનારની શુદ્ધિ થતી નથી

मूलकेन समं चान्नं, यस्तु भुङ्क्ते नराधमः ।
न शुद्धिर्विद्यते तस्य, चान्द्रायणशतैरपि ॥ २ ॥

નરમા અધમ એવો જે મનુષ્ય કદમૂળની સાથે અન્નનું ભક્ષણ કરેછે, તેની શુદ્ધિ સેંકડો ચાંદ્રાયણ વ્રતોથી પણ થતી નથી ૨

### રીંગણાના ભોજનથી થતી અધમ ગતિ

भुक्तं हलाहलं तेन, कृतं चाभक्ष्यभक्षणम् ।
वृन्ताकभक्षणे चापि, नरो याति स रौरवम् ॥ ३ ॥

જે મનુષ્યે રીંગણાનું ભક્ષણ કર્યું છે તેણે હલાહલ ઝેરનું ભક્ષણ કર્યું છે અને અભક્ષ્ય પદાર્થનું ભક્ષણ કર્યું છે કારણકે રીંગણાના શાકના ભક્ષણથી મનુષ્ય રૈરવ નામના નરકમા જાયછે ૩

## કંદમૂળના ભક્ષણાભક્ષણનું ફળ.

वर भुक्तं पुत्रमांस, न तु मूलकभक्षणम् ।
भक्षणान्नरक यान्ति, वर्जनात्स्वर्गमाप्नुयात् ॥ ४ ॥

પુત્રનું માસ ભક્ષણ કરવું સારૂં પણ કંદમૂળનું ભક્ષણ કરવું સારૂં નથી, કારણકે કંદમૂળના ભક્ષણથી મનુષ્યો નરકને પાત્ર થાય છે અને કંદમૂળના ત્યાગથી સ્વર્ગને મેળવે છે ૪

## શ્વેત તથા લાલ કંદમૂળને શેની ઉપમા આપવી?

रक्तमूलकमित्याहु, तुल्य गोमांसभक्षणम् ।
श्वेत त विद्धि कौन्तेय, मूलक मदिरोपमम् ॥ ५ ॥

હે કુંતીપુત્ર ધર્મ! લાલ કંદમૂળને ગોમાંસના ભક્ષણતુલ્ય કહેલ છે અને ધોળા કંદમૂળને મદિરા (દારૂ) તુલ્ય કહેલ છે માટે બન્ને પ્રકારના કંદમૂળનો ત્યાગ કરવો ૫

## દેવ તથા પિતૃઓને કંદમૂળ અર્પણ કરવાથી થતી હાનિ

पितृणा देवतादीनां, यः प्रयच्छति मूलकम् ।
स याति नरक घोर, यावद्भवति सम्प्लवः ॥ ६ ॥

જે મનુષ્ય પિતૃ તથા દેવ વિગેરેને કંદમૂળ અર્પણ કરેછે તે જ્યા સુધી જગતનો પ્રલય રહે ત્યા સુધી ઘોર નરકમા નિવાસ કરેછે ૬

## કંદમૂળભક્ષણથી દુઃખપ્રાપ્તિ

नीलीक्षेत्र वपेयस्तु, मूलक चोपदश्यते ।
न तस्य नरकोत्तारो, यावदिन्द्राश्चतुर्दश ॥ ७ ॥

पुराण

જે મનુષ્ય ક્ષેત્રમાં નીલી (ગળી) નું વાવેતર કરે અને જે મનુષ્ય કંદમૂળનું ભક્ષણ કરે તેનો ચૌદ ઇન્દ્ર (બ્રહ્માનો એક દિવસ-એક હજાર ચોકડી) સુધી નરકમાથી ઉદ્ધાર થતો નથી ૭

## સુવર્ણની ચોરીસમાન પાપ.

हेमस्तेयसम पाप, प्रवक्ष्यामि निशामय ।
कन्दमूलफलाना च, कस्तूरीपटवाससाम् ॥ ८ ॥
महाभारत

એક મહાત્મા પોતાના શ્રોતા જનને કહેછે કે સુવર્ણ (સોના) ની ચોરી સમાન પાપને કહુ છુ તેને તુ સાભળ તે શુ ? કે કદમૂળ અને (નિષિદ્ધ) ફળોનું ભક્ષણ તથા કસ્તૂરી અને હીરના વસ્ત્રોનો ઉપયોગ, આ સુવર્ણની ચોરી બરોબર છે ૮

## જીવોને રહેવાનુ ઘર વનસ્પતિ છે

शाखामूलदले पुष्पे, फलकिञ्जल्कमध्यतः ।
ये जीवाः सन्ति तद्वर्णास्तान् व्याख्यातु न कोऽप्यलम् ॥ ९ ॥

ડાળ, મૂળ, પાદડુ, પુષ્પ, ફળ અને તેના તતુઓના મધ્યમા તે જ્યા સુધી કોમળ હોય ત્યાસુધી તેવાજ વર્ણ (રગ) ના જે જતુઓ રહે છે તેઓનું વ્યાખ્યાન કરવાને કોઇ પણ મનુષ્ય સપૂર્ણ સમર્થ નથી, માટે જીવદયાની ખાતર તે કદનિષેધ કર્યો છે ૯,

## કઠોળની સાથે કાચા ગોરસાદિ પણ અભક્ષ્ય છે.

गोरस मापमध्ये तु, मुद्गादिषु तथैव च ।
भक्षण तु भवेन्नून, मासतुल्य युधिष्ठिर ॥ १० ॥
पुराण

હે રાજા યુધિષ્ઠિર! અડદના મધ્યમા તથા મગ વિગેરે કઠોળમા કાચા ગોરસ (દહિ, છાશ વિગેરે) નુ જે ભક્ષણ કરવુ તે નક્કી માસતુલ્ય થાય છે, માટે દ્વિદલાન્નમા દહિ વિગેરેનું ભક્ષણ ન કરવુ ૧૦

જૈન શાસ્ત્રોમા જેમ કદમૂળ તથા દાળમા કાચા દહિની સખ્ત મનાઇ છે તેમજ પુરાણોમા પણ કદમૂળ વિગેરે અગ્રાહ્ય છે એમ સારી રીતે બતાવી તથા તેનો ઉપયોગ નહિ કરવો એમ સમજાવી આ કદમૂળનિષેધ અધિકાર પૂર્ણ કરવામા આવે છે

## मृषावाक्य-अधिकार.



નિર્દયવાળા કંદમૂળનું ભોજન કરવાથી જીવઉપર માઠી અસર થાયછે કારણકે જીવ એ શુદ્ધ સ્ફટિક મણિ જેવો છે પણ તે જેવા સંસ્કારમાં કેળવાય તેવા સંસ્કારવાળો થાયછે તેથી તેમાં સારા લક્ષણો તો મહેનત લઇ દાખલ કરવામાં આવે તોજ સુલક્ષણી બની શકે છે પાપ કાર્યોનું તો શિક્ષણ ન આપ્યું હોય તો પણ તેમાં તેની સહજ પ્રવૃત્તિ થાયછે માટે હિંસાથી લઇને અભક્ષ્ય વિગેરે તમામ પાપોમાં હિંસા નામનું પહેલું પાપ કહ્યું હવે બીજું મૃષાવાક્ય નામનું મહાપાપ બતાવાયછે કેટલાક લોકો એમ માનેછે કે, "જૂઠું બોલ્યા વિના ચાલેજ નહિ" તેથી તેવું કાર્ય કરવું જોઇએ. પરંતુ સમજવું જોઇએ કે વખતે જૂઠું બોલી અહિં થોડો સમય લાભ મળ્યો એમ દેખાશે પરંતુ પરિણામે ભયંકર સંકટો ભોગવવા પડશે. આ બાબત સમજાવવામાટે આ અધિકાર લખાય છે

---

નરકમાં જવાનો સરલ રસ્તો

### अनुष्टुप् (१ थी ७)

इह सम्पद्विनाशाय, परत्र नरकाय च ।
कूटसाक्ष्य वदेद्यस्तु, तस्य पापफलं शृणु ॥ १ ॥
स याति यातनाः सर्वा, यावदिन्द्राश्चतुर्दश ।
इह पुत्राश्च पौत्राश्च, विनश्यन्ति परत्र च ॥ २ ॥
रौरवं नरकं भुङ्क्ते, ततोऽन्यानपि च क्रमात् ।
ये चातिकामिनो मर्त्या, ये च मिथ्याप्रवादिनः ॥ ३ ॥
तेषां मुखे जलौकास्तु, पूर्यन्ते पन्नगोपमाः ।
एवं षष्टिसहस्राणि, ततः क्षाराम्बुसेचनम् ॥ ४ ॥

नारदीय महापुराण

આ લોકમાં અસત્ય બોલવાથી એકઠી કરેલી સંપત્તિ પરિણામે નાશને પામે છે અને પરલોકમાં નરકને માટે થાય છે એટલે અસત્યનું ફળ જીવને

ઉભય લોકથી ભ્રષ્ટ કરે છે હવે જે પુરૂષ કોર્ટમા જૂઠી શાક્ષી પૂરે છે તેને જે પાપનું ફળ મળે તે તુ સાભળ તે જીવ જેટલો વખત ચૌદ ઇન્દ્રો રાજ્ય ભોગવે છે એટલે ચાર યુગની એક ચોકડી એવી એકોતેર ચોકડીથી કાઇક વધારે કાળ સુધી એક ઇન્દ્રરાજ્ય ભોગવે,* તેવા ચાદ ઇન્દ્ર મળીને એક હજાર ચોકડી જેને બ્રહ્માનો એક દિવસ કહેછે ત્યા સુધી નરકની તમામ યાતના (પીડા) એને ભોગવે છે અને પૃથ્વી ઉપર તે પુરૂષનો વશ હોય તો તે પુત્રો પાૈત્રો સહિત વિનાશ પામે છે અને પરલોકમા રૌરવ નામના નરકને ભોગવે છે અને ત્યાર પછી ક્રમેથી બીજા કુભીપાકાદિ નરકોને ભોગવે છે અને જગતમા જે પુરૂષો અત્યત કામલપટ છે અને જેઓ અસત્યવાદી છે તેઓના મુખમા ઝેરી સર્પોસમાન એવી જળો (જેઓ લોહીનુ શોષણ કરી લેછે તે જળજતુઓ) પૂરાય છે એવી રીતે સાઠ હજાર વર્ષો સુધી નરકની યાતના ભોગવે છે ત્યાર પછી તે પાપી જીવઉપર ક્ષાર (ખારા) પાણીનો વપાદ વર્ષાવી તેનુ સેચન કરવામા આવે છે આવી રીતે અસત્ય વાદીઓને દુ ખો ભોગવવા પડેછે ૧-૨-૩-૪

## મૃષાવાદને નમન.

लिङ्गिना परमाधारो, वेश्याना परमो निधिः ।
वणिजा परमा नीवी, मृषावाद नमोऽस्तु ते ॥ ५ ॥

હે મૃષાવાદ! (હે અસત્ય ભાષણ!) તુ ઢોગી સ્વરૂપધારી વૈરાગીઓનો પરમ આધાર છે, વેશ્યાઓનો મોટો ખજાનો છે અને વ્યાપારી લોકોની મ્હોટી થાપણ છે માટે તને નમસ્કાર કરૂ છુ, અર્થાત્ મૃષાવાદનો ઉક્ત સ્થાનોમા મારો સત્કાર થાયછે ૫

## અસત્યવાદી મહાપાપી.

पारदारिकचोराणामस्ति काचित्प्रतिक्रिया ।
असत्यवादिन पुस', प्रतिकारो न विद्यते ॥ ६ ॥

અન્યની સ્ત્રીઓમા આસક્ત (કામી) પુરૂષો અને ચાર લોકોને શુદ્ધ કરવા માટે કોઇ જાતનો પ્રતિકાર હોય છે એટલે તે લોકો અમુક જાતના પ્રાયશ્ચિત્તો કરી શુદ્ધ થઇ શકે છે, પરતુ અસત્યવાદી પુરૂષનો પ્રતિકાર નથી એટલે જૂઠાબોલા લોકોને પાવન કરવાનુ પ્રાયશ્ચિત નથી ૬

* આ અભિપ્રાય પુરાણનો છે

કૃતન.

यत्र यो मुच्यते प्रायस्तत्र स्तेयं करोति सः ।
कथं न हरते वारि, वारिमध्यस्थिता घटी ॥ ७ ॥

सूक्तिमुक्तावली

જે મનુષ્ય જ્યા મુકાય છે ઘણું કરીને તે પુરૂષ ત્યાજ ચોરી કરેછે શું પાણીના મધ્યમા રહેલી ઘેડ પાણીની ચોરી કરતી નથી? ૭

અસત્યવાદી મહાદુ.ખી

उपजाति (८-९).

सौहार्दविश्वासविनाशि वैरसन्तापपापक्षयदुर्गतीनाम् ।
स्थानं तथा मूकजडत्वनिन्दामदं निदानं विपदामलीकम् ॥ ८ ॥

અસત્ય ભાષણ સ્નેહ તથા વિશ્વાસનો નાશ કરનારૂ છે, વેર, સતાપ, પાપ, ક્ષય તથા દુર્ગતિનુ સ્થાન છે તેમ પુનર્જન્મમા મુગાપણું જડપણું અને નિંદાને આપવાવાળુ છે-અને તમામ દુ ખોનુ નિદાન છે માટે ઉત્તમ પુરૂષે સર્વથા અસત્ય ભાષણનો ત્યાગ કરવો ૮

અસત્ય વાક્યથી વસુ નામનો રાજા નરકમા પડયો છે.

अलीकवाक्योद्भवपापपङ्कसम्भारसम्पूरितकाययष्टिः ।
अधः पपात प्रथितापकीर्तिर्वसुः क्षितीशः सह सप्तवंश्यैः ॥ ९ ॥

नरवर्मचरित्र

અસત્ય ભાષણથી ઉત્પન્ન થયેલ પાપરૂપી પક (કાદવ) ના સભારથી જેની કાયા પૂર્ણ થયેલ છે અને જેની અપકીર્ત્તિ પૃથ્વીમા પ્રસિદ્ધ થયેલ છે એવો વસુ નામનો રાજા સાત વશજ પુરૂષો સાથે નીચે પડયો છે અર્થાત્ નરક ગામી થયો છે ૯

સમુદ્રનુ પણ પાણી હલકુ.

इन्द्रवज्रा

एवं करोमीति कृतप्रतिज्ञो, यः स्वीकृतं नैव करोत्यसत्यः ।
यात्यस्य संस्पर्शजकश्मलानां, प्रक्षालनायाब्धिरपीह नालम् ॥ १० ॥

सूक्तिमुक्तावली

આ પ્રમાણે હું કરીશ (કરીશ) એમ પ્રતિજ્ઞા કરીને ધૈર્યહીન એવો જે પુરૂષ સ્વીકારેલ કાર્યને કરી શકતો નથી તેવા પુરૂષને અટકવાથી ઉત્પન્ન થયેલ પાપોના પ્રક્ષાલન કરવાને આ લોકમાં સમુદ્ર પણ સંપૂર્ણપણાને પામતો નથી. અર્થાત્ ભ્રષ્ટપ્રતિજ્ઞ મનુષ્યને અટકવાથી પણ પાપ લાગેછે ને તે પાપ એવડું મ્હોટું છે કે તેનો મળ આખા સમુદ્રના પાણીથી પણ ધોઇ શકાતો નથી. ૧૦

## અસત્યથી હાનિ.

## वंशस्थवृत्त.

असत्यमप्रत्ययमूलकारणं, कुवासनासद्म समृद्धिवारणम् ।
विपन्निदानं परवञ्चनोर्जितं, कृतापराधं कृतिभिर्विवर्जितम् ॥ ११ ॥

જૂઠું બોલવું તે અવિશ્વાસનું કારણ છે, (અર્થાત્ જૂઠું બોલનારનો કોઇ વિશ્વાસ કરતું નથી,) પાપબુદ્ધિનું ઘર છે, લક્ષ્મીને આવતી અટકાવનારૂં છે, દુઃખોનું કારણ (આપનારૂં) છે, બીજાઓને છેતરવામાં બળવાન્ છે, વળી તે (અસત્ય વચન) પાપવાળું છે, તેથી સત્પુરૂષોએ તે વચનનો ત્યાગ કર્યો છે ૧૧

તથા—

## शिखरिणी.

यशो यस्माद् भस्मीभवति वनवह्नेरिव वनं,
निदानं दुःखानां यदवनिरुहाणां जलमिव ।
न यत्र स्याच्छायातप इव तपःसंयमकथा,
कथञ्चित्तन्मिथ्या वचनमभिधत्ते न मतिमान् ॥ १२ ॥

सिन्दूरप्रकर

બુદ્ધિશાળી મનુષ્ય ક્યારે પણ મિથ્યા વચન બોલતોજ નથી, (કારણકે) જેમ દાવાનળથી વન નાશ પામે છે તેમ જૂઠું બોલવાથી (મનુષ્યની) કીર્ત્તિ નાશ પામે છે, જેમ વૃક્ષોનું નિદાન (પોષક) જળ છે, તેમ દુઃખોનું નિદાન (આપનારૂં) અસત્ય વચન છે, જેમ તડકામાં છાયા નથી, તેમ અસત્ય વચનમાં તપ તથા ચારિત્રની વાર્તા પણ નથી (અર્થાત અસત્ય વચનનો ત્યાગજ કરવો). ૧૨

શેષનાગથી બળવાન્.

## शार्दूलविक्रीडित.

जिह्वैकैव सतामुभे फणवता स्रष्टुश्चतस्रश्च ता-
स्ताः सप्तैव विभावसोर्नियमिता' षट् कार्त्तिकेयस्य च ।
पौलस्त्यस्य दशाभवन्फणिपतेर्जिह्वासहस्रद्वय,
जिह्वालक्षशतैककोटिनियमो नो दुर्जनानां मुखे ॥ १३ ॥

सुभाषितरत्नभाण्डागार

સત્પુરૂષોને એક જિહ્વા (જિભ) છે, ફણવાળા સર્પોને બે જિહ્વા છે, બ્રહ્માજીને ચાર જિહ્વા છે, અગ્નિને સાત છે, કાર્ત્તિકસ્વામીને છ અને રાવણને દશ તથા શેષનાગને બે હજાર, એમ જિહ્વાનો નિયમ છે પણ મિથ્યાવાદી દુષ્ટ મનુષ્યના મુખમા લાખ જીભો છે કે કરોડ છે તેનો નિયમજ નથી ૧૩.

જૂઠું બોલવાથી થતી હાનિ.

## દોહા

જૂઠા બોલાનું જુઓ, બધુ જૂઠમા જાય
વિંછી કરડે ભાડને, સાચે જૂઠ મનાય ૧૪

જે જન કદી જૂઠો પડે, એક વાર કો ઠામ,
સુણતા સશય ઉપજે, તેના બોલ તમામ ૧૫

તથા—

## મનહર

જૂઠું બોલી અને દીએ સત્યતાની શિખામણ
લોકને કહો તે ઉપદેશ કેમ લાગશે
જૂઠું બોલે તે જરૂર મહાપાપનુંજ મળ,
જૂઠું બોલવાથી શૂળ સહુસ્ધા જાગશે
જૂઠું બોલે તે ગણાય કોર્ટને ગુન્હેગાર
જૂઠું બોલનારતણો ભારબોજ ભાગશે,
કહે દલપતરામ જાણવું જરૂર આમ
કોઇ સમે કોર્ટ સાચો જવાબ માગશે ૧૬

જૂઠાનો જરૂર જુઓ જગમાંથી જશ જાય,
　　જીવ્યો તે ન જીવ્યો જેને જન જાણે જૂઠો છે,
જૂઠું બોલી જગતને સમજાવે જેમ તેમ,
　　આ લોકમાં એવું જાણો એનો દિન ઉઠયો છે,
જૂઠું બોલી જાણે દુષ્ટમાન કરી માન પામું,
　　ત્રિભુવનમાંહી કહો તેને કોણ ત્રુઠયો છે,
જૂઠા બોલો જન ચોર ઢોર કે હરામખોર,
　　કહે દલપતરામ એને રામ રૂઠયો છે ૧૭

દશ મોઢે બોલનાર આ સમે અપાર દીસે,
　　રાવણની ઉપમા લખી, નથી નવાઈની,
ઉપમા પ્રમાણે ચિત્ર ચિત્રવાની ચાલ પણ,
　　ભાસે દેશ દેશમાં હમેશ ભાઈભાઈની,
ઉપમા વિના આનંદ ઉપજે ન અંતરમાં,
　　તે તો છે પુરાતનની રીત પંડિતાઈની,
સુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
　　કવિની ન ચૂક મૂર્ખનીજ મગ્ખાઈની ૧૮

દલપત.

તેમજ—

## પદ.

(હરિ ભજનવિના૦—એ ઢાળ)

જૂઠું જૂઠું, જૂઠું ખાવું પીવું જૂઠું ચાલવું!
અવધી અવધી! જૂઠું મેળવવું જર જૂઠું મ્હાલવું! ટેક૦

વ્યવહાર વિશેષ બગાડયો છે, નીતિ ને ન્યાય નસાડયો છે,
એ સાર છેવટે કાઢયો છે— જૂઠું જૂઠું૦ ૧૯

જો ઊડાડેજ અસત્ય કહી, તો તે પો'ચેલ ગણાય સહી,
રે! લેશ સત્યનો અંશ નહિ— જૂઠું જૂઠું૦ ૨૦

'વેપારવિષેજ અસત્ય વિના, ચાલે નહિ મૂડી થાય ફના!
માટે એમાં નહિ એની મના!'— જૂઠું જૂઠું૦ ૨૧

જુઠિ સાક્ષી પૂરે કોરટમાં, ગભરાય ન સમ ખાતા ઘટમાં,
ઉલટી વૃદ્ધિ થઇ ખટપટમાં— જૂઠું જૂઠું૦ ૨૨

ઉલટી તેમાં ચતુરાઇ ગણે, પ્રભુના હૂકમ હમેશ હણે,
પણ પાપી ધીરજથી ન ધુણે— જૂઠું જૂઠું૦ ૨૩

સુબોધ ચિંતામણિ-વલ્લભદાસ પોપટભાઈ

## ગપઉપર ગપ.

*દિલ્હીનો જયમલ્લ નામનો મલ્લ બાદશાહના તમામ મલ્લોસાથે કુસ્તી કરી જીત મેળવી ઘણો હરખાઈ ગયો અને કહેવા લાગ્યો કે હવે અહીંઆ તો મારા જેવું કોઇ જબરૂ નથી અહીં નથી તો દુનિયામા પણ ક્યાથી હોય! અરે! કેની માએ શેર સુંઠ ખાધી છે કે મારી બરાબરી કરી શકે? માટે હવે તો દિગ્વિજય કરવા ચૂકવુ નહિ ઘણા રાજારજવાડા છે ત્યા જઇ કાતો લડનાર અને તે નહિ તો સવા મણ સોનાના પૂતળાની માગણી કરવી લડનાર તો કોઇ હશે ત્યારે આપશેકની? આમ કરવાથી સોનાનાં પૂતળા મળશે માટે આ કમાવાની તક ખોવી નહિ વળી દુનિયામા આપણી જીતના ડંકા વાગે એ થોડી મગરૂબીનું કારણ નથી આવા વિચારથી પરદેશમા વિજય કરવા નીકળ્યો

મોટા મોટા રજવાડા અને શહેરમા જયમલ્લ ફરી વળ્યો, ત્યા કોઇ લડનાર મળ્યુ નહિ પરતુ જ્યા જ્યા ગયો, ત્યાથી વિજયની નિશાનીતરીકે સવા મણ સોનાનુ પૂતળુ લીધુ આ પ્રમાણે ચાળીશ પૂતળા એકઠા થયા પણ કોઇ માથાનો મળ્યો નહિ મલ્લને આથી ઘણોજ ગવ ઉપજ્યો

જયમલ્લ ફરતો ફરતો અમદાવાદની બજારમા આવી ચડયો કમરપર ચાળીશ પૂતળા સોનાના બાધીને ચૌટા વચ્ચે ઉભા રહી કહ્યુ કે, મારી સાથે કોઇ લડનાર આપો નહિ તો સવા મણ સોન નુ પૂતળુ આપો ઘણા લોકો એકઠા થયા હુતા તેમાથી "પારકા છોકરાને જતી કરવા" મશ્કરીમા એક જણુ બોલી ઉઠયો કે—અહો મલ્લ! તમારી સાથે લડે એવો ગાગની ઘાચણનો છોકરો કતડીઓ અમારા શહેરમા છે તેને ત્યા જાઓ તે તમારી સાથે લડશે

મલ્લ તો લાગલોજ ગાગની ઘાચણને ઘેર ગયો અને તજવીજ કરી તો ઘરમાથી કતડીઆની ઓરતે જવાબ આપ્યો કે "તે તો ઘેર નથી ગામ ગયા છે" મલ્લે ફરીને પૂછ્યું, "કયે ગામ ગયો છે અને કયારે આવશે?" બાઇએ ઉત્તર દીધો કે અહુાથી ત્રીશ ગાઉઉપર ગામ છે, ત્યા અમારા શેઠનુ સો ગાડા લોઢુ છે તે લેવા આજ સવારના ગયા છે, તે લઇ સાજે પાછા આવશે પોતાની ખાધપર ખેચી લાવવુ છે, માટે ઘડીક મોડુ વહેલુ વખતપર થાય તો થાય, પણ આજે અચુક ઘેર આવશે મલ્લે આશ્ચર્ય પામી સવાલ કર્યો કે ખાધપર શીરીતે લાવશે? બાઇએ કહ્યુ કે દરેક ગાડાનો ઊંટડો આગળના ગાડામા ભરાવી સૌથી આગલા ગાડાનો ઊંટડો પોતે ખાધપર લઇ ખેચશે એટલે તમામ ગાડા ખેચાતા આવશે

ઘાચણના આવા વેણ સાભળી મલ્લના તો હાજાજ ગગડી ગયા અધધધ! સો ગાડા લોઢુ ખેચી સાઠ ગાઉનો પથ કરી ઘેર સાજે પાછો આવશે!

---

* કૌતુકમાળા

ઘણી અજબની વાત છે! ઘાચી જબરો ?ખાયછે! પણ તેની સાથે લડવુ તો ખરૂ 'હિમતે મરદા તો મદદે ખુદા' એને કાંઇ દાવપેચ આવડતા નહિ હશે, તેથી હુ તેને મહેજવારમા હુગવીશ, પરતુ અહિ લડવુ ઠીક નહિ કદાચ દેવ ઇચ્છાથી ઘાચી છીતે તો શહેરના લોકો મારી ફજેતી જુએ, માટે તેની સામે જવું અને વગડામા કુસ્તી કરવી એ ઉત્તમ રસ્તો છે કદાચ આપણે હાર પામીએ તો પરગારા પાણાના ગણુનાનું ઠીક પડે આવો વિચાર કરી જયમલ ઘાચીની સામો ચાલ્યો થોડાક ગાઉ ચાલ્યો એટલે ઉડતી વુળવચ્ચે ગાડાંઓની હારની હાર આવતી દીઠી વગર બળદે ગાડા આવતા જોઇ, તેણે જાણ્યું કે ઘાચણનો છોકરોજ એ ગાડા ખેચી લાવતો હશે નજીકમા આવ્યો ત્યા તો ખાત્રી થઇ કે આ માણસ મારીમારે લડનારો છે, તેથી કાંઈ પણ ચેત વણી આપ્યા સિવાય જયમલે એકદમ ધમારો કરી ઘાચીને ભોયપર નાખ્યો ઘાચી કાંઇ મલનો ગાજ્યો જાય એવો નહોતો યુક્તિથી મલના હાથમાથી છટકી સામો મલ્પર તાર દેતો, જઘાતાડન કરતો તથા મોટા ઠોળા ઘુરકાવતો, મલની સામે તિરસ્કારથી જોતો ઉભો રહ્યો મલ્લે એક જબરી ગીડ કરી ઘાચીની ગરદનપર થપ્પડ મારી, તેને પાડી, પોતે ઉપર ચડયો તેવોજ ઘાચી પણ પેચ કરી તળેથી ઉપર થઇ ગયો આ રીતે ભોયપર બનેની મરદામી કુસ્તી ચાલી પરસ્પર લડતા જાયછે ને ઉપર તળે થતા જાયછે કોઇ કોઇને જીત કરવા સમર્થ થતો નથી એવામા બને પાચ ગાઉ આગળ નીકળી ગયા એકતરફ ગાડા માહેલુ લોઢુ વેરાઇ ગયેલુ છે અને બીજીગમ મલની કમરેથી છૂટી ગયેલા સોનના પુતળા પણ પડયા છે તેવામા જબુરી નામની એક કોળણ છાણા વીણવામાટે ટોપલો લઇ આવી, તેની નજરે એ બધુ પડયું ચારેતરફ જોયુ તો કોઇ માણસ દીઠુ નહિ તેથી જબુરી હરખાઇને તમામ લોઢુ તથા સોનું ટોપલામા ભરી ટોપલો પોતાની જાતે માથાપર ચડાવી ગામભણી ચાલતી થઇ!

પેલો મલ્લ અને ઘાચી છેવટ થાકી ગયા કોઇની હારજીત થઈ નહિ એટલે કાયર થઇ છૂટા પડ્યા મલ્લના મનનું અભિમાન ઉતરી ગયુ અરે! હજી ... જીતી ન શકુ એવા જોરાવર પણ પડ્યા છે! આથી તે નરમ ઘેસ અને ગર્વરહિત થઇ ગયો ઘાચીના મનમા અભિમાન વધ્યું આહા! જયમલ જેવો દિગ્વિજય કરનાર મલ પણ મને જીતી શક્યો નહિ, તો હવે મારી બરાબરી કરનાર કોણુજ હોય? એમ માનવા લાગ્યો બને જણ પોતાના માલની તપાસ કરવા આવ્યા તો ફક્ત ખાલી ગાડા જોયા પૂતળા કે લોઢુ માલમ પડયું નહિ, તેથી તેઓ પણ વિસ્મિત થઇ આસપાસ જોવા લાગ્યા, તો ઘણે દૂર એક બૈરીના માથાઉપર ટુડલો જોવામા આવ્યો તેમાના પૂતળાનો ચળકાટ જોઇ બનેને ખાત્રી થઇ કે એ સઘળુ તે બાઇ લઇ જાયછે તે એટલે બધે દૂર હતી કે સાદ કરવાથી સાભળે એમ નહોતુ, તેમજ ઉતાવળી ચાલી

જતી હતી તેથી થાકેલ પાકેલ મલ તથા ઘાંચી તેને પહોચવાને શક્તિવાન હતા નહિ તેથી નિરાશ થઇ ગયા ઘાંચીના મનમા આવ્યું કે, અરે! હું ફક્ત લોઢાના ગાડા ખેંચી લાવ્યો તેથી મને કેટલુક દુખ થયુ છે પણ આ તો લોઢા ઉપરાંત પૂતળાનો ભાર છતા ઝડપથી ચાલી જતી જણાયછે, તો એ મને પણ ટક્કર મારે એવી ખરી આવા વિચારથી તેનું અભિમાન ઉતરી ગયું

જખુરીના માથાપરનો અગાધ ભાર તેને ફુલના જેટલો હલકો હતો તે અતિશય મગરૂબી સાથ લટક મટક કરતી જાયછે તેવામા એકાએક જબરો વટોળીઓ ચડી આવ્યો. તેના વમળમા જખુરી અટવાઇ ગઇ ને માથાનો ટોપલો આકાશમા ઘણે ઉચે ઉડયો વટોળીઓ નરમ પડયો એટલે ટોપલો નીચે ઉતરવા લાગ્યો તે ઉતરતા ઉતરતા રાજાની રાણી બારીએ જોતી બેઠી હતી તેની આખમા પડયો રાણીએ તો આખ ચોળી દાસીને બુમ મારી કે મારી આખમા કણુ પડયું તેથી વેદના બહુ થાયછે

દાસીએ તરતજ લાલો નામનો કાણીઓ હજામ જે કણુ કાઢવામા હોશિયાર હતો તેને તેડાવ્યો. તેણે આવી આખ ફાડી માહે નજર કરી તો સોના ને લોઢાના ઢગલા જોયા તેથી પક્કા હજામે રાણી પાસે માગી લીધુ કે મારી મહેનતના બદલામા આખમાથી જે કણુ નીકળે તે મને આપવુ રાણીએ આવી નજીવી માગણી હસીને કબુલ રાખી હજામે ધીરે ધીરે આખમાથી તમામ લોહુ, સોનું તથા ટોપલો બહાર કાઢયા ૧૦૦ ખાડી લોહુ તથા સવા મણનું એક એવા ચાળીશ સોનાના પૂતળાનો ઢગલો જોઇ, લોંડીઓની દાનત બગડવા લાગી પણ રાણીએ વચન આપ્યુ હતુ તેથી તમામ હજામને લઇ જવા દીધુ સૌ કોઇ હજામને શાબાશી આપવા લાગ્યા રંગ છે! જો તુ હાજર ન હોત તો રાણીની આખમાથી આ બધુ કાઢત કોણ? અ-ચા તું કસબી ખરો! બીજાનો ભાર નહિ આવા વાકયથી તે બહુ ફુલાયો અદક પાસળીઆને અભિમાન આવ્યું! કાણીઆ હજામની ડગળી ચસકી તુરત તે લુહારને ત્યા ગયો અને આખમાથી નીકળેલા લોઢાનો ચીપીઓ કરાવ્યો તથા સોનાના પૂતળા ભગાવીને ઘુઘરીઓ કરાવી, ચીપીઆફરતી ટગાવી આ ચીપીઓ કોથળીમા રહી શકે એવો નહોતો તેથી તે ખભાપર કે હાથમા રાખી ઘુઘરીઓનો ધમકાર કરતો બજારમા હજામત કરવા નીકળે. તે વખત દેશી પરદેશી લોકો જુએ તે વિસ્મિત થઇ હજામને તેમબધીની વાત પૂછે મૂળ મિઆ ને દારૂ પીધો, તે મિસાલે મૂળ તો દોઢ ડાહ્યા ને વળી કાણીઓ તેમા વળી કણુ કાઢયાની વાત હાથમા આવી તેથી એવા ડોળથી વાત કહે કે, સાભળનારના મનમા હજામની બરાબરી કરનાર કોઇ નથી એમ ઠસી જાય

આ વાત જખુરી કોળણના જાણવામા આવી એટલે તેણે પોતાનો ટોપલો વટોળીઆમા ઉડી ગયો હતો તેજ તે જાણ્યો આથી તેનો ગર્વ ઉતર્યો

ગયો, જે ભાર હું માથાપર રાખતી તેજ રાણીની આંખમા રહ્યો તો ધન્ય છે તેમને!!

એક દિવસ વગડામા રહેનારો એક જડસાજેવો ભરવાડ હજામત કરાવવા શહેરમા આવ્યો તેને જોતા જોતા કાણીઓ લાલો હજામ મળી આવ્યો તેણે કહ્યુ, 'અલ્યા હજામ! મારી હજામત કરતો જઇશ?" લાલાએ હા કહી, તેથી તેની હજામત કરવા એક દુકાનના ઓટલાપર તે લાલીઓ બેઠો હજામત કરી રહ્યા પછી હોસે હોસે હજામ પેલા ચીપીઆવતી નાકમાના વાળ લેવા માડયા. એવામા ભરવાડે ઉંચો શ્વાસ લીધો તેથી ચીપીઓ નાકમા ચાટયો ગયો!! હજામ તાતો-ઉનો થઈ ભરવાડસાથે તકરાર કરવા લાગ્યો કે મારો ચીપીઓ લાવ. ભરવાડ કહે, "મે કાઇ લીધો નથી શ્વાસ ભેગો ઉંચો ચડી ગયો તેમા મારો વાક શો? જ્યા હોય ત્યાથી શોધી લે" હજામ કાછડો વાળી માથુ ભરવાડના નસકોરા આગળ રાખી ઉભો રહ્યો ભરવાડે શ્વાસ ઉંચે ચડાવ્યો એટલે સડ સડાટ નાકમા હજામ પણ ચાટયો ગયો ચીપીઆની તપાસ કરવા અદર ચારે તરફ ફર્યો પણ કાઇ પત્તો લાગ્યો નહિ છેવટ તેની આશા મૂકી બહાર નીકળવાનો માગ શોધવા લાગ્યો તો તે પણ મળે નહિ નિરાશ થઇ એક ઠેકાણે બેઠો એવામા તેને એક રબારી મળ્યો તેને પૂછ્યું, "ભાઇ મારો ચીપીઓ ક્યાએ દીઠો!" રબારી કહે, "તને તારા ચીપીયાની પડી છે, પણ મારી નવસો નવાણુ સાઢ આજ ત્રણ મહિના થયા અદર આવી છે પણ જડતી નથી માટે તેની તો વાત કર!!" હજામ આ સાભળી હેરત પામી ગયો અને બોલ્યો કે બાપલીઆ! હવે તો ચીપીયાની મા મૂઇ પણ જો જીવતા બહાર નીકળીએ તો બસ છે, માટે કાઇ રસ્તો તો બતાવ? રબારી કહે છે, "નિકળવાનો રસ્તો તો શોધીશુ ત્યારે હાથ આવશે, પણ આજ ત્રણ મહિના થયા નાકમા રહીને શરદી થઇ ગઇ છે, માટે મારી પાસે ચકમક છે તેનો દેવતા પાડી ચલમ પીએ" એમ કહી રબારીએ ચકમકવતી દેવતા પાડયો ને ચલમ ભરી પીવા લાગ્યો આથી ભરવાડના નાકમા સળવળાટ થઇને છીંકો આવી. તેના જોરથી રબારી, હજામ, ચીપીઓ ને નવસો નવાણું સાઢ બહાર નીકળી પડયા!! હજામનો ગર્વ તદન ઉતરી ગયો.

આ વાત તદન અશક્ય છે તેથી તે ગપ કહેવાયછે તેનો હેતુ વાતમા ખુલ્લો છે

---

ગપ

દિલ્હીમા રહેનાર ...ધીરસિહ બે મિત્ર હતા એક સમયે તેઓ હાસ્યવિનોદની વાતો ...તે વખત કુકડખા પોતાના દિલોજાન

દોસ્ત રણધીરસિંહને કહેવા લાગ્યો કે, "યાર, અબ જમાના ફિર ગયા! કુછ કેહનેકી બાત નહીં હુમેશ બાપુ બાદશાહકા બડા રિસાલદાર થા, ઉસ્કે તાબેમે ઘોડેસ્વાર થે ઇસ્કી તો કુછ ગીનતીબી નહીં હોસક્તી! ઘોડેકે વાસ્તે તબે લાબી કયા બડા!' ઉસ્કા એક છેડા ઉત્તર તો દુસરા દખન!!'

શ્રોતા રણધીરસિંહ વિસ્મિત થઇ ગયો પણ 'ગોળે મરે તેને વિખે નહિ મારનાનુ' ઉત્તમ ધોરણ ધ્યાનમા લઇ વિચાર્યુ કે એને એના જેવીજ ટાઢા પહોરની તોપથી સમજાવવો એ વધારે સારૂ છે તેથી તે બોલ્યો, "ભાઇ, એ વાત બાદશાહના વખતની હોય તેમા નવાઇ નહીં, મારા બાપને હથિયારનો ઘણો શોખ હતો અનેક જાતના દેશી પરદેશી હથિયાર ભેગા કરી રાખતા હતા તેમા એક ભાલો એવડો મોટો હતો કે તેનો એક છેડો જમીનપર તો બીજો આસમાનમા!"

ફક્કડખા—એ તો બડા ગપ! એના બડા ભાલા રખતેથે કીધર!! સારે દિન હાથમે તો નહીં રખતેથે!! રખનેકા ઠિકાના બતાઓ તબ તુમ્હારી બાત સચી, નહીં તો બડા ગપ

રણધીરસિંહ—(હસતો હસતો) તમને ખબર નથી!! એ ભાલો તો તમારા બાપના તબેલામાજ મૂકતા હતા!!

આ સાભળી મિઆભાઇ ધા માની ચૂપ થઇ ગયા (હવે જો રણધીરસિંહને જુઠો પાડવા એવડો તબેલો નહોતો એમ કહેવા જાય તો પોતે કહેલી વાત પણ ખોટી પડે)

કોઇની વાત ખોટી હોય તો તેને મોઢેજ ખોટી કહેવાના કરતા કહેનાર માણસને રીસ ચડે નહિ અને પોતાની વાત ખોટી છે એમ સહેજ સમજી જાય એવી યુક્તિ આ વાત બતાવી આપે છે

---

## ગપમા ગોટાળો

'જગી જુઠ બોલન લોભ વશ થઇ કેમ નહીં તજ જીવતા"

*એક તપસ્વી દરીઆકિનારાઉપર બાર વર્ષની અવધની અમરફળ મેળવવા પુષ્કળ તપશ્ચર્યા કરતો હતો તેને તપશ્ચર્યા કરતા કરતા સાડા અગ્યાર વરસ થયા તે વખતે દરિયાકિનારે વૃક્ષમા વસતા સેતાને તે તપસ્વીનુ સત્ય જોઇ વિચાર્યું કે આનુ મન સસારના પ્રપચી કામોથી કિંવા દુષ્ટ વિકારોથી દૂષિત થયું છે કે નહિ? એ પરીક્ષા તો કરવી જોઇએ એમ વિચારી તે સેતાને વાગડાનુ રૂપ ધારણ કર્યુ જે વૃક્ષ નીચે તપસ્વી તપશ્ચર્યા કરતો હતો, તે

* બીરબલ બાદશાહ

ઝાડઉપર ઘણા વખતથી હુંસ ને હુંસિની રહેતા હતા, તેપૈકી હુંસશય ફરવા ગયેલો હતો અને હુંસિની ત્યા બેઠેલી હતી તેના માળામાજ તે કાગડો જઇ બેઠો જ્યારે હુંસ ઘેર આવ્યો અને કાગડાને પોતાના મકાનમા બેઠેલો દીઠો તેથી તેને પૂછ્યું કે-'તું મારા મકાનમા કેમ બેઠો છે ચાલતો થા અહિયાથી' હુંસનું આ પ્રમાણે બોલવું સાભળી કાગડો બોલ્યો કે 'આ ઘર મારૂજ છે' છતા તું મને અહુંથી કહાડનાર કોણ છે? આવું કાગડાનું બોલવું સાભળી હુંસને ઘણોજ ગુસ્સો આવ્યો અને બન્ને જણની વચમા ભારે તકરાર જામી છેવટ હુંસે વિચાર્યું કે 'આખર કાગડાની જાત નીચ છે જેથી એની સાથે વિશેષ બોલવું એ મારા ભૂષણને કલકિત કરનારૂ છે માટે અદલ ઇન્સાફી દિલ્હીપતિ શહેનશાહ અકબરશાહ હજુરમા જઈ અરજ ગુજારૂ તો આ નીચને યોગ્ય શિક્ષા આપી મને મારી હુંસિની તથા મકાન અને બચ્ચા સ્વાધીન કરી આપશે' આવા વિચારથી અકબરશાહની હજુર જઇ પોતાની સર્વ હકીકત રોશન કરી, તથી બાદશાહ આલીજહાએ તે કાગડાને બોલાવી મગાવવા હુકમ કર્યો હુંસ બાદશાહ અગાડી ફરિયાદ કરવા ગયો છે, એવું કાગડાનું રૂપ ધારણ કરનાર સેતાનની સમજમા આવ્યું, ત્યારે કાક કાક શબ્દ પોકારવા લાગ્યો, જેથી જ્યા ત્યાથી સેકડો કાગડા ત્યા આવી પહોચ્યા અને પૂછવા લાગ્યા કે-'કેમ શું કામમાટે બોલાવવાની જરૂર પડી?' કાગડો બોલ્યો કે 'ભાઇ! આજે તમોને ઘણા અગત્યના કામસારૂ બોલાવેલ છે, કે આ હુંસિનીના હુંસે મારા ઉપર અકબરશાહ અગાડી ફરિયાદ કરી છે, તેથી ત્યાં મને પણ તેડુ થશેજ માટે તમો સઘળાએ એટલીજ સાક્ષી આપવી કે, આ હુંસિની આ કાગડાની વહુ છે અને એની સાથે જ્યારે તે પરણ્યો હતો ત્યારે અમો સઘળા જાનમા ગયા હતા, તેથી કહી શકીએછીએ કે, આ હુંસિની અને એ મકાન તથા બચ્ચા વિગેરે આનાજ છે જો તમે મારી આ વખતે આટલી તરફદારી-પક્ષ કરશો તો એક મડદુ બતાવીશ કે જેથી તે એક મહિનાસુધી તમારે ખાવાનું ચાલશે' આ પ્રમાણે કાગડાનું બોલવુ સાભળી સર્વ કાગડાઓએ તે મડદાની લાલચને લીધે કાગડાના કહેવા પ્રમાણે કબુલ કર્યું પછી પેલા કાગડારૂપી સેતાને તપસ્વીને જઈ કહ્યુ કે તમો ઘણી મુદ્દતથી તપશ્ચર્યા કર્યા કરોછો, છતા કશી હજુ ઇષ્ટસિદ્ધિ થઈ નથી માટે જો જરા મારૂ કહ્યુ માનો તો જે-માટે સાડા અગીઆર વર્ષથી મહા દુખ વેઠોછો તેજ ધારેલી વસ્તુ-સુંદર અમરફળ લાવ્યો છુ તે તમોને આપુ, એમ કહી અમરફળ દેખાડ્યું એટલે તપસ્વી તો લાલચને વશ થયો અને કહેવા લાગ્યો કે શું કહેવા માગોછો? તમે જે કહેશો તે હું કરવા કબુલ છુ આ પ્રમાણે તપસ્વીનું બોલવુ સાભળી સેતાને વિચાર્યું કે 'લોટમા પાણી પડ્યું, લાલચમા લપટાયા, અહા! યોગી, યતિ, અવધુત, સન્યાસી, ઉદાસી અને મહાત્માઓ, અરે! ઇંદ્રાદિક દેવો પણ લોભની ઝપટમા લપટાઈ ગયા છે! લોભ એજ પાપનુ મૂળ છે! લોભ

તપસ્વીએ મોઢુ ચલાવવા માંડયું અને બોલ્યો કે 'શુ શુ અરે! આશું મ્હોઢામા નાખ્યું છે?' કાગડો બોલ્યો કે 'એતો જૂઠુ બોલનાર અને લાલચમા લપટાઇ સત્ય છોડનારના મ્હોઢામા જે મૂકવું ઘટે તેજ મૂકયું છે, કેમકે જૂઠુ બોલનાર કે સત્ય છોડનારના મુખમા વિષ્ટાજ નાખવી યોગ્ય છે, લાલચમા લપટાઇ તને જરા વિચાર ન આવ્યો કે જૂઠુ બોલવાથી ધર્મ, કર્મ, તપશ્ચર્યા, વ્રત નિયમનો નાશ થાયછે! કયા હું અને કયા એ હંસ છતા કેવળ ખોટા કામમા ખોટી સાક્ષી આપી અનાચારને પુષ્ટ કરવા મદદ આપી, પણ પોતાનો ધર્મ શો છે? તેતરફ બિલકુલ લક્ષ આપ્યું નહિ ધિક્કાર છે તારી તપશ્ચર્યા અને મનોવૃત્તિને હું તો તારી દઢવૃત્તિને જોવા ચાહુછુ અને જા દુષ્ટાત્મા તું તો ઉભયભ્રષ્ટ થયો છે, જેથી તારા પાપનો પશ્ચાત્તાપ કર આ પ્રમાણે ફિટકારના વચનો કહી હંસને બોલાવી હંસિની, બચ્ચા અને ઘરબાર સુપરત કર્યાં તથા પોતે પોતાની ઇચ્છા પ્રમાણે વિચરવા લાગ્યો અને હંસ પણ પોતાના સ્થાનકે ગયો

મૃષા વાકયથી અનેક હાનિ ઉત્પન્ન થાયછે એમ દર્શાવી આ મૃષાવાકય અધિકાર પૂર્ણ કરવામા આવેછે



## असभ्यगीत–अधिकार.



મૃષાવચનો બોલ્યાની ટેવ પડયા પછી અસભ્ય ગાયન ગાવામા પુરુષ યા સ્ત્રીઓ અચકાતા નથી તો તેમ નહિ થવા ભલામણની સાથે અસભ્ય ગીતનો નમુનો આપવામા આવેછે

---

### વિષયસબંધી ગીતનો પ્રતિબંધ

( જે કોઇ અબિકાજિ માતને આરાધશેરે લોલ—એ રાગ )

સુણો સજ્જનો ! શીખ એક ઉચરૂરે લોલ<br>
લેવા લક્ષમા વિશેષ વિનંતિ કરૂરે લોલ ૧

ગાય ગીત જે કુમારિકા ને કામનીરે લોલ<br>
કરી જાગરણ જાગી આખી જામનીરે લોલ. ૨

ગીત ઘોળ ગરબા ને રસિક રાસડાગે લોલ ,
ઘટે જોડનાર શીર ખૂબ ખાસડારે લોલ ૩

કાળોકેર કર્યો કાનુડાના નામથીરે લોલ
બનાવી બહુ બિભત્સ બગાડી મતિરે લોલ ૪

રાશલીલા વિગેરે વિશેષ વર્ણવીરે લોલ
કર્યા નીતિભ્રષ્ટ કોટિનેક માનવીરે લોલ ૫

કર્યો નેવકો નીતિનો નાશ ચિત્તથીરે લોલ ,
વ્યભિચારને વધાર્યો વિષય ગીતથીરે લોલ ૬

કેઇ કાળજે કલત્ર કરી વ્યાકુળીરે લોલ ,
કામ જોશથી બનાવી તે બેબાકળીરે લોલ ૭

પિયુ પ્રેમને મટાડી ભગ પાડિયોરે લોલ ,
પતિવ્રતા ધર્મ નેમને નસાડીયોરે લોલ ૮

એનું લક્ષ લાગિયું કન્હૈયાલાલમારે લોલ ,
ગમે કેમ કથ રૂડો ન હાલમારે લોલ ૯

ગળ્યો ગાઇ ગાઇ ગીત ઉર આમળોરે લોલ,
ઓને જોઇએ સુંદરવર શામળોરે લોલ ૧૦

વાલોજી વગાડે વનવિષે વાસળીરે લોલ ,
જાગી ઝબકીને ગોપી સુર સાભળીરે લોલ ૧૧

તેજ વાર સુતો સ્વામી મૂકી સોડમારે લોલ
આવી કૃષ્ણજીની પાસ પૂરા કોડમારે લોલ ૧૨

આવી છાપ આપોઆપ છાતિમા પડેરે લોલ ,
કામ તૃપ્ત કેમ થાય શીર રહી ઘડેરે લોલ ૧૩

પુષ્ટિમાર્ગમા બહુ પુષ્ટિ મળી એ વિષેરે લોલ
દયારામ કાવ્ય કામ નિધ એ વિષેરે લોલ ૧૪

જડ્યુ નામ એક મર્મને શ્રીકૃષ્ણનુરે લોલ ,
સમાધાન થાય કેમ એવા પ્રશ્નનુરે લોલ ૧૫

માત તાત ભ્રાત પ્રીત ગીત રાખવીરે લોલ ,
વિનય સભ્યતાની સાથ વાત ભાખવીરે લોલ ૧૬

પ્રાણનાથ સાથ સપિ જપિ ચાલવુરે લોલ ,
દેરાણી જેઠાણી સાથમા હળીજવુરે લોલ ૧૭

ઘટે સાસુ સસરાનિ કર ચાકરીરે લોલ
દેર જેઠ વેઠ વેઠવીજ આકરીરે લોલ ૧૮

બાળ પાળવાજ કેમ પ્રેમ રેમથીરે લોલ
ઇશની ઉપાસના સુનીતિ નેમથીરે લોલ ૧૯
એવી રીતના ગીતોની ખુબ ખોટછેરે લોલ
પરિણામ શુદ્ધ ક્યાથી નીપજે પછેરે લોલ ૨૦
કામવાસના વિવેકને તાબે રહેરે લોલ
ગરવ જાય ધરવ થાય ગુણને ગ્રહેરે લોલ ૨૧
પરિતોષ પામી થાય શિતળ છાતડીરે લોલ
પ્રભુભક્તિ વિષે ભાવ ઉયે હરખડીરે લોલ ૨૨
વહેમને વિસારી હેમ એમ ઉમંગથીરે લોલ
પાર ઉતરે સંસાર આ ઉમંગથીરે લોલ ૨૩
કવિ પાસ ખાસ ગીત એ જોડાવજોરે લોલ
પછી પ્રેમદા કે પુત્રિને પઢાવજોરે લોલ ૨૪
દેહા કૂટવા જવાને બંધ પાડજોરે લોલ
ગાતા કાનુડાના ગીત અટકાવજોરે લોલ ૨૫
નાગુ વેણુ વદનમાથી વીસરાવજોરે લોલ
વલ્લભદાસ તણી વિનતિ વિચારજોરે લોલ ૨૬

## ફટાણાનો પ્રતિબંધ.

(કેરી સંયર જેનો ઢથડો—એ રાગ)

ગોરી ફટાણા ગાયછે રે મરો લાજી લગાડ
કીડા ખરેછે કાનથી, હારે બંધ કરો બગાડ ગોરી૦ ૨૭
બગ્મે ફટકા બોલે બધીરે ભુંડી ભાડેછે ગાળ
બળી મરો નર બાહલા હારે ઝટ પેસો પતાળ! „ ૨૮
' આળો ગાળોજ કઢાવતીરે એકબીજાની જાત!"
ઉઠો ઓઢો શિર ચુંદડી! હારે ઉભા રૂંવાડા થાય! „ ૨૯
ભૂંડ નથી પણ પુછડેછે ગેગે ફેંફેં થઇ જાય
જમતા જમતા એ સાભળી, હારે ધિક્ક મોઢુ મરકાય ૩૦
માતા પિતા ભાઇ ભાળતારે નહિ લાજે લગાર
આજ માઠ માઠ રજ ભગી, હારે હૈયે હર્ષ અપાર „ ૩૧
જાતિ ઉત્તમ છે આપણીરે, એવુ શોભે ન મૂખ
મૂખે મર્યાદા ન મૂકવી, હારે એમ ભાગે ન ભૂખ ૩૨
બંધી કરી છે કાશ્મીરે ૭૬ નાતે નવીન
સારી શીખામણ શ્રણુતા, હારે કેમ જુઓ જમીન? „ ૩૩

તેમજ—

(રગમા રગમા રગમારે—એ રાગ)

ભવાઇથી ભુંડો અતિ, ફટાણાનો ફાગ
કરડયો કાળી નાગ, કે શીળને સહારિયો

ગાયછે ગાયછે ગાયછેરે આજ ગોરી ફટાણા ગાયછે
વિષા વિવામા ખાયછેરે, આજ ગોરી ફટાણા ગાયછે—ટેક૦
સામસામા સભળાવે ભજનિયા, ભડના સાભળવા જાયછેરે—આજ ૩૪
ગાળાગાળીના ગીત ગવાતા, ભુડી વાણી વપરાયછેરે „
નામ લઇ લઇને બહુ લલકારે, ઉભા રૂવાડા થાયછેરે „ ૩૫
ફાટે ડાચે બહુ બોલે ડાડાઇમા, હાસી કરી હરખાયછેરે „
માતા પિતા ભાઇ સૌ સાભળતા, લાજ શરમ મૂકાયછેરે „ ૩૬
ઢીટા ખરે કાનથી એ ગીતે, છેક હદને છોડાયછેરે „
જાણે જોબનમા પીધી મદિરા, ચાહુન ભુડુ ગણાયછેરે „ ૩૭
ફટાણાની ધામધૂમ મચી રહી, ઘાટા બેઠા ઘર્ઘકાયછેરે „
મેણા ટોણાનું કામ છે મોટુ, લાખનો કાખનો કહેવાયછેરે „ ૩૮
શેઠ શીકેને ગાઠે બધાવે, રોકડે રોકડો ન્યાય છેરે „
જગલી જેવાના જમતા જમતા, શુણી મોઢા મરકાયછેરે „ ૩૯
સ્રીને મોઢે શુણી ફાગ અધમના, અતર ઉરકેરાયછેરે „
રાગ લોકાપર ટીકા ચલાવે, ફાટી નજર ફેરવાયછેરે „ ૪૦
જો હોય બને બદદાનતના, આખે ઇસારા થાયછેરે „
બોલી બાડુ બોળ મોઢે ઉતારે, ફુટ કાળજુ કોતરાયછેરે „ ૪૧
વિપ્ર વણીકની રીત નથી એ, કોળી નાળીની જણાયછેરે „
કપોળ વણીકને નાગરી નાતે, બધી કરી સભળાયછેરે „ ૪૨

સુબોધ ચિતામણી—નરભેરામ પોપટભાઇ

---

## મનહર.

ભાડ પડયો ભવ જેઓ ભવનમાં ભુડુ બોલે,
ભુડુ બોલવાની રીત ભાડ કે ભવાઇ ની
દીકરી દુહિતા માતા દેખતા બકેછે દુષ્ટ,
નહિ રીત જૂની એ તો જાણવી નવાઇની,

અર્થ વિનાની તોય આનંદ પમાડે એવી,
દુહવાડી તેથી સારી હોયછે હવાઇની
સુણો રૂડા રાજહુંસ દાખે દલપતરામ,
મારા શબ્દ થકી શોભા સાપડે સવાઇની

દલપત

અસભ્યગીતનું વર્ણન તથા તેના માઠા પરિણામનો વિચાર કરી સ[…] મનુષ્યોએ તેનો પ્રચાર બંધ પાડવાની પ્રવૃત્તિ કરવી જોઇએ એ દર્શાવી અસભ્યગીત અધિકાર પૂર્ણ કરવામા આવેછે

## स्त्रीप्रपच-अधिकार

જેમ અસભ્યગીત ત્યાજ્ય છે તેમ સ્ત્રીઓના અનેક જાતના જે પ્ર[…] જોવામા આવેછે તે પણ ત્યાગ કરવા જેવા છે તેથી તેને લ[…] સહેજ ટુકો નમુનો આ અધિકારમા કવિતારૂપે ગોઠવ્યો છે

---

### વ્યાખ્યાનમા વિઘ્નરૂપ સ્ત્રીઓની રીતિ.

(આધા આમ પધારોરે પૂજ્ય અમ ઘર વોહરણ વ્હેલા—એ દેશી

આઠમ પાખી પરવના દિવસે ઉપાસરામા આવે
નારી વીશ પચીસ મળીને વખાણ સુણવા ભાવે,
રૂડા રગ ધરીને રાજ સુણજો વાત સયાણી—[…]
પાટે બેઠા પૂજ્ય નિવારે, ધર્મકથા ઉપદેશે
શ્રાવિકા મળીને માહોમાહે, કથલો કરવા બેસે ૩૦
એક કહે સાભળોરે સજ્જની, મ્હારી સાસુ મ્હોટી
મ્હારા ઉપર મન નવી રાખે એ વાતે છે ખોટી ,,
બીજી નારી કહે સુણ બાઇ, મુજ સાસુ મુખ મીઠી
પણ સારી વસ્તુ સઘે લઇ, આઘે જઇને બેઠી ,,
ત્રીજી નારી તુરત કહે તવ, મુજ સાસુ સુકુળીણી
મ્હારી ઉપર કદીય ન કોપે, જતન કરે મન જાણી ,,

ચોથી નારી બોલે બાઇ, મુજ વહુઅર ગુણવતી,
ઘરનું કામ ઉપાડી લીધું, મુજને કરી નિચિંતી. „ ૫

પાચમી નારી પ્રેમ ધરીને, બોલે સાંભળ બાઈ,
વિનયવતી છે મ્હારી વહુઅર, રીસ નહીં તિલરાઇ „ ૬

છઠ્ઠી નારી બોલે છાની, મુજ વહુઅર ગુણ ભારી
વાતો કરતી કિમહી ન થાકે, બેસે પરઘર બારી „ ૭

સાતમી નારી કહે સુણ સજની, શી કહું મુજ ઘર વાતો,
મ્હારી સાસુ મ્હારી સાથે, વઢ્યા કરે દિન રાતો „ ૮

આઠમી નારી કહે સુણ બાઇ, મુજ પ્રીતમ નવ ન્હાવે
મુજ સાસુ છે અતિ અણખીલી, તે દેખી દુખ પાવે „ ૯

નવમી નારી બોલે નેહે, મુજ સુત મુજને ઠારે
વહુઅર જ્યારે વેઠ કરે તો, આવી તેહને વારે. „ ૧૦

દશમી દયિતા બોલે દેખી, બાઇ તુમ બલીહારી,
વહુઅરને હું રીસ કરૂં તો, પુત્રથી થાઉં ખારી „ ૧૧

એકાદશમી ઇણીપરે ભાખે, મુજ વહુઅર વિકરાલી,
શીખ દિયતા શુળી દેછે, ચપલ મહા ચટાલી „ ૧૨

દ્વાદશમી ઇમ બોલે બાલા, મુજ વહુ ધણી જસ વાણી
સઘળી ઘરની નેવળ સમજે, પણ આંખે છે કાણી. „ ૧૩

એક કહે સાંભળરે અબા, મુજ પાડોસણ પાપી
વિના સવારથ વેઠ કરાવે, ચોથી વાતો થાપી „ ૧૪

એક કહે બાઇ હું આવું, ઉપાશરે ઇણિ વેળા
ભૂખ્યો દેયો ભોજન માગે, ટળેછે રાધણ વેળા „ ૧૫

એક કહે મુજ વહુઅર ભોળી, હઠ ધણી તે તાણે
એકલા હાથે કામકાજ કરવું, તે પરમેશ્વર જાણે „ ૧૬

એક કહે સુણ સજની મ્હારી, દુખની શી કહું વાતો
સાસુ શુલી નણદ હઠીલી, તેમ દીયરિયો તાતો , ૧૭

એક કહે સુણ મ્હારી માતા, મે હવે કેમ રહેવાય
સાસુ સસરો પિયુ પનોતો, સઘળા ખાવા ધાય „ ૧૮

એક કહે સુણ સાધણ આપણે, એકજ લગ્ને પરણી
ત્હારે ઉંયા છાકમ છોળા, મ્હારે નહિ અધરણી „ ૧૯

એક કહે મ્હારે પાડો આવ્યો, એક કહે મારે પાડી,
બાઈ તું લેવાને આવજે, છાશ કરીશું જાડી. „ ૨૦

એક કહે એમ મારી સાસુ મુજને લાડ લડાવે
ઘરે વાવરે સારો સુઘરો, મુજ વિણ મૂળ ન ભાવે ,, ૨૧

એક કહે તું વહુઅર વારૂ તુજને ભલે જાઇ,
મ્હારી વહુઅર મુજને વિગોવે, ખટરસ ભોજન ખાઇ ,, ૨૨

એક કહે સાંભળ તું કોઇ, મજડ બાઇની વાર્તું
મ્હારે ન્હોણું ઓછુંજ નથી, મે જોવરાવ્યું ખાતું ,, ૨૩

એક કહે સુણ્ અમુકી બાઈ, અધરણીને ખોળે
સાત સોપારી મુજને નાપી, મે આપીતી સોળે. ,, ૨૪

જોઇતી બાઇએ જમવા તેડયા, શીરો સઘળો ખુટયો
સાઠ દિવસની સુખડી આણી, ખનરાવી કરી કુટયો ,, ૨૫

એક કહે મુજ માચો ત્રુટયો પાયો એકજ ભાગ્યો
સજ્જ કર્યાવિણુ કેમ સુવાયે, અણચિંત્યો દુખ લાગ્યો. ,, ૨૬

એક કહે મુજ અંગ અકળાયે આળસ અધિકી આવે
માકડ મુઆ કરડે રાતે, તેહુથી ઉંઘજ નાવે. ,, ૨૭

એક કહે મુજ ચુલો ભાગ્યો, તે જઇ કરવો રૂડો
એક કહે મુજ પ્રીતમ પ્યારે, રૂપે આણ્યો ચુડો ,, ૨૮

એક કહે મારે રેટીયડાનો, ત્રાકવડો ત્રટકાણો
એક કહે મુજ માળજ કાપી કિશુ નહિ કતાણો ,, ૨૯

એક કહે ઉપાસરે આવ્યા કહો કિશું કોઇ આલે
બે કોકડી કાતી જો બાઇ ઘરમા શાકજ ચાલે , ૩૦

એક કહે ધોવાને જઇએ, જો બાઇ તુ આવે
એક કહે મુજ ધાન સડ્યો તે ઘરધંધે મન ધાવે. ,, ૩૧

એક કહે કે મ્હારી સાથણ જો તું મુજ ઘર આવે
માથુ ગુથીને મનગમતી કરશુ વાતો ભાવે ,, ૩૨

એક કહે મે કુલથી રાંધી એક કહે મે ચોળા
એક કહે મે વાલ વધાર્યા, તે થયા છાકમછોળા , ૩૩

એક કહે મુજ ઘેબર મીઠા, એક કહે દળ ખાજા
એક કહે મુજ લાડુ ભાવે, સકર જલેબી જાજા ,, ૩૪

એક કહે દેશ માલવ મીઠો એક ગુજરાત વખાણે
એક કહે છે મરૂધર મોટો, સોરઠ સકલ સુજાણે ,, ૩૫

એક તો આપણું રાજ વખાણે, એ પર રાજ્ય એક નિંદે,
એક કહે રાજા તો તેહુજ, નહી કરો નહી દરે ,, ૩૬

એહવે એક બુદ્ધિવતી બોલી, શુ બાઈઓ તુમ કહીયે,
કચકચ કરીને કાનજ ફોડ્યા, વખાણ કેણીપરે સુણીયે ,, ૩૭

ધર્મસ્થાનકે આવો ધાઇ, વાતો કરવા માડો,
પાપપોટલા બાધો માથે, કાર્ય ધર્મના છાડો ,, ૩૮

એહવે કાલ થયો એમ જાણી, ઉપદેશ પુરો કીધો,
શ્રાવિકા સવે વાદિ ગુરૂને, મારગ ઘરનો લીધો ,, ૩૯

રે બાઈઓ તમે કણવિધ આવી, વિકથા વાતજ વારો,
મન શુદ્ધિ વિણ મુક્તિપુરીનો, કારજ કિણ વિધ મારો ,, ૪૦

વળી કહે ગુરૂજી શુણો શ્રાવિકા, કથલો કાંઇ ન કીજે
શ્રુતવાણી મનશુદ્ધે સુણતા, સઘળા કારજ સિદ્ધે ,, ૪૧

નરનો દોષ દેખાડી પોતે, નિજ આતમ નવી વચો
દોષ પોતાનો દેખી દૃષ્ટે, સુકૃત કણિપરે સંચો ,, ૪૨

દશ દૃષ્ટાતે દુર્લભ એવો, મનુષ્યપણો જે પાયો
દેવ ગુરૂ ધર્મ તત્ત્વ એ ત્રણે, સેવો સદા સુખદાયો ,, ૪૩
કથા શુણીને કથવો વારો, ગુરૂવાણી રસ ચાખો
પરનિદાથી દુર્ગતિ પામે, નિજ મન નિર્મળ રાખો ,, ૪૪

ત્રિકરણ શુદ્ધે તીર્થંકરની, શુદ્ધ કથા જે શુણશે
મહાનદ કહે મનને રગે, તે ભવસાગર તરશે ,, ૪૫
સવત અઢાર શત દશને વિષે, આશો માસ ઉદારો,
પાલણપુરમા પ્રીત કીધો વિકથાનો વિસ્તારો. ,, ૪૬

સઝાયમાળા

સ્ત્રીઓને ભિન્ન ભિન્ન વિચારો સમજાવીને વિકથામા નહિ પડવાની ભલામણ કરી આ સ્ત્રીપ્રપચ-સ્ત્રીકથલો એટલે કુટારો અધિકાર પૂર્ણ કરવામા આવેછે



## स्त्रीउपदेश-अधिकार.



સ્ત્રીઓને પ્રપચી અધિકાર બતાવી તેમને ઉપદેશ આપવા આ અધિકારની શરૂઆત કરીછે

---

## સ્ત્રીઓની હસવા જેવી કઢંગી રીતિઓ

(કૈકે કરોધમાથી બોલીયારે બહુચરી, રામ લક્ષ્મણ વન જાય)—એ રાગ

પ્રથમ પ્રભુ પાયે પડીરે દેશિયો, વીનતાની કહું વાત
કહું કવિતા કેવડીરે દેશિયો, માડયો અતિ ઉત્પાત. ૧

ભણ્યા વિનાની ભામનીરે દેશિયો, હિંદુતણી છે હાલ,
માત્ર નારી તો નામનીરે દેશિયો, પશુજેવા છે હાલ ૨

ખાવું પીવુંને ખેલવુરે દેશિયો, પે'રવુ ઓઢવું અંગ,
જાણે ન બીજુ જે નવુરે દેશિયો, પેખે આખો દી પલંગ ૩

ઘરેણું ગાડું ગમે ઘણુંરે દેશિયો, નવા નવા નિત્ય નંગ,
ગજા જુએ ન ધણીતણુંરે દેશિયો, ઝટ્ટ મચાવે જંગ ૪

ભેળી મળે બે ચ્યાર જ્યારે દેશિયો, વાત બીજી નવ થાય,
મહિના રહ્યાની વારતારે દેશિયો, નજર ઉતાર ઉપાય ૫

કામણ ટુમણની કાણિયોરે દેશિયો, વશીકરણની વાત,
રાજવળાની રાણિયોરે દેશિયો, તેનેય તે પચાત ૬

કાતો પાણીને શેરડેરે દેશિયો, મળવાતણું મૂકામ
ઝાડે જવાની જગ્યા જડેરે દેશિયો, વાત કરવાને કામ ૭

કરે ખરેખર ખોદણીરે દેશિયો, એક બીજાની ત્યાંય
બોલે સાસુ નણદીતણીરે દેશિયો, નિંદા માહોમાહ ૮

દેરાણી જેઠાણીવિષેરે દેશિયો, દિલમા ઝાઝું ઝેર
કજિયા કરે કામને મિષેરે દેશિયો, બોલે કાળોકેર ૯

કહ્યુ માને નહિ કોઇનુંરે દેશિયો, મૂકી મર્જાદા છેક
પાણી પડછે લોહીનુંરે દેશિયો તોય તજે નહિ ટેક ૧૦

સાસુને વહુના વાલનીરે દેશિયો, વાત કરી નવ જાય
વાણી પરસ્પર ફાલનીરે દેશિયો, ગાળાગાળી નિત ગાય ૧૧

ઘરધાવે ઘોડા વહુ કહીરે દેશિયો ઘાટો તાણીને ખૂબ,
પડી મોઢુ વાળે રહીરે દેશિયો દેખી બનું તાજૂબ ૧૨

રોજ ઉઠીને રીસામણારે દેશિયો જાય કટાગી કથ
નથી મૂર્ખાઇવિષે મણારે દેશિયો ન્યારો એનો છે પથ ૧૩

પ ઘરે દાડી પાટકેરે દેશિયો જેવુ હરાયું ઢોર
ટાપશી પૂરવા તાટકેરે દેશિયો કાળજુ કોક કઠોર ૧૪

ખાળ ઉછેરતા ન આવડેરે દેશિયો ખાટુ ખોરૂ ખુબ ખાય
વાવડ વરાના વાવડેરે દેશિયો, જુગતે જમવા જાય ૧૫

માદા મરે મર છોકરારે દેશિયો તેની ચિંતા નહિ ચિત્ત,
ઠામી ભગે છે ઓઝરારે દેશિયો, પછી પીડાય ખચીત ૧૬
ઘરથી ભગાડે બાળનેરે દેશિયો મોઢે ચડાવી અધીક,
ભુંડી કાઢે ભટ ગાળનેરે દેશિયો, બુમો પાડે નહિ બીક ૧૭
ગેયો ગ્રેયો પીટયો કહીરે દેશિયો, પૃથ્વી પછાડે પુત્ર
અંતે હાનિ નિરખે નહિરે દેશિયો, શેનું રહે ઘરસૂત્ર? ૧૮
મોઢું રહે ચડેલુ સદારે દેશિયો, જાઝો હૃદયમાં રોષ
ખાતા પીતા પણ આપદારે દેશિયો સોંજે નહિ સંતોષ ૧૯
આંખો ચોળતી ઉઠતીરે દેશિયો, દા'ડો ચડે ઘડી ચાર,
રીસ કર્યાથી રૂઠતીરે દેશિયો, અવળચંડી અવતાર ૨૦
ખરે બપોરે ઘોરતીરે દેશિયો, નથી અંતર ઉચાટ
બેજ મળી જ્યાં બેસતીરે દેશિયો, થાય ઘણો ઘોઘાટ ૨૧
ટાઢું એઠું જૂઠું જમેરે દેશિયો, વખત વિનાનું ખાય
માંદી પડી પીડા ખમેરે દેશિયો, પણ માને ન કદાય ૨૨
ગાય ફટાણું લગનમાંરે દેશિયો, બબ્બે કટકા ગાળ
લાજ શરમ નથી મનમાંરે દેશિયો, સુણે બધું ને બાળ ૨૩
જોષી પાસે જોવરાવતીરે દેશિયો, ભુવા પાસે ભોળવાય
શુકન મરતમાં છે મતિરે દેશિયો, પુછીને કામ કરાય ૨૪
ઓણી નથીજ બદામનીરે દેશિયો કરૂં કેટલો વિસ્તાર,
વેંમી અભણ એ ભામનીરે દેશિયો, મૂરખની સરદાર ૨૫
પામે ઘણા પરિતાપનેરે દેશિયો, લાગી ચોગરદમ લાય,
કેમ ગમે કહો આપનેરે દેશિયો, આંખ ઉઘાડી દેખાય ૨૬
ફેર જમીન આસ્માનનોરે દેશિયો, જુદા જુદાજ વિચાર
ફોકટ ફાંકો તજો માનનોરે દેશિયો, આતો નાટક નિર્ધાર ૨૭
ભાઇ ભણ્યો ભલિ ભાતથીરે દેશિયો, બાઇથી ન શુદ્ધ બોલાય,
પુસ્તક પુરૂષ રચે મથીરે દેશિયો એણે ન પત્ર વંચાય ૨૮
ભાઇ ભૂગોળ ખગોળનેરે દેશિયો, જાણે જગત ઇતિહાસ
બાઈ જાણે ધીંગોળનેરે દેશિયો, ચિત્ત ચુલામાં ખાસ ૨૯
વર વાંચે વાતો નવીરે દેશિયો ગ્રંથે બની ગુલતાન,
વહુ કહે આંખો શું ફોડવીરે દેશિયો! ભુલ્યા તમે તો ભાન ૩૦
નર માનતા માને નહિરે દેશિયો, જોવરાવે નહિ જોષ,
નાર નિવેદ કરે શહીરે દેશિયો, શુકનવડે સંતોષ ૩૧

એને ઉત્તર આપ્યો અહીંરે દેશિયો, વૃથા વગોવે નાર
સુધાર્યાથી સુધરે સહીરે દેશિયો, આપો કેળવણી સાર ૪૮
વલ્લભદાસની વિનતીરે દેશિયો, હિંદુ નારી હેવાન
અરે એના સહવાસથીરે દેશિયો, સુવુ ભલુ શમસાન ૪૯

સુબોધ ચિંતામણિ—વલ્લભદાસ પોપટભાઇ

કુટુંબને સારી સ્થિતિમા લાવવામાટે, જ્ઞાતિની શોભા વધારવામાટે, દેશની આબાદી કરવામાટે અને મોક્ષનગરીમા પ્રવેશ થવામાટે ધર્મપત્નીને કેળવવા ભલામણ કરી આ સ્ત્રીઉપદેશ અધિકાર પૂર્ણ કરવામા આવેછે

## सासुवहुनो झघडो—अधिकार

સ્ત્રીઓ ઉપદેશ પામેલી ન હોવાથી તેનું પરિણામ કેવું આવેછે અને ધર્મ જેવો અમૂલ્ય મણિ તેણીઓ ગુમાવી કેટલી હલકી પંક્તિપર આવી જાયછે તે દેખાડવાને આ સાસુવહુના ઝઘડાનું દિગ્દર્શન કરાવનારો ટૂંક અધિકાર અહીં લેવામા આવ્યો છે

---

### વહુ કહેછે.

(ભાઇઓ જેની ભારજા ભૂંડીરે)—એ ઢબ

પ્રભુજી લાગુ તમારે પાય, કયારે મારે સાસુ ઠેકાણે થાય—એ ટેક૦
ઘડીએ ઘડીએ વાટ જોવે, રાડ વઢવાને તૈયાર થાય
વગર વાંકે વઢે અપરાધન, લોક જોવાને ભેગા થાય. પ્રભુજી૦
ઘડી તે વારે જંપના દે નહિ, ઠરીને નવી બેસે ઠાય
એના તે દેખતા સહીઅર સાથે, વાત પણ નવી થાય ,,
રસોઇ કરતા પેસે નહિ, રાડ ખાવાને તૈયાર થાય
રોટલો લઇને બહાર દેખાડે આ રોટલો કેમ ખવાય ,,
પાકો તે પહેલા ખાઇને રાડ કાચો બતાવાને જાય
એવી રીતે પજવે ઘણી, આ દુઃખ કેમ ખમાય ,,
મારા પીયરનો હોય ગવારો, તે પણ તપાસવાને જાય
કોઇ દિન પહેરવા માગુ ઘરેણા, તો મોઢેથી કહે નાય ,,
માથુ જોવાને દહાડી બેસાડે, તેલ ન લેવા દીએ પાય,
વગર તેલે વાળ તણાવે, રાડ ભાડવાને મંડી જાય ,,

એહવી રીતે પજવે ધણેરી, એ દુખ કેમ ખમાય
એ અભાગણીની માથે સોંપી, માટે મન્જ્યો બાપને માય પ્રભુજી૦
સહુને જુઓ સુઇ રહેવા દીએ રાત દોઢ પહોર વળી જાય
પહોર રાત રહે પાછલી લેઇ દરણુ તત્પર થાય "

## સાસુ કહે છે

(ઢબ ઉપર પ્રમાણે)

અરજી સુણો સજના રાયરે જાય હવે વહુ તો ટાઢો થાય—એ ટેક૦
પીયરમા તો કામ કરે સવાયો, બાકી ન રાખે તીહાય
સાસરે આવીને અટકે નહિ ખાટવો ને ખુણો સુહાય અરજી૦
કોઇ દિન કહેછે માથો દુખે કોઇ દિન પેટને સાય
કેઇ દિન કહેછ પાણુ વળેછે, કોઇ દિને તુટે પાય ,
દરણો લઇને ઘટીએ બેસારૂ તો, ત્યારે ઘટીએ ઉંઘી જાય
ઘણુંએ કુતરા ઘરમા ભરાઇને લોટ પણ ચાટી જાય "
શીખામણ દિધું ત્યારે છેડા વાળેછે, રાડ ભાડવાને મડી જાય
માયો રાડ ,ટેને દેયા પછાડે લોક જોવાને ભેગુ થાયરે ,,
છોકરાને પણ ખોટો ભણાવેને, ભલેરી ગામની માય
છોકરો હુતો મારો હીરાના જેવો કામણ કરાવ્યું કાયરે
છોકરા મારો હીરાના જેવો, આવતો કહેતો માય
પથ્થરના જેવો દિકરો બનાવ્યો, મારો કાળજ્યો ફાટી જાયરે ,
આ વહુ મારે ક્યાથી મળી એના, બાપનું ઉઠેદીસું થાય
એ વહુ મરે તો લાફગીને સીરો ઘેર ઘેર ગીવાળી થાયરે ,
એવી રીતે પજવે ધણેરી એ દુખ કેમ ખમાય
કાશીરામ કહે બાલપણામા, જૂદો રહેવાનો મન થાયરે ,,

કાશીરામ

બહેનો! આવી દુર્દશામાથી બચવા ખાતર અસભ્યવાતચિતો અને અસભ્યગીતો તેમજ ખરાબ સગત અને ખરાબ વિચારો છોડીને સભ્ય વાતચિતો, સભ્યગીતો, સારી સગત અને સારા વિચારોમા પરાયણ રહશો તોજ તમે ધર્મરૂપ અમૂલ્ય મણિ સાચવી શકશો આટલી શિખામણ આપી આ માસુનંદના ઝઘડારૂપ અધિકારને પૂર્ણ કરવામા આવેછે



# कटुवचन-अधिकार.



સાસુવહુનો ઝઘડો કહો કે બીજા ઝઘડા કહો એ સર્વે કડવા વચન માથી ઉદ્ભવે છે તો કટુવચન એ એક મહાન્ શત્રુ છે શસ્ત્રોથી કાપેલા તથા અગ્નિથી દગ્ધ થયેલા વનો પુન ઉદ્ભવેછે, પરતુ કટુવાક્યોના પ્રહારો જેને લાગ્યા છે, તે પુરૂષનુ હૃદય પુન નવપલ્લવિત થતુ નથી ઇત્યાદિ બાબતો જણાવવામાટે આ અધિકારનો આરભ કરવામા આવેછે.

---

## દુર્વચનોના ભયકર પરિણામ.

### अनुष्टुप् (१ थी ३).

इहामुत्र च वैराय, दुर्वाचो नरकाय च ।
अग्निदग्धाः प्ररोहन्ति, दुर्वाग्दग्धाः पुनर्नहि ॥ १ ॥

अध्यात्मकल्पद्रुम

દુષ્ટ વચન આ લોક અને પરલોકમા અનુક્રમે વૈર કરાવે છે અને નરક ગતિને પ્રાપ્ત કરાવેછે અગ્નિથી બળેલુ ફરીવાર ઉગે છે પણ દુષ્ટ વચનથી બળેલા હોય તેમા પછી ફરીવાર સ્નેહાકુર ફુટતો નથી

ભાવાર્થ—આ શ્લોકમા બે વાત સમજાવી છે આલોકમા અને પરલોકમા દુર્વચનનુ ફળ શુ આવેછે તે સૂચવ્યુ છે દુર્વચનથી આલોકમા વૈર ઉત્પન્ન થાયછે અને પરલોકમા નરકગતિ પ્રાપ્ત થાયછે આલોકના સબધમા વિશેષ રીતે સમજુતી આપવા કહેછે કે–ધાન્ય વાવ્યાથી ઉગેછે, પણ જો તે ધાન્ય બળી ગયું હોય તો બીજત્વ નાશ પામેછે તેથી તે ઉગતુ નથી પણ કોઇ કોઈ કઠણુ બીજ બળ્યા છતા પણ ઉગેછે પણ, જે દુર્વચનથી બળેલા હોય તેનામા ફરીને પ્રેમના અકુર ઉગતાજ નથી અનુભવીઓ જાણેછે કે વચન બાણુ હૃદયમા શલ્યની જેમ કામ કરેછે અને એકવાર લાગ્યા હોય તો તે ભૂલી શકાતા નથી આટલામાટે નકામુ કટુવચન બોલવાની ટેવ બધ કરવી કેટલાક માણુસો પોતાની વિદ્વત્તા બતાવવાસારૂ અકારણે પણ અપ્રસ્તુત બોલ્યા કરેછે અને તેમ કરીને પોતાની લઘુતા કરેછે ખાસ કરીને નકામુ બોલવું નહિ અને કડવુ પણ બોલવુ નહિ ૧

દુઃખનું કારણ જીભ છે.

स्वजिह्वा नो वशे यस्य, जल्पने भोजने तथा ।
स भवेद्दुःखितो नित्यमात्मनो दुष्टचेष्टितैः ॥ २ ॥

ભાષણ કરવામાં તથા ભોજન કરવામાં જેની જિભ વશ નથી તે પુરૂષ દુષ્ટ ચેષ્ટિતોથી જગતમાં દુઃખો પામેછે ૨

તથા—

अर्धाङ्गुलपरीमाणजिह्वाग्रायासभीरवः ।
सर्वाग्रग परिक्लेश, सहन्ते मन्दबुद्धयः ॥ ३ ॥

માત્ર અર્ધ અંગુલ જેનું પરિમાણ છે એવા જિભના અગ્ર ભાગના પરિશ્રમથી બીકણ બનેલા અર્થાત્ એક એવો શબ્દોચ્ચાર કર્યો હોય કે જેથી તેઓને જ્યાં ત્યાં બીવું પડેછે અને તેથી સર્વ દુખોમાં અગ્રેસર એવા ક્લેશને મન્દબુદ્ધિવાળા લોકો સહન કરેછે ૩

ભયંકર શસ્ત્રાદિની પણ નિષ્ફળતા

आर्य्या

न तथा रिपुर्न शस्त्र, न विष न हि दारुणो महाव्याधिः ।
उद्वेजयति पुरुष, यथा हि कटुकाक्षरा वाणी ॥ ४ ॥

सूक्तिमुक्तावली

જેમ કડવા અક્ષરવાળી વાણી પુરૂષને ખેદ ઉત્પન્ન કરેછે તેમ દુશ્મન, શસ્ત્ર વિષ અને ભયંકર રોગ પણ તેને ઉદ્વિગ્ન કરતો નથી ૪

શુદ્ધ ધર્મની સમજુતી.

(अनुष्टुप् ५–६)

सत्य ब्रूयात्प्रिय ब्रूयान्न ब्रूयात्सत्यमप्रियम् ।
प्रिय च नानृत ब्रूयादेष धर्म॰ सनातन' ॥ ५ ॥

मनुस्मृति

સાચું બોલવું પરંતુ તે પ્રિય લાગે તેવું બોલવું સાચું વાક્ય હોય પરંતુ અપ્રિય વચન ન બોલવું એટલે કાણા પુરૂષને કાણો કહેવો એ વચન સત્ય

છે પરતુ તેને કટુ લાગે છે માટે આ વચનનો ઉચ્ચાર ન કરવો. ત્યારે કોઇ પ્રશ્ન કરે છે કે પ્રિય લાગે તેવુ અસત્ય વચન બોલવુ? તેના પ્રત્યુત્તરમા જણાવે છે કે પ્રિય લાગે તેવું અસત્ય વચન પણ ન બોલવું એટલે કે એક મૂર્ખ માણસને કહેવુ કે વાહ તમે ઘણા બુદ્ધિશાળી છો, વિગેરે ન બોલવું એ સનાતન ધર્મ છે* ૫

## શબ્દરૂપી બાણ.

हृदि विद्ध इवात्यर्थं, यया सन्तप्यते जनः ।
पीडितोऽपि हि मेधावी, न ता वाचमुदीरयेत् ॥ ६ ॥

सस्कृत बीजी चोपडी

જે કટુવાચાથી મનુષ્ય જાણે હૃદયમા અત્યત વિંધાણો હોય, તેમ સ-તાપ પામેછે તેવી વાણીનો ઉચ્ચાર સુજ્ઞપુરૂષે પોતાની પીડિત અવસ્થામા પણ ન કરવો ૬

## ઝેરનુ પચી જવુ.

## शार्दूलविक्रीडित.

उल्कापातसहोदर सहचरन्नैदाघझञ्झामरु-
ज्झम्पाना हरकण्ठलालितगरद्रोणीकुटुम्बीकृतम् ।
जिह्वाग्रे करपत्रमित्रमनिश तत्कर्कश दुर्वचो,
यस्यास्ते वद कद्वदः कथमहो सोऽपि स्वय जीवति ॥ ७ ॥

काव्यमालागुच्छक-अष्टम

ઉલ્કાપાતનું સહોદર ઉષ્ણૠતુના વટોળીયા પવનની ઝાપટોની સાથે ફરવાવાળુ અને શકરના કઠમા રહેલ ઝેરની કોઠીના કુટુબરૂપ કરાયલુ, કર વતના મિત્રરૂપ, કઠોર એવુ દુર્વચન જે મનુષ્યની જિહ્વાના અગ્રભાગમા હમેશા રહેછે છતા કુત્સિત ભાષણ કરનાર તે પુરૂષ જીવે છે! અહો આ મહા આશ્ચર્ય છે ૭

વચનથી સુખી અને દુખી થવાય છે અને વચન એ ખરેખર પુરૂષની પરીક્ષાનુ સાધન છે તેથી દરેક મનુષ્યોએ કટુવચનનો ત્યાગ કરવો અને

* જો કોઇના પ્રાણ બચતા હોય જેમકે પારાધી હરણને મારવા જતો હોય અને પૂછે કે તમે મગલા દેખ્યા છે તો દેખ્યા હોય તો કહેવુ કે નથી દેખ્યા આ સનાતન ધર્મ છે

[illegible] ની [illegible] આપવી જેથી મનુષ્ય પોતે દુખભાગી થાય [illegible] રૂપી [illegible] અધિકાર પૂર્ણ કરવામા આવેછે

## [illegible]परिवाद-अधिकार

[illegible] પરપરિવાદ (બીજાનું પછવાડેથી વાકુ બોલવુ) [illegible] નુષ્યનુ નથી તેથી સુજ્જન પુરૂષે તે પાપને [illegible] સમજાવવા આ અધિકારનો આરભ કરવામા આવેછે

---

વશીકરણ મત્ર

### अनुष्टुप्

[illegible] वशीकर्तु, जगदेकेन कर्मणा ।
[illegible] परस्मैपशरन्तीं गा निवारय ॥ १ ॥

[illegible] આ પા જગતને વશ કરવા ઇચ્છતો હો તો બીજાની [illegible] ચરતી વાણીરૂપી ગાયને પાછી વાળ અર્થાત્ બી [illegible] ૧

### आर्या

[illegible] न कथञ्चन पण्डितेन वक्तव्य ।
[illegible] यदुक्तमसुखावह भवति ॥ २ ॥

## अदत्तग्रहणदोष-अधिकार



જેમ પરપરિવાદ-નિંદા ત્યાજ્ય છે તેમ તેની બેન ચોરી પણ ત્યાગ કરવા યોગ્ય છે કારણકે તે ત્રીજુ મહાપાપ ગણાયછે અને તેનું પરિણામ આલોક તથા પરલોકમા બહુ ખરાબ ભોગવવુ પડેછે તેથી તેનો ત્યાગ કરવાની ભલામણ આપના આ અધિકાર લેવામા આવેછે

---

### ચોરી કર્યા કરતા મરણ સારૂં.

### अनुष्टुप् (१–२)

वरं वन्हिशिखा पीता, सर्पास्यं चुम्बितं वरम् ।
वरं हालाहलं लीढं, परस्वहरणं न तु ॥ १ ॥

પરાયું દ્રવ્ય હરણ કરતા અગ્નિશિખા પીવી તે સારી, મ્હોરો, (હીરો અથવા વછનાગ) ચૂસવો સારો અને ઝેર પીવું પણ સારૂં છે અર્થાત્ તે સર્વ વસ્તુઓ કરતા પરસ્વ (દ્રવ્ય) વિશેષ દુ:ખદ છે તેમ સમજવુ　૧

### ચોરના સાત ભેદ

चौरश्चौरार्पको मन्त्री, भेदज्ञः काणकक्रयी ।
अन्नदः स्थानदश्चेति, चौरः सप्तविधः स्मृतः ॥ २ ॥

सूक्तिमुक्तावली

૧ ચોરી કરનાર ૨ ચોરની પૂજા સ્વીકારનાર (લાંચ લેનાર), ૩ ચોરને સલાહ આપનાર, ૪ તેઓના અભિપ્રાયને જાણનાર, ૫ સોનીને ત્યા વેચનાર, ૬ (ચોરને) અન્ન આપનાર, ૭ તથા સંઘરનાર, એ સાત પ્રકારે ચોર મનાયછે ૨

### જન્માંતરમા ચોરીનું પરાક્રમ

### उपजाति

कौटिल्यकोट्या परवञ्चनानि, गृह्णाति योऽन्यस्य धनानि लौल्यात् ।
भवान्तरेऽर्थैर्बहुधापि वञ्च्यः, सोऽदत्तसम्पादनहेतुना हि ॥ ३ ॥

नरवर्मचरित्र.

જે માણસ કપટ માર્ગથી બીજાઓને જેમાટે છેતરવામા આવેછે એવા દ્રવ્યો હુશિયારીથી લઈ લે છે તે ભવાન્તરમા અદત્તગ્રહણનાજ હેતુથી અનેક પ્રકારે પૈસાથી છેતરાયછે (દરિદ્ર થાયછે) ૩

## ચોરીથી થતી હાનિ

## हरिणी

परजनमनःपीडाक्रीडावनं वधभावना-
 भवनमवनिव्यापिव्यापल्लताघनमण्डलम् ।
कुगतिगमने मार्गः स्वर्गापवर्गपुरार्गलं,
 नियतमनुपादेयं स्तेयं नृणां हितकाङ्क्षिणाम् ॥ ४ ॥

નિશ્ચય રીતે (હું કહુ છુ કે) મોક્ષની ઇચ્છાવાળા પુરૂષોએ ચોરીનો ત્યાગ કરવો કારણકે ચોરી બીજા મનુષ્યોના મનને પીડવામા ક્રીડા (રમવા) ના બગીચારૂપ છે હિંસાની ભાવના (ઉત્પત્તિ સ્થાન) નુ ઘર છે પૃથ્વીમા સર્વ ઠેકાણે રહેલ આપત્‌રૂપી લતાને મેઘમંડળ જેવુ છે (અથાત્ જેમ મેઘથી લતા વૃદ્ધિ પામેછે તેમ ચોરીથી દુઃખ વૃદ્ધિ પામેછે) નરકમા જવાનો રસ્તો છે અને દેવલોક તથા મોક્ષરૂપી શહેરમા જવાને માટે આડી ભોગળરૂપેછે

આ શ્લોકનો સારાશ એ નીકળેછે કે સર્વ પ્રકારનુ સુખ ભોગવવામાટે ચોરીનો ત્યાગ કરવો ૪

તથા—

## शार्दूलविक्रीडित

यन्निर्वर्तितकीर्तिधर्मनिधनं सर्वागसां साधनं,
 प्रोन्मीलद्वधबन्धनं विरचितक्लिष्टाशयोद्बोधनम् ।
दौर्गत्यैकनिबन्धनं कृतसुगत्याश्लेषसंरोधनं,
 प्रोत्सर्पत्प्रधनं जिघृक्षति न तद्धीमानदत्तं धनम् ॥ ५ ॥

सिन्दूरप्रकर

જે પુરૂષ કોઈ પણ વસ્તુની ચોરી કરવાની ઇચ્છા પણ કરતો નથી તેને પડિત કહેવો કારણકે ચોરી પ્રાપ્ત થયેથી કીર્તિ અને ધર્મનો નાશ કરનારી છે, સર્વ પાપનુ કારણ છે, લાકડીથી માર ખાવો કે દોરડાથી બધાવુ એના માહાત્મ્યને જાહેર

રીતે ધારણ કરનારી છે, દુષ્ટ અભિપ્રાયને જાગૃત કરનારી છે, દરિદ્રતાને પોતાની પાસેથી નહિ ખસવા દેનારી છે, સુગતિ-મોક્ષસ્થાનના ભેટામા આડી પડી રો કનારી છે અને (પરિણામે) મૃત્યુ ઉત્પન્ન કરનારી છે ૫

કોઇની વસ્તુ લેવાથી આલોકમા પ્રતિષ્ઠા જાયછે, કારાગૃહની શિક્ષા ભો ગવવી પડેછે એટલુજ નહિ પણ પ લોકમા દુ ખી થવુ પડેછે માટે ચોરી કરવી નહિ એમ સમજાવી અને ચોરીના બધુરૂપ દ્યૂતદોષ તરફ દષ્ટિ ફેરવી આ અદત્તગ્રહણદોષ અધિકાર પૂર્ણ કરવામા આવેછે

## દ્યૂતદોષ-અધિકાર.

સર્વ વ્યસનોમા આદિ કારણરૂપ દ્યૂત (જુગટુ) એ શબ્દથી દરેક માણસ સુજ્ઞાત હોયછે એટલે તે શબ્દના ધ્વનિમાત્રથી તેને જાણી શકાય તેથી તે સબધે વિશેષ કહેવાનુ રહેતુ નથી પરતુ દ્યૂતમા કેટલા અનર્થો છે? આ બાબત જાણવાની પ્રથમ જરૂર છે કારણકે તેના અનર્થોનું શ્રવણ થાય તો જનસમાજ તેના કુ પરિણામને જાણી અટકે પ્રથમ તો એમ કહેવામા આવે કે જુગારમા સર્વ અનર્થો સમાયેલા છે તોપણ તે વાર્તા અસત્ય નથી કારણકે મગલાચરણમા જુગારી દ્યૂત કામમા પ્રવૃત્ત થયો ત્યાથી જો તેમા ધનાદિની પ્રાપ્તિ થાય તો પરસ્ત્રીઓમા ખરચવાનુ મન થાય અને પરસ્ત્રીઓમા આસક્તિ થતા પોતાની વીર્યશક્તિ ઘટી જાય ત્યારે મદિરાદિના પાનથી મત્ત બની તે કુકર્મમા આ-સક્ત વધારે રહેતો જાય અને દિનપ્રતિદિન પ્રમેહાદિ રોગોના નિવાસરૂપ બની જાય અને વખતે જુગારમા ધન હારી જાય તો ત્યાજ અસત્ય ભાષણ, મા રામારી, બીભત્સ ભાષણો કરવાનો પ્રસગ આવે તેમા વખતે બીજા બળવાન્ પક્ષના જુગારીઓ મળે તો પ્રહાર કરવામા બાકી રાખે નહિ અને ત્યાથી કગાલ બની ચાલ્યો જાય પછી વિચાર કરે કે, જો કાઇક પૈસાની જુજ રકમ મળે તો તેને ધનમા મૂકી વધારે ધન મેળવુ એનો વિચાર કરતા કાઇ પણ ધન ન મળે તો છેવટે ઘરમાથી અગર બીજેથી ચોરી કરવાનુ મન થાય અને ચોરીના કાર્યમા વખતે પકડાય તો જેલયાત્રાનો પ્રસગ પણ આવે અને પ રિણામે સર્વ પ્રકારના દોષોથી જગત્મા અપકીર્તિ મેળવી નરકમા પડે એટલે ટુકામા વિચાર કરતા જુગારમા અસત્ય ભાષણ, પરસ્ત્રીસેવા, મદિરાપાન, ચોરી ઇત્યાદિ સમગ્ર દુર્લક્ષણો સમાયેલા છે તે બાબતનુ સુસ્પષ્ટ વિવેચન

આ અધિકારમા કરવામા આવ્યુ છે તેથી તેમાથી નિર્ગીક્ષણ કરી સજ્જનોએ આ પરિશ્રમને સફળ કરવો

---

### મહા પરાક્રમી પાડવ અને નળ, બન્ને નિર્બળ

## उपजाति

राज्यच्युतिं वल्लभया वियोगं द्यूतानलः प्राप नलोऽस्मोगं ।
प्रचण्डतापण्डितबाहुदण्डास्ते पाण्डवाः प्रापुररण्यवासम् ॥ १ ॥

सूक्तिमुक्तावली

જુગારથી જેના સમગ્ર રાજ્યોપચારના ભોગો નાશ પામ્યા છે એવા નવરાજા રાજ્યથી ભ્રષ્ટતાને અને વહાલી સ્ત્રી દમયન્તીના વિયોગને પ્રાપ્ત થયા, અર્થાત્ પોતાનું સર્વસ્વ ખોઇ અશ્વપાળની નોકરી કરી પેટ ભર વાની સ્થિતિને પામ્યા અને પ્રચડપણાથી જેના હસ્તોરૂપી દડો શોભાયમાન છે એવા તે પાડવો વનના વાસને પામ્યા (આ સર્વ કથાઓ શાસ્ત્રોમા પ્રસિદ્ધ છે તેમ આ જગતના જ્ઞાનથી કોઇક મનુષ્ય અજ્ઞાત હશે માટે આ સર્વ દ્યૂતની પ્રબલતા છે તેથી આવા કાર્યમાથી બુદ્ધિમાન મનુષ્યે અટકી જવુ) ૧

### દુઃખોનો રાજા દ્યૂત

## रथोद्धता (२ थी २२)

यानि कानिचिन्नर्यवीचिके, जन्मसागरजले निमज्जताम् ।
सन्ति दुःखनिलयानि देहिना, तानि चाक्षरमणेन निश्चितम् ॥ २ ॥

સકટોરૂપી જેમા લહેરો છે એવા જન્મસાગર (સસાર સાગર) મા બૂડતા મનુષ્યોને જે કાઇ દુઃખના સ્થાનો છે તે સર્વ નક્કી જુગટુ રમવાથીજ મનુષ્યોને પ્રાપ્ત થાયછે અર્થાત્ સર્વ દુઃખોનુ નિદાન દ્યૂતજ છે ૨.

### સદ્‌ગુણસાથે દ્યૂતની લડાઇ

तावदत्र पुरुषा विवेकिनोयान्ति तावदितरेषु पूज्यताम् ।
तावदुत्तमगुणा भवन्ति च, यावदक्षरमणं न कुर्वते ॥ ३ ॥

જ્યાંસુધી મનુષ્યો જુગટું રમતા નથી ત્યાંસુધી ઉત્તમ ગુણવાળા, વિવેકી તથા માનપાત્ર ગણાયછે અર્થાત્ દ્યૂત રમવાથી ઉપરના ત્રણે ગુણો નાશ પામેછે ૩.

## જુગારી માનવો કયું પાપ નથી કરતા ?

सत्यशौचशमशर्मवर्जिता, धर्मकामधनतो बहिष्कृताः ।
द्यूतदोषमतिना विचेतना', क न दोषमुपचिन्वते जनाः ॥ ४ ॥

સત્ય ભાષણ પવિત્રતા, મનોનિગ્રહ અને પુણ્ય કાર્યોથી વર્જિત ધર્મ કાર્યની ઇચ્છા તથા પૈસાથી પણ બહાર કરાયેલા એટલે ધર્મ તથા ધનવગરના અને ધનરૂપી દોષમા જેની બુદ્ધિ આસક્ત છે એવા અને જુગારી મિત્રથી જેની બુદ્ધિ હણાઇ ગયેલી છે એવા જુગારી પુરૂષો કયા દોષને એકત્ર કરતા નથી ? એટલે કયા પાપને કરતા નથી ? અથાત્ સર્વ પાપોને કરેછે ૪

## જુગટુ શુ શુ કરેછે ?

सत्यमस्यति करोत्यसत्यता, दुर्गतिं नयति हन्ति सद्गतिम् ।
धर्ममत्ति वितनोति पातकं, द्यूतमत्र कुरुतेऽथवा न किम् ॥ ५ ॥

જુગટુ સત્યનો નાશ કરેછે અને અસત્યપણાને પ્રગટ કરેછે (એટલે જુગારી જકાબોલાજ હોયછે) તેમ જીવને દુર્ગતિ (નરક) મા લઇ જાય છે અને સદ્ગતિ (મોક્ષસુખ) ને હણી નાખે છે તેમ ધર્મને ખાઈ જાય છે (એટલે ધર્મનો નાશ કરેછે) અને પાપનો વિસ્તાર કરેછે અથવા દ્યૂત અત્ર શુ કરતું નથી ? અર્થાત્ સર્વ પ્રકારનુ દુ ખ ઉત્પન્ન કરેછે ૫

## દ્યૂતથી થતી હાનિ

द्यूततोऽपि कुपितो विकम्पने, विग्रहं भजति त नरो यतः ।
जायते मरणमारणक्रिया, तेन तच्छुभमतिर्न दीव्यति ॥ ६ ॥

જુગારથી કોપાયમાન થયેલો મનુષ્ય કપે છે એટલે ધ્રુજવા માડેછે અને તે કારણથી મનુષ્ય વિગ્રહને ભજેછે (કજીયો કરેછે) એટલુજ નહિ પણ છેવટે મરવુ મારવુ આ ક્રિયા પણ જુગારથી ઉત્પન્ન થાયછે તે કારણથી શુભ બુદ્ધિવાળો મનુષ્ય દ્યૂતક્રીડા કરતો નથી ૬

## જે દ્યૂત રમનારો તે નરકને બોલાવનારો.

द्यूतदेवनरतस्य विद्यते, देहिना न करुणा विना तया ।
पापमेति परदुःखकारणं, ... याति तेन म' ॥ ७ ॥

જે જુગાર રમનામા પ્રીતિવાળો છે તેને દયા હોતી નથી અને તે દયા વિના અન્યને દુખના કારણરૂપ એવુ પાપ મેળવેછે અને તેથી તે જીવ નરકની ખાણોમા નિવાસ કરેછે ૭

## પશુયોનિમાં જવાનો સુલભ રસ્તો.

पैशुन कटुकमश्रवासुख, वक्ति वाक्यमनृत विनिन्दितम् ।
वञ्चनाय कितवो विचेतन', पाशवीं तु गतिमेति तेन सः ॥ ८ ॥

જુગારના કારણથી બુદ્ધિહીન એવો મનુષ્ય બીજાને છેતરવાસારૂ ચાડી ચાડી વાણુ, કડવુ અનુચિત, દુખરૂપ અને નિદિત એવા અસત્ય વાક્યનો ઉચ્ચાર (ઠગબાજી) કર્યા કરેછે અને તેથી તે જુગારી મનુષ્ય બીજા જન્મમા પણ પશુની યોનિ મેળવેછે ૮

## નિદામા અગ્રેસર થવામાટે પૂરતુ સાધન

अन्यदीयमविचिन्त्य पातक, निर्घृणो हरति जीवितोपमम् ।
द्रव्यमत्र कितवो विचेतनस्तेन गच्छति कदर्थता चिरम् ॥ ९ ॥

જુગારના કારણથી કપટી, બુદ્ધિહીન નિર્દય એવો મનુષ્ય પાપનો વિચાર ન કરીને બીજાનુ જીવતર જેવુ પ્રિય એવુ જે ધન તેની અત્ર ચોરી કરેછે અને તેથી લાબા સમય સુધી નિદાપણાને પામેછે એટલે જગતમા નિદાને પાત્ર થાયછે ૯

## દ્યૂતથી પરસ્ત્રીમા આસક્તિ

श्वभ्रदु खपटुकर्मकारिणीं, कामिनीमपि परस्य दु'खदाम् ।
द्यूतदोषमलिनोऽभिलष्यति, सस्तताटति तेन दुःखित' ॥ १० ॥

જુગારના દોષથી મલિન એવો મનુષ્ય નરકની ખાણના દુખનુ કાર્ય કરવામા ચતુર અને દુખને આપવાવાળી એવી બીજાની સ્ત્રીને પણ ઇચ્છેછે અર્થાત્ પરસ્ત્રીમા આસક્ત થાયછે અને તે દુષ્કૃત્યથી સસારમા અનેક યોનિઓમા ભ્રમણ કર્યા કરેછે અને દુખી થાયછે ૧૦

## સસારમા જન્મ થવાનુ કારણ.

जीवनाशनमनेकधा दधद्, ग्रन्थमत्तरमणोन्नतो नर' ।
स्वीकरोति बहुदु'खमस्तधीस्तत्प्रयाति भवकानन यत ॥ ११ ॥

દ્યૂત રમવાની ક્રિયામા ઉદ્યત (તૈયાર) એવો પુરૂષ અનેક પ્રકારે જીવની જેમા હિસા છે એવા ગ્રથને ધારણ કરેછે અને બહુ દુ ખવાળા તેવા કાર્ય નો સ્વીકાર કરેછે જેથી અસ્ત બુદ્ધિવાળો તે પુરૂષ સસારરૂપી વનમા ગતિ કર્યા કરેછે, એટલે જન્મ મ ણને પામ્યા કરેછે ૧૧ ,

## જુગટુ રમનારની ક્રિયાઓ તથા તેનુ છેવટનુ નિદાન સ્થાન.

साधुवन्धुपितमातृसज्जनान्मन्यते न तनुते मल कुले ।

घूतरोपितमना निरस्तधीः, श्वभ्रवासमुपयात्यसौ यतः ॥ १२ ॥

જુગારમા જેનુ મન રૂઢ થઈ રહ્યુ છે અને જેની બુદ્ધિ નાશ પામી ગઇછે એવો નીચ પુરૂષ સાધુ પુરૂષો, બાન્ધવો, પિતા, માતા તથા સજ્જનોને માન આપતો નથી અને કુળને કલકિત કરેછે અને તે પાપથી નરકની ખાણમા નિવાસ કરેછે ૧૨

## દ્યૂતથી દરિદ્રતા અને દુષ્કર્મની ઉત્પત્તિ.

द्यूतनाशितधनो गताशयो, मातृवस्त्रमपि योऽपकर्षति ।

शीलवृत्तिकुलनीतिदूषण', किं न कर्म कुरुते स मानवः ॥ १३ ॥

જુગારથી જેનુ ધન નાશ પામ્યુ છે અર્થાત્ પોતાના હાથથી જેણે ધનનો નાશ કરી નાખ્યો છે એવો જે મૂઢ જુગારી મનુષ્ય તે પોતાની માતાના વસ્ત્રને પણ ખેચેછે પોતાનુ ચારિત્ર, ધધો, કુળ અને નીતિને દૂષિત કર નારો તે મનુષ્ય શુ કર્મ (કુકર્મ) કરતો નથી? અર્થાત્ સર્વ જાતના કુકર્મોને કરેછે ૧૩

## જુગારી કોઇ વખત પોતાના શરીરના અવયવને પણ દેશવટાની શિક્ષા કરેછે.

घ्राणकर्णकरपादकर्तन, यद्वशेन लभते शरीरवान् ।

तत्समस्तसुखधर्मनाशन, द्यूतमाश्रयति क' सचेतनः ॥ १४ ॥

પૂર્વના પુણ્યના યોગને લીધે જો કે પોતે સર્વાગવાળો છે તો પણ જે જુગારને વશ થઇ નાસિકા, કાન, હસ્ત, પાદ વિગેરેના કપાવાને પામે છે અર્થાત્ છેવટ અગોને પણ કપાવે છે, માટે સમગ્ર સુખો તથા ધર્મોનો નાશ, કરનાર એવા જુગારનો, બુદ્ધિવાળો કયો મનુષ્ય આશ્રય કરે? અર્થાત્ નજ કરે ૧૪*

---

* ડાકોરજીના મેળામા એક માણસ જુગારમા પોતાનુ ભૂષણાદિ સઘુ ધન હારી ગયો ને છેવટે પોતાનુ નાક કપાવવાનુ કબુલ કરી તેણે રમત કરી તેમા પણ હારી જવાથી છેવટે નાક કપાવ્યુ એવી કિંવદતી છે

## દ્યૂતથી પ્રાપ્ત થતી સમૃદ્ધિ પણ દરિદ્રતાનુંજ મૂળ છે.

धर्मकामधनसौख्यनाशिना, वैरिणाक्षरमणेन देहिनाम् ।
सर्वदोषनिलयेन सर्वदा, सम्पदा खलु सहाश्वमाहिषम् ॥ १५ ॥

ધર્મ અબધી ઇચ્છા, ધન અને સુખોનો નાશ કરનાર તથા હમેશા સ દોષોનું ઘર, એવો જે જુગટારૂપી દુશ્મન તેનાથી વખતે અશ્વ તથા મહિ વિગેરે સપ. મળે તોપણ હાનિરૂપ છે અર્થાત્ કોઇક દિવસ જુગારી આ જુગટામા ધનાદિ પદાર્થો જીતી જાય છે પરતુ પરિણામે તે ધન બીજા ધ ધનને એથી જુગાર માર્ગમાજ ક્ષણ માત્રમાં નાશ પામી જાય છે એ જુગટાની કમાણી પણ હાનિરૂપજ માનવી ૧૫

## અતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ.

यद्वशाद् द्वितयजन्मनाशन, युद्धराटिकलहादि कुर्वते ।
तेन शुद्धधिषणा न तन्वते द्यूतमत्र मनसापि मानवा• ॥ १६ ॥

જુગટાને આધીન થવાથી જીવના બીજા જન્મનો પણ નાશ થાય (અર્થાત્ જુગારીનો ચાલતો જન્મ તો નષ્ટ છે પરતુ આવતો જન્મ પણ થાયછે એટલે બગડે છે) કારણકે જુગારી પુરૂષ યુદ્ધ રાડ કલેશ વિગેરે કમ કરી રહ્યા છે, તેથી શુદ્ધ બુદ્ધિવાળા મનુષ્યો અહિ મનથી પણ જુગટ આચરણ કરતા નથી ૧૬

## દરિદ્રતા અને દ્યૂતને દોસ્તી

द्यूतनाशितसमस्तभूतिको, बम्भ्रमीति सकला भुव नरः ।
जीर्णवस्त्रकृतदेहमहतिर्मस्तकाहितभर क्षुधातुरः ॥ १७ ॥

જુગારથી જેની સમગ્ર લક્ષ્મી (ધન) નાશ પામેલ છે માટેજ જુ વસ્ત્રોથી દેહને ઢાકનાર અને માથે બોજાને ઉપાડનાર ભૂખ્યો તે જુગારી મ બ્ય આખી પૃથ્વીમા અહીંથી તહીં એમ અત્યત ભમ્યા કરેછે એટલે જુગ રીની ગતિ ઘણી ઉતાવળી હોય છે કારણકે—તેને ક્ષણમાત્ર દ્યૂતનો વિર સુગમ્મદથ થાયછે એટલે પોતાના કાર્યપર જતા તેની ગતિ ઘણીજ ઉત વળી હોયછે ૧૭

## જુગારીની પાયમાલી છે

याचते नटति याति दीनता, लज्जते न कुरुते विडम्बनाम् ।
सेवते नमति याति दासता, द्यूतसेवनपरो नरोऽधमः ॥ १८ ॥

જુગારની સેવામા તત્પર એવો અધમ પુરૂષ પોતે અયાચક વર્ણ હોય તો પણ ભિક્ષા માગે છે, પોતે કુલીન હોય તો પણ નટની માફક નાચવા માડે છે અને પોતે સારા ગૃહસ્થનો પુત્ર હોય તો પણ કગાલપણું કરેછે, તેમ આબરૂવાળા માણસનો દીકરો હોય તો પણ શરમાતો નથી અને બીજા માણસની પછવાડે ફરી તેની આજીજી કર્યા કરેછે પોતે ઉત્તમ વર્ણનો હોય તો પણ નીચ મનુષ્યની પાદક્ષાલન વિગેરે સેવા કરવી હોય તો તેમા પણ પાછો પગ ભરતો નથી અને સર્વત્ર નમ્યા કરેછે અને દાસપણાને પામે છે આવી નીચમા નીચ સ્થિતિ જુગારી મનુષ્યની થાયછે (આ બાબત અનેક મનુષ્યોએ પોતાની નજરે જોઇ હશે તેથી વિશેષ વિવેચનની જરૂર નથી) ૧૮

## જુગારીની અધમાધમ ગતિ

रुध्यतेऽन्यकितवैर्निपिध्यते, वध्यते वचनमुच्यते कटु ।
नोद्यतेऽत्र परिभूयते नरो, हन्यते च कितवो विनिन्द्यते ॥ १९ ॥

જુગારીને કેટલાક કપટી પુરૂષો ક્યાક રોકી મૂકે છે, ક્યાક અટકાવી દેછે અને તેને વખતે તાડન કરેછે તેમ કટુવચન પણ કહે છે એટલુજ નહિ પરતુ જુગારી એવા કપટી મનુષ્યને લોકો મુઠીઓના માર મારે છે, પરાભવ પમાડે છે અને છેવટે મારી પણ નાખે છે અને મુવા પછી તે જુગારીની નિદા પણ થાય છે ૧૯

## જુગારીનો ધ ધો

हन्ति ताडयति भापते वचः, कर्कश रटति विन्दते व्यथाम् ।
सन्तनोति विदधाति रोधन, द्यूततोऽथ कुरुते न किं नरः ॥ २० ॥

બીજાને જાનથી મારી નાખે છે, પ્રહાર કરેછે કઠોર વચનનો ઉચ્ચાર કરેછે, બનાડા પાડેછે, પોતે દુ ખ પામેછે અને બીજાને દુ ખ કરે છે, તેમ બીજાને રોકી મૂકે છે, અર્થાત્ બીજો પણ જો તે જુગારીના સગમા જાય તો તેને પણ કાર્ય ધધેથી કાઢી પોતા જેવો કરી મૂકે છે એમ ધતથી મનુષ્ય શુ કરતો નથી? અર્થાત્ ધત સવાનર્થનુ કારણ છે ૨૦

## સજ્જન અને ધૃતનો અણબનાવ.

जल्पितेन बहुधा किमत्र भो, द्यूततो न परमस्ति दुःखदम् ।
चेतसेति परिचिन्त्य सज्जनाः, कुर्वते न रतिमत्र सर्वथा ॥ २१ ॥

હે મહાશયો! આ બાબતમા વધારે કહેવાથી શુ? જુગટાથી બીજુ કોઇ દુ ખ દેનાર છેજ નહિ એમ ચિત્તથી વિચાર કરીને સજ્જન પુરૂષો આ તમા કોઇ પણ રીતે પ્રેમ કરતા નથી ૨૧

તથા—

शीलवृत्तगुणधर्मरक्षणं, स्वर्गमोक्षसुखदाननैपुणम् ।
कुर्वताक्षरमणं न तत्त्वतः, सेव्यते सकलदोषकारणम् ॥ २२ ॥

सुभाषितरत्नसन्दोह

સ્વર્ગ તથા મોક્ષસુખના દાન આપવામાં ચતુર એવા શીલવૃત્ત (સદાચરણ) ઉત્તમ ગુણો અને સદ્ધર્મનું રક્ષણ કરતો પુરૂષ જુગટું નેતરતા નથી કારણકે વિચાર કરતા જુગટું પરિણામે સર્વ દોષોનું કારણજ છે (તેથી સત્પુરૂષો દ્યુત રમવાનો ત્યાગ કરેછે) ૨૨

## દ્યુતની પ્રબળ શક્તિ સામે ડાહ્યા પુરૂષની કરડી નજર

## शार्दूलविक्रीडित

भस्मस्नानमहाव्रतं कतिपयश्रीभ्रष्टसम्भावितं,
सर्वापह्नवहस्तलाघवकला कूटाक्षशिक्षात्मकम् ।
मत्वाशापुनरुक्तहारणजगद्द्रोहं विवादास्पदं,
दारिद्र्यस्य निमन्त्रणं किमपरं द्यूतलीलायितम् ॥ २३ ॥

काव्यमाला गुच्छक अष्टम

દ્યુતને લીધે કેટલાક શ્રીમંત લોકો લક્ષ્મી (ધન) થી ભ્રષ્ટ થઈ ભસ્મ સ્નાનના મહાવ્રતને ધારણ કરેછે અર્થાત્ ધનને લીધે નિર્ધન થયેલા પોતાનું મોઢું જગતને બતાવવામાં શરમાય છે જેથી શરીરમાં ભસ્મ લગાવી બાવા થઈ જાયછે વળી જુગાર સર્વ પ્રકારની છેતરપીંડી કરવામાં હસ્તલાઘવ (હાથચાલાકી) ની કળારૂપ અને અસત્ય પાસાની શિક્ષાવાળો છે માટેજ તેમાં ધનાદિની આશાથી પુનઃ ઉપર કહેલ દ્યુતમાં હારી ગયેલ એવા જગતના મનુષ્યોનો દ્રોહ કરનાર છે અને પરસ્પર વિવાદનું કારણ છે તેમજ દારિદ્ર (કંગાલપણા) નું નિમંત્રણ દ્યુત વિના બીજું શું હોઈ શકે? માટેજ દ્યુતની રમતને ધિક્કાર પડો ૨૩

જુગારનો ધંધો પાયમાલીનો છે એ ધંધામાં દેવ જેવા નળ કે મોટા વ્યાપારીઓ પણ પાયમાલ થયા છે એ વાત તર્કથી અજાણ્યું હશે નહિ માટે તેને અગ્નિથી બાળી તેની જ્વાળા ન લાગે તેમ દૂર ખસો એ તમોને સમજુતી આપીને આ વિશેષ અધિકાર પૂર્ણ કરવામાં આવેછે

## तमाखुवर्णन-अधिकार



જુગટુ રમનારને તમાકુનું વ્યસન પણ હોયછે તે તમાકુનું વ્યસન શરી૨પર માઠી અસર કરનાર છે અને મન ઉપર પણ ધૈર્ય વિગેરેનું હરણ કરી માઠી અસર કરેછે જેથી વ્યવહારમા, ધધામા અને ધર્મમા અનેક જાતના નુકસાનો થાયછે તેથી વ્યસન અધિકારના પેટા અધિકારરૂપે અથવા કોઇ પણ પ્રકારના વ્યસનથી કેવી દુર્દશા થાયછે તેનું ભાન આપવાને ઉપલક્ષણરૂપે આ અધિકાર લેવામા આવેછે

---

### તમાકુના વ્યસનીને બીલાડાની ઉપમા

### अनुष्टुप्

दारिद्र्यशीलोऽपि नरस्तमाखु नैव मुञ्चति ।
निवारितोऽपि मार्जारस्तमाखु नैव मुञ्चति ॥ १ ॥

જેમ બીલાડાને વારવાર હાકી કાઢયો હોય તોપણ (त+आखु) ઉંદરને છોડતો નથી, તેમ મનુષ્ય ઘણોજ દરિદ્ર થયો હોય પણ तमाखु=તમાકુને ત જતો નથી ૧

### તમાકુનું સર્વ સ્થાનેથી પાછું ફરવું

### वसन्ततिलका.

न स्वादु नौषधमिदं न च वा सुगन्धि,
नास्तिप्रियं किमपि शुष्कतमाखुचूर्णम् ।
किं चाक्षिरोगजनकं च तदस्य भोगे
बीजं नृणां नहि नहि व्यसनं विनान्यत् ॥ २ ॥

સુકેલી તમાકુનું ચૂર્ણ સ્વાદિષ્ટ પદાર્થ નથી, ઔષધ નથી, સુગંધી નથી, આખને હિતકર નથી, પણ ઉલટુ આખના રોગને ઉત્પન્ન કરનારૂં છે, માટે આનો ઉપયોગ (ભક્ષણ) કરવામા મનુષ્યોને વ્યસન શિવાય બીજું કોઇજ કારણ નથી ૨

## બ્રહ્માની સામે તમાકુનુ યુદ્ધ.

भ्रातः कस्त्वं तमाखुर्गमनमिह कुतो वारिधे पूर्वपारा-
त्कस्य त्वं दण्डधारी न हि तव विदित श्रीकलेरेव राज्ञः ।
चातुर्वर्ण्यं विधात्रा विविधविरचितं ब्रह्मणा धर्महेतो-
रेकीकर्तुं बलात्तन्निखिलजगति रे शासनादागतोऽस्मि ॥ ३ ॥

सुभाषितरत्नभाण्डागार

કવિ તમાકુને કહેછે કે હે ભાઇ! તું કોણ છે? ત્યારે તેણે કહ્યું કે હું તમાકુ છુ આપનું આહીં આવવું ક્યાથી થયું? જવાબમાં કહે છે કે સમુદ્રને સામે કાંઠેથી તું કોનો નોકર છે? જવાબમા કહે છે કે તમો નથી જાણતા? હું કળી રાજાનો સેવક છુ (ને મારે અહીં આવવાનું કારણ એછે કે) બ્રહ્મા જીએ ધર્મને માટે નાના પ્રકારની ચાર વર્ણની પ્રજા રચી છે તે સર્વને બળથી એક કરવાને (ભ્રષ્ટ કરવાને) કળી રાજાના હુકમથી આ જગત્મા આવ્યો છુ ૩

## તમાકુની ઘેલછાથી બકવાદ.

### દોહો.

હુકકો હુરકો લાડકો, સબકો રાખત માન,
ભરી સભામે એંસે ડોલે, જૈસે વ્રજમે કાન. ૪

કોઇ પણ કવિ.

કોઇ પણ જાતના બધાણમા ભ્રષ્ટતાથી પૂર્ણ રીતે અળગ રહી શકાતું નથી એ મતલબ પણ ઉપરના દોહામાથી નીકળેછે, માટે તમાકુનું વ્યસન કરવું નહિ જેથી કર્ત્તવ્યકર્મમા તત્પર રહી શકાય એમ બતાવી આ તમાકુ વર્જન અધિકાર પૂર્ણ કરવામા આવેછે



## अफीण (केफसम्बन्धी)—अधिकार.



કેટલાક મનુષ્યો માને છે કે તમાકુ તથા અફીણ વિગેરેનો કેફ કરવાથી શરુવી રતા આવેછે તેમ કામ કરવાની હોંશ વધેછે એ કહેવુ તદ્દન જૂઠું છે પણ ઉલટું તેનાથી શરીરને નુકશાન પહોચે છે કેફ નહિ કરનાર પુરૂષોએ જગ

નુમા જય મેળવ્યો છે એ બતાવવા આ અધિકારની જરૂર જણાવાથી લેવામાં આવ્યો છે.

---

## વીરપુરૂષને કેફની જરૂર નથી.

## ઈંદ્રવિજય.

રામ ચલા રણ રંગવિષે ખળ રાવણને રણમા રગદોળ્યો,
કંસ તણો નિરવંશ કર્યો હરિ ચાચડની સમ ચાણુર ચોળ્યો
ભારથમા પણ પારથ ભૂપ જુઓ દુર્યોધનને રણ રોળ્યો,
કો રજપૂત જવા રણ કારણ ક્યાંઇ કદાપિ કસુંબો ઘોળ્યો ૧

## કેફના અવગુણવિષે

## ગરબી.

"લાલ પીઆરીનો સાહેબોરે"—એ ઢબ

શીખ કહુંછુ તે સૌ સાંભળોરે,
ફેલ વિસારો અફીણ હો લાલ,
લાલ કસુંબા નવ લીજીએરે—ટેક૦
અવગુણ અતિ ઝાઝા અફીણમારે,
એથી હોયછે અક્કલ હીણ હો લાલ,
લાલ કસુબા નવ લીજીએરે. ૨
મોટે મહેલ ચડીને બેસતારે,
અફીણથી એજ થયા હુરરાજ હો લાલ,
લાલ કસુબા નવ લીજીએરે,
જે નગ ભોજન જમતા ભાવતારે,
રડતા દીઠા અન્નને કાજ હો લાલ
લાલ કસુબા નવ લીજીએરે. ૩
વાહન રથ ઘોડાને પાલખીરે,
ચાલ્યા પગપાળા તજી તેહ હો લાલ
લાલ કસુબા નવ લીજીએરે
રાતા માતા શરીરે શોભતારે,
દીઠા તેના દુર્બળ દેહ હો લાલ
લાલ કસુબા નવ લીજીએરે. ૪

જે નર ચતુર શિરોમણિ જાગતારે,
નીરખ્યા તે નિદ્રા લે નેણ હો લાલ
લાલ કસુંબા નવ લીજીએરે.
જે નર બહુ જુક્તિથી બોલતારે
તે નર ભાખે ભાગ્યા વેણ હો લાલ,
લાલ કસુંબા નવ લીજીએરે

જેની અતિ સંભળાતી આબરૂરે,
તે નર લોકોમા નિંદાય હો લાલ
લાલ કસુંબા નવ લીજીએરે
જેનું સાચપણું સૌ માનતારે,
તે સાચો થાવા સમ ખાય હો લાલ.
લાલ કસુંબા નવ લીજીએરે
દલપત

દરેક કેફ હાનિકર છે તેથી સુખી થવાની ઇચ્છાવાળા મનુષ્યે કેફ નહિ કરવો કારણકે તેનાથી ધર્મની, શરીરની પૈસાની તથા આબરૂની અવશ્ય પાય માલી છે એ સમજાવી તથા કેફી હઠીયો હોયછે તેનુ તેતરફ ધ્યાન ખેંચી આ અફીણ-અધિકાર પૂર્ણ કર્યો છે

## हठवाद-अधिकार

ઘણા મનુષ્યો પોતાનુ હિત નહિ સમજતા હોવા છતા મૂર્ખતાવી મહાગાઢવાળી અકલ્યાણકારી અધર્માચરણ તથા ધર્મવિરૂદ્ધ મતવ્યોને ચોટી બેઠેલા હોયછે અને જો કોઇ તેઓને સમજાવવા જાયછે તેઓની સામા થાયછે, જેમ જેમ તેઓને વિશેષ સમજાવવામા આવેછે તેમ તેમ તેઓ પોતાના રૂઢ મતવ્યોને વધારે ચોટતા જાય છે, વિકળાની પેઠે વિતંડાવાદો કરેછે અને પોતાનોજ કક્કો ખરો છે એમ માને છે, દાખલાદલીલોપર ધ્યાન આપતા નથી, વિચાર કરવાપર ધ્યાન દેતા નથી અને પોતાના ગણેલ ઉકરડાનેજ પવિત્ર મંદિરતુલ્ય મનાવવાના દુરાગ્રહને છોડતા નથી આવા મનુષ્યોને આપેલો ઉપદેશ ક્યાથી સફળ થાય એ સમજવાને આ હઠવાદ અધિકાર લેવામા આવ્યો છે

---

## મિથ્યાભિમાની.

### દોહા.

શુણવા પ્રચ્છા તેહને, કહિયે આપ વિચાર,
હઠ પકડે તો તે પકડી, તજી દેયે તકરાર ૧

હઠ પકડે જે હોય શઠ, તે સમજે પણ તોય,
હોઠે કદી ન હા ભણે, હૈયામા હા હોય ૨

મમતી જન માને નહિ, ભલે કરેલી ભૂલ,
હૈડુ તેનું હા કહે, કરે ન જીભ કબલ ૩

મૂરખ જીવ જતા લગી, છોડે નહિ છછેડ,
મકોડો મકે નહિ, બચકુ તૂટે કેડ ૪

તથા—

### ગરબી.

(ઓ વાસલડી, વેરણુ થઇ લાગી તું વ્રજની નારને)—એ ઢાળ

ઓ મકોડા, હઠ લેવાનો હેવા તે કયમ નવ તજ્યો?
પીડા પામ્યો, તોપણુ તે નિજ સ્વભાવ સારો નવ સજ્યો—ટેક૦

તે લુગડાને બચકુ લીધુ, મૂકાવા જતન જેને કીધુ,
પણુ તે નહિ તે મૂકી દીધુ ઓ મકોડા૦ ૫

તને હાથ લગાડી હડશેટ્યો, વળી ઠોર મારીને ઠેલ્યો
તે સ્વભાવ તારો નવ મેલ્યો „ ૬

તને જરૂર હઠીલો બહુ જાણ્યો, પછી પાછળ પકડીને તાણ્યો,
એમ અત તરત તારો આણ્યો „ ૭

ત્યા તારી કેડ ગઇ તૂટી, બધી આવરદા તારી ખૂટી,
પણુ છેક ન હઠીલાઇ છૂટી „ ૮

તે સ્વારથ કાઇએ નવ સાધ્યો, કહે સ્વાદ એમા તે શો ધાર્યો?
વણુ મોતે વ્યર્થ ગયો માર્યો „ ૯

જગમા હઠીલા જે તુજ જેવા, સકટમા આવી પડે એવા,
ન તજે હઠીલાઇતણા હેવા „ ૧૦

કટિ તૂટે છુટે પ્રાણુ ભલે, સમજાવ્યો સમજણુ લેશ ન લે,
વળતી નિપજે એવીજ વલે „ ૧૧

જે થોડુ હરઘડી હઠ પકડે, તેને ચાબુકનો બહુ માર પડે,
હઠ ન કરે તો કોઇ ન નડે „ ૧૨
હઠીલાની હઠીલાઇ ન ટળે, કદી પાશરી વાટે તે ન વળે,
એની ઉંડુનું ઓસડ ન મળે „ ૧૩
જુઓ મૂરખ કેવો મકોડો, તેને તાણી ખેચીને તોડયો,
પણ મમત મનનો નહિ છોડયો „ ૧૪
જેની ઉત્તમ જાત જણાય સહી, તે તો હઠીલાઇ પકડે જ નહિ,
હલકી જાતે હઠીલાઇ રહી „ ૧૫
આ જગમા હઠીલા જન જે છે તે સમજણ અમજી કયા લેછે,
દલપત તો શિખામણ દેછે „ ૧૬

દલપત

---

## કાગડાને મોઢે રામ હોય?

(રંગે રમોરે રંગે રમો૦)—એ ઢાળ

રામનામ રામનામ રામનામરે, કાગડો ન ભણે કદી રામનામ
હાલ એ કે'વત ખરી ઠામઠામરે, કાગડો ન ભણે કદી રામનામ—ટેક૦
સુધારો સુધારો કહી કાઢે દૂટાળીયા, ગ ડુની ટોળી ગામગામરે કાગ૦
ભીસા પડયા પણ ટગડી ઊચી ખોટી બડાઇ મારે ધામધામરે „ ૧૭
વિના કારણથી વે'મ વધારી, ખોયા ખરેખર હામદામરે „ ૧૮
આગેસે લાતને વાત પીછેસે, એવા બન્યા બાઇલા તમામરે „ ૧૯
એકલપેટાની ટૂકી નજર નિત, મનમા ઇચ્છે માત્ર મામમામરે „ ૨૦
કાઢે કુધારા કહિયે કદાપિ, ખીજી ઠેકેછે વામ વામરે „ ૨૧
પ્રભુ નીતિથી ભજવા ગમે નહિ, ગડયો ઘટડામા ઘનશ્યામરે „ ૨૨
ખાળે ડૂચાને દ્વાર ઉઘાડા એવો જૂઠો ડોળને દમામરે „ ૨૩
દેશાભિમાન કર્યુ દૂર દિલેથી, કરી શકે શુ સંગરામરે „ ૨૪
પોતાના પગમા મારે કુહાડી ક્યાથી મળે કહો વિશ્રામરે? „ ૨૫
આપી શકે નહિ સામો ઉત્તર, તજે ન તોય હઠની લગામરે „ ૨૬
બોલે નહિ પણ બોળી મારે, પીડાકારક આ પરિણામરે „ ૨૭
વજ્રહૃદયના એવા તતીને, છેટેથી વલ્લભની સલામરે „ ૨૮

સુબોધ ચિંતામણિ—વલ્લભદાસ પોપટભાઇ

---

## મહાજન તો માબાપ છે પણ મારી ખીંટી નહિ ફરે

૧કાઠીઆવાડના એક ગામમા ઓઘડ કરીને વાણીઓ રહેતો હતો તેની સામે એજ ફળીઆમા રામા વાણિઆનું ઘર હતુ ફળીઆની જમીન બનેની ખુલ્લી હતી એ જમીનમા ઇમારત ચણાવવાના ઇરાદે ઓઘડે ખીંટી મારી આથી રામા વાણીઆના હકની જમીન દબાઇ, તેવી તેણે એકદમ કોર્ટમા જઇ રૂપાની ગોળીની વઢવાડ નહિ કરતા અગાઉની કહેવાતી સરસ રીત મુજબ પોતાના મહાજન આગળ ફરીઆદી કરવાનો નિશ્ચય કર્યો જેની કસર હશે, તેને મહાજન કહેશે, એટલે પછી દરબારમા ફરીઆદ કરવાની જરૂર રહેશે નહિ આવો વિચાર કરી મહાજન પાસે ફરીઆદે ગયો મહાજને રામાની વાત સાભળી એ તકરારી જગ્યાએ આવી તપાસ કરી તો માલમ પડયું કે ઓઘડ વાણિઆની ખીંટીથી રામાની જમીન દબાય છે, એ વાત ખરી છે તેથી ઓઘડને બોલાવી કહ્યુ, "આ ખીંટી ગેરવ્યાજબી મારી છે, માટે ફેરવીને (અમુક જગ્યા બતાવીને) આ ઠેકાણે ૨ખોડ" ઓઘડ કહે, "ના, માબાપ એમ થાય નહિ, મે બરાબર જગ્યાએ મારી હદમા ખીંટી મારી છે"

મહાજન—તારૂ કૃત્ય તદન ખોટુ છે, તે ખરૂ થવાનું નથી અમે તો તારા સારા માટે કહીએ છીએ રામો જો દરબારમા ફરીઆદ કરશે તો તને 'ડુગળી ને ખાસડા,' બને મળશે ખીંટી તો ફરશે, પણ ઉલટુ તેનુ ખર્ચ પણ આપવું પડશે તેમજ તારે પણ ખર્ચ થશે, ને ખોટી થવુ પડશે, માટે ખીંટી ફેરવ

ઓઘડ—પણ તેમ મે જમીન દબાવી નથી

મહાજન—તુ જાણેછે? 'પચ કહે તે પરમેશ્વર,' આમા અમારે શો સ્વાર્થ છે? ત્રાહિત દાવે આ મહાજન તારે ઘેર કહેવા આવેલ છે, માટે માનવુ જોઇએ

ઓઘડ—હા, હા, એ બધુ હુ સમજુ છુ મહાજન તો મારા મુરબ્બી છે, પણ ખીંટી વ્યાજબી જગ્યાએજ છે, માટે ત્યા રહેવી જોઇએ

મહાજન—અરે મુર્ખ! તુ મહાજનનો હુકમ નથી ઉઠાવતો તેમા તને નુકસાન છે, મહાજનવગર તારા ફાયદામાટે બીજુ કોણ કહેવા આવે એમ છે? માટે મહાજન કહે તેમ કરવુ પડશે. ચાલ, ઉઠ, ખીંટી ફેરવ

ઓઘડ—મહાજન તો મારા મહેરબાન માથાના મુગટ છે અને, વધારે શુ કહુ "મહાજન તો માબાપ છે, પણ મારી ખીંટી નહિ ફરે"

૧ કૌતુકમાળા. ૨ નાખ્ય, દાટ

ાભળી મહાજનના મૂખીઓને ઘણો ક્રોધ ઉપજ્યો, તેથી વધારે
, અરે બેવકૂફ! બસ! બસ! શું મહાજનની મશ્કરી કરેછે? હું
છે કે નહિ? એક તો તારો પક્ષ ગેરવ્યાજબી છે ને ઉલટો સામો
માને તો તારી મરજી પણ યાદ રાખ ગેરવ્યાજબી કામનો ન
કર્યાવગર રહેશે નહિ

ને આટલું આટલું કહ્યું, પણ જક્કી ઓઘડ એકનો બે થયો નહિ
ખીંટી ફેરવી નહિ

ર તુરત યોગ્ય અધિકારી પાસે ફરિયાદ કરી, મહાજન લોકોની
ી તેમના તથા બીજા બંને પક્ષના પૂરાવા ને દલીલ સાભળી,
. નજરમા સામાની ફરીઆદ વ્યાજબી લાગવાથી ઓઘડે મારેલી
ા અને સામાને થયેલ તમામ ખર્ચ ઓઘડે આપવા હુકમ કર્યો
ખીંટી ફેરવવી પડી, ખર્ચ આપવું પડ્યું ને કોર્ટમા જેટલી મુદત
ી તેટલી મુદત કામકાજ પડતું મૂકી ખોટી થવું પડ્યું એટલુંજ
વકીલો વગેરેનું ઘણું ખર્ચ થવાથી ઓઘડ મોટા નુકશાનના બોજામા
ા એ રીતે 'ડુંગળી ને ખાસડા' બંને મળેના જોઇ આખરે ઘણું

સમજુ નાહિત માણસો શિખામણ આપે તે નહિ માનતા પો
પકડી રાખવા ચાહે, તેને આ વાતમાના ઓઘડની પેઠે પાછળથી
પડેછે સરકાર દરબારમા ફરિયાદ કરવા જતા રૂપાની ગોળીયે વઢવું
ને મુફતના વસુ અને વખત બેઉ વ્યર્થ જાયછે માટે ડાહ્યા માણસોને
કે માંહોમાંહેની તકરાર અથવા વાધા લવાદ યા પંચથી પતે ત્યા
વો ભલે તેમા નુકશાન થતું હોય તો તે ખમવું

## અર્થનો અનર્થ કરનાર પટેલના પુત્રનું દૃષ્ટાંત

ટલાદમા હઠી પટેલ કરીને કણબી રહેતો હતો, તે એની નાતમા ડાહ્યા
ોકે ગણાતો હતો ચાર માણસમા તેને પૂછવું હતું
ા પટેલને ભારે મંદવાડ આવ્યો મરણની તૈયારીમા હતો તે વખતે તેને
કે મારો એકનો એક છોકરો મારૂ નામ રાખશે કે નહિ! તેથી
શ્વાસ મૂક્યો આથી પટેલના છોકરાએ પોતાના બાપને પૂછ્યું "બાપા
બધો નિશ્વાસ શા કારણે મૂકવો પડ્યો? તમને શી વાતનું દુઃખ છે?
કસર વધારે જણાયછે?"
પે કહ્યું 'બેટા મંદવાડની કસર હોય કે ન હોય, તેની તું ચિંતા
ી કારણકે એક વખત મરવું તો છેજ તો પછી વહેલું મરવું તોએ

! અને મોડુ મરવુ તોએ શુ! મને ચિંતા માત્ર એટલીજ થાયછે , મારૂ નામ છતુ રાખશે એમ મને ભરૂસો પડતો નથી, પણ ઉલટુ નામ બોળશે એવો શક રહેછે”

છોકરો—બાપા, તમારૂ નામ બોળીશ તો તો મને જીવતો છતા મૂઆ જ સમજવો જરૂર તમારૂ નામ છતું રાખીશ તમારા જીવને કોઇ પણ સંતોષથી ગતિ પામવા તમારે જે કાંઇ કહેવુ હોય તે કહો હુ તે મારા દિલથી પાળીશ

પટેલ—બેટા! કાંઇ પણ ટેક રાખવી એજ મનુષ્યનું સર્વોત્તમ ભૂષણ છે, વિનાનો માણસ જીવને મૂઓજ સમજવો કહેવત છે ‘ જેણે રાખી તેને મળ્યા અનેક,” માટે બેટા! જો, આપણે ખેતીનો ધંધો છે તો વાત કરવાને ધારીએ તે ઠયે છુટકો કરવો અધુરૂ મૂકવાથી પડી થતુ , માટે લીધી વાત મૂકવી નહિ એ ટેક રાખજે

છોકરો—બાપા, તમારા કહ્યા મુજબ ટેક રાખીશ તમારા જીવને નિરાત પો

પટેલને શાંતિ વળી ને બે-ત્રણ કલાકમા દેહ છોડયો પટેલનો છોકરો પની શીખામણ અમલમા લાવવાને અધીરો થઇ ગયો હતો એક વખત ાસામા પોતાના ખેતરમા કેટલાક ઢોર *મોલ ચરી જતા હતા, તેને ડી મૂકવા તે તેની પાછળ પડયો દોડતા દોડતા કાદવપરથી પગ લપસ્યો, ી ભોયપર પડયો પણ ઝટ દઇને પાસે ઉભેલા ગધેડાનું પૂછડુ પકડી ા થવાનો પ્રયત્ન કર્યો છોકરાના પડવાના ધબકારાથી તથા તણે પૂછડુ ડર્યું તેથી ગધેડાએ ચોકીને નાસવા માડયું પેલો છોકરો પૂછડાસાથે ગસ ા જાય પણ પૂછડુ છોડે નહિ ગધેડાએ મુઝાઇને પાટો મારવા માડી કોઇ માથામા તો કોઇ છાતીપર, કોઇ વાસામા તો કોઇ પડખામા, કોઇ યમા તો કોઇ પગમા એમ તેને તડાતડ વાગવા લાગી શરીર અથડાઇ, ળાઇ છોલાઇ ગયુ ને માથામાથી લોહી વહેવા લાગ્યુ આવી દુ ખી સ્થિ મા આવી ગયો પણ બાપની આજ્ઞા પ્રમાણે ‘લીધી વાત મૂકવી નહિ,’ ટેક જાળવી રાખવા નિશ્ચય કરી પૂછડુ પકડી રાખ્યુ મૂકે તો બાપનું મ બોળાય! ભેગા થએલા લોકો ઘણુએ સમજાવે કે “ભાઇ, પૂછડુ છોડી ’ તો કહે કે “મારા બાપનુ નામ બોળવા કરતા મરવુ બહેતર છે!” ારે સમજાવવાથી ન માન્યું ત્યારે લોકોએ બળાત્કારે પૂછડુ મૂકાવી દઇ લાજ ઠપકો દીધો

માબાપની આજ્ઞા માનવી અને ટેક રાખવી એ બે વાત નિ:સંશય સ્તુતિપાત્ર છે, પણ વિચાર કરવો જોઇએ કે અમુક કામમાં ટેક પકડવી ઘટારત છે કે નહિ

કોઇ શિખામણનું વચન કહે તેના શબ્દના અર્થનેજ વળગી રહેવું એ વ્યાજબી નથી, તેનો હેતુ તથા પરિણામ તપાસવો જોઇએ. એમ નહિ કરવાથી કેવું દુઃખી થવાયછે તેઉપરની વાતપરથી જણાયછે

આવા દુરાગ્રહી મનુષ્યોને માટે તેઓના કલ્યાણને માટે કરેલો યત્ન સફળ ન થાય તો તેથી ઉપદેશ આપનારાએ વિસ્મય પામવું નહિ એમ બતાવી આ હઠવાદ અધિકાર પૂર્ણ કરવામાં આવેછે



## गतानुगतिक (गाडरीओ प्रवाह)-अधिकार



જે રીવાજોને ધર્મની સાથે કાંઇ પણ સંબંધ નથી તેવા રીવાજો છોડવાનું કહેતાં તે વાત ગળે ઉતરતી નથી ખરા ધર્મને જેવું માન સ્વપ્નમાં પણ આપવામાં આવતું નથી તેના કરતાં પણ વિશેષ માન કેટલાક નકામાં તથા નિર્દયા જેવા રીવાજોને આપવામાં આવેછે એ રીવાજો મૂળમાં કયા કારણથી કોણે ચલાવ્યા હશે, પાછળથી તેમાં ફેરફાર કેમ થયા હશે? હાલ કેવા સ્વરૂપમાં ચાલેછે, તે અયોગ્ય છે કે યોગ્ય છે તેનો કોઇ વિચાર કરતું નથી અને તે રીવાજો દેખીતા ખરાબ જણાતા હોય અને કાંઇ પણ યોગ્ય હેતુ ન હોય છતાં ગાડરીયા પ્રવાહની પેઠે તેમાં એક એકની પાછળ ચાલ્યું જવામાં આવેછે તે વિચારશીલતા નથી અને તેવા રીવાજો ધર્મના ખરા માર્ગમાં બાધક પણ થાયછે એમ દેખાડવાને આ અધિકારમાં તેવા કાંઇ નમૂનાઓ આપવામાં આવેછે

---

કઢંગા રીવાજનો પ્રતિબંધ.

### ગરબી

(ઓ વાસલડી વેરણ થઇ લાગી તું વ્રજની નારને)—એ ઢાળ

ઓ વેહેવાઇઓ રીત કઢંગીથી કજિયા ઉત્સાહમાં,
બહુ વેધ પડે વેહેવાણે વેહેવાણોને વિવાહમાં—ટેક૦
ગડબડ બહુ પહેલે દી રાતે, બાધે અણસમજુ ઉધમાતે,
ફોળીનાળી જેવા જાતે, ઓ વેહેવાઇઓ૦ ૧

આવે બોથડ બથ્થંબથ્થા, તે જુએ જુવતી જન જથ્થા,
મારે છ હુશમી જન હુથ્થા, ,, ૨
કે ગામ ગામની રીત જૂદી, વળી ઘરરીત રાખે કૈક કુદી,
છોડાવે ધન રસ્તો રૂધી, ,, ૩
હેઠલ આવ્યો તે શુ ઉચરે? સુખ માગ્યુ આપે શુજ કરે?
મીઠાશ રહે ન પરતુ ખરે, ,, ૪
સાળા સાળીનુ જોર ઘણું, તેમ અહિ ઓછુ નહિ નણુદીતણું,
બહુ લટક મેળમા બીજી ગણુ, ,, ૫
સૌ બોલે બહુ ફાટે ડાચે, ઉચરી બેઅદબ હ્રદય ગચે,
મશ્કરી કરે મળિને પાચે, ,, ૬
તે વખત તોરણે ઓશ્તરે, જોણુ રાજની રિદ્ધિ હોય ઘરે,
આનદ મગ્ન થઇ ફલિ ફરે, ,, ૭
ગાવા બેસ્યા મગળ ગીતો, ગઇ સઘળી રળિયામણિ રીતો,
મેણા મારે ઉછળે પીત્તો, ,, ૮
ચાલ્યુ સાજન લઇ સામૈયુ, ઘેર રાખ્યુ નહિ નાનુ છૈયું,
ત્યા દળાય છે હયે હૈયું, ,, ૯
મોટા આડબર કરી આવે, પણ વે'વાઇ પામે ચુકવાવે,
ખોટે ખરચે મન કચવાવે, ,, ૧૦
ચાલ્યા વર તોરણ છબવાને, દઇ નાથ જવામણુ સાળાને,
બહુ મનુષ મળ્યા જોવા જાને, ,, ૧૧
ત્યા આવ્યો છે અલવો કલવો, તે ખાવા તાસકમા ઠલવ્યો,
કોઇએ ચુકથી ધારો ચલવ્યો, ,, ૧૨
ત્યા જગલી જેવા બેસેછે, દુધખાઉ થાળી સુખ માડેછે,
છેવટ જળ ભરતા છાડેછે, ,, ૧૩
બહુ રીત ભુડી તબોળતણી, કકાસ કરાવે એ કરણી,
કદી મારામારી થાય ઘણી, ,, ૧૪
પછી ચોરીમા મગળ ફેરા,-ફરતા ટટા બ્રાહ્મણકેરા,
વારે વારે માગે વેરા, ,, ૧૫
કદી જાત જાતનુ મૂકાવે, જો રાક હોય તો અકળાવે,
પણ કાઇ ગોરને તે નાવે, ,, ૧૬
હુજી બાકી રહ્યુ ઉત્તર વખતે, જાણે બોલે બેડા ચડ્યાં તખતે,

"એને જોઇએ વેઢ વિંટી ફેરવો, ભાઇ ! જમાઇ પાડ નથી કરવો,
મુજ બાળક હોંશીલો ગરવો," ,, ૧૮
બહુ વસ્ત્ર બગાડે દઇ થાપા, દેવરાવે વઢીવઢીને દાપા,
હજુ બાકી ચૂકવવા ઝાપા, ,, ૧૯
અંતે મૂકી આળ સિધાવેછે, ઝાંપેથી વિદાયગિરી લેછે,
પાહર બ્રાહ્મણુ બહુ પજવેછે, ,, ૨૦
બહુ ખૂશ કઢાવ્યા ઘરમાંથી, ખાવી કરી મૂકે ખરચ્યાથી,
વસવાયા વિગેરેને આપી, ,, ૨૧
કહે કંકુને કન્યા દીધી પણ આવાનાથી બહુ કીધી,
અતિ અવળી વિવાહવિષે વિધિ ,, ૨૨
કોઇ રીતની ના હું નથી કહેતો, બહુ હાણુ નથી જો હદ રહેતો,
પણુ મર્યાદા મૂકી છે તો, ,, ૨૩
જે ચાલ કાંઇ ઉપયોગી નથી, જે કેવળ કજિયાની કીર્ત્તિ,
તે બંધ કરો મટિને મમતી ,, ૨૪
કન્યાવાળા કે વરવાળા, છે સરખા નાના મોટાળા,
ઓછા ન કોઇ નથી સુખ તાળા ,, ૨૫
બહુ માણસ જાને લઇ જાતા, નક્કી નુકસાન ઘણા થાતા,
સામા પણુ મનમાં મુંઝાતા, ,, ૨૬
બહુ નીતિ બગડે એ બહાને, વળી ખરચ વધારે સામાને,
મમતી મૂરખ તો નહિ માને ,, ૨૭
ખોટી મોટપનું માન તજો, બહુ નાત વરે માનો ન મજો,
લ્હાવો લેતા સંતોષ સજો, ,, ૨૮
એને અંતરના અનુમાની, લઇ અનુમત લેજો મિજમાની,
કરશો ન નકામી નુકમાની, ૨૯
ખાનારા તો સૌ ખાઇ જશે, પણુ આ સંબંધ ન ભંગ થશે,
વિચારો વા'લ વધૂ વધશે, ,, ૩૦
મળી બહુ ડાહ્યા માણુસ નેકજ, સૌ ગામની રીત કરો એકજ,
તો પડે ભડકવું નહિ છેકજ ૩૧
તે ચાલ પ્રમાણે સૌ ચાલે, મરજાદામાં રહિ મ્હાલે,
તો સંપ વધે વલ્લભ કાલે, , ૩૨

સુબોધ ચિંતામણિ—વલ્લભદાસ પોપટભાઇ.

## બિના બિચારે જો કરે, સો પીછે પછિતાય

ગિરધર.

*એક વખત મોહરમના દિવસોમા કતલની રાત્રિએ ઔલિયાની દરગાહમાં બીરબલ પોતાના દીકરાને સાથે લઇ શાહના પ્યાર માટે પગે લાગવા ગયો હતો, તે વખતે બીરબલના દીકરાના પગમા ઘણી કિમતી ઝીક ટપકીથી ભરેલી મોજડીઓ હતી તે દરગાહમા જતી વખતે પગમાથી બહારના ભાગમા ઉતારી હતી પાછા વળતા તે મોજડીમાથી એક મોજડી હાથ લાગી પણ બીજી મોજડીનો પત્તો લાગ્યો નહિ મતલબમા ઘણીજ ભીડ હતી તેથી એક મોજડી લેઇ પોતાના મુકામે ગયો,. પણ તે મોજડી તો માણસોની ઠેસે ચડવાથી છેક ઔલિયાની કબર નજીક જઇ પહોચી જ્યારે દરગાહ બધ કરવાનો વખત થયો ત્યારે પૈસા વિગેરે સમેટી લેતા તે મોજડી કોઇની નજરે પડી અને હાથ લેઇ જોઇ તો, કોઇ દિવસ નહિ દીઠેલી તેવી નવીન તથા કિમતી જોઇ હાજર રહેલા સૌએ વિચાર્યું કે-'આ મોજડી કોઇ આદમ જાતની નથી, પણ નક્કી ઓલીઆની હોવીજ જોઇએ નહિ તો કબર નજીક ક્યાથી હોય? ખચીત ઓલીઆનો આ એક જાતનો પ્રસાદ છે,' એમ ધારી ઔલીઆના પ્રસાદને સર્વ મુસલમાનો "તોબા સાહેબ" એમ બોલતા માથે આંખે અડાડી ગાલે લગાડવા લાગ્યા, તેમજ બાલબચ્ચાંને અને બીબી વિગેરે તમામ લોકોને માથે આંખે અને ગાલે ઉપરનો શબ્દ બોલતા અડાડી અહો ભાગ્ય માનવા લાગ્યા, જ્યારે પ્રભાત થયું ત્યારે તે મોજડી લેઇ શાહ હજુર તે દરગાહનો મુજાવર ગયો, અને રાત્રિની હકીકત કહી તેથી શાહ ઘણો ખુશી થયો અને પોતે તથા પોતાના બચ્ચા અને હરમ વિગેરે સર્વ જણે માથે આંખે અને ગાલે અડાડી 'તોબાહ સાહેબ' એમ બોલી ખુદાનો આભાર માન્યો જે વખતે બીરબલ કચેરીમા આવ્યો તે વખતે શાહે ઔલીઆના ચમત્કારિક પ્રસાદની વાર્તા કહી મોજડી બતાવી, તે જોઇ બીરબલ બોલ્યો કે 'અરે ખુદાવિદ! એ તો મારા છોકરાના પગની મોજડી છે જો આપને ખાત્રી ન થતી હોય તો એના જોડાની બીજી મારે ઘેરથી મગાવી આપુ, એમ કહી બીજી મોજડી મગાવી મુકાબલો કર્યો તો એકજ જાતની અને તેના છોકરાના પગનીજ જણાઈ તેથી શાહ અને સઘળો મુસલમાન વર્ગ બહુજ શરમિદો થયો કે 'આપણે ઓલીઆનો પ્રસાદ સમજી માથે આંખે અને ગાલે બીરબલના છોકરાના પગની મોજડી અડાડી એ કેટલી બધી અણવિચારભરી ભૂલ થઇ છે 'મબમે બડી ચુપ!' એમ કહી મુંગે મ્હોઢે પોતપોતાને કામે લાગ્યા,

* બીરબલ બાદશાહ

આવા ઘણા રીવાજો છે જેઓમા ગાડરીઆ પ્રવાહની પેઠે ચાલ્યું જવામા આવેછે પણ દરેક બાબતમા વિચારથી કામ લેવું જોઇએ એમ જણાવી તથા વ્હેમ, આ અધિકારને મદદગાર હોવાથી તેતરફ ધ્યાન ખેચી આ ગતાનુગતિક અધિકાર પૂર્ણ કરવામા આવેછે

## વ્હેમ-અધિકાર.

દુનિયામા સત્યને અનુસરવામા મોહોટામા મોહોટુ જો કોઇ વિઘ્ન હોય તો તે વહેમજ છે ધર્મના તત્ત્વો જાણવામા, વ્યવહારના યોગ્ય માર્ગને ગ્રહણ કરવામા અને સુખી થવાના સાચા સાધનો મેળવવામા તત્પર થવાની ઇચ્છા ઉત્પન્ન થયા છતા પણ જો મનુષ્ય વહેમને આધીન થાય તો તેની તે ઇચ્છા કદી પણ પાર પડતી નથી વહેમ સુખથી દૂર રાખે છે એટલુંજ નહિ પણ દુખમા ધકેલે છે વહેમ લાભ મળતો અટકાવે છે એટલુંજ નહિ પણ હાનિ કરવાનું કાર્ય પણ જરૂર બજાવેછે માટે વહેમને વશ ન થવું જોઇએ એમ સમજાવવામાટે આ અધિકારનો આરભ કરવામા આવેછે

---

### ખોટા વ્હેમની સમજણ.

### દોહો.

કેમ વ્હેમની વારતા, પડિત કરે પ્રમાણ
માને મૂરખ માનવી, આપે ટોય અજાણ ૧

મનજન ને મેવડી તે તો ધૂતે ધૂત
વળગે પૂરા વહેમથી, ભોળા જનને ભૂત ૨

ભડકણ ભોળા ભાઇને, ભાસે સાચુ ભૂત
તપાસતા તે તો ઠરે ભૂત નહિ પણ ધૂત ૩

### ભડકણ ગામડીઓ.

### મનહર છંદ.

જૂપના ભવનમા સુતો ગમાર ગામડિઓ,
ઘડીઆળ ઘોષ સુણી ભડકીને ભાગે છે

ઘુમ સુણી બહુ લોકે કારણ પૂછ્યું તો કહે,
છે તો ઘર ઠીક પણ બીક બહુ લાગે છે
નકી ભુત થાય મરી જાય જે નવા ઘરમા,
આ ઘરમા ભાઈ ભારે ભૂતાવળ જાગે છે,
રાત અરધીક જ્યારે જાય દલપતરામ,
ઘણુણુણુ ઘણુણુણુ ઘટડીઓ વાગે છે ૪

## ઇંદ્રવિજય છંદ.

મારણ મત્ર ખચીત ક્ષમા,
મન મોહન મત્ર રૂડી ચતુરાઇ,
સ્તભન મત્ર સદા સનમાન,
પ્રકર્ષણ મત્ર સ્નેહ સચાઇ
એમ ઉદ્યોગિપણુજ ઉચાટન,
વાણિ ભલી વશ કારક ભાઇ,
અન્ન સજીવન ઔષધી છે,
દલપત્ત કહે જળમા અમૃતાઇ, ૫

## છપ્પો.

રવિને શિર રિપુ રાહુ, ચદ્ર ક્ષય રોગી આપ,
મગળ છે અગાર, બુધ શિર કલક છાપ
ગુરૂએ ગુમાવિ નારી, શુક્ર આંખે છે કાણો,
શનિ લુલો સર્વદા, રાહુ શિર વિના ગણાણો,
વળી કેતુને તો ધડ નથી, એમ નવે દુખીયા થયા,
ગ્રહ નડવાથીજ દુખ થાય તો, ગ્રહને ગ્રહો નડયા કિયા ૬

## મનહર છંદ.

સીતાપતિએ ન જાણ્યું સીતાનું હરણ થશે,
સીતાએ ન જાણ્યુ જે સન્યાસી પ્રતિકૂળ છે,
દેવપતિએ ન જાણ્યું દમયતી નહિ પામુ
નારદે ન જાણ્યું મોહની તો માયામૂળ છે,

ગૌતમે ન જાણ્યું જે આ ટુકડામા કપટ છે,
શુકે ન જાણ્યું જે ઝારીમા સકટ થળ છે,
કહે દલપતરામ આજ કળિકાળ મધ્ય
જોષીઓ ભવિષ્ય જાણે ધારવુ તે ધૂળ છે ૭

કોગળીયું ચાવ્યું તે તો ભગીએ ચવાવ્યું કહે,
મોટા એ તો ખોટા કારભારિયો કુઢગિયા
વાંક વિના ભગિયાને મારીને ભગાડી મુકે,
પશુ જેવા પોતે નાતો વડા છે વિહુ ગીયા

સહારવા શત્રુ શસ્ત્ર પોતાને સજવા પડે,
શસ્ત્ર વિના શત્રુ મારે ભગિયા કે ફગિયા
સર્વ કારભાર એનો ભગિયાને સોપો ભાઇ,
ભોળા કારભારીઓથી ભલા ડાહ્યા ભગિયા ૮

દલપત

---

## વ્હેમના દૃષ્ટાંતો

## ગરબી.

(અતકાળે સગુ નહિ કોઇનુરે)—એ ઢાળ

સરકારે શીગી કબજે કરીરે, માને બળિયા કાકાને તોય
હશે આવા મૂરખ કોઇ માનવીરે—ટેક૦

આ ટાઢુ જમે શીગી સાતમેરે, ભલે આદા મરે સૌ કોય હશે૦ ૯
ભટે જોડી કાઢેલી કાંણિયોરે, કેવળ ધુતી ખાવાને કાજ
ખરી તેને માનીને મૂરખીરે, તેહીં ચૂલો સળગાવે નાજ „ ૧૦
અતજામીપણુ નથી નાગનેરે જાણે પાછળ પૂજાને કેમ?
પ્રાણુ કરડી હરેછે કેકનારે, તેને પાયે પડે ધરી પ્રેમ , ૧૧
પાણિઆરે કરૂના લીટા કરીરે, નાગપાચમે પૂજે ઘેર ઘેર
ભોળા ભૂખે મરેછે ભાવથીરે, એકટાણુ કરી ખાયછે કુવેર „ ૧૨
ઠેક રાડે જોશીની જીવતીરે બળ્યા એના ઘણા ઘરબાર
તોય છતી આખે થઇ આધળારે, પુછે જોશીને ભવિષ્ય પ્રકાર , ૧૩
ઘણા ગ્રહો ગગનમા દેખિયેરે જડ જાતી જમીન તે હોય
અહીં આવીને તે કેમ પીડશેરે? જપ શાતી કરાવે તોય „ ૧૪

જડ ચેતન્ય ગુણુ સરખા નથીરે, નથી થાતુ એવુ અનુમાન,
તોય એકાદશાદિ સરાવીનેરે, પિતૃ માટે દે દ્ધીજને દાન „ ૧૫
જે જે વસ્તુ આપે અહિ વિપ્રનેરે, ને તે પહોચે પિતૃની પાસ
કેવળ એહિયા કરવાનો ઠાયદોરે, ઘડી કાઢયો કરવા પેદાશ „ ૧૬
નથી પતો લાગ્યો જેની પહોચનોરે, નથી આવ્યો સદેશો એક,
જૂઠુ ભાસે વિવેક વિચારતારે, વેમ્મે ક્રિયા કરે જે હરેક „ ૧૭
કર્યું હાથે સો સાચે સાપડેરે, બાકી પાછળ બને તે ફોક
એવુ જાણ્યા છતા હસવા જેવીરે, લાખ ક્રિયા કરેછે લોક „ ૧૮
આગ વારાના દિવસો આવતારે, મૂર્ખ ન્હાવા નવાણે જાય
પાય પાણી પૂર્વજને પીપળેરે, બોરડી ને બાવળ પૂજાય „ ૧૯
કળશમા નાખી તલ કાગનેરે, સાત માત ફેરા જળ પાય
પિયે અરિયાપરિયા પ્રેતરૂપમારે, વણુ પાયે તરશા રહી જાય! „ ૨૦
ટોળે ટોળા ભેળા નરનારનાને, મળે મોટો કોળાહુળ થાય
અડધાયો! પડધાયો! એ રીતેરે, શબ્દ ચારે દિશે સભળાય „ ૨૧
અવગતિયા ગણે હાયે કરીરે, બાપદાદા પામ્યા જે મર્ણ
પ્રેત કેવી રીતે પાણી પિયેરે, કહ્યુ પૂછ્યું ધરે નહિ કર્ણ „ ૨૨
વિપ્ર બેસે પથારી પાથરીરે, દ્રવ્ય દાણાનું લેછે દાન,
બાપડાને બગાડ્યા બ્રાહ્મણેરે, પેટ કાજે કર્યું નુકસાન „ ૨૩
અધરણીમા અબળાને પીડતારે, વેમ વાધ્યે રહી નહિ રેમ
નાર ભારેવગીને ભરાવતારે, શુભ પગલા આણીને પ્રેમ „ ૨૪
ધરણીનો ઘેરો થઇ ધોધવેરે, ગરદીમા ગોરી ગભરાય
એોશટો કે મૂર્છાના રોગનેરે, ઘણી વેળા અકસ્માત થાય „ ૨૫
હોય ઉંડા હારદ એમા કદીરે, તોય તત્ત્વ તપાસે નાજ
દુખ વેઠે ભયકર ભામનીરે, મને તેથી દિલે થઇ દાજ „ ૨૬
બહુ માને માતાની માનતારે, મર ધારેલુ કામ ન થાય,
મનુષ માદા વેમ્મે મરી જાયછેરે, તોય ન કરે ઓસડના ઉપાય „ ૨૭
નવરાત્રિમા કેટલાક દુખિયારે, કરી ઘરમા કાળીનું થાપન,
બ્હાર નવે દિવસ નવ નીસરેરે, દુખ વેઠે વિવિધ તનમન „ ૨૮
કર કાળી આદશના આપવારે, કરે નાકડાને દીવડા નિવેદ,
ભોગ દેવા ભવાની માતનેરે મૂક્યા વિસારી આચાંન વેદ „ ૨૯
બાળ માદુ પડે કે પ્રેમદારે, [illegible] ચોઘડિયા ફેર,
કિંવા લાગી નજર ચોટ [illegible]રે બાધે ભિતર ભાવસેર „ [illegible]

બહુ વહેમી વનિતા વાસણીરે, જાય જોગી જતીની પાસ,
માગે કાલાવાલા કરી દીકરોરે દુષ્ટ ભ્રષ્ટ કરે દઇ આશ „ ૩૧
વે'મ ઘણા ઘણા એ વિગેરેરે, જેથી કે'ણી ગાદી ગુજગત
વલ્લભદાસ વાણીકની વિનતિરે, કહી કે'તા ખૂટે નહિ વાત „ ૩૨

સુબોધ ચિંતામણિ—વલ્લભદાસ પોપટભાઈ

## વ્હેમઉપરથી ગપ.

એક ફસ્કુ નામનો મુસલમાન પોતાના બે ચાર હિંદુ દોસ્તો સાથે પર ગામ જવા નીકળ્યો જતા જતા માર્ગમા એક નદી આવી ત્યા સૌ વિસામો લેવાને બેઠા ફસ્કુમિઆને કુદરતી હાજત લાગવાથી થોડે દૂર એક જાળા આગળ જઇ બેઠો, તેવામા જાળાની અંદર કંઈ જરા ખડખડાટ થયો તેથી મિઆભાઇની છાતી ઠેકાણે રહી નહિ ઉઠીને દોડતો દોડતો શ્વાસોશ્વાસ થતો પોતાના ભાઇબંધો બેઠા હતા ત્યા આગળ આવીને ઉભો તેને હાફતો તથા હોષકોશ ઉડી ગએલા જોઇ ફસ્કુ ને તેના દોસ્તદારોએ પુછ્યું, 'કેમ દોસ્ત આટલા બધા હાફોછો શા માટે? અને શા કારણે આટલુ બધુ દોડવું પડયું?"

ફસ્કુ—અરે યારો! ખુદાને બડી ખેર ગુજરી, નહિતો હુમતો કબકે ઘોરમે પ્હોંચનેકે તાયર હો ગયે હોતે!

દોસ્તો—એવુ તે શુ હતુ! તે તો કહો?

ફસ્કુ—મેં બૈઠા થા વા નજીક 'એક જાલેમ સો સાપ દેખા'!!! મ થા સો છાતી ઠેકકર ઇંહાતક આયા દુસરા કોઇ હોતા તો વાહીંજ ગીર પડતા!!!

દોસ્તો—અહહહ!! જબરી તોપ! નવાઇની વાત એક જાળાની નાની સરખી જગ્યામા એટલા બધા? અમે એ વાત માની શકતા નથી કારણકે એ તો 'બાર હાથનુ ચીભડું અને તેર હાથનુ બી,' એના જેવુ થયું

ફસ્કુ—(દોસ્તોની ખરી વાત લાગવાથી મનમા વિચાર કરી)—સો સાપ તુમકો જાસ્તી લગતે હૈ તો પચાશ સાઠ તો હોયગેજ હોયેગે ઇસિમે કયા બડી બાત હૈ!

દોસ્તો—એટલા પણ હોય નહિ માટે ખરેખરૂ કહો

ફસ્કુ—(જરા વિચારીને) તોબા અલ્લા! બીસ પચીસ તો જરૂર થેજથ

દોસ્તો—મહેરબાન તમે જોયા હોય તેટલા નક્કી કહી દોને? આ વાત ઘણી અસંભવિત લાગે છે

ફસ્કુ—(મનમાં આતો મોટો શુચવાડો થયો હવે શું કહેવું?) પાચ સાત તો બેશક હોનેવાલા ઇસિમે કુછ જૂઠ નહિ હૈ

દોસ્તો—હજી ખરી વાત મનાતી નથી, માટે સાચુ બોલી દો.

ફસ્કુ—તબ એકતો હોનાહી ચહીએ!

દોસ્તો—એક હોવો જોઇએ કે નહિ, તે અમે પૂછતા નથી તમે તમારી નજરે કેટલા સાપ દીઠા હતા, તે કહો?

ફસ્કુ—(કાયર થઇને) આખુસે તો મને એક ભી નહિ દેખા, મગર જાલેમે ખડખડ ભડભડ હુવા તબ મેરેકુ અદેશા લગા કે ઉસમે સાપ હોગા

દોસ્તો—(ખડખડ હસી પડીને) તો મારા ભાઈ પહેલેથીજ ખરેખરૂં કેમ ન કહ્યુ? આવા હિમતવાન છો તો આગળ મુસાફરીમા શુ ધાડ મારશો એમ કહી સર્વે જણા ત્યાથી ઉઠી આગળ ચાલ્યા

બીકણ માણસો કલ્પિત ભયથી ચોકીને ખરી તપાસ કર્યા સિવાય ખોટી ખોટી વાતો ચલાવે છે, તેઓ પોતે એવા ખોટા વહેમથી દુખી થાયછે એટલુંજ નહિ પણ બીજાઓના મનમા વહેમ ઠસાવે છે આપણા દેશમા આવા ભોળા ભડકણ માણસોના દાખલાપર દાખલા જોવામા આવેછે માટે માણસ માત્રે અનુમાનથી બોલવાની ટેવ નહિ રાખતા ખરેખરી તપાસ કર્યા બાદ સાચી વાત કહેવાની ટેવ રાખવી, નહિ તો જાહેરમા ગપીતરીકે ગણાઇ વિશ્વાસભગ થવાયછે

શ્રદ્ધા અને વહેમ એ બેમા જમીન આસમાનનો ફરક છે સત્ય વસ્તુમા વિશ્વાસ એ શ્રદ્ધા કહેવાયછે અને અસત્ય પાછળ તણાવું અને ભીરૂ બનવુ એ વહેમ છે આવો વહેમ એ મનુષ્યને તેના કર્ત્તવ્યથી ભ્રષ્ટ કરેછે માટે વહેમમા પડવુ નહિ એમ ભલામણ આપવાની સાથે વહેમ છોડવા પણ નાસ્તિક ન થવું એમ ભલામણ આપી તથા વહેમી અને ભોળા માણસો પાખડ રૂપ જાળમા ફસાયછે, તેથી તેના તરફ ધ્યાન ખેચીને આ વહેમ અધિકાર પૂર્ણ કરવામા આવેછે

## पाखंडजाल-अधिकार.

જે જેઓ સ્વાર્થી લોકોના ફદમા સહેલાઇથી ફસાઈ જાયછે તેઓ પોતાના હિતનું આચરણ કરી શકતા નથી અને પોતાના અહિતને વોહોરી લેછે પાખડી લોકો કે જેઓ અધર્માચરણી હોયછે તેઓ પોતાને ધર્મા

ચરણી ગણાવી લેવા લોકોને અવળે રસ્તે ચડાવે છે અને પોતાની અધમ વાસનાઓને સફળ કરેછે માટે મનુષ્યે પોતાનું હિતાહિત સમજતા શિખવું જોઇએ એમ જણાવવાને આ અધિકારને અહીં સ્થાન આપવામા આવેછે

---

## ગરબી.

(અતકાળે સગુ નહિ કોઇનુરે)—એ ઢાળ

શીર જટા વધારી જોગટારે, વેશ કાઢી બને અવધૂત,
ભોળા પૂજે પાખડિને પ્રેમથીરે—ટેક૦

સાથ રાખે ચેલા બે ચારનેરે લઠ્ઠ કાયા મહા મજબૂત. ભોળા૦
અગ આખે વિભૂતિ ચોળીનેરે, તપ માડે જુએ સા તેમ
હોય આખો રાતી બહુ રાખથીરે, ફરી આવે આડબર એમ „ ૧

આખ ઊચી કરી નીરખે નહીંરે, મૂખ 'ચવળે રડી' એ વેણ
ગુરૂ બેઠા સમાધિમા સદારે, કહે ચેલા બીજાને કે'ણ „ ૨

ગામવચ્ચે અખેડા ગોઠવ્યે રે, દૂધ પિયે કેવળ એકવાર,
વાત ભીતરની જાણે રામજીરે, પણ આવી નમે નરનાર „ ૩

વસ્ત્ર ભગવા પે'રી બ્રહ્મચારીયોરે કહે સૌને નમો નારાણ
મિઠુ બોલી ભીડાઈ મેળવેરે, પણ અતે નીકળે પોલાણ „ ૪

વળી સાધુ વિરાગી શેવડારે, મોણ ઘાલી વધારે વાત
કરી લેછે દોરા ને ચીઠ્ઠીયોરે વનિતામા બની વિખ્યાત „ ૫

પેટ કાજે કેવળ એ વેઠિયારે કેમ આપે નીતિ ઉપદેશ,
વાત સાચી સતાડી રાખતારે, બોલે સૌને લાગે જે બેશ. „ ૬

ચે'મ વૃદ્ધિ કરેછે ઉલટારે, નથી પૂરૂ પોતાને જ્ઞાન
જુવતીમા અનીતિ જાગ પાથરેરે, દેવા માડે પુત્રોનુ દાન „ ૭

સાથ સ્ત્રીનો મળેલો સામટોરે રહે પાસે બેશી દિનરાત
ઘેલી આશા બધાના ઉરમાંરે, ગણે પડ પ્રભુ સાક્ષાત „ ૮

દ્રવ્ય કોઈ ઇચ્છે કોઇ દીકરોરે, વશ કરવો કોઇને કથ
રોગ કાયા વિષે વળી કોઇનેરે, જડી બુટ્ટિથી આણવો અત. „ ૯

એક બાવીએ આ ગામમાંરે, કર્યો ઘેલો સ્ત્રીઓનો સમાજ
દઈ દીધા ઘણીને દીકરારે ! નામ માતા પડ્યુ ન ઇલાજ ! „ ૧૦

વાત કે'તી ઓલીઆ અવતારનીરે એવું માન્યું ત્રિકાળી જ્ઞાન !
અરે આવા અજ્ઞાની માણસોરે, ખોટુ કે'તા ધરે નહિ કાન ! „ ૧૧

કરે વાતો પરતાની પ્રેમદારે, એક બીજીને ભોળવે એમ ,
"વાહ! માતા મુખે કેવુ તેજ છેરે! આવી મોટી જટા હોય કેમ , ,, ૧૨
થાય મોટો ઠગવો ત્યા ભેટનોરે, નવી વસ્તુ આવેછે અપાર ,
વરસાથે વઢીને લાવતીરે, છાનો છપનો ભરે ભડાર ,, ૧૩
વૃદ્ધ રાડી રાડો દરણુ દળીરે, જઈ મૂકે પર્તીગો ત્યાય
દયા આવે વિચારી દીનતારે, નથી થાતું કલ્યાણજ કાય ,, ૧૪
જર જાગ્યે જમાડે બ્રાહ્મણોરે, વદે મુખે તેઓ વાહવાહ ,
એનુ પરતાથી અન્ન નથી ખટતુંરે, બપ મારે એવો ઉત્સાહ ,, ૧૫
જૂઠુ કહેતા નાસ્તિક કહ્યો નિદર્ષેરે, તોય હિમત હારી કેમ જાઉં ,
વૈશ્યજાતિ વલ્લભદાસ વિનવેરે, હુતો સાચા હરિગુણ ગાઉં ,, ૧૬

સુબોધ ચિતામણિ—વલ્લભદાસ પોપટભાઇ

પાખડીઓને પૂજવાથી પુણ્ય થતું નથી પણ પોતાને બેવકૂફની પક્તિમા ગણાવુ પડેછે અને તેની સાથે પોતાના ખરા કલ્યાણને ગુમાવી બેસવારૂપ મોહોટી હાનિ પણ ભોગવવી પડેછે એમ આ અધિકારથી ટૂકામા દેખાડવામા આવ્યુ છે અને પછી પાખડી લોભીઆ પાસે ફાવેછે તે અધિકાર બતાવ્યો છે

## कदर्यमति धूर्त्तसफलता-अधिकार.

જેમ બેવકૂફ અને ભોળા માણસો સ્વાર્થી એવા ધૂર્ત્તલોકોના ફદમા ફસી પડેછે તેમ અયોગ્ય લોભ અને અયોગ્ય લાલચોને વશ થયેલા મનુષ્યો પણ તેવા ધૂર્ત્તલોકોનું ખાજ બનેછે અને ખરો ધર્મ કે જે આ સસારમા તેઓનું પરમ કલ્યાણ કરનાર છે તેનો આશ્રય લેનાથી બેનશીબ રહેછે એમ સમજાવવાને આ અધિકારનો આરભ કરવામા આવેછે

---

### જ્યા લોભીઆ ત્યા ધૂતારા ભૂખે ન મરે

### ગરબી.

(અતકાળે સગુ નહિ કોઇનુંરે)—એ ઢાળ

કેક તાબે કરવાને કથનેરે, મત્ર માની કરાવે પાઠ ,
લોભી જનમા ધૂતારા ભુખે નવ મરેરે—ટેક૦
વનિતાનો વિશ્વાસ વધારવારે, ધૂપ દીપે કરે ઠાઠ માઠ. લોભી૦ ૧

કૈક ઘાટ ઘડાવવા શોકનોરે ઉચ્ચરાવે ઉંધા અનુષ્ઠાન
સોય દોશ મત્રાવી દગા કરેરે, કરે નાણું નીતિ કુરબાન „ ૨
દ્રવ્ય લઇને દીયેછે દીકરારે, ભોમવાર કરાવે કૈક,
હાથ ચાલાકીથી મન મેળવીરે, પછી પાછળ મૂકાવે પોક „ ૩
નહિ લાગે નજરચોટ કોઇનીરે, દોરો મત્રી આપે તે માટ,
હાથે બાંધે માદળિયું હેમનુંરે, હરે ઊંધી રીતે ઉચાટ „ ૪
પડી ફાવે ખોવાતા ફદનુંરે, ધૂધકારી ધૂણે દિન રાત
ત્યારે ઘરના બધાથી પૂજાયછેરે, ઠગ બોલે વધારી વાત „ ૫
ઘણા લક્ષ્મી મગાનાની લાવચેરે, સોમવારે જમે એકવાર!
વળી રૂદ્રી કરાવે રૂદ્રનીરે, ભટ્ટ હાંડી ભરે ન વિચાર , ૬
કેક શોધ્યા કરેછે કીમિયોરે ત્યા ઠગની ફાવે તદબીર
લેવી લક્ષ્મી હમેશ હરામનીરે, ખોઇ ઉલટી દિસે દિલગીર „ ૭
સર્વ સૃષ્ટિ નિયમથી ઉલટીરે પાર ઇચ્છા પડે નહિ એક
વાત વિચારી વલ્લભદાસનીરે, ભણો વિદ્યા ભલી વિવેક „ ૮

સુબોધ ચિંતામણિ—વલ્લભદાસ પોપટભાઇ

અયોગ્ય લોભ લાલચને છોડી યોગ્ય વિદ્યા ભણી તથા તે વિદ્યાનો યોગ્ય ઉપયોગ કરી એટલે સારાસાર વિચાર કરતા શિખી પોતાના કલ્યાણના માર્ગને ગ્રહણ કરવો એમ આ અધિકારથી સૂચવી શ્રાદ્ધને લગતુ ધત્તીંગ એ પણ એક જાતની ધૂર્ત્તતાને મદદરૂપ છે અને તે અધિકાર હવે પછી લેવા ધારી આ કદર્યમતિ ધૂર્ત્તતા અધિકાર પૂર્ણ કર્યો છે



## श्राद्ध-अधिकार



મરણ પામેલ મનુષ્યના ઉદ્દેશથી સારા સારા ખાનપાન ખાવા અવરાવવા અને વ્યવહારમા પોતાની મોહોટાઇ દેખાડવી, સબધીઓને તે બહાને ભેળા કરવા અને વગર ધધે ઉદરપૂરણ કરનારાઓને શ્રાદ્ધનિમિત્તે ઉત્તેજન આપી શ્રાદ્ધ નામે આળસનો ધત્તીંગનો વધારો કરવો એથી મરણ પામેલ મનુષ્યતરફની સારી લાગણી જળવાતી નથી પણ તેના ઉદ્દેશથી દીન અને અનાથના દુખો દૂર થાય તેવી પ્રવૃત્તિ કરવી તથા પરમેશ્વરની પૂજા કરવી એજ તેના તરફની સારી લાગણીનુ સ્વરૂપ છે એમ જણાવવાને આ અધિકારનો આરભ છે

## શ્રાદ્ધમાં અઘટિત ભોજનપ્રતિ બે બોલ

(અંતકાળે સગુ નહિ કોઇનુંરે)—એ ઢાળ

સગો ભાઇ મૂઓ વીશ વર્ષનોરે, તેની મણ તિથિને દીન,
દૂધપાક ઉડેછે શ્રાદ્ધમારે—ટેક૦
સગાસબધિલા સાથ નોતરીરે, જમે જુગતે મિષ્ટાન્ન મલીન દૂધ૦
સ્નેહ સઘળો તે દિવસે સાભરેરે, પણ ખાતા નથી દિલ દુખ,
પડયો ધારો તેથી નથી પીડતોરે, લોહી ગ્રાસ મૂકે જે મૂખ ,, ૧
ઘણો સમજુને દિલ સતાપછેરે, યાદ આવે વા'લાનું વા'લ,
ઝેર જેવુ તેને મિષ્ટાન્ન છેરે, કેમ આવે ખાવાનો ખ્યાલ ,, ૨
કદી ઝાઝા વર્ષો વીતી જતારે, વા'લ સાથે વિયોગ વીસરાય,
તોય તેની મરણતિથિ મિષેરે, શાને ઉચ્છવ અરેરે થાય? ,, ૩
મર્ણ તિથિએ ખેદ મટાડવારે, કરો ભેળો સંતોનો સમાજ,
મર્ણ ભીતિ સભારી તે સમેરે, નિજ મુક્તિનો શોધો ઇલાજ ,, ૪
નથી સારૂ તદન કર્મ ત્યાગવુરે, તેમ ઘેલુ ઘટે નહિ શ્રાદ્ધ
ઉપકાર શિરેછે આપણેરે, જતા ભૂલી અતિ અપરાધ ,, ૫
માટે સબધીની સ્નેહ સાંકળેરે, મરણ તિથિ દિને પ્રતિ વર્ષ,
કરો પ્રેમે પ્રભુની પ્રાર્થનારે, એના જીવનો ઇચ્છો ઉત્કર્ષ ,, ૬
મરણ ઉચ્છવ માટે હે સજ્જનોરે, કરો ઉચ્છવ જ્યારે જન્મદિન,
દૂધપાક ઉડાડો આનદથીરે, જન્મગાંઠ ગણીને નવીન ,, ૭
જન્મ દા'ડો દીસે આનદનોરે, પણ આતો વિવેક વિરૂદ્ધ,
વલ્લભદાસ વણીકની વિનતિરે, કદી સૂણી થશો નહિ ક્રુદ્ધ ,, ૮

સુબોધ ચિંતામણિ—વલ્લભદાસ પોપટભાઇ.

ઉપર પ્રમાણે સક્ષેપથી સમજાવી પ્રત્યેક વિષયમા ખરા વિચારની અને વિવેકની જરૂર છે આંધળી દોડ કરવા જેવુ નથી એમ દેખાડી આ અધિકાર પૂર્ણ કરવામા આવેછે



## पितृकूपपतन (बापना कूवामां बूडी मरवुं)-अधिकार.



જેમ શ્રાદ્ધનું ધત્તીંગ એ હાસ્યજનક છે તેમ બાપના કૂવામા બૂડી મરવુ એ પણ હાસ્યપ્રદ છે. જેમકે પરપરાથી ચાલતા આવેલા પોતાના ધ-

ર્મમા દોષો દેખાય તથા અન્ય ધર્મ કલ્યાણકારક છે એમ સ્પષ્ટ સમજાય તેમ છતા પોતાના કહેવાતા ધર્મને ન છોડવો અને દુખી થયા કરવુ એ મૂર્ખાઇ છે એમ દેખાડવામાટે આ અધિકાર લેવામા આવેછે

---

વહેમ કાઢવાતરફ અણગમો

## ગરબી

(અતકાળે સગુ નહિ કોઇનુ)—એ ઢાળ

જાહો જૂનુ કહિયે જે જે નવુરે, નહા જૂએ ગપ્પુ ગુણ દોષ
ભોળા ભડકી ભાગે નવુ ભાળતારે—ટેક૦
નવા ધારા નજામા નિહાળતારે, હૃદય રાખે જાણ્યાવણ રોષ ભોળા૦
કૂપ ખારો ખોદેલો બાપનોરે તેનુ પાણી પીયે પ્રતિદિન
બીજો મીઠો કૂવો નહિ ખોદવોરે, કારણ કરવો ન ચાલ નવીન. ,, ૧
બાપ મૂઆ પાછળ મિષ્ટાન્નનેરે, મૂળ જોતા જણાય જેવુ ઝેર
તોય દાડો અટકાવતા દાઝશેરે કોઇ વાતે નથી કાઇ ફેર , ૨
રીત રોયા કૂટ્યાની કાઢવારે, કરે યત્ન કદાપિ કોઇ
ત્યારે લડવા ઉઠે લઇ લાકડીરે થાય સામા વિશેષ વગોઇ ,, ૩
ઘણા વેના વિચાર વગાડવારે ભુવા જોશી જણાવીને જૂઠ
ગણે જાડા ગપ્પા મારી ઘણારે ઝરે નિદ્રા પડેલની પુઠ ,, ૪
પીડ પામે વિવિધ પ્રકારનીરે, તોય શોધે ના શુદ્ધ ઉપાય
કોઇ કાઢે કેટા એનો કદીરે, તોય ઉંધે કેટે જન જાય , ૫
જેજે ડાહ્યા દેખાડે ચાલનેરે, તેના તત્ત્વ તપાસીનેજ
સાર હેતુ સમજી પછી ખીજવુરે, દાસ વલ્લભ વદેછે એજ ,, ૬

સુબોધ ચિંતામણિ—વલ્લભદાસ પોપટભાઇ.

તાત્પર્ય એ છે કે જૂનુ ચાલતુ હોય તેજ ખરૂ અને નવુ હોય તેનો સ્વીકાર થાયજ નહિ એવુ ભોળાપણુ કે જડપણુ ન રાખતા જે યોગ્ય હોય તેને ગ્રહણ કરવુ જોઇએ તથા સૂર્ય કે ચન્દ્રગ્રહણનો વહેમ એ પણ અંધપરપરાની શ્રદ્ધા છે અને તે ત્યાગ કરવા યોગ્ય હોવાથી તે અધિકાર હવે પછી લેવાની યોગ્યતા માની આ મિથ્યાપ્રપતન-અધિકારની સમાપ્તિ કરી છે

## ગ્રહણ-અધિકાર.

પ્રત્યેક વિષયમા ઉંડા ઉતરીને વિચાર કરવો જોઇએ, અને તેનું તત્ત્વ સમજીને પછી તેના સબંધમા નિશ્ચય કરવો જોઇએ. કોઇએ કાઇ ભૂત ભરાવી દીધુ તેના આવેશને ઝેડવોજ નહિ અને ખરી વાત કબુલજ ન કરવી એવા દુરાગ્રહી થવાથી સદ્ધર્મનું સેવન અટકી જાયછે અને ઘણા મજબૂત થઇ ગયેલ વહેમો આવા સદ્ધર્મના સેવનમા આડે આવીને પોતે ધર્મરૂપ થઇ પડેછે એ દેખાડવા માટે દાખલારૂપે આ અધિકાર લેવામા આવેછે

---

### સમજણની ખામીને લીધે ગ્રહણની માન્યતા

(ઓ વાસલડી, વેરણ થઇ લાગી શુ વ્રજની નારને)—એ ઢાળ

ઓ નર ઘેલા! ઘરણુ નિહાળી શુ કરવા ગભરાયછે?
નથી નથી ગળતો-રાહુ રવિ ચાંદાને એતો છાય છે—ટેક૦
એછે કવિ કલ્પિત શાસ્ત્રકથા પડિતજન જાણે હાલ જથા,
આ વે'મ વધ્યો તે વ્યર્થ વ્યથા એ નર ઘેલા૦ ૧
એ અટકળથી માર્યુ થોથુ, રૂપક દઇ પ્રાઢ કર્યુ પોથુ,
ભર્યો ગણ્યાને ઝાંખુ નજરે જો તુ „ ૨
આ લાકડુ જે ધાર્યુ ખોશી, તે માને તુ જેવા દોરી,
સમજ્યા વણ હુ નહિ સતોષી „ ૩
તુ તર્ક વિતર્ક નથી કરતો, ગાડર પેઠે મહિ પડિ મરતો,
[illegible] તે ધ્યાને નથી ધરતો „ ૪
કેટલાક હઠીલા મત તાણે, જાણે પણ અદેશો આણે,
મેંકવુ ન ગમે જૂનું જાણ્યે „ ૫
"નાવા ધોવાથી લાભ લહે, લીંપણ ગુપણ ચોખ્ખાઇ રહે"
એ ચાલ રાખવા એનુ કહે „ ૬
પણ ભૂખે મરવુ શિધ તજી, શરદી હાનિ કે' શીદ હજી,
જોજો આ મમતીની મગજી „ ૭
કદિ ચોમાસે કે શીયાળે, જો હોય ગ્રહણ તો તે કાળે,
ભીનાશ તદુરસ્તી ટાળે „ ૮
મરજાદી કે વષ્ણવ વાડે ઉલટી શરદી બહુ એ દાડે,
બહુ પાણી ઢોળી વણસાડે „ ૯

થાકાને રીસે રાહુ થકે, એ માની ગંડુ જીવ દહે,
ભોળા ભૂખ્યા આખો દિ રહે, „ ૧૦

ઘણીવાર ઘણુ રાતે થાતા, ઝટપટ કરી સ્નાન કરી ખાતા,
નિદ્રા પણ ચિતમા નથી મ્હાતા „ ૧૧

મોટે ઘર તો છે છબછબિયા, ભીના ઓશરિને ગાઘણીયા,
એથી ઉલટા નુકસાન થયા „ ૧૨

નર્યો કાગળ નાવા ધોવાનું–શરદીથી દરદી થાવાનું–
ખોરાક તજી તક ખાવાનું „ ૧૩

સુબોધ ચિંતામણિ—વ્રજભદાસ પોપટભાઇ

આવી રીતે ધર્મની જગ્યા દબાવીને મસ્ત થઇ પડેલા ઘણા વહેમો મનુષ્યોને ભવાટવીમા ભમાવ્યા કરેછે તેઓનાથી ચેતી તેઓમા ન ફસાવુ એજ ડહાપણ છે એમ સમજાવી ભૂતપ્રેતાદિની જે માન્યતા તે પણ વ્હેમ છે તેથી તેવા વ્હેમને દૂર કરવા તે તરફ નજર ખેચી આ અધિકાર પૂર્ણ કર્યો છે

## भूतप्रेतादि-अधिकार.

ધર્મની જગ્યા દબાવી બેઠેલા વહેમોમા ભૂતપ્રેતાદિકના ડરથી ઘણા મનુષ્યો પોતાના આવશ્યક કર્ત્તવ્યમાથી ચુકી જાયછે અને રાતદિવસ હેરાન થયા કરેછે એ પોતાના અજ્ઞાનનોજ દોષ છે એમ સમજાવવા આ અધિકાર લેવામા આવ્યો છ

---

### ભૂતનો વળગાડ.

(રાગ ઉપર પ્રમાણે)

ભોળી ભામા! ભડકી શુ ભાગે ભય રાખી ભૂતનો!
તજ ઢોગ ખધો, ચાલ હવે નહિ ચાલે તૂતેતૂતનો—ટેક૦

નર્યો રહેતી વાસના વાલાની, કુવરી કે કુવર કાલાની
કરુ શોધ કરી સોળેઆની ભોળી ભામા૦ ૧

જો રાત વખત ભૂતને ભાળે, નહિ પૂર્ણ તપાસી તે કાળે–
અતર સંદેહ નહિ ટાળે , ૨

દિવસે શિદ ભૂત ન દે દેખો? શિદ અંધારી રાતે પેખો?
શું બિયે બાપડું મન લેખો! „ ૩
એ એક જણા આગળ આવે, પણ બે ત્રણ નિકટ કદિ નાવે,
આનું કારણ શું સમજાવે? „ ૪
ડાકણ મનસા ને ભુત શંકા, એ ડાહ્યા જનના શિખ ડંકા,
બહુ અવિણ બની પઢિને પંકા „ ૫
જો નજર પડે તો પડકારો, પાસે જઇ હિંમત નવ હારો,
એ માત્ર ભીતર ભય ભણકારો „ ૬
ભડકા ભાળો તે છેજ હવા, કુદરતના ખેલો નિત્ય નવા,
પણ પ્રેત નથી આવ્યા રમવા „ ૭
ધુણનારીને નિજ વે'મ નડે, ચાળા કરશે જે ચિત્ત ચડે,
ભાળી ભ્રમણામા શીદ પડે? „ ૮
છે કજિયો સાસુ સંગાતે, કાં કામ પડે કરવું હાથે,
ડિક ઢોંગ શિખી ધુણવા જાતે „ ૯
સૌને ઓશિયાળા કરવા છે, કાં મુખથી દુઃખ ઉચ્ચરવા છે,
કોભાડ અતી આદરવા છે, „ ૧૦
ધણિને બિવરાવાનું બ્હાનું, કાં જાર કર્મ કરવા છાનું,
વંચાવે છે પોથી પાનું „ ૧૧
આવે એ યાર ભુવો થઇને, ભુત કાઢે ધૂપ ધીમે દઇને,
પછિ લાગ્યો રે' નિત છુટ લઇને, „ ૧૨
ભુત ભાગે જો ભાવેજ ભણો, હૈયામાથી સૌ વે'મ હણો,
ઉપદેશજ વલ્લભદાસતણો „ ૧૩

સુબોધ ચિંતામણિ—વલ્લભદાસ પોપટભાઇ

વહેમથી ફેલાયેલા આવા ભય આગળ વધી બીજા દુઃખો દેવાની સાથે છેવટ મરણનું કારણ પણ બનેછે પણ તેવા પ્રસંગોમા મન મજબૂત રાખી પાકો તપાસ કરી મનનો વહેમ ટાળી નાખવો જોઇએ અગાધ મહિમાવાળા ઇશ્વર કે જે સર્વનું કલ્યાણ કરનાર છે તેનાપરજ ભરોંસો રાખવો એમ તાત્પર્ય છે



## कामणटुमण-अधिकार.

**સ્ત્રી**ઓને વશ કરી પોતાનો ધારેલો નીચ હેતુ પાર પાડવાની નિષ્ફળ પ્રવૃત્તિમા ફસાતા મનુષ્યો પોતજ પાપના પાશમા ફસાયછે પતિને વશ કરવામાટે કે શોકયોને દુખી કરવાને દુષ્ટ ઉપાયોને શોધનારી અશુદ્ધ અંતઃકરણની નારીઓ ધૂતારાઓના ફંદમા પડી પોતાના ઘરમાથી પૈસાનો ભોગ આપેછે અને પોતે અનીતિ અને અધર્મના રસ્તામા આગળ વધેછે પરિણામે પોતેજ પાયમાલ થાયછે માટે એ મૂર્ખાઇથી દૂર રહેવાનું સમજાવવાને આ અધિકાર લેવામા આવેછે

### પાખંડીચાળા.

(રાગ ઉપર પ્રમાણે)

હૈયાફૂટી, હઠિ કામણટુમણ રોજ કરાવતી,
વશ કરવો છે, આડો અવળો ચાલેછે એનો પતી ?—ટેક૦

દઇ જંત્ર મંત્ર ચિઠ્ઠી દોરા, બહુ ધૂને ધૂતારા ધોરા,
ભર તાવડિ લઇ જાતી પોરા, હૈયાફૂટી૦ ૧

હાથે લટકા શું માદળિયું, તે ભાગ્યશાળિ માટે મળિયું
બહુ હર્ષ ભર્યું જાણે હળિયું ! " ૨

કોઇ કરી નજર ચોટ ન લાગે પિતૃ પણ નડિને કર નવ માગે !
ભૂતપ્રેત ભાળીને દુર ભાગે ! " ૩

એમ અઘટિત ખોટા ખર્ચ કરે, ધણીથી તે છાનું ચોરી ખરે
કો જારિ કંઇ હિંમત ન ડરે, " ૪

પાય ચિઠિયો પાણીમા ગાળી તે રડા રાખ કરી કાળી
યાય કહ્યેશ જાય જો તે ભાળી " ૫

દુર્જન સંગે થઇ દુષ્ટ મતિ સાચુ ખોટુ સમજે ન રતિ,
ઘણિ ઘરણી ઘેલી થાય અતિ, " ૬

વિદ્યા વણ કપટ ન જાણિ શકે, ખરૂ માનો ખાવો જેહ બકે,
કોઇ કરે તપાસ ન તેહ તકે " ૭

કાતો કોરા પાના લાવી અગ્નિથી અક્ષર ઉપજાવી,
ઘેલી કરિ મૂકે વચાવી " ૮

કા કાથજ કચડ કચડ ચાવી વિશ્રામ વધારે જરમાવી,
અબળામાં ટોગ કરે આવી હૈયાફૂટી૦ ૯
પકડી ન શકે પાખંડ વિષે, તેથી દાસી થઇ રે' દિન નિશે,
પોય જેટલું તેટલું પાણી પીશે, „ ૧૦
ઘર આખરસુધી વશ થાય નહિ, વળી ગ્રહ પડે ઘર કામમહીં,
તેથી વેઢો પૂરે ડાગ લહી „ ૧૧
ફેકુબ કહે કામણગારી, સાસુ પજવે એપા મારી,
ઉલટી ચડી આળ શિરે ભારી „ ૧૨
ફસપવડે પછી કષ્ટ પડે, ભુંડીને ભુંડા થઇજ નડે,
બકરી કાઢતા જ્યમ ઊંટ ગડે „ ૧૩
દેખી દિકરા દિકરી બગડે, કાફા દે વે'મતણું વગડે,
નિકળે ન વે'મ નાનાથી ગડે „ ૧૪
અતે એ જુવતી શિર જૂતી, પસ્તાય પુરી દુઃખે વૂતી,
પણ પ્રથમ મમતની મજબૂતી „ ૧૫
તે ઇશ્વરની અતિ અપરાધી, ભૂલીને ખોટ ભલે ખાધી,
તનને પીડશે વિધવિધ વ્યાધિ „ ૧૬
છે જાદુ કપટ વિસ્તાર ઘણો—ને ભાવે ભૂતનિબંધ ભણો,
ગૃહિ નિમ શોધી વે'મ હણો „ ૧૭
શાણા પુરૂષે શિક્ષા લેવી, જોર જુનમથી ત્યા ન જવા દેવી,
છે વલ્લભની વિનતિ એવી „ ૧૮

સુબોધ ચિંતામણિ—વલ્લભદાસ પોપટભાઇ.

કામણટુમણ કરનારી સ્ત્રીઓ બીજાનું ભુડું કરેછે તેની સાથે પોતાની જીંદગી પણ બગાડેછે એમ સમજી તેવી વ્યર્થ અને હાનિકારક પ્રવૃત્તિથી પોતાના કલ્યાણને ઇચ્છનારી યોગ્ય સ્ત્રીઓએ અવશ્ય દૂર રહેવું જોઇએ એમ આ અધિકારનું તાત્પર્ય છે



## ધૂણવાનું ધત્તીંગ-અધિકાર.



કામણટુમણ કરનારી સ્ત્રીઓ જેમ પોતાનું જીવિત બગાડેછે અને બીજાઓને પણ દુઃખી કરેછે તેમ ધૂણવાના ઢોંગ કરનારી સ્ત્રીઓ પણ એજ દુષ્કૃત્ય કરેછે ધર્મશાસ્ત્રમાં સ્ત્રીઓનો દરજ્જો ઊંચો શ્રેષ્ઠ છે તેને ભૂલી

જઇ આવે અવળે રસ્તે ઉતરી પડનારી નારીઓ ઘરસસારને ધૂળધાણી કરી નાખે તેમા નવાઇ શી? આ બાબત સમજાવવાને આ અધિકાર આરભાયછે

---

## સ્ત્રીના ધૂણવાના ચાળા

(મુરખો રળી રળી કમાણોરે, સાથે મેલશે મોટો પાણો)—એ ઢાળ

ડાકલાની વાગે ડમડમ ડાંડીરે, ભુંડી ભામની ધુણવા માંડી—ટેક૦
ધુધુ ધુધુ ધુધુ ધુધકારા કરતી, ભાષા બોલે આડી
આણુ પુછે અવિણુપણે જે, તેને નાખે ભાડીરે. ડાક૦ ૧
ખરેખરો ખપોજ મળે તો, માર ખાય વીશ આડી
કાચાપોચાને ગભરાવે, ગોઠણભર થઇ ગાડીરે „ ૨
જોબનમા કૈભાડ કરે–ઝાઝો જે રામા રાડી,
બોલાવેછે છેલ જારને, શરમ બધાની છાડીરે „ ૩
ભ્રમણામા ભોળાને નાખી, ભરેછે ભટની હાડી
બીવરાવા બકવાદ કરે બહુ, જાણે પીધો પ્રાડીરે „ ૪
ચાળા કરતી રે'ન ચતુરા, પાઠ કરાવે ચડી
દાત સગડ પડી જાય જુક્તિથી, વળી થઈ જાયે ધડીરે , ૫
ખૂબ ખરાબ બનીને કુળને મૂળથી નાખે ખડી
વશીકરણ વિગેરે માનીને, વેંમતણી ચણી વડીરે , ૬
ભુવા જતિ નિત એ જુવતીનું, દ્રવ્ય જાય બહુ દડી
કપટ કાળજે રાખી પ્રતિદિન, પૂજેછે પાખડીરે , ૭
ખાય ખાસડા ધડ ધડ મૂરખો–ધણી ધરી રાખી મુંડી
ફેલ ફિતૂર કરે પણ એમા એની સમજણ ઉંડીરે „ ૮
છળ ભેદે છક્કડ ખવરાવી, છાનું રાખે છાની
વહુભદાસ વ॰ મૂરખીરે', એ મતલબથી માદીરે ૯

સુબોધ ચિતામણિ—વલ્લભદાસ પોપટભાઈ

ભાવાર્થ એજ છે કે આવી સ્ત્રીઓ પોતાના મનુષ્યજન્મની સફળતા કરવાને બદલે ખરાબ રસ્તો ગ્રહણ કરી સસારજાળમા વધારે વધારે ઉંડી ઉતરતી જાયછે એ સમજાવી ધૂણવાનુ વર્તીંગ અધિકાર પૂર્ણ કરવામા આવેછે



# बाळलग्न-अधिकार.

મનુષ્યને બાળપણમા ઉછરતી અવસ્થાએ અમુક વર્ષો પછી જ્યારે વિદ્યાભ્યાસમા જોડાવુ જોઇએ અને જે વિદ્યાભ્યાસને પરિણામે ઉત્તમ પ્રકારે ધર્મસાથે વ્યવહારનું જ્ઞાન તથા મોક્ષના સાધનભૂત ઉજ્વળ ધર્મજ્ઞાનના સસ્કારો મગજપર જામવા જોઇએ ત્યારે તે વિદ્યાભ્યાસમા મોટી ખલલ નાખનાર બાળલગ્નનો પ્રચાર વધી પડયો છે સસારમા સકટોની જે જાળ પથરાયેલી જોવામા આવેછે અને જેને દુર્ભેદ્ય ગણવામા આવેછે તેના કારણોમા બાળલગ્નનો ચાલ એ પણ આવી જાયછે એ સમજાવવાને દિગ્દર્શનરૂપે આ અધિકાર ગ્રહણ કરવામા આવ્યો છે

---

## ઢીંગલા ઢીગલીના વિવાહ

(હરિભજન વિના, દુખ દરિયા સસારનો પાર ન આવે)—એ ઢાળ

એ માબાપો! બાળપણામા ધાઠ શી વેવીશાળની ?
સરખી વયના-વળગાડો પણ થાય કજોડી બાળની—ટેક૦
તમને તો હૈયે હોશ હશે, પણ આખરમા શુ એનું થશે ?
એ સઘ કાશીએ કેમ જશે એ માબાપો૦ ૧
બબ્બે વરસે વેશવાળ કરો, કા ગભવિષે વનિતાજ વરો !
કે ગજબ! દીલમા કાક ડરો " ૨
પછિ લાઠ લડાવતાંરે છ્યાને, બહુ વાત કરે વહુવર બહાને,
માડી વાળ્યું પીળે પાને, " ૩
આ કીકાની વહુ એમ કહી, વિકાર કરે મૂર્ખાઇ મહી,
પછિ બગડે તેહ નવાઇ નહિ " ૪

---

(મૂરખો રળી રળી કમાણોરે, સાથે મેલશે મોટો પાણો)—એ ઢાળ

હજિયે બાળ લગનની હોળીરે, ફટ ફટ ફટ ! નિર્દય નર ટોળી—ટેક૦
નાનપણે પરણાવા કરતા, પાજો વિખડા ઘોળી,
બાળ બિચારા ગભરૂને શિદ મારી ગોબની ગોળીરે હજિયે૦ ૫

બ્રહ્મચર્ય કર્યું બંધ બ્રાહ્મણો ખાય મફત ડફોળી
મૂરત દઈ મિષ્ટાન્ન જમે-માડી પતરાળી પટોળીરે. , ૬

બહુ મોટાને નાની કન્યા, આપે ચિત્તે ચળી
શક્તિવાન વયાજ વિના વણમાડે ડાગી ઢગીરે , ૭

બાળક થાય ન એથી બન્ને, રહે રોગી નિર્બળી
ચાલી જાય વદમાં ઠીંગણિ સુખ ફીકું નહિ ઉજળીરે. „ ૮

---

(જીવતું શાને શોચના કરે ? કૃષ્ણને કરવું હોય તે કરે)—એ ઢાળ

દેહ બળ બાળલગનથી બળે, દગી શિઠ માંગે ક્રમળે ગળે—ટેક૦
ચાલ ચલાવ્યો ચૂક કરી, કોઈ અજ્ઞાની આંધળે
ચતુર પુરૂષ પણ ચેતે નહિ-ચતુરાનું ચિતડું ચળે છગી૦ ૯
બાર વરસના બાપ બન્યા-એનાથી શું ઉકળે ?
ગર્ભ બલિષ્ટ શું ઉઠરે એના વીર્ય વિનાને જળે. , ૧૦

---

(ચતુર દેશ ચાપાનેર)—એ રાગ

પૂજુ પ્રથમ પરિગ્રહ, પૂજુ પ્રથમ પરિગ્રહ,
પ્રભુ પાય પકડે પડુંરે
આપો કાવ્ય કળા ધર્મ, આપો કાવ્ય કળા ધર્મ,
દેશ દુઃખ રાવથી રડુંરે ૧૧

પરાધીન પડયા આજ પરા૦ બન્યા બીકણને બાયલા
જિવે મવ્યા જેવાજ જિવે૦ કુટે રેટે જે ટાઇવારે ૧૨

વીશનોરી વળ ગઈ વીશ૦ બાળસાહેબ ભાગી રચ્યાંરે
કરે લાડ જ્યારે લાડિ કરે૦ પોથા થોથા ભૂલી ગયારે ૧૩

પછી આવ્યું સીમંત પછી૦ બહુ બન્યા કન્યા વયારે
જેનો ઝટ આવે અંત, જેનો૦ થયા રોગી રગરેટિયારે ૧૪

માડ મોટા થયાજ માડ નગીણા નીહાળનાર,
જાત જુદે શું આજ ! જાત૦ હાયે હ્યા યે કટાળતારે ૧૫

શરીર બાંધો બંધાય શરી૦ તેના પહેલા પરણાવિયારે
તેથી બધ તૂટી જાય તેથી૦ પછી આવા ફળ આવિયારે ૧૬

દવ પીવા લાયક દવ૦ હજી દાંત એના ધિયારે
જાપે ત્યાં તો બાળક, જાપે૦ ધ પીજાય બાધરિયારે ૧૭

બાળ રમ્મતની રીત, બાળ૦ હાય ! ઢીંગલાને ઢીંગલીરે,
વિનાશકાળે વિપરીત, વિના૦ બની બુદ્ધિ રૂડી નીકળીરે ૧૮
તન મન તુટિ જાય, તન૦ ભલી વિદ્યા ભણાય નરે
કેમ કામકાજ થાય, થાય૦ પાઈ એક કમાય નરે ૧૯

અરે મૂર્ખ માત તાત, અરે૦ વડી શાત વાત સાભળોરે
વેર વાળો વિખ્યાત, વેર૦ કયા જન્મતણો આણબોરે ? ૨૦
ભૂખ વિના ભાવે ન, ભૂખ૦ દરદ વિના દવા નહિરે,
વિના કારણનું વેન, વિના૦ લાભ એક ન એ મહીંરે ૨૧

રૂતુ પ્રાપ્તિ ગીવાય, રૂતુ૦ સગ સ્ત્રીનો કરવા થકીરે,
જરૂર નર્કમા જવાય, જરૂ૦ લખ્યું શાસ્ત્રવિષે નકીરે ૨૨
નાની પરણીને નોય, નાની૦ જન જોસા ન જાળવેરે
હાણ એથી બહુ હોય, હાણ૦ કદી સ્ત્રીને મમુળી ખુવેરે ૨૩

બેઉ ગાલ બેસી જાય, બેઉ૦ થાય સેજે કડ ભાગલીરે
પડે વાંકા વાંકા પાય, પડે૦ ટાગો મરડાતા પાપળીરે ૨૪
ભુડું ભુડું બાળ લગ્ન, ભુડું૦ મગ્ન થાઓ શુ માનવીરે ?
ઊર માંહી ઉઠે અગન, ઉર૦ જગન જોડયો શુ દાનવીરે ? ૨૫

ખાન પાન તણું તત્ત્વ, ખાન૦ સત્ત્વ આખા શરીરનુંરે,
પિંડ ગર્ભે બધાય, પીંડ૦ જેમ જામે રૂધીરનુંરે ૨૬
વીર્ય એવું અમૂલ્ય, વીર્ય૦ પ્રાણદાતા પુરૂષાર્થીરે
નથી કાંઈ તેની તુલ્ય, નથી૦ જિવે એના આધારથીરે ૨૭

એનું બાળી નાખ્યું મૂળ, એનું૦ બાળ લગ્ને બૂરૂ કર્યુંરે
નિકંદન કરીને દૂળ, નિકં૦ બળવાન બીજને હર્યુંરે ૨૮
અક્રિણિયોની જેવા હાલ, અક્રિ૦ અક્રિણ વિના થયા સહીરે
દાંસે કાચુ સકાટ, દિસે૦ મૂખ માખી ઊડે નહિરે ૨૯

કાલુ કાલુ બોલે બાળ, કાલુ૦ પેગ્રાં જાણે ન પોતડીરે
એનો કામનો છે કાળ, એનો૦ ચુથી નાખે કાયાવડીરે ૩૦
ફટ ! ફટ ! ફિટકાર, ફટ૦ કાંઈ માનો ન કોઈનુંરે,
ધર્મ ચોરી ધિક્કાર, ધર્મ૦ કરો પાન બાળ લોહિનુંરે ૩૧

ચુપ ! ચુપ ! મતિમૂઢ, ચુપ૦ જૂઠુ ડાંપણ ન ડોળશોરે
થયો ઘા સાંજિ સારૂઢ, થયો૦ હવે ઔષધને ખોળશોરે ૩૨
જાગો જાગોરે જટ જાગો૦ મારા દેશી દયામણારે
બાળ વિવા' નઠ્ઠ બાળ૦ ભુંડા હાલ કરે આપણારે ૩૩

(જગત્ જોગમાયારે)—એ ઢાળ

વઢે દાડી રૂવે રાડ પાડી, બને બાળ વિચારે
ભડે સાસુજી ત્યા ત્રાડ પાડી „ ૩૪
ઘેર નારી જતા નિશાળે, „
થાય દાડી શરમ દીલ બાળે, „ ૩૫
ત્રીશવર્ષે આવ્યા વાળ ધોળા, ,
બાળલગ્નના ગોળી ગોળા, „ ૩૬
ઝટ જણ્વા, મડે નાનાથી,
વેત જેવડા ગલુડિયા ત્યાથી , ૩૭
થાય ભેગુ ભુડણનું ડાર, ,
ટળે ખાવાનું તેણીવાર, „ ૩૮
એજ દુષ્ટ દશાનન ભારી, ,
વણુ વાંકે વિધ્યા નરનારી, , ૩૯
બાળકીના છોરૂ બળહીણુ ,
નિત્ય માદા તેથી તનક્ષીણુ , ૪૦
પુત્ર નાનો પ્રીતે પરણાવે, ,
મોત વહેલુ બોલાવી લાવે, „ ૪૧

સુબોધ ચિંતામણિ—રણછોડદાસ પોપટભાઇ

બાળલગ્નથી થતી હાનિઓ દેખાડી આ બાળલગ્ન અધિકાર પૂર્ણ કરવામા આવેછે



## कन्याविक्रय-अधिकार

કન્યાવિક્રય પણ દરેક રીતે બાળલગ્નની માફક હાનિકારક છે અને બાળલગ્ન જેમ મહાવિપત્તિનું વાદળ લાવનાર છે તેમ કન્યાવિક્રય પણ કષ્ટકારક અને પાપરૂપ છે એમ સમજાવવા આ અધિકાર ગ્રહણ કરવામા આવેછે

### લાભ કરતા હાનિ વધારેછે

अधर्मोपार्जित द्रव्य, दशवर्षाणि तिष्ठति ।
मासे चैकादशे वर्षे, समूल च विनश्यति ॥ १ ॥

અધર્મથી મેળવેલું ધન ઘણામા ઘણું નવ વર્ષસુધી રહેછે અને દશમે વર્ષે સમુળગુ જાયછે એટલે કહેવત પ્રમાણે હુણી પ્રોને તાણી જાયછે

## કન્યાવિક્રયથી થતી હાનિ.

भक्षितं चाणुमात्र यत्, कन्याविक्रयज धनम् ।
सकुल त गृहीतार, नरके नयति ध्रुवम् ॥ २ ॥

કન્યાવિક્રયથી મળેલુ ધન કિંચિત્ માત્ર પણ જે કોય ભક્ષણ કરેછે, તે સ્વકુટુમ્બ સહિત નિશ્ચય નરકેજ જાયછે ૨

## કન્યાવિક્રયના ચાર પ્રકાર.

कन्याभरणं मौल्य च, जामातृकृतसेवन ।
कन्याप्रति कन्यां यच्छेत्, चतुर्धा कन्याविक्रयः ॥ ३ ॥
एते केपा

કન્યાને માટે દાગીનો, પૈસા લેવા, પોતે પૈસાદાર હોવાથી જમાઇને સેવકતરીકે ગણી ઘરજમાઇ રાખવો અને દીકરી દઇ દીકરી લેવી એ ચારે બાબત કન્યાવિક્રયના પેટા ભાગમા સમજી લેવી ૩

## કન્યાવિક્રય કરનાર પિતાને ઠપકો.

### ૫૬.

(હરિભજન વિના૦)—એ ઢાળ

ઓ દુષ્ટ પિતા, દીકરી વેચી ધન લેવાનુ ધ્યાનમા!
દઇ ડોસાને, રંડાપો આપ્યો તે કન્યાદાનમા—ટેક૦
તને રૂવે રૂવે કીડા પડશે, તારી છાતીપર જમડા ચડશે,
ધગધગતા ખીધા ધાબડશે, ઓ દુષ્ટ પિતા૦ ૪
તારા ગાત્ર ગળત કોઢે ગળશે, ઘરમાથી ખાવાનુ ટળશે
વાવેલા વિષવૃક્ષો ફળશે, „ ૫
કોઇ બડદ બીજુ ન મળ્યું તુજને, જેથી ઘરમા ખાતર દીધ ખુલ્લે,
તને સાભળ દુનિયા આખી દુલ્લે, „ ૬
તારા હાથપગોજ પડયા ભાગી, જેથી ઝટ કમાણી આ જાગી,
લે પાપી હવે મૃત્યુ માગી, „ ૭
તે અતકાળનો લાડુ લીધો, કળજુગમા કાળો કેર કીધો,
બાપડિયા! તું ન જરાય બિધો, „ ૮

મહાજન છો માબાપ તમે અરારે, પુત્રી ગાય સમાન ગણાયજો,
વાર કરીને બાપો બધનેરે, નહિ તો તમ શિર છે હત્યાયજો „ ૩૯
અમને આપી છૂટ સ્વતંત્રતારે, મહારાણી શાણી સરકારજો,
માબાપો મારેછે બાળનેરે તેની વેગે કરજો વારજો. „ ૪૦
જમણો હાથ કરે ગુન્હો કદીરે, ડાબાને શિક્ષા નહિ થાયજો
સાથે સિંહ બકરી પાણી પીયેરે, એવો વખણાયછે તુજ ન્યાયજો „ ૪૧
તો આ થાય જુલમ શો આવડોરે? નાના બાળક નિરાધારજો
મારે તો નહિ દેવા મારવારે, એ છે ફરજ તમારી સારજો „ ૪૨
કરતા ક્યપીતી નિજ દીકરીરે રજપૂતોને અટકાવ્યાજજો,
ધાડજ આ ધોળે દાડે પડેરે, તેનો કેમ કરો ન ઇલાજજો „ ૪૩
નાની ઉમ્મરમા નાથી દિયેરે ત્યારે જાણું શું પરિણામજો
વલ્લભદાસ વણિકની વિનતિરે, લખતા લાબુ થાય લખાણજો „ ૪૪

સુબોધ ચિંતામણિ—વલ્લભદાસ પોપટભા.

## કન્યાવિક્રયનો હૃદયભેદક દંપતિસંવાદ.

*કૃપણશા—(પોતાની સ્ત્રીને) જો તારે આખો દિવસ ચોપડી વાચવામાજ કાઢવો હોય તો મારે તારૂં કામ નથી કારણકે "ચોપડી વાચે તે વઠી જાય" એ કહેવત પ્રમાણે મારે મારૂં ઘર ગધેડે ચઢાવવુ નથી! સમજીને!

કાન્તા—(નરમાસથી) શિરછત્ર! ગૃહરાજ્ય ચલાવવાની અત્યુત્તમ શૈલીનું દિગ્દર્શન કરાવનાર આત્મશક્તિને સ્તુત્ય અને પ્રસશનીય કામની અદર ખીલવનાર અને છેવટે પ્રભુસ્તવનથી આત્માને કર્મરહિત બનાવનાર જો કોઇ હોય તો તે સત્ પુરૂષોની કસાએલ કલમથી લખાએલ નીતિગ્રથોજ છે

કૃપણશા—તે મૂક હવે પચાત! અને ૯ કહું તે સાભળ જો! આપણી મનોરમાનું વેવિશાળ બુદીકોટાન રહીશ શે નગીનદાસ તાગચદમાથી કરવાનું નક્કી કરેલ બોલ બોલવાનું શુભ મુહૂર્ત આવતી કાલના સાડાઆઠ વાગે ઘણી ધામધુમની સાથ પસાર કરવા વિચાર રાખેલ છે વળી લગ્ન પણ ચાલુ માસની આખર તારીખમા કરી આપવા નિર્ણય કર્યો છે કેમ સારૂંને?

* સત્સંગના ભાગ ૧ લો.

કાન્તા—વ્હાલા! આપના માધુર્યમય વચનામૃતનું પાન કરતા જે અત્યાનંદ ઉત્પન્ન થાયછે તે અકથ્ય અને અવર્ણનીય સમજશો પતિ! પૂર્ણિમાના પૂર્ણ ચંદ્રોદયની ચળકતી કાંતિનો તિરસ્કાર કરનાર ગુણજ્ઞદેવી મનોરમા કે જેની જીવનદોરી આપ જેના હાથમા સોંપવા માગોછો, તેની યોગ્યતાવિષે આપે પરિપૂર્ણ તપાસ તો કરીજ હશે!

કૃપણશા—એક પૈસાનું શાક ખરીદવા જતા સારૂ ને સસ્તું શોધવામાટે ચારે કોર ફરી ગિચારા બકાલીને તોબા પમાડી દઉંછું તો શું માગી માન પાનમા ઉછરેલી મનોરમામાટે વર શોધવામા બેદરકાર રહું એ બનવા યોગ્ય છે? ખુદ લક્ષ્મીદેવીએજ જેનું દાસત્વપણું સ્વીકાર્યું હોય તેની યોગ્યતામા કિંચિત્ માત્ર ખામી હોય ખરી?

કાન્તા—વાહ વાહ! ત્યારે તો રૂપ, ગુણ અને વયની પણ સમાનતાજ હશે!

કૃપણશા—તારે તો બધીએ પંચાત! શું તારી માફક અમે નવરા બેઠા છીએ કે તને જવાબજ આપ્યા કરીએ!

કાન્તા—કૃપાનાથ! શાંત થાઓ વ્હાલા શામાટે ક્રોધાગ્નિની જ્વાળામા દગ્ધ થાઓછો! પુત્રીની માતાતરીકે ફરજ બજાવવા મને શું તે પ્રશ્નો પૂછવાનો અધિકાર નથી?

કૃપણશા—અરે વાહ વા હ!!! આ તો ડહાપણનો દરીઓ લાગેછે ને શું! રૂપગુણને વળી તારે શું કરવા છે રૂપાળા તો કુંભારના ઘરના ગધેડા પણ હોય જો તારી દીકરી જીવે ત્યાસુધી ખાવાપીવામા કે પહેરવા ઓઢવામા દુ:ખી થાય તો મને કેજે!

કાન્તા—કૃપાસિંધુ! રૂપ, ગુણ અને વયની સમાનતાને લઇ દંપતિ સ્નેહના સામ્રાજ્યની માનુકૂળતા દૃષ્ટિગોચર થાયછે જ્યા એ ત્રિપુટીની પધરામણી નથી ત્યા ગ્લાનિ, ઉદ્વેગ, ભય, કુસંપ અને નિરાશાપણુ આદિ દુર્ગુણો નિરખવામા આવેછે પતિ! એ વ્હાલા પતિ!! સ્ત્રીનું ખરૂ જીવન, સ્ત્રીનું ખરૂ ચૈતન્ય અને સ્ત્રીનો ખરેખરો આતરવિલાસ એ ત્રિપુટીમાજ સમાએલ છે માટે તેની ખાસ અગત્યતા સ્વીકારી આપણે આપણું કર્ત્તવ્ય બજાવવુ જોઇએ પરતુ આપની માન્યતા પ્રમાણે રૂપ, ગુણને ઘોડીવાર અલગ મૂકી હુ જાણવા ઇચ્છુછુ કે વયની તો સમાનતા છે ને?

કૃપણશા—આટલા બધા પોથા પોથા ફેરવેછે તોપણ હજી સમજણ તો આવીજ નહિ શુ રૂપ, ગુણ અને વયની સમાનતા જોતા લક્ષ્મીદેવીની આપણાપર કૃપા થાય ખરી? જ્યારે અઢીહજાર રૂપિયા જેવી એક ગંજાવર રકમ આપવા તેણે કબુલ્યું ત્યારે તો મે ફક્ત હા પાડી તો પણ તારા કહેવા પ્રમાણે વરકન્યાની ઉમ્મરમા ઝાઝો તફાવત નથી,

૧૨×૫=૬૦ (બાર પચા ને સાઠ) કન્યાથી વરની ઉમ્મર ફક્ત પાંચગણી છે

કાન્તા—વાહ વાહ! શું જમાઇ શોધવામાં કુશળતા વાપરી છે! શું બાર વરસની બાળિકાને ગુણવાન માળીના હાથમાં ન ધરતાં એક બાવળના ઠુઠાને અર્પણ કરવા જિજ્ઞાસા દર્શાવોછો? ચંદ્રમણિ જેવી ઉજ્વળ કન્યાદેવીને વૃદ્ધ જડમારૂપ જંગલમાં જઇ સુખી સંસારનો લેશ પણ લ્હાવો ન લેવા દેતાં ઉલટી દુઃખરૂપી સમુદ્રમાં બિચારી અબોલ બાળાને ધકેલી પાડોછો? અને નિશ્વાસથી જીવતાં બળી મરવા કન્યા વિક્રયની ચિતા ખડકી નિર્દોષ પુત્રીનું જીવિત ધુળ ધાણી કરવા ચાહોછો? નિર્મળ જળની વ્હેતી દિવ્ય સરિતા જેવી કન્યાને વેચી કરી તમારા પેટને બક્ષીદાન આપવા મંગળ કન્યાની વિક્રયના હોમમાં આહુતિ આપતાં જરા પણ અચકાતા નથી? શું 'બીબી મીયાં જોગ તો મીયાં કબર જોગ” એ કહેવત પ્રમાણે નાની બાર વર્ષની બાળિકાને સાઠ વરસના ડોસામાને પરણાવી મડાસાથે માદળ બાંધવા જેવું નથી બનતું? અને ચોગીમાજ કન્યાદાનને બદલે રંડાપો આપવા જેવું થતું નથી?

કૃપણશા—હવે બેસ બેન! વધુ ગડબડ કરી છે તો આ સોટીને સ્વાધીન થશે. અઢીહજાર રૂપિયા વગર મહેનતે ઘેર બેઠા મળે છતાં એવો મૂર્ખ કોણ હોય કે તે રૂપિયાને તજી દીયે! શું લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે મોહું ધોવા જવું? ના ના તે કદી પણ બનશેજ નહિ અત્યારે તો પૈસા એજ દાદ પરમેશ્વર છે એક કવિ કહેછે કે —

## વસંતતિલકા છંદ

આ સૃષ્ટિ તો સુજન સર્વ ધને વસેછે
દ્રવ્યાર્થ કારણ બધાં દુખમાં ધસેછે
જો હોય દ્રવ્ય બહુ તો સુખ સર્વ પામે,
તેના વિના કવિ કહે દુખ ઠામ ઠામે.

ખરેખર પેસાની તો બલિહારી છે જો પસો હોય તો મા, બાપ ભાઇ કુટુમ્બ, કબીલો સગા, સ્નેહી વગેરે મારાપણું બતાવી સેવામાં હાજર રહેછે જો પૈસો હોય તો નાતજાતમાં પણ અગ્રેસરપણું મળેછે અને જો પૈસો હોય તો મોટી મોટી પરિષદોમાં પણ પ્રમુખસ્થાન મળેછે સમજી? વળી આપણામાં કહેવત છે કે “પૈસો એ મનુષ્યનું અગીઆરમું પ્રાણ છે” લક્ષ્મીદેવીની અકૃપાથી કેવી દશા થાયછે એ તને ખબર છે? જો સાંભળ?

## કવિત.

પૈસે બિન બાપ કેવે, પુત તો કપૂત ભયો
પૈસે બિન માય કેવે, કીનકો એ છૈયો હે
પૈસે બિન કાકો કેવે, કીનકો ભતીજ હે
પૈસે બિન ભાઇ કેવે, બંધુ દુ ખદાઇ હે,
પૈસે બિન નારી કેવે, નકટેશુ કામ પર્યો
પૈસે બિન શ્વસુર કેવે, કીનકો જમાઇ હે
કહેત કવિ બીરબલ, સુન બાદ્શા અકબર
પૈસે બિન મુડદેકુ લકડી ન પાઇએ,

લક્ષ્મીદેવીની અકૃપાનું પરિણામ જોયું? માટે ખરેખર

## દોહો.

વિત્ત વગર આ વિશ્વમાં, સુનો સહુ સંસાર
દામહીન દીન સિર સહે, સકટ હોંગહાર

કાન્તા—અહાહા! અનીતિથી દ્રવ્યોપાર્જિત કરવાની તીવ્ર ઇચ્છાએ કસાઇના જેવું ઘાતકીપણું ગુજારવું એ શું આપ જેવા જીવદયાના હિમાયતીને ઉચિત છે? યાદ રાખજો કે—

## દોહા.

નાણું બિન નીતિતણું, નહિ નિત્ય રહેનાર
મીયાજી લાવે સુકીયે, અલા ઊંટ હરનાર

પ્રાણેશ! વળી લક્ષ્મી કોઇની થઇ નથી અને થવાની પણ નથી કારણ કે—

## દોહો.

લક્ષ્મી કહે મૈં નાર નવી, કેની ન પૂરી આશ
કીતને સિંહાસન ચઢ ગયે, કીતને ગયે નિરાશ

કન્યાવિક્રય કરનારને એક શાસ્ત્રકાર કહે છે કે —

कन्याविक्रय कारिभ्यो व्याधा अप्युत्तमा मताः ।
ते निर्दया परप्रेत्य, पुत्रादिषु दयापराः ॥

કન્યાવિક્રય કરનાર મનુષ્ય કરતાં પારાધીઓ પણ ઉત્તમ ગણ્યા છે કારણ કે
તે બીજા પ્રાણીઓ માટે નિર્દયતા વાપરે છે પરંતુ પોતાના સંતાન ઉપર તો

હોયછે વળી પારાધી તો એકદમ પ્રાણ લેછે અને કન્યાવિક્રય કરનાર તો તેને રી બાવી રીબાવી મારેછે પ્રિય સ્વામીનાથ! આવા હડહડતા અધમ રીવાજથી આજકાલ સખ્યાબધ નિર્દોષ બાળાઓ વૈધવ્ય દશાના દારૂણ દુખની ભોક્તા બનેછે અને તેથી યુવાવસ્થાના પ્રબળ વેગને નહિ રોકી શકવાથી સ્વચ્છદી અને દુરાચારી બનેછે કેટલીક તો ગરભને સમુદ્રમા ફેકી દઇ નાતજાતમાથી પણ છૂટી જાયછે અને કેટલીક જ્ઞાતિમા રહી લોકોના ભયથી ગર્ભપાત પણ કરેછે તથા કેટલીક તો વિધવા થયા પહેલા બુઢા પતિના બળાપાને લઇ બિચારી કમોતે મરેછે આ સવર્નુ મુખ્ય કારણ આપણે તપાસીશુ તો તેના સ્વાર્થી માબાપો પોતેજ છે આવી ક્રૂર અને રાક્ષસી વૃત્તિવાળા મનુષ્યો પ્રથમ તો અત્યાનદમા મ્હાલેછે પરન્તુ પાછળથી વિપરીત પરિણામને લઇ કહેછે કે ભાઇ શુ કરીએ કર્મમા હતુ તેમ થયુ" પરતુ એવા અક્કલના ઓથમીર બમુચકો એટલુ પણ સમજતા નથી કે એક અફીણ તથા ઝેરનો પ્યાલો પીને સુઈ જઇએ યાતો જબરો પથરો ગળે વળગાડી કુવામા ભુસકો મારીએ તો તેનુ પરિણામ મોતજ આવે તેમજ બાર વર્ષની બાળિકાને સાઠ વર્ષના ડોસાસાથે પરણાવી પછી મારી વાટ જોવી શા કામની? માટે વ્હાલા! આપ આપની પુત્રીપર એવુ ઘાતકીપણું ગુજારશો નહિ કસાઇઓ ઢોરને કાપેછે એ ઘાતકીપણુ ખરૂ પરતુ એકવાર કાપવા કરતા હમેશને માટે પોતાની કન્યાને ભઠ્ઠીમા નાખવી એ વધારે ઘાતકીપણું છે

કૃપણશા—ત્યારે શું શાસ્ત્રકારોએ આવી જાતના કન્યાવિક્રય અને વૃદ્ધવિવાહનો નિષેધ કરેલ છે?

કાતા—જી હા કહ્યુ છે કે —

ज्ञातिभ्यो द्रविण लात्वा, कन्यां दत्वाप्यनिच्छतीम् ।
स्वेच्छ धनविहारस्तु, आसुरो धर्म उच्यते ॥

જે નાતિલા પાસેથી ઇચ્છાનુસાર દ્રવ્ય લઇ બીજાને દીકરી દ્ય અને ઇચ્છા પ્રમાણે ધન પોતાના ઉપયોગમા લે તે કન્યાવિક્રય અને આસુરી વિવાહ કહેવાયછે

શ્રીમતુ મહારાજ આવા વિવાહનો નિષેધ કરતા કહેછે કે—

"क्रयक्रीता च या कन्या, पत्नी सा न विधीयते"

જે પૈસા આપી વેચાતી લીધી છે તે વિધિપૂર્વક સ્ત્રી ગણાયજ નહિ ખરે ખર પ્રિયપતિ! 'દીકરીને ગાય દોરે ત્યા જાય" તે પ્રમાણે મનોરમાને જ્યા દેશુ ત્યા બિચારી જશે તેનુ આપણી પાસે જોર નથી પણ આપણે વાડ ૩૫ બની ...નુ રક્ષણ કરવાની બદલીમા ભક્ષણ કરવુ એ કદી પણ યોગ્ય ગણી શકાયજ નહિ એક ગાય ખરીદતા તેના મોઢામાં કેટલા દાત છે, તે

જોવાની પૂર્ણ કાળજી રાખીએ છીએ પણ પોતાની વ્હાલી અને માનપાનમા ઉછરેલી પુત્રીને માટે વર ખોળતા એક ડોસાને વ્હોરી તેના દાત પણ જોવાની દરકાર ન રાખીએ એ કેટલુ બધુ શરમભરેલુ કહેવાય? જનાવરો અને વસ્તુઓ વેચવાની પેઠે પોતાના સતાનો વેચવા એ કુદરત શું સહન કરી શકશે?

(આમ સ્ત્રીપુરૂષનો સવાદ ચાલી રહ્યો છે તેવામા મોતીચદ કરીને મહાજનનો માણસ આવેછે)

મોતીચદ—(પડશાળમા આવીને) શેઠ સાહેબ! એ શેઠ સાહેબ!

કૃપણશા—(પોતાના નામનો સાદ સાભળી બારીમા જુવેછે) કોણ મોતીચદ! આવ અદર આવ કેમ અત્યારે?

મોતીચદ—(અદર જઇ) શેઠ સાહેબ! આપણા ગામની અદર આજે મફતચદ શેઠે પોતાની નવ વર્ષની બાળિકાનુ મુંબઇથી વરવા આવેલ પાસઠ વર્ષના ડોસાસાથે વેવિશાળ કર્યાની ખબર પડતા તેને માટે વિચાર કરવા સારૂ લોભીલાલ શેઠે મહાજન ભેગુ કરવાને હુકમ કરેલ છે માટે આપ પણ વેળાસર પધારશો (જાયછે)

કાન્તા—પ્રિય સ્વામીનાથ! સાભળ્યું કે? ખરેખર મફતચદ શેઠે (શઠે) પોતાની નવ વર્ષની બાળિકા પાસઠ વર્ષના ડોસાને આપી એ ઘણુજ અઘટિત કરેલ છે આવા કારણને લઈ મહાજન ભેગુ થાયછે તે સ્તુત્ય અને પ્રસશનીય ગણી શકાય મારી માન્યતા પ્રમાણે જરૂર મફતચદ શેઠને મહાજનતરફથી તિરસ્કાર મળશેજ વ્હાલા! આપણે પણ જો મનોરમાનુ વેવિશાળ શે નગીનદાસ તારાચદસાથે કરીશુ તો મહાજનશ્રીનો તિરસ્કાર સહન કરવો પડશે માટે તે વિચાર માડી વાળજો કારણકે ' લાખ જાય તે આવે પણ શાખ જાય તે કદી પણ આવેજ નહિ ”

કૃપણશા—પણ મહાજનની મિટીંગમા એક લોભીલાલ શેઠ સિવાય કોની તાકાત છે કે મારી સામુ એક શબ્દ પણ બોલી શકે? કારણકે હુ અને લોભીલાલ શેઠ અમો બન્નેજ મહાજનમા કર્ત્તાહર્ત્તા છીએ લોભીલાલ શેઠ મારો ખાસ સ્નેહી છે તો તેને આડુ અવળુ સમજાવી દઇશ પણ નગીનદાસ શેઠ જેવુ બાજ હાથમાથી કદી પણ જવા દઇશ નહિ (એટલામા મુબઇથી વરવા આવેલ ઘરડા વરનો એક મુનીમ રતીલાલ બનીઠની પાચસો પાચસો રૂપીઆની નોટના ચાર કટકા ખીસામા મારી કૃપણશા શેઠનુ ઘર પૂછતો પૂછતો આવેછે)

રતીલાલ—(રજા મેળવ્યા બાદ પ્રવેશ કરીને) શેઠ સાહેબ (સલામ ભરેછે)

કૃપણશા—(હેસથી આકર્ષાઇ) આવો ભાઇ આવો! આપ ક્યાથી પધારો છો અને આપનું નામ ઠામ શું છે? તે જણાવશો કારણકે મારા ધારવા પ્રમાણે તમો અહિના રહીશ લાગતા નથી

રતીલાલ—શેઠ સાહેબ! હું મુબઇનો રહીશ છું, અને મારૂ નામ રતીલાલ છે મુંબઇથી વરવા આવેલ ઘરડા વરનો હું મુનીમ છુ અને તેમની આજ્ઞાનુસાર આપની પાસે અરજ કરવા આવેલ છુ

કૃપણશા—(સ્વગત-હુમણાજ મોતીચદ કહી ગયો તેજ ઘરડા વરનો આ મુનીમ જણાય છે વાહ વાહ આજ તો બરાબર હાથ આવ્યું ને શુ! ચાલ તેને પણ ઝપેટી પાડુ જેથી પાચશો કે હજાર રૂપીઆનુ આજે દનીયું સફળ થાય.) રતીલાલભાઇ! તમારે જે કાઇ કહેવુ હોય તે જલદી કહી દીયો કારણકે ખાસ અગત્યના કારણને લઇ મને વધારે વખત નથી

રતીલાલ—બહુ સારૂ ત્યારે કૃપા કરી સાભળો! અમારા શેઠ મુબઇના એક સુપ્રસિદ્ધ વ્યાપારી છે કર્મસયોગને લઇ શેઠને આઠ આઠ સ્ત્રીઓ હોવા છતા હજી સુધી એક પણ પુત્રરત્ન પ્રાપ્ત થયું નથી તેથી પુત્રની આશાએ કન્યાની શોધ કરતા કરતા અમો અત્રે આવ્યા છીએ અને અત્રેના રહીસ મફતચદ શેઠની પુત્રી સાથે અમારા શેઠનુ વેવિશાળ કર્યું પરતુ આ બાબતની મહાજનશ્રીને ખબર પડતા અમોને તથા મફતચદ શેઠને હેરાન કરવા માટે યોગ્ય વિચાર કરવા સારૂ અત્યારેજ મહાજનશ્રીની મીટીંગ ભરાનાની છે માટે શેઠ સાહેબ! અમારાપર કૃપા કરી અમોને ખુવાર નહિ કરવા અમારી નમ્ર અરજ છે (એમ કહી ખીસામાથી બે નોટના કટકા કાઢી આપેછે અને શેઠ મુગે મોઢે તેનો સ્વીકાર કરેછે) શેઠ સાહેબ! તસ્તી માફ કરજો

કૃપણશા—(સ્વગત-બસ આપણું કામ થઇ ગયું બીજા પડે ખાડામા બિચારા પરદેશીને આપણે શામાટે હેરાન કરવો? મફતચદ શેઠની છોકરીના કર્મમા હશે તેમ થશે આપણે નાહક તેની આખે શામાટે થાવુ જોઇએ!) રતીલાલભાઇ! તમો નિર્ભય થાઓ તમારા કાયમા હું વિઘ્નરૂપ નહિ બનું એ ખચીત યાદ રાખજો પણ મારૂ એક કામ તમારે કરવુ પડશે

રતીલાલ—શેઠ સાહેબ! સેવક હાજર છે ખુશીથી ફરમાવો

કૃપણશા—જુઓ અમારે સરાફની દુકાન છે તેમજ અમારા નામની હૂંડીઓ ચારેકાર દૂર દેશાવરમા ચાલેછે પણ મુબઇ ખાતે અમારી એક પણ આડત નથી તો તમારા શેઠને કહી તે બદોબસ્ત કરી આપશો (એ આડત આપે તો પાચ-સાત લાખ રૂપિયામા નવરાવી નાખુ)

રતિલાલ—અરે શેઠ સાહેબ! એતો આપ શુ બોલ્યા! દુકાન તમારીજ છે ઘણી ખુશીથી તમારૂં તે કામ હું સિદ્ધ કરી આપીશ

(મહાજનની મીટીંગમા ઘણી વાર રાહ જોયા છતા કૃપણશાશેઠ ન આવવાથી લોભીલાલ શેઠ શકાશીલ બની તેને ઘેર આવેછે ત્યા કૃપણશા શેઠ અને રતીલાલની અરસપરસની વાતચીત ઉપરથી વિશેષ શકાશીલ બની બા રણા પછવાડે સતાઇ રહેછે) લ્યો જયજીનેદ્ર જો આ કામ સિદ્ધ કરી આ પશો તો હજી રૂ ૧૦૦૦) અપાવીશ

લોભીલાલ—(સ્વગત) અરે આતો નાણુંનો જોગ કરતા જણાયછે ને શું? રખેને કાઇ દગો હોયની! ચાલ બધી વાત કઢાવી લાગ આવે તો મારૂ કામ પણ સાધી લઉં (એમ વિચાર કરી ઓરડામા આવેછે) શેઠ સાહેબ!

કૃપણશા—(લોભીલાલને દેખી નોટના કટકા એકદમ ખીસામા મૂકી રતીલાલને નહિ બોલવા ઇસારતથી સમજાવેછે) અહોહો!!! પધારો લોભીલાલ શેઠ પધારો આજે તો ખાસ આપને જાતે તસ્તી લેવી પડી? જરા આવતા વાર લાગી તો તેને માટે માફ કરજો.

લોભીલાલ—કાઈ હરકત નહિ કૃપણશા શેઠ! અત્યારસુધી આપ ન પધાર્યા તેથી જરૂર અગત્યના કારણસર રોકાણા હશો

કૃપણશા—લોભીલાલ શેઠ! આ અમારા અમદાવાદના આડતીઆ આવેલ છે અને તેને પાછું આજરોજ કરાચીની સ્ટીમરમા જવાનું છે તેથી તેની સાથે જરા નામાની કડાકુટમા હતો

લોભીલાલ—કૃપણશા શેઠ! આ ભાઇ તો મુબઇથી વરવા આવેલ ઘરડા વરનો મુનીમ છે કારણકે હું તેને બરાબર ઓળખુછુ તોપછી શામાટે જૂઠુ બોલોછો? શુ બનાવટી વાત કરી આ લોભીલાલને પણ છેતરવા મા ગોછો? કહો પાન-સોપારીમા કેટલા રૂપીઆ મળ્યા?

કૃપણશા—(જરા ચીડાઇને) લોભીલાલ શેઠ! એટલી બધી બીક ન બતાવવી સમજ્યાને (ખીસામાથી નોટો કાઢી) જુઓ! આ રહી રૂપીઆ પાચસો પાચસોની બે નોટો ધરાર લાચ લીધી છે તમારાથી થાય તે કરો! કોર્ટના બારણા ખુલા છે

લોભીલાલ—શેઠ સાહેબ! પાછળથી પસ્તાવું ન પડે તે ધ્યાનમા રાખો તો વિશેષ સારૂ

કૃપણશા—(સ્વગત) આ લોભીલાલ કજીઆખોર અને લુચ્ચો છે તેથી જરૂર મારી ફજેતી કરશે માટે તેને પણ પાન-સોપારી અપાવી તેનું મન રજન કરૂ જેથી ચિતા જેવું કારણ રહે નહિ (રતીલાલને એક

ફેર લઇ જાવ) રતિલાલભાઇ! આ લોભીલાલ શેઠને પણ રૂપીઆ ૧૦૦૦) આપો તો તમારૂ કામ પાર પડે તેમ છે, નહિતર મારી ને ત મારી બન્નેની ફજેતી થશે

રતિલાલ—શેઠ સાહેબ! ફિકર નહિ અમે પૈસાની ગણત્રી રાખતાજ નથી. ફક્ત આપ શેઠીઆઓની મહેરબાની હોય એટલે બસ (એમ કહી ખીસામાથી રૂપીઆ પાચસોની નોટના બે કટકા કાઢી) લ્યો! લોભી લાલ શેઠ! આ રૂપીઆ પાચસો પાચસોની નોટના બે કટકા તમારા છોકરાના હાથમા આપુછુ (નીચુ જોઇ લઇ લેછે)

લોભીલાલ—રતિલાલભાઇ! હવે જરા પણ ફીકર રાખશો નહિ, તમારૂ કામ ફતેહ થયું એમજ સમજશો (તેવામા મહાજનનો માણસ મોતીચદ એકદમ દોડતો દોડતો આવેછે)

મોતીચદ—અરે શેઠ સાહેબ! હવે તો મહેરબાની કરી પધારો! કમીટીમા સવ કોઇ આપની રાહ જોઈ બેઠા છે (લોભીલાલ શેઠતરફ દૃષ્ટિ પડ વાથી) અરે લોભીલાલ શેઠ પણ આહીં લાગેછે ને શુ!

લોભીલાલ—અ્યા મોતીઆ! બહુ બકવાદ કરતા શીખ્યો? ખબરદાર હવેથી જો એવી ઉદ્ધતાઇ વાપરી છે તો તારી વાત તુ જાણ્યો! જા! જલદી જા!! અને જે આવ્યા હોય તેને કહી દે કે આજે કૃપણશા શેઠને તાવ આવવાથી આવી શકે તેમ નથી અને લોભીલાલ શેઠ પણ તેની પાસે સારવારમા હોવાથી આવી શકશે નહિ માટે આજનું કામ બધ રાખ વામા આવશે

મોતીચદ—(સ્વગત) કર્મીની જીભ અને અકર્મીના આટા (જાહેર રીતે) શેઠ સાહેબ! અવિનય માટે ક્ષમા ચાહુછુ (જાયછે)

કૃપણશા— } રતિલાલભાઇ! હવે અત્યારેજ તમે તથા તમારા શેઠ મુબ
લોભીલાલ— } ઇની સ્ટીમરમા રવાના થઇ જાઓ પછી "ભૂખ્યો ઘા ચોરાસી ભોજન જાય" એ કહેવત મુજબ થશે તમારે તેવિષે જરાપણ ફીકર કરવી નહિ

રતિલાલ—આપ જેવા શેઠીઆઓની કૃપાદૃષ્ટિ છે તોપછી અમારે શામાટે ફિ કર રાખવી જોઇએ! ઠીક લ્યો જયજીનેદ્ર (જાયછે)

લોભીલાલ—કૃપણશા શેઠ! હવે હુ પણ રજા લઇશ કારણકે જમવાનો ટાઇમ થઇ ગયો છે

કૃપણશા—હવે જરા ચા પીને જજો

(તેવામા લોભીલાલ શેઠનો રામો કરીને માણસ તાર લનેઇ આવેછે)

રામો—કૃપણશા શેઠ! ઓ કૃપણશા શેઠ! અહીં લોભીલાલ શેઠ આવ્યા છે!

લોભીલાલ—(રામાનો સાદ સાભળી) કેમ રામા!

રામો—આ તાર આવ્યો છે

લોભીલાલ—(તાર ફોડીને વાચેછે તો બુદીકોટાના શેઠ નગીનદાસ તારાચદ કે જેને ત્યા લોભીલાલ શેઠના ૪૦,૦૦૦) ચાળીશહજાર રૂપીઆ વ્યાજે મુકેલા છે તે ગુજરી ગયાના સમાચાર હતા તેથી એકદમ ગાભરો બની) અરે કૃપણશા શેઠ! હવે હુ તો જઇશ

કૃપણશા—પણ છે શુ વાત તો કરો! આમ ગાભરા કેમ બની ગયા?

લોભીલાલ—(શરીરમા ધ્રુજારી છુટી) બુ દી કોટા ના શેઠ નગીન દાસ તારા ચદ ગુ જ રી ગયા તેથી મા રા રૂપીઆ ચાળીશ હજાર ડૂબી ગયા (ચકરી આવવાથી એકદમ પડી જાયછે)

કૃપણશા—(સ્વગત) અહાહા!!! શુ મનની મનમા રહી? રૂપીઆ અઢી હજારનો લાભ ગયો? જો આવી ખબર હત તો બે દિવસ પહેલાજ મનોરમાના લગ્ન કરી દેત નહિ! જેથી રૂપીઆ તો અઢીહજાર મળત. (કાન્તાને સાદ કરી) અરે ક્યા ગઇ, સાભળેછે કે નહિ? દોડ દોડ આ લોભીલાલ શેઠને કાઇ થઇ ગયુ

કાન્તા—(કાન્તાનુ હૃદય આ બન્ને ક્રૂર વૃત્તિવાળા નરાધમોની વર્તણુક જોઇ દગ્ધ થઇ રહ્યુ હતુ પરતુ તેવામા આ લોભીલાલ શેઠને કરણીના ફળ પ્રત્યક્ષ મળવાથી કર્મના અચળ કાયદાની મનમા તારીફ કરતી કૃપણશા પાસે આવેછે) કેમ સ્વામીનાથ! મને બોલાવી?

કૃપણશા—આધળી છે? દેખતી નથી?

કાન્તા—પ્રાણેશ! દેખુછુ તો ખરી પણ તેમા મારો કોઇ ઉપાય નથી કારણકે લોભીલાલ શેઠને કરણીના ફળ પ્રત્યક્ષ મળી ચૂક્યા છે અને "તમે હવે બાકી છો" નાથ! હવે તો કાઇ સમજો તો સારૂ (તેવામા લોભીલાલ શેઠનો અમર આત્મા પરલોક પ્રવાસી બનેછે) અહાહા!!! આતો ભારે થઇ! હવે શુ કરીશુ?

કૃપણશા—(આડુ અવળુ જોઇ) લોભીલાલ શેઠના ખીસા તપાસેછે તો પેલી બે નોટો ઉપરાત રૂપીઆ વીસહજારની કીંમતના બીજા કાગળીઆ (નોટો) નીકળે છે તેથી રાજી થઇ તે કાગળીઆઓ લઇ લેછે) શુ કરીશુ, શુ કરીશુ, શુ કરેછે! લે આ આ નોટો કબાટમા મૂકી દે

કાન્તા—(અનીતિથી મેળવેલ નોટો કબાટમા નહિ મૂકવા આનાકાની કરેછે પરતુ પરિણામે ક્રૂર પતિના જોર જુલમથી તેમ વર્તવામાટે તે નોટો

કબાટમા મૂકવા જાયછે તેવામા કૃપણશાની પછવાડે એક જબરજસ્ત નાગ જોઇ) સ્વામીનાથ, જલદી આમ આવતા રહો! તમારી પછાડે નાગ છે

કૃપણશા—(ભયભીત થઇ) હે શુ કહેછે! (એમ કહી દોડવા જાયછે તેવામા તો નાગદેવે પોતાનુ કાર્ય સાધી લીધુ)

કાન્તા—(સ્વગત) ખરેખર! કુદરત કુદરત!! તારે ઘેર સદા ન્યાય છે) બમ થયુ કરણીના ફળ મળી ચુક્યા

બહાર ખબર પડવાથી આડોશીપાડોશી સગાસબંધી વિગેરે સૌ ભેગા થઇ જાયછે પોલીસ લોકોને ખબર પડવાથી તે પણ ત્યા આવી પહોચેછે અને છેવટ કાન્તાને નિર્દોષ ઠરાવી આ બન્ને શેઠીઆઓના શબને અગ્નિસ સ્કાર દઇ સૌ પોતપોતાને ઘેર જાયછે આ દષ્ટાંત નીતિ ઉપર રહેવા તથા અનીતિથી દુર ખસવા ધડો લેવા જેવુ ખાસ છે

કન્યા નિમિત્તે ધન ખર્ચી વિવાહ કરવો એ અઘટિત છે

*આવા દુષ્ટ રીવાજથી આપણી પ્રજામા સ્ત્રીઓની ન્યૂનતા અને હલકી પદવી માનવામા આવેછે અને આમ ઉત્તરોત્તર આર્યાવર્ત્ત અવનતિ થતી જાયછે

અહાહા!!! બિચારી કોમળ મૃગલીને સિંહના મોઢામા મૂકી ગરીબડી ગાયને કસાઇના દ્વારે બાંધી, નાજુકવેલીને હાથીના પગ તળે ચપાવી અને ગુલાબના પુષ્પને ધગધગતા અંગારામા હોમી અત્યાનંદમા કાલક્ષેપ કરનાર નિર્દય માબાપોને કયું વિશેષણ લગાડવુ?

ક્રૂર હૃદયના ઘાતકી માબાપો જેમ કસાઇ પોતાના માની લીધેલા ઘેટા, બકરા ઇત્યાદિ પશુઓપર મમતા ધારણ કરી છેવટે તેની જીંદગીનો અંત આણેછે તેમ જીવદયાના હીમાયતી હોવાનો ખોટો ડોળ રાખી પોતાના સંતાનોને લાભી આશાએ ઉછેરીનેજ મારી નાખેછે કસાઇઓ મારવા ધારેલ પ્રાણીઓને એક પળમા જીવનરહિત કરેછે, ત્યારે કહેવાતા દયાળુ માબાપો મારવા ધારેલ સંતાનોને રીબાવી રીબાવી લાંબા કાળે તેનો પ્રાણ લેછે

વાડ જ્યારે વેલાનું ભક્ષણ કરે, રાજા જ્યારે પ્રજાને પીડે અને સત્ પુરૂષો જ્યારે કુડી દૃષ્ટિથી નિહાળે ત્યારે ઉન્નતિની આશા ક્યા રાખવી? નિર્મળ જળથી વહેતી દિવ્યસરિતા જેવી કન્યા મડદાસાથે પરણાવાય, મુક્તાનો હાર મર્કટની કોટે નખાય પાનના બીડા પાડાને અપાય અને ઘેવરના ભોજન ગધેડાને ખવરાવાય ત્યારે હવે બાકી શુ રહ્યુ?

કન્યાવિક્રયથી થતી સાંસારિક અને પારમાર્થિક બન્ને હાનિઓ ઉપરની પ્રસ્તુતીથી દર્શાવેલ છે તેપર વિચાર કરી તેનાથી દૂર રહેવુ એજ શ્રેયસ્કર છે

* સત્યપ્રકાશ ભાગ ૨ જો

# वरकन्याना मातापिताने शिक्षा (शिखामण)-अधिकार.

મનુષ્યની વૃત્તિમાથી જેમ જેમ ધર્મભાવના અને શાસ્ત્રોપદેશના સસ્કારો કમતી થતા જાયછે તેમ તેમ તેમા વ્યવહારના વિક્ષેપો વધતા જાયછે આથી બહુ હલકે પગથીયે પહોચતુ જવાયછે દાખલાતરીકે સગપણના વ્યવહારમા તેવી ખરાબ સ્થિતિએ પહોચેલા સબધીઓના મનની સ્થિતિ પ્રથમ કેવી હોયછે અને પાછળથી કેવી થાયછે? આનો એકનો સામાન્ય ચિતાર આપવા પછી બીજા તેવા ઘણા વ્યવહારોમા પણ તેવી નિકૃષ્ટ સ્થિતિ માલુમ પડશે

---

## વેવાઇને કટુવાણીરપીભોજન.

## ગરબી.

(ઓ વાસલડી૦)—એ રાગ

વઢતા દેખી, પાસે જઇ પૂછયું શુ સગપણ આપને?
તો કહે "વ્હેવાઇ," શુણી અતરમા પામ્યો બહુ સતાપને—ટેક
આતર વેચ્યા જેની સાથે, સબધ નિકટ જે સગાતે,
બહુ દોષ મૂકે તેને માથે, વઢતા દેખી૦ ૧
દીકરા દીકરી જ્યા દીધી છે, બહુ સમીપ સગાઈ કીધી છે,
એણે આ આબરૂ લીધી છે, " ૨
બીજા સાથે હોય સપ ઘણો, પણ દ્વેષ કરે સબધીતણો,
રે! સપ જોઇએ જ્યા ઘણો, " ૩
"દશરાની સુખડી નવ દીઠી, મીઠાઇ ન દિવાળીની મીઠી,
એકવાર મોકલી'તી અજિઠી, " ૪
હોળીનો હાડો આવ્યો નહિ, કર સગોઠોજ કરાવ્યો નહિ,
ઉમગ એક દરશાવ્યો નહિ, " ૫
વિવાહમિષે પણ કોથળી નહિ, કદી હાથની ચૂડી મઢાવી નહિ,
દીકરી અઢવી અળસાવી નહિ, " ૬
બાઇ એનુ ઘરેણુ તોજ બન્યું, પણ લુગડા પુરતા તે ન મળ્યું,
ચેશવાળ કયુ જાણ્યું ન ફળ્યું," " ૭

એમ અરસપરસ મેણા મારે, ત્યાં સાત પેઢીનું સંભારે,
કોઇ આહિત વચ્ચે પડીવારે „ ૮

પડે પરણ્યા પછી પણ બહુ વાધા, આળસતા આણાના કાધા,
નાતના નઠારા બહુ બાધા, „ ૯

વઢે તેડવા ને મૂકવા માટે, વગી કામ કર્યાને ઊચાટે,
હા ! કલેશ સંપ સ્નેહજ સાટે, „ ૧૦

દીકરીવાળાં મરતા દીકરી, બેઠાછે બંધ સંબંધ કરી,
જાણે એણે મારી હોય ખરી, „ ૧૧

જો ભિતર ભાવ જોશો અતિશે, તો ઝેર હળાહળ માંહી હશે,
અંતર ખોટા શું સુખ થશે ? „ ૧૨

રાખવી ઘટે રીતી એવી, જેથી અડચણ આવે ત્યાં કેવી ?
દુખ દૂર કરે વિદ્યાદેવી, „ ૧૩

એમાં થાતા નથી બાળ સુખી, પણ ચોજે નહિ ઉપાય સુખી,
દેખી વલ્લભનું દીલ દુખી, „ ૧૪

સુબોધ ચિંતામણિ—વલ્લભદાસ પોપટભાઈ

સારા સંસ્કારો હઠી જવાથી આવી હલકી સ્થિતિ આમ થાયછે માટે મગજઉપર ઉત્તમ સંસ્કારો પડે તેવા વિચાર અને વ્યવહારને સ્થાન આપવાની જરૂર છે એમ બતાવી આ વરકન્યાના માતાપિતાને શિક્ષા (શિખામણ) એ અધિકાર પૂર્ણ કરવામાં આવેછે



## अन्धपरम्परा–अधिकार.



વર-કન્યાના માબાપને જેમ પરસ્પર કલેશ દૂર કરવા ઉપદેશની જરૂર છે તેમજ પૂર્વકાળથી ચાલ્યા આવતા કઠંગા રીવાજો પણ દૂર કરવા ભલામણ કરવાની જરૂર લાગેછે જેમકે કરજ કરીને અથવા ઘર વેચીને જ્ઞાતિવરા કરવા, કોઇ કહેછે કે અમારા ધર્મમાં સંસ્કૃત વ્યાકરણ ભણાય નહિ, કોઈ કહે છે કે

* વહુ જો પિયર વગેરેને ત્યાંથી કાટનું મોટીયું અથવા વેલણ ઠીંચણીઆ રંગાવીને લાવે તો અમોને હરકત કરતા નથી પણ અમો જો તેવી વસ્તુ ઘરના ખર્ચથી રંગાવીએ તો અમારી કુળદેવી કોપેછે આ પણ અંધપરંપરા છે

અમોને રંગ પ્રતિકૂળ પડેછે* આવી તરેહના આંધળે (જંગલીએ) બતાવેલા રીવાજો બંધ કરવા આ અધિકારને યોજવામાં આવ્યો છે

---

## દેખાદેખી.

(રાગ ઉપર પ્રમાણે)

જો ગાડરની, ટોળી શિર નીચુ કરી ચાલી જાયછે!
એક કૂવે પડે, પાછળ સર્વ તડાતડ ભુસ્કા ખાયછે!
કૂવે પડવાનું કારણ શું? પાછા શીરીતે નીકળશુ?
જીવશું કે મુઝાઇ મરશું? જો ગાડરની૦ ૧
કદી એક અજાણપણાથી પડયું, કે લપસી જઇ કાંઠેથી દડયું,
હા અંદર તો પડતાજ રડયું! ,, ૨
પડીને હું શીદ મરૂ ત્યારે? એવું અંતર નહિ વિચારે,
પણ એતો સર્વ પડે હારે, ,, ૩
સંન્યાસી એક સરિતા કાંઠે–કળશે જાવાને ઊચાટે,
નિજ પાત્ર વધાનનું દાટે, ,, ૪
ચોપે ચાલ્યો તુમડીજ ભરી, પણ દાટી કમંડળ ઢગલી કરી,
તે જોયું કોઇએ પાછુ ફરી, ,, ૫
શું કરવા કરી વેકર ઢગલી, તે સમજ્યા વિના વિચાર્યું વળી,
કળશે જાતા એ ક્રિયા ભલી, ,, ૬
તેથી ઢગલી કરી તેને પડખે, તે ચાલ્યો કળશે તેજ તકે,
"સ્વર્ગે જાતા રહી જાઉં રખે!" ,, ૭
સઘળાએ એવુ અવલોકી, ઢગલી કરવા માડી નાખી.
બહુ આસપાસ પૃથ્વી ગેદી, ,, ૮
પાછો ત્યાં આવ્યો સંન્યાસી, જોઇ અંતરમાં થઇ ઉદાસી,
"રે મૂર્ખ ઘણી ઢગલી આ શી!" ,, ૯
નવ જડયું કમંડળ દાટેલુ, જોઇ તે જન કર્મ તદન ઘેલુ
આવું ઉચર્યો રોપે છેલ્લુ ,, ૧૦
रे गतानुगनिको जनमात्रम्, पार्मार्थिक कस्यमनोनात्रम्,
मम धुळिपुनेन गत पात्रम्,* ,, ૧૧

---

* અરે મનુષ્ય માત્ર દેખાદેખી કરવાવાળા છે અહીં કોઇનું મન પારમાર્થિક નથી, મારૂં પાત્ર ધૂળના ઢગલાથી ગયું (આ સંસ્કૃત શુદ્ધ નથી પણ ભાવ ખરો લીધો છે)

જન મૂખ મવાહુજ ગાડરિયો, છે દેખાદેખીનો દરિયો,
જેમ ઉપરાઉપર લોટ રહ્યો, ,, ૧૨

"જો પુત્ર ફુલાણુ પરણાવ્યો, ઘરમા નાનકડી વહુ લાવ્યો,
એવો ન આપણો દિન આવ્યો, ,, ૧૩

ફૂલેકુ ચડાવી લ્હાવ લીધો, દારૂમા દેવતા મૂકી દીધો!
આપણુ એવો ભભકો ન કીધો!" ,, ૧૪

નિજ નાત વિષે કીધુ લાણુ, ખાતે ખરચીને ખુબ નાણુ,
એવુ ફરી ફરી નાવે ટાણું! ,, ૧૫

ફરી પેરી પટોળુ પગતમા, બેસી બહુ ભમી રથ રગતમા,
મહાલી સાહેલી સગતમા, ,, ૧૬

મન મે ન લીધો લ્હાવો એવો, હઠીલીને હઠ આડર જેવો,
સમજે નહિ પેદાગરૂ કેવો, ,, ૧૭

એમ દાડી વધે છે વરા દા'ડા, પછી થાય ખુવાર જતા દહાડા,
કારણ વણ ખૂબ ખરચ આડા, ,, ૧૮

જેથી જૂદી બહુ નાત પડી, ઝટ પડે તડા અન્યોન્ય લડી,
વલ્લભદાસે આ અરજ ઘડી, ,, ૧૯

સુબોધ ચિંતામણિ—વલ્લભદાસ પોપટભાઈ.

જૂદા જૂદા દેશમા કે જૂદી જૂદી જ્ઞાતિમા પુષ્કળ અધપરપરાના રીવાજો છે જેમકે કન્યાને બદલે વર સાસરે જાય, ધર્મ ગુરૂઓને માન આપવા સ્ત્રીઓ પોતાના ચોટલાના વાળ પાથરે અને તેના ઉપર ધર્મગુરૂ ચરણ મેલે, કોઇ દેશમા સ્ત્રીની કટિ પાતળી કરવી તો કોઇ દેશમા હાથ પગ ઉપર ત્રાજવા પડાવવા કોઇ દેશમા સ્ત્રીઓએ લાજ ન કાઢવી તો કોઇ દેશમા સાસુની પણ લાજ કાઢવી આવા રીવાજોને જો અધપરપરાના કહીએ તો ગેરવ્યાજબી જેવુ લાગતુ નથી પરતુ આ અથવા આ શિવાય જેટલા હાનિકારક રીવાજો હોય તે તાકીદથી અવશ્ય દૂર કરવા જોઇએ એ સમજાવી આ ચાલતા અધિકારની સાથે સબધ ધરાવતો અવસાનકાલ અધિકાર લેવા ધારી આ અધપરપરા અધિકારને પૂર્ણ કર્યો છે



# अवसानकाल-अधिकार

જ્યાં અજ્ઞાનનુ સામ્રાજ્ય ચાલેછે અને જ્યા ચોગ્ય ઉપદેશોને આદર નથી મળતો ત્યા મનને કમકમાટી ઉપજાવે એવા વહેમોની પ્રબળતા કેટલી વધી પડેછે તથા સામાન્ય વિચારશક્તિને પણ કેટલી દૂર હાકી કહાડવામા આવેછે તેનુ ભાન કરાવવાને અવસાનકાળ અધિકાર લઇને તેમા કેવુ અતેહુ કરી છેવટના સમયમા પણ પ્રાણીપર નિર્દયતા વપરાયછે અને પોતાના તિરસ્કાર-પાત્ર વહેમોને વળગી રહેવાયછે તે બતાવીએ છીએ

---

## મરણાતુર ઉપર દયાને બદલે જુલમ.

( રાગ ઉપર પ્રમાણે )

ઓ અણુસમજુ, અર્ધ મુઆને મારી કા પૂરૂ કરો ? 1
જીવતા જમદૂત ! છાતીપર ચડી ઘોચો શુ કઠે છરો—ટેક
બહુ વૈદ્ય બન્યા ડોસા ડોશી, આવ્યા આડોશી પાડોશી,
પુછે સો હાચુ ખોશી ખોશી, ઓ અણુસમજુ૦ ૧
કોઇ નાડ તપાસે છે જાતે, કોઇ કરપગ પેટ જુએ માથે,
અડીને ટાઢા બોળજ હાથે, ,, ૨
બેડા છે ખાટલાને વીંટી, બહુ વાત કરે દીડી અદીડી,
જાણે વાચે છે જમની ચીઠ્ઠી, ,, ૩
ટાઢક વળી કે કઇવાર હજી, એમ અન્યો અન્ય કરે અરજી,
જાણે ઝટ્ મરે એવી મરજી, ,, ૪
બહુ વઢત જીભ જો હોત કદી, મનમા માનીટચે માત્ર મદી,
પણ શુ કરે વાચા બંધ બધી, ,, ૫
મૂળ ટક ટક માદાને ન ગમે જીવ બહુ ધમતળ ભયમાહિ ભમે,
ધમણુની પેઠે બહુ શ્વાસ ધમે, ,, ૬
શિર પડ્યુ ઢોલિયામાહિ ઢળી, જન જોઇ પાસ બહુ જાય છળી,
જાણે ફરતી જમની જમાત મળી, ,, ૭
બે ચાર ઓશિકે ચડી બેઠા, વળી બે ત્રણ પાગતમા પેઠા,
બાકીના બધા બેઠા હેઠા, ,, ૮
આગળથી કરી મૂકી તૈયારી, ઘૃત દીપ અને ગ ગાવારી,
લીંપી ભોય કરી ભીની ભારી, ,, ૯

આવ્યું ટચકું ત્યાં બેત્રણ ઉઠયા, પગ પગ ગિર એમ સિંહ છૂટયા
એને કયાંથી જ્ઞાન પ્રભુ રૂઠયા ? ઓ અણસમજુ૦ ૧૦
પાટલે બે હાથને બેસારી હડહડ જળ રેડી દીધો હારી,
અરરર શું ણી છૂટે કંપારી, ,, ૧૧
પડી ઝીંકર નો ભોયપરે બહુ થઈ ગાર જેવી ઉપરે,
જી હાય! જગવી કેવું કરે! ,, ૧૨
દીન જીવ
એની પાસ. જીયો પડખા કુ બશે પીડ રજા મરોળ્યા જેવી થશે
નહિ જાતો ઇ ય નોય જીવ જશે ,, ૧૩
ત્યાં એક ડાઢ ઠરેલો પાસે મોએ લોકલવાની આશે,
બહુ પાડે બરાડા જમ નાસે! ,, ૧૪
કહે રામકૃષ્ણ, રામકૃષ્ણ કાન ફોડી નાખે કહી કહી કૃષ્ણ,
સમજણ નથી જો પૂછો પ્રશ્ન, ,, ૧૫
એમ પીડે જીવ જાતા સુધી, કેડો મૂકે પાર પડયાજ પછી,
કોણે કયાથી સુઝી અવળી બુદ્ધિ, ,, ૧૬
પ્રભુ જાણે થાય ગતિ અગતિ, પણ દેખ્યામાં તો ગજબ અતિ,
આ વલ્લભદાસ વદે વિનતિ, ,, ૧૭

સુબોધ ચિંતામણિ— વલ્લભદાસ પોપટભાઈ

સ્વસ્થ દશામાં કરેલા પાપનું ફળ કંઇ અવસાન કાળે મનુષ્યને આવી રીતે હેરાન કરવાથી બદલી જતું નથી છેવટ સમયમાં શાંતિને બદલે અશાંતિ આપવાના હેતુભૂત થવું એ ડહાપણ નથી એ ધર્મસ્વરૂપ નથી ધર્મનું ખરૂં સ્વરૂપ જાણવાને પ્રયાસ કરો અને યોગ્ય ચાલચાલથી આત્મકલ્યાણના રસ્તા હાથ કરો એમ સમજાવીને ચાલતા પ્રકરણને મદદરૂપે રહેલા મરણોન્મુખ અધિકારને અવકાશ આપવા આ અવસાનકાળ અધિકાર પૂર્ણ કરવામાં



# मरणोन्मुखदया—अधिकार



દયા રાખવી એ મનુષ્ય માત્રનો ધર્મ છે તેમ છતાં ને પ્રાણીના સંબંધીઓજ અજ્ઞાનતાને વશ થઇ તેના કે તેને તે જ્યાં સૂતેલ હોય ત્યાંથી બેચાર

જાય ઠાવી અનેક ક્રિયા કરેછે કે જેથી પ્રાણ જવાની વેદનાની સાથે વિશેષ ઉમેરા કરે આ અયોગ્ય છે એમ દેખાડવાને આ અધિકારને સ્થાન આપવામા આવ્યું છે

---

## મનુષ્ય પલંગઉપર મરી જવાથી "જો શુભ કર્મ કર્યા હશે તો" નરકમા જશે નહિ.

(રાગ ઉપર પ્રભાતિ)

ડાહ્યા દેશી, માનવી મરવા દેને ઢોલ પલંગમા,
નથી નથી નર્ક-એથી જવાનું આવ મનુષ્યના ઢંગમા—ટેક૦
જેણે નીતિ પાળી ભગવાન ભજ્યા, પરધન પરદારા પાપ તજ્યા,
ગનાની સકળ સદ્ગુણ સજ્યા ડાહ્યા દેશી૦ ૧
પ્રભુ પ્રીત્યર્થ કર્ત્તવ્ય કર્યું, બહુ દીનદુખ દારિદ્ર હર્યું,
જેનું ચિત્ત નિત્ય પ્રભુમાહિ ઠર્યું " ૨
પડી ભોંપર પાપી પ્રાણ મૂકે, ગંગાજળ તલ તુલસીજ મુખે,
સર મેલે પણ પ્રભુ નજ ચુકે " ૩
એના દુખ દરદથી હાડ ગળે, તે નાખ્યે ભોય ન કેમ કળે,
ભોગ મળ્યા તમે મળધી મળ્યે " ૪
કદી થાતી હોય સ્મૃતિ જેવી ગતિ, તોય મિથ્યા મેહેનત મૂઢમતિ,
વાય કામ પ્રમાણે તેની સ્મૃતિ " ૫
દ્રાક્ષ ખાય પુંગળી મનભાવે, ઓડકાર એલચીનો નાવે,
તેમ ગાઠને નુર સ્મૃતિ ન આવે " ૬
આગળ એ ત્રણ જણ માત્ર રહો બહુ ગભીરના દેખાર ગ્રહો,
ધીમે ધીમે પ્રભુનું નામ લહો " ૭
આ વલ્લભદાસતણી વિનતિ, નિરખો તો નિર્મળ થાય મતિ,
નહિ તો દિલમા દિલગીર અતિ. " ૮

સમોર ચિંતામણિ—વલ્લભદાસ પોપટભા.

પ્રાણીને મરણ વખતે વિક્ષેપ ન કરનો જોઈએ પણ શાંતિ રહે તેને માટે આપણે બનતી કાળજી રાખવી એમ બતાવી આ મરણોન્મુખતા અધિકાર પૂર્ણ કરવામા આવેછે

# शववहन-अधिकार

જે અજ્ઞાનભરી રૂઢિથી પ્રાણીને મરતી વખતે હેરાન કરવામા આવેછે તેજ અણસમજથી મૃતપ્રાણીના શબને કઢંગી ઢબથી ઠેકાણે પાડવામા આવેછે અને એમ કરવુ તેને જાણે તે કોઇ આવશ્ય ધર્મકર્ત્તવ્ય સમજવામા આવેછે એ મોટામોટી ભૂલ છે તે જણાવવાને આ અધિકાર લેવામા આવે છે

## શબ લઇ જવાની કઢંગી રીત

(રાગ ઉપર પ્રમાણે)

જડસા જડભૂત! મડદાને જકડી બાંધો કા જોરથી ?
વળી કડ બાધી, દોડાદોડ શુ માડી ચારે કોરથી?—ટેક
નથી લડવાને ધસવુ રણમા, નથી ધાડ પડી ધેનુ ધણમા,
દેવતા મૂકો દિન ડા'પણમા, જડસા જડભૂત૦ ૧
ઝટ દોડતા જ્યા ત્યા પગ ઘાલો, મેલી મનમાને ત્યમ મરડોછો,
ઢોર પેઠે શબ તરછોડોછો " ૨
કાળજી વણ વસ્ત્ર ઉપર ઢાકો પડી બધવડે પડી રહે આકો
બેડોળ બહુ ફોકટ ફાકો, " ૩
શિર અર્ધ ઉઘાડુ વસ્ત્ર ઝીણુ વળી ડગડગ થાય દરેક ક્ષણુ,
ના જુએ એજ અપમાન ઘણુ " ૪
ધીમે ધીમે ચાલતા ભાર પડે, માટે દોટ મેલી માપે ઉપડે,
પણ અન્ય ઉપાય ન કાંઇ જડે " ૫
કાંઠેજ કેટલા વળી વકીયે મૂકી મડદુ ઝટ ઝોકી તજિયે,
ક્યાઇ ભાગી પડી વળી સાભળિયે " ૬
ઉપાડે કરી ટાગાટોગી સટપટમા શબ નાખે ચોગી
હા! કેવી કુટિલ હિંદુ ટોળી, " ૭
આ ભુડામા ભુડુજ અતિ, ઠાઠડીથીજ પણ અધમગતિ
તોય નવ માને કાંઇ મૂઢમતિ " ૮
એમ મરતાનું અપમાન કરે વા'લા પણ વા'લ બધુ વિસરે
સમજુ નિરખી ન શકે નજરે " ૯
નિર્દયતાને મૂર્ખાઇતણા એવા અણઘટતા ચાલ ઘણા,
કહે વલ્લભદાસ કશી ન મણા! " ૧૦

સુબોધ ચિંતામણિ—વલ્લભદાસ પોપટભાઇ

શબવહનમા થતી નિર્દયતા તથા છોકરવાદીનું દિગ્દર્શન કરાવી આ અધિકાર પૂર્ણ કરવામા આવેછે

## शबवाहक–अधिकार.

જે રીતે શબ વહનમા કઢંગી રીત અખત્યાર કરવામા આવીછે તેજ પ્રમાણે શબનું વહન કરનારાઓને માટે જે આકરા રીવાજો બાંધવામા આવ્યા છે, જે રીવાજોને ઘણા લોકો ચુસ્ત થઇને વળગી રહ્યા છે તેનાથી આરોગ્યને હાનિ થાય છે તથા એવીજ બીજી પણ અગવડો આવેછે એ દેખાડવાને આ અધિકાર લેવામા આવ્યો છે

---

### શબ ઉપાડતી વખતે સ્નાન નહિ કરવાથી મુક્તિપુરીનાં બારણાં બંધ થતાં નથી

(રાગ ઉપર પ્રમાણે)

ઠંડા જળથી, શીતઋતુમા કાં નવરાવો કાંધિયા ?
કાઠડી લેવા, થર થર ધ્રૂજી વસ્ત્ર ભિના શરિરે ધર્યાં—[illegible]
એમને એમ રહેવું આઠ ઘડી, બહુ હાનિ થાય [illegible]
ખરૂ જાણો જેને વીર પડી,
કોઇ મરે શિયાળાની રાતે, તે પ્રેત કાઢવા પ[illegible] ઠંડા જળથી૦ ૧
નવ થાય કાંધિયા ઝટ સાથે,
શરમાવી મોકલે જન મોટા, ત્યારે માંડ માંડ [illegible] " ૨
પણ ખેદથકી મનમા ખોટા
તેમા રાંકને તો બહુ રોળ પડે, કોઇ ના'ય [illegible] " ૩
એને મન ટાઢનું ના'વું નડે
રે ! કેવી અડચણ રીત કરે, પણ મનથી [illegible] " ૪ ૧૫
મર મરે તથાપિ તે ન ફરે
રીત ના'વાની કાઢી નાખો, ને શિ પ[illegible] " ૫ ૧૬
કાં નાહિ કોઇ અભગ આપો,
હમણા નિર્બળ છે નરનારી, તેથી [illegible] " ૧૭
આરોગ્ય અંગ છે સુખકારી, [illegible]

નહિ આભડછેટ ગણો એમા પડી નાહિ નાખજો છેવટમા
ઉતારો ઝટ લુટડો ઘટમા , ૮
હું ડરશો તો હજી હાનિ થશે, અને લોકો એ ચાલ જશે,
માટે વાર્યા રહો સકટ મટશે, „ ૯
મર બ્રાહ્મણ નો બડબડ કરતા તેની બીક રખે હૃદયે ધરતા,
કહે વલ્લભ મૂકો કાયરતા, , ૧૦

સુબોધ ચિંતામણિ—વલ્લભદાસ પોપટભાઇ

આવા વગર જરૂરના રીવાજોની દેખાદેખી કરવી પણ સારી નથી એમ જણાવવાની સાથે શબવહન વખતે કાંધિયા જે ખોટુ ખોટુ રૂવેછે તે હવે પછી બતાવવા આ શબવાહક અધિકારની સમાપ્તિ કરવામા આવેછે



## असत्य रुदन-अधिकार



કારણ સમજ્યા વગર કોઇપણ ક્રિયામા પ્રવૃત્ત થવુ એ સમજુ મનુષ્યનું કર્ત્તવ્ય નથી આજકાલ માન રૂઢ થયેલા રીવાજોને સાચવવા ખાતર ઘણુ સમજ્યા વગર અને ફળનો વિચાર કર્યાવગર ઘણા રીવાજોના દોરડા ગળામા વીંટીજ રાખામા આવ્યા છે જેમકે મૃતમનુષ્ય તરફની લાગણીને લીધે તેના સ્નેહીસબંધીઓને સ્નેહ તથા સબધના પ્રમાણમા શોક ઉભરી નિકળે અને તેથી તે રૂદન કે વિલાપ કરે એ સભવિત છે પણ તેની સાથે ઘણા લોકો એવા હોય છે કે સ્નેહની લાગણી નહિ છતા અંતઃકરણ કોરૂ છતા કેવળ હોકાર કરી રોવાના ઢોંગ માત્રજ કરેછે અને તેમ કરી મૃતમનુષ્યના ઘરનાઓને ભલુ મનાવેછે અથવા તેમ નહિ તો એક ચાલુ રીવાજ પ્રમાણે પોતે વરત્યા એવો સતોષ પકડેછે આવી નિષ્ફળ અને નિર્વિચાર પ્રવૃત્તિ અન્યમા ઉપહાસપાત્ર થાયછે એમ દેખાડવાને આ અધિકારને સ્થાપવામા આવે છે

---

### મૂર્ખાઇભરેલુ રોવુ

(રાગ ઉપર પ્રમાણે)

માથે ઓઢી પાક મૂકી ગાજ જેવુ શુ ગાજરો ?
આંખે આંસુ-આવે નહિ ને ખોટા શુ બા'ના કરો ?—ટેક

કોઇ ઓ ઓ ઓ ઉહુહુ ! કરતા, આવે આબરૂ માટે રડતા,
મુખ ગુપ્ત રાખવા જાય ગડતા, માથે ઓઢી૦ ૧
રોવે રહિને પાસે પાસે, ઝટ જાય દોડતા શબ વાસે,
જાણે ભૂત વળગ્યું એવુ ભાસે, " ૨
એમ સગઘસ ચાટ્યું જાય અરે, બહુ મધ્ય બજાર બકોર કરે,
મૂર્ખાઇવડે લાજી ન મરે, " ૩
રોતા રહિ જાય જતા ઝાપે, પછિ વાત તડાકામા ટાપે,
કરૂણાથી મુજ કાળજુ કાપે " ૪
સૌનાજ દેખતા તો રડવુ, તેનું નામ પડયું છે આભડવુ,
કહો કેમ ન લાગે એ કડવુ ? " ૫
દૂતો ખેદ ધરી મનમા ખીજુ, કયમ ગીત જગલીથી રીઝુ ?
આ ઢોગ નહિ તો શુ બીજુ ? " ૬
થાય અહિંદહિની ત્યા વાતો, બેસી જુદા જુદા જેવો નાતો,
એથી ગભિર ભાવ બધો જાતો " ૭
શબ બાળી રહ્યા પછિ સ્નાન કરી, પાછાવળિ ભેગા થાય ફરી,
પુરમા પેસે કિકિયારી કરી " ૮
બહુ થાય ગામમા ગોકીગે, કોઇ કહે "હતો હિ દુહીરો,"
ભાઇ રૂવે "ગયો કયા મુજ વીરો ?" " ૯
"ઓ ઓ મારા બાપલિયારે !, આ કાળોકેર થયો ક્યારે ?
થઇ ગયો ગજબ ગૂજરતારે !" " ૧૦
એમ એની બારણે ઢોગ કરે, "છાનો છાનો" એમ બીજો ઉચરે,
પાડી કરી બર્બરો જાય ઘરે " ૧૧
તાલેવરને ત્યા નાતતણા, આભડવા આવે જન ઘણા,
ગજવી દે ગામ ન રાખી મણા " ૧૨
નિર્ધનના થોડા તે ટાણે, મન તેથી મુરખ ઓછુ આણે,
હતુ કામ શુ નીકર મોકાણે ? " ૧૩
મર રૂવે હોય જે અતગના, બહુ આસુ ચવાવશે આખતણા,
પણ પોક મૂક્યાની કરો મના " ૧૪
બહુ હૃદય પારકાનું ન બળે, નહિ અતર લોહિ કદી ઉકળે,
તેને રૂદનની જરૂર ન તેહપળે, " ૧૫
સૌ સગામબધી સગાતે, મુખ ચૂપ રહી ચાલો માથે,
અહિ બહુ ગભિર ચેહેરો જાતે " ૧૬
નથી શાસ્ત્રવિષે શિખ એવી લખી, ગયુ વેમ ભૂત સૌને ભરખી,
આ વલ્લભદાસ વદે વિલખી, " ૧૭

સુબોધ ચિતામણિ—વલ્લભદાસ પોપટભાઇ.

ઘણા સમજુ લોકોમા પણ આવો ચાલ માન દેખાદેખીથી ચાલેછે તે નકામો અને જરૂર છોડવા લાયક છે એમ જણાવી સત્ય કે અસત્ય રૂદનની રૂઢિ તજી અવસાન સમયે ખાસ ધીરજની જરૂર છે તે ઉપાયોગી હોવાથી હવે પછી તે અધિકાર લેવા આ અસત્યરૂદન અધિકાર પૂર્ણ કરવામા આવે છે



## अवसानोचित धैर्य-अधिकार.



ઘણી વેળા ગેર જરૂરની ગડબડ અને દુઃખદાયક ચેષ્ટાઓથી મરણવશ થતા મનુષ્યને જે દુઃખ આપવામા આવેછે તેને બદલે એ વખતે આજુબાજુના માણસોએ કેવી ધીરજથી કામ લેવુ જોઇએ તે આ અધિકારમા બતાવવામા આવેછે

---

### મરણની અણી ઉપર આવેલ રોગીને નહિ અકળાવતા ધીરજ ધરો.

(રાગ ઉપર પ્રમાણે)

મરવા વખતે કાગા રોળ કરી મરતાને મુઝવો
વળી મર્યું પછી, શિદ ફૂટી ફાડી તંદુરસ્તી તજો?—ટેક૦
ઓસડવેસડ ઉપાય ખરો, જોશી ડોશીને દૂર કરો,
હિંમત નહિ હારી ધૈર્ય ધરો, મરવા વખતે૦ ૧
એનો જીવ ઘુમે બહુ ધમતળમા, નવી નવી પીડા દર પળપળમા
ત્યા તમે બરાડો બહુ બળમા , ૨
હજી શ્વાસ જરા ત્યા સ્ત્રી દોડી ઓશરિમા જઇ હિંમત છોડી,
ધડ ધડ કૂટે કેશો તોડી, ૩
તે શબ્દ કદી મરતો કાને સાભળે તો મન કેવું માને?
ચીતાર ન આવે મુઝ ધ્યાને, , ૪
આવે આસુ તે કો અવલોકે, તો છાતી બળે કેવી શોકે?
તે હૃદય તાપને કોણ રોકે? ,, ૫
એવી કાચી છાતીના જનને, રે'વુ ન ઘટે મરતાની કને,
નહિતો ઉલટુ નુક્શાન બને " ૬

વળી મુઆ પછી મૂર્ખાઇવડે, શ્રી પૃથ્વીપર પછડાઇ પડે,
સૌ સબંધી સાથેજ રડે,  મરવા વખતે૦ ૭
જો પાછુ આવે કુટવાથી, તો લઇ પથરો ફ્રટો છાતી,
પણુ કદી ન આવે ગયો સાથી,  ,, ૮
મુઆ રાક અને રાજા રાણુા, વળી રૂપાળા કુબડા કાણુા,
આખર આવ્યા સૌને આણુા,  ,, ૯
એ સૃષ્ટિ નિયમ નવાઇ નથી, કલ્પાત કરો શિદ વ્યર્થમથી ?
બહુ જ્ઞાની ગયા કોવીદ કથી,  ,, ૧૦
રૂદ્યાથી હૃદયે રોગ થશે, કાં તો પાછળ બીજુ મરશે,
વળી રોતા આખો રન જશે,  ,, ૧૧
એમા ન સાર નીકળવાનો, મરતા પણુ તે નથી મળવાનો,
આ ચાલ માત્ર ચિત ચળવાનો,  ,, ૧૨
પ્રભુ* નિયમ વિરૂદ્ધ તમે વરતો, એનો પરિણામ અતિ નરતો,
છેવટ શોકજ હાસીલ થતો,  ,, ૧૩
ક્ષણુભગુર છે કાચી કાયા, મૃત્યુ પામે જન જે જાયા,
આવ્યાજ કરે તડકા છાયા,  ,, ૧૪
માટે નિત કઠણુ કરી છાતી, દુખ સહુન કરો થઇ દઢ જાતિ,
નહિ તો થાશો આતમઘાતી,  ,, ૧૫
અહિં સુખ દુખ કર્મે પ્રેરિત છે, લાગે સુખ સારૂ એ રીત છે,
પણુ રૂણુ દેવા કેમ ભયભીત છે ?  ,, ૧૬
જો સદ્ કર્મોથી સુખ લેવુ, તો કુકર્મથી સંકટ સહેવુ,
પણુ આતો તમને શુ કહેવું ?  , ૧૭
ઇશ્વરનો મગળ ભાવ સદા, કરૂણા તજી કષ્ટ કરે ન કદા,
સારા હેતુથી સૌ સુખદા,  ,, ૧૮
મન સાફ કરે શિક્ષા કરીને, જેમ જનની ઓસડ અર્ભકને-
ઝટ પાય પરાણે દરદ દિને,  ,, ૧૯
દિલ દઢ કરવાજ બધા દુખ છે, સંતોષ માટે સાથે સુખ છે,
ભોજન મીઠુ લાગે જો ભુખ છે,  ,, ૨૦
પરદેશી પ્રવાસી સૌ છીએ, બે દિન સુખમા હમીરમી લૈએ,
પણુ છેવટ સંતોષે જૈએ,  ,, ૨૧

---

* કુદરત

આવી એક વિધવા ઓલારે, ઝીણા સ્વરથી બોલેભારે,
હાય હાય ! બધી બોલે હાર, ટોળે મળિને૦ ૧

ફળિયામા સર્વ ફરે ફુદડી, લજ્જા મૂકીને મેલી હડી,
ત્યા ખાઇ પછાડી એક પડી „ ૨

છેડા વાળીને કડ બાધી, બહુ કૂટે ધડુસ ધડુસ છાતી,
સોજી ગઈ થઇ રૂધિરે રાતી, „ ૩

સૌના એક હારે હાથ પડે, પાછા અદ્ધર ઊચા ઉપડે,
વારા ફરતી વચમાજ ગડે, „ ૪

લે ચોતાળા બહુ પડકારી, વળિ વિવિધ વચન મુખ ઉચ્ચારી,
સઘળુ સભારી સભારી, „ ૫

"ઓય ઓય બાપજી ઓય અરે, તમ જાતા પડી ગઈ ખોટ અરે,
નહિ લ્હાવ લીધો પરણી દિકરે, „ ૬

અમને આ ઘર ખાવા ધાશે, કેમ એકલડા મહિ રહેવાશે,
હાય હાય હવે કેમજ થાશે, „ ૭

ગ્યા રણવગડે રોતી મેલી, હુ ખના દરિયામા હડસેલી,
પામી ન ભેટ લેવા છેલ્લી," „ ૮

જો કદી કન્યાનો કાળ ખુટે, "હાય હાય બેનડી" બોલી કુટે,
છાતીથી લોહીની ગેડ છૂટે, „ ૯

એમ અધિક વિલાપ કલાપ કરે, પછડાય નીચે ઉપરાઉપરે,
વળી હુસકા વચમા ગેઇ ભરે, „ ૧૦

બાજિયો કુટતા ન્હી જાય કદી, બેસી જાવાનું વેણુ વદી,
ત્યા સગિ જુવતી બોલે જલદી, „ ૧૧

"બાઇ નાનું મરણ છે બેનોમા, કૂટો હજુ નીમક છે મોમા,
એમ નહિ મરિ જઇએ નામોમા, „ ૧૨

એમ કહી કહીને બહુ રડાવે, આખર મોટેરી અટકાવે,
ઉપાડી ઓશરીમા લાવે, „ ૧૩

કરે મૂઆને મન્ગો મોંઘો, નીકર થઇ જાત કદી સોંઘો,
આ કેવી ગાડાઇ જોજો, „ ૧૪

જોઈ પરદેશી જન છેટેથી, બહુ ગમે કાનને સ્વર જેથી—
બાધે ઉલટો ખ્યાલજ એથી, „ ૧૫

શાણા જન મનમા સમજીને, ઝટ બધ કરો ગીત જગલીને,
વલ્લભની વિનતિ વાચીને, „ ૧૬

સુબોધ ચિતામણિ—વલ્લભદાસ પોપટભાઈ.

ટપીટ કરવી એ નકામી અને અયોગ્ય છે તેમ મરનારનું તેથી કઇ હિત નથી એમ જણાવી મૃતભોજન કરવાને આવેલ જનમંડળને સમજાવવા અને હવે પછી તે અધિકાર લેવા આ અનમાનોચિતધૈર્યત્યાગ અધિકાર પૂર્ણ કરવામા આવેછે

## मृतभोजन-अधिकार.

એ કે કુટુંબમાથી જ્યારે મનુષ્યની હાનિ થાયછે ત્યારે તે હાનિની ઉપર બીજી હાનિ તેની પાછળ જમણવારોમા ખર્ચ કરીને વહોરવામા આવેછે આનંદ ઉત્સવના પ્રસંગોમા જમણવારો ગોભેછે પણ આના શોક અને દુ ખના પ્રસંગોમા જમણવારો કરી મિષ્ટાન્નો ઉડાડવા એ તો મનુષ્યત્વને વિસારે પાડવા જેવો બનાવ છે એમ જણાવવા આ અધિકારનો આરંભ કર્યો છે

---

### મનમા કંપારી છૂટે તેવુ કગતુ ભોજન.

(રાગ ઉપર પ્રમાણે)

રે રાજેશ્રી ! ઊચુ ડાચુ કરી જોજે જન જ્યા મરે,
રોતા જાતા, ગોળાપાપડી ગટ્ટ ગળામા ઊતરે—ટેક૦
જમી વાટે જાતા વહુવારૂ કંઇ વાત કરે ' સાભળ વારૂ
બાઇ જમણ હતું નહિ કંઈ સારૂ " રે રાજેશ્રી૦ ૧
બીજીએ તેશુ તકરાર કરી, ત્યા પાછી તે આગળ ઉચરી,
' વારૂ કઢિ તો ખૂબ ખરાબ ખરી." „ ૨
એમ નિંદા નારી અનેક કરે, શુણિ મનમા બળિ કરનાર મરે
ધોખો અતરમા ખૂબ ધરે „ ૩
એક કોર કામની કૂટેછે, મિષ્ટાન્ન બિજીગમ લૂટેછે,
કાગડા કુતરા જેમ ઝુંટે છે „ ૪
રા કકળ ચાલી રહિ એક બાજુ, બીજીગમ પકવાન બને તાજુ
દાનત દેખી દીલમા દાઝુ „ ૫
એક કોર ઓય ઓય સાભળિયે, બીજિગમ લાડૂ લાડૂ શુણિયે,
કહો આ ગાંડાઇ કેવી કહિયે? „ ૬

કોઇ જમતા દેખિ વિચાર કરે, વિવાહ હશે એવુ ઉચરે,
તો તે ખોટો નથી ખ્યાલ ખરે　　　　　　　રે રાજેશ્રી૦ ૭
વળી જગલી રીત છે જમવાની, નથી ધીરજ ખરેખર ખમવાની,
નથી પ્રવિણુ રૂઢી પીરસવાની　　　　　　„　૮
વારવાર ભાણેથી ઉઠે, પિરસણિયાની તાસક જુટે,
અધિરજ મનમા મિષ્ટાન્ન ખુટે　　　　　　„　૯
કદિ કોઇ ઉઠે નહિ શરમાળુ, તો ખાલિ પડયું રહે પત્રાળુ,
હું તો એકની ભૂખો ભાળુ　　　　　　„　૧૦
સે તકનું લેવા ચિત્ત ચહે, પછિ કોઇ પડેલુ પાછુ લહે,
પણ ઘણું ખરૂ ત્યાનું ત્યાજ રહે,　　　　　　„　૧૧
પછી પગથી ખૂણ ખુદાય ખરે, વળી બેસે જન ઉપરાઉપરે,
ચિત મગ ચડે નિરખી નજરે,　　　　　　„　૧૨
ત્યા ગદવાડનો પાર નહિ, બહુ પાણી કઢી ઢોળાય કહુ,
વેગળો ભાળુ ભાત મહીં,　　　　　　„　૧૩
ત્યા બહુ કલબલ જમનાર કરે, જાણે રાકાટો અરણી ઉચરે,
ગાજી ઉઠે આખુ મકાન ખરે,　　　　　　„　૧૪
જાણે ત્યા કળકળતા કાગ પડે, લેવા ઝટપટ્ટ લડાઇ લડે,
ધણીનું માથુ તો નીચ ધડે,　　　　　　„　૧૫
હજી મરવાને ત્રણ દિવસ થયા, ત્યા તો એ ખટપટમા પડિયા,
હાય ગજબ! શોકના ચાલ ગયા,　　　　　　„　૧૬
કદી હરખ જમણુ ઊ ધી જાયે, વિવાહ અધગણી નવ થાયે
પણ આમા નહિ ચાલે કાઇએ,　　　　　　„　૧૭
મર ઘરમા ખાવાના સાસા, પણ લાડુ ક્યાં જોઇએ ખાસા,
ઘર મેલી ધરેણે તણી આશા,　　　　　　„　૧૮
એક તો ઘર કરૂ મનુષ્ય ગયું, વળી એ ઉપર આ બાકી રહ્યું,
ખાતરઉપર દીવેલ વધ્યું,　　　　　　„　૧૯
"એનું મર્ણ અતિશે વખણાણુ, ખરી નિષ્ઠાથી ખરચ્યું નાણું,"
પણ વદે નહિ ઘર વેચાણું,　　　　　　„　૨૦
એ ગયો અતિ મરણે ખાટી, એમ કહી કહી ઉખેળે આટી,
શુણે રે'મથી કપે રૂવાટી,　　　　　　„　૨૧
કદી નાનું મરણ થતા ત્રાસે, પણ બધ કરે નહિ નરમાશે,
ચિત ગોઠી રહ્યુ ચિર અભ્યાસે,　　　　　　„　૨૨

પીડાય ન ધનવાળા ધાંગા, કહેતા માડે દેવા ઠીગા,
એ હઠીલા જન રોતલ ગંગા, રે રાજેશ્રી૦ ૨૩
એથી લેશ લાભ નથી મરતાને નહિ પુણ્ય પ્રભુ એમા માને,
દેખાડ લખેલુ કયે પાને „ ૨૪
નથી શાસ્ત્રવિષે કઇ એવુ કહ્યુ, આ તુજને કયાથી ચેન થયુ
જો જો જાગી કયા ભાન ગયુ? „ ૨૫
સુખસા જમશો મળી સબધી, પણ આ રીતિ કેવળ અધી,
વલ્લભ વિનવે તમને વદી „ ૨૬

સુબોધ ચિંતામણિ—વલ્લભદાસ પોપટભાઇ

‘ પડ્યાપર પાટુ ” એ કહેવતને સાચી પાડનાર આવી અયોગ્ય જમણવારો બધજ કરવી જોઇએ અને એના જેવા બીજા પણ અયોગ્ય ચાલો પણ બધ કરવા જોઇએ એમ સમજાવી આ અધિકાર પૂર્ણ કરવામા આવેછે

## मरनारनी पाछळ रुदन—अधिकार.

ઉપરના અધિકારમા મૃતભોજન સબધી અયોગ્ય ચાલો બધ પાડવાની ભલામણ આપી છે આવી રીતના અયોગ્ય ચાલો ઘણાજ છે તેમા પણ ઘણે ઠેકાણે મરનારની પાછળ મહિનાઓના મહિનાઓસુધી બરાઓ નિયમિત રીતે સવારસાજ ભેળા મળીને રાગ તાણીને મો વાળેછે આ કાય એટલુ તો ભયકર છે કે મરનારના ઘરના પુરુષો તથા બાળકો એ વખતે તદ્દન ઉદાસ થઇ જાયછે તથા મરનારનુ સ્મરણ આવવાથી તેઓને પણ રોવાનો ઉભરો આવી જાયછે પાડોશીઓ પણ પ્રભાતમા એ વખતે વિચિત્ર રીતે શોકાતુર બનેછે જે વખતે વૃત્તિ શાત રાખીને ઇશ્વરધ્યાન કરવુ જોઇએ તથા મરનારને માટે શાતિની પ્રાર્થના કરવી જોઇએ તે વખતે સ્ત્રીવર્ગ આવો પોકકારક કોલાહલ મચાવી મૂકેછે એ ઠીક નથી એમ સમજવાને મરણ પ્રસગમા થતી અયોગ્ય ક્રિયાઓનુ ભાન કરાવવાનો છેવટનો અધિકાર લેવામા આવેછે

## સત્ય લાગણી વિનાના રૂદન તરફ તિરસ્કાર.

(રાગ ઉપર પ્રમાણે)

મોઢુ વાળી ભુડા મોવાળી બેઠી શુ દાડી?
દુખ દેખાડે, સાજ સવારે મોટેથી સ્વર કાઢી—ટેક
જન મર્યું પછી એક વર્ષસુધી, બૈયર ભેગી મળી રોજ બધી,
રોવાની રીત વિશેષ વધી, મોઢુ વાળી૦ ૧
સૌ નાર નાતની આવેછે, પંડે રોઇને ગોવરાવેછે,
છેવટ છેડો છોડાવેછે, „ ૨
બીજીયો તો ખોટી ખોટી રડે, દાઝયા વણ શેના આસુ પડે?
પણ ઘર નારીને ખૂબ નડે „ ૩
એનું માઠ માડ મનડુ વિસર્યું, ત્યા વળી આવીને યાદ કર્યું,
એમ અંગ હીર હમેશ હર્યું „ ૪
મરતા પાછળ નથી મરવાનું, કલ્પાત ન દાડી કરવાનું,
આરોગ્યપણુ આળસવાનું, „ ૫
નિત રોઇ રોઇને આખ ખુવે, તોય મરતાને નજરે ન જુએ,
શામાટે શામા રોજ રૂવે? „ ૬
એથી આધળી ઘણી સ્રી થઇ છે, પડી પડીને રોગે રહી ગઇ છે,
તોય જંગલી રીત હજી રહી છે! „ ૭
એના મૂળ અતિશે ઊડા છે, ભોળા જન ભટકણ ભુડા છે,
કહેવુ શુ હળાહળ કુડા છે, „ ૮
એ વખતે દીલાસો આપો, પણ સાથે રડી કા સતાપો?
ઉલટા કા કાળજડુ કાપો? „ ૯
મર શોક તમે પાળો તેનો, પણ તેની હદ બાધો એનો,
ઉપાય નથી આખર એનો, „ ૧૦

સુબોધ ચિતામણિ—વલ્લભદાસ પોપટભાઇ

મનુષ્યે પોતાના પ્રત્યેક વ્યવહારમા યોગ્ય કારણો તથા યોગ્ય પરિણામોનો વિચાર કરવો જોઇએ આનદના કે શોકના પ્રસગોને એવા રૂપમા લાવી મૂકવા ન જોઇએ કે જેમા કોઇ પણ પ્રકારનો યોગ્ય હેતુ જોવામાજ ન આવે તથા જેને લઇને પોતાના કર્ત્તવ્યનુ ભાન ભૂલાઇ જાય આમ દેખાડીને આ અધિકારની સમાપ્તિ કરવામા આવેછે

# ગ્રંથ સંગ્રહિતા.

## गीति

विनयविजयमुनिनाय, विविधार्थोऽष्टमः परिच्छेदः ।
सङ्ग्रथितः सुगमार्थं, व्याख्यातॄणां मुदे सदा भूयात् ॥

વિનયવિજય મુનિએ આ (વ્યાખ્યાન સાહિત્ય સંગ્રહ નામના) ગ્રંથનો વિવિધ વિષયવાળો આઠમો પરિચ્છેદ વ્યાખ્યાન કરનારાઓ (અને શ્રોતાઓ)ની સુગમતા માટે સંગ્રથિત કર્યો છે તે સદા વ્યાખ્યાન કરનાર સાધુ તથા સાધ્વીઓ (અને શ્રોતાવર્ગ)ના આનંદને માટે થાઓ.



## ધનાઢય લોકોની રમત

एहि गच्छ पतोत्तिष्ठ, वद मौन समाचर ।
एवमाशाग्रहग्रस्तै , क्रीडन्ति धनिनोऽर्थिभिः ॥ २ ॥

આવ, ભાગીજા, પડ, ઉભો થા, બોલ, મુગો રહે, એવી રીતિથી ધનાઢ્ય લોકો આશારૂપી ગ્રુહથી પકડાયેલ અર્થિલોકો (ધનની ગરજવાળા) રૂપી રમકડાથી રમત કરી રહ્યા છે ૨

## જેની પાસે નહિ વસુ, તે પશુ,

यस्यार्थास्तस्य मित्राणि, यस्यार्थास्तस्य बान्धवाः ।
यस्यार्थाः स पुमाँल्लोके, यस्यार्थाः स च पण्डितः ॥ ३ ॥

सुभाषितरत्नभाण्डागार

જેની પાસે ધન છે, તેને મિત્રો છે જેની પાસે ધન છે, તેને બધુઓ છે જેની પાસે ધન છે તે જગતમા પુરૂષ ગણાયછે અને જેની પાસે ધન છે તે પડિત કહેવાયછે ૩

## ધનવાનનો ઉત્કર્ષ

विद्यावृद्धास्तपोवृद्धा, ये च वृद्धा बहुश्रुताः ।
सर्वे ते धनवृद्धस्य, द्वारि तिष्ठन्ति किङ्कराः ॥ ४ ॥

सूक्तिमुक्तावली

જે વિદ્યાથી વૃદ્ધ છે અર્થાત્ ઉમ્મર ન્હાની છે પણ વિદ્યાધ્યયન વધારે કરવાથી વિદ્યાવૃદ્ધ કહેવાયછે તેમજ તપોવૃદ્ધ તથા જેઓએ જ્ઞાનસબધી ઘણુંજ શ્રવણ કરેલ છે એવા સર્વ મનુષ્યો ધનવૃદ્ધ (ધનાઢ્ય) પુરૂષના બા રણામા દાસરૂપ થઇને ઉભા રહેછે ૪

## ધનથી ઉચ્ચતા અને નિર્ધનપણાથી નીચતા, ત્યાં રેંટની વડનુ દૃષ્ટાંત.

वित्तादुत्तानतामेति, नै. स्यान्नीचमुखो भवेत् ।
अरघट्टघट इत्यर्थे, स्पष्टमेव निदर्शनम् ॥ ५ ॥

पार्श्वनाथचरित्र-खण्ड सप्तम

મનુષ્ય પાસે ધન હોય તો તેથી ઉચતાને પામેછે અને નિધન થઇ જાય તો નીચા મુખવાળો થાયછે આ અર્થમા રેંટની ઘડ એ સ્પષ્ટ દૃષ્ટાંત

તેમ તેમ સંસારનું સ્વરૂપ સમજાતું જાયછે, મોહ ટળતો જાયછે અને ગ્રહણ કરવા યોગ્ય ખરી દિશાનું ભાન થતું આવેછે વાચનારની બુદ્ધિમાં આ સઘળું થવા જેવું સામર્થ્ય આવે એમ કરવાનેજ આ નવમ પરિચ્છેદનો પ્રારંભ છે અને તેથી આ પરિચ્છેદમાં એને લગતા ભિન્ન ભિન્ન અધિકારો લેવામાં આવશે



## धनप्रशंसा-अधिकार.



"ધનપ્રશંસા" અધિકારનો આરંભ કરતાં તે બાબત તે અધિકારના પ્રવેશમાં વાચક મહાશયોને સુગમતા પડે તેથી તેના સબંધે બે બોલ કહેવાની જરૂર પડેછે ધન શબ્દ જેવો જગતના મનુષ્યને પ્રિય છે તેવું અન્ય પ્રિય હોઇ શકતું નથી ઘણાઓ યુદ્ધમાં પોતાના દેહરૂપી ઉત્તમ પદાર્થોને પણ પૈસામાટે કપાવી નાખેછે અને વણિક લોકો યૂરોપ, આફ્રીકા અને છેવટ અમેરિકાસુધી દૂરના પ્રદેશોમાં પોતાના જીવની તથા ધર્મની દરકાર ન કરી ગમન કરેછે તે ધનમાટેજ અને દુનિયાના અનેક પ્રકારના ભોગ ભોગવવા જેવા કે-અનેક પ્રકારના ભોજનો જમવા, નૂતન નૂતન વસ્ત્રો ધારણ કરવા નૂતન ભૂષણો ધારણ કરવ, આમાં સર્વ રીતે ધનનીજ જરૂર પડેછે એટલે વિદ્વાન્ કે મૂર્ખ, રાજા કે રંક શેઠ કે નોકર જે કોઇ મનુષ્ય હોય તેને ધન પ્રિયજ હોયછે એટલે મહાત્મા વીતરાગી પુરૂષો સિવાય બીજા કયા મનુષ્યની ધનઉપર આસક્તિ નથી? અર્થાત્ સર્વની છે આ બાબતનું યત્કિંચિન્દિગ્દર્શન કરાવવા સારૂ આ અધિકારનો આરંભ કરવામાં આવેછે

---

ધનજ પ્રભુ છે

### अनुष्टुप् (१ थी ६)

आदरं लभते लोको, न क्वापि धनवर्जितः ।
कान्तिहीनो यथा चन्द्रो वासरे न लभेत्प्रथाम् ॥ १ ॥

सिन्दूरप्रकर

જેમ તેજહીન ચંદ્ર દિવસે પ્રસિદ્ધિ મેળવતો નથી તેમ ધનરહિત મનુષ્ય કોઇ સ્થાને માન મેળવી શકતો નથી ૧

## ધનાઢ્ય લોકોની રમત

एहि गच्छ पतोत्तिष्ठ, वद मौनं समाचर ।
एवमाशाग्रहग्रस्तै, क्रीडन्ति धनिनोऽर्थिभिः ॥ २ ॥

આવ, ભાગીજા, પડ, ઉભો થા, બોલ, મુંગો રહે, એવી રીતિથી ધનાઢ્ય લોકો આશારૂપી ગ્રહથી પકડાયેલ અર્થિલોકો (ધનની ગરજવાળા) રૂપી રમકડાથી રમત કરી રહ્યા છે ૨

## જેની પાસે નહિ વસુ, તે પશુ,

यस्यार्थास्तस्य मित्राणि, यस्यार्थास्तस्य बान्धवाः ।
यस्यार्थाः स पुमाँल्लोके, यस्यार्थाः स च पण्डितः ॥ ३ ॥

सुभाषितरत्नभाण्डागार

જેની પાસે ધન છે તેને મિત્રો છે જેની પાસે ધન છે, તેને બંધુઓ છે જેની પાસે ધન છે તે જગતમા પુરૂષ ગણાયછે અને જેની પાસે ધન છે તે પંડિત કહેવાયછે ૩

## ધનવાનનો ઉત્કર્ષ

विद्यावृद्धास्तपोवृद्धा, ये च वृद्धा बहुश्रुताः ।
सर्वे ते धनवृद्धस्य, द्वारि तिष्ठन्ति किङ्कराः ॥ ४ ॥

सूक्तिमुक्तावली

જે વિદ્યાથી વૃદ્ધ છે અર્થાત્ ઉમ્મર ન્હાની છે પણ વિદ્યાધ્યયન વધારે કરવાથી વિદ્યાવૃદ્ધ કહેવાયછે તેમજ તપોવૃદ્ધ તથા જેઓએ જ્ઞાનસબંધી ઘણુજ શ્રવણ કરેલ છે એવા સર્વ મનુષ્યો ધનવૃદ્ધ (ધનાઢ્ય) પુરૂષના બારણામા દાસરૂપ થઇને ઉભા રહેછે ૪

## ધનથી ઉંચતા અને નિર્ધનપણાથી નીચતા, ત્યા રેંટની ઘડનુ દૃષ્ટાંત.

वित्तादुत्तानतामेति, नै. स्वान्नीचमुखो भवेत् ।
अरघट्टघट इत्यर्थे, स्पष्टमेव निदर्शनम् ॥ ५ ॥

पार्श्वनाथचरित्र–खण्ड सप्तम

મનુષ્ય પાસે ધન હોય તો તેથી ઉચ્ચતાને પામેછે અને નિર્ધન થઇ જાય તો નીચા મુખવાળો થાયછે આ અર્થમા રેંટની ઘડ એ સ્પષ્ટ દૃષ્ટાંત

છે, એટલે રેંટની ઘડમાં પાણી ભર્યું હોય ત્યારે ઉંચું મુખ રાખી ઉપર આવેછે અને ખાલી થઇ જાય ત્યારે નીચું મુખ રાખી નીચે ઉતરે છે આ સ્પષ્ટ ઉદાહરણ છે ૫

## નિર્ધનની સર્વ પ્રકારે અધમતા

किं चान्यैः सुकुलाचारैस्सेव्यतामेति पुरुषः ।
धनहीनः स्वपत्नीभिस्त्यज्यते किं पुनः परैः ॥ ६ ॥

सुभाषितरत्नभाण्डागार

ધનહીન પુરુષ શું બીજા શુભ કુલાચારોથી સેવ્ય (પૂજ્ય) પણાને પામેછે? અર્થાત્ નથી પામતો એટલુંજ નહિ પરંતુ પોતાની સ્ત્રીઓથી પણ તજાયછે ત્યારે બીજાની તજાય તેમાં શું કહેવું? અર્થાત્ નિર્ધનને કોઇ સત્કાર કરતું નથી

## ધનનો ગુણ

## आर्या

हेतुप्रमाणयुक्तं, वाक्यं न श्रूयते दरिद्रस्य ।
आयतिपरुषमसत्यं, पूज्यं वाक्यं समृद्धस्य ॥ ७ ॥

सुभाषितरत्नभाण्डागार

ગરીબ માણસનું વચન, હેતુ તથા પ્રમાણોથી યુક્ત હોય તોપણ તે કોઇ સાંભળતું નથી અને ધનાઢ્ય પુરુષનું વાક્ય અત્યંત કઠોર તથા અસત્ય હોય તોપણ વખણાયછે ૭

## જેધની તે ગુણી.

## उपजाति (८ थी १०)

यस्यास्ति वित्तं स नरः कुलीनः, स पण्डितः स श्रुतवान्गुणज्ञः ।
स एव वक्ता स च दर्शनीयः, सर्वे गुणाः काञ्चनमाश्रयन्ते ॥ ८ ॥

भर्तृहरिनीतिशतक

જેની પાસે ધન છે તે મનુષ્ય કુલીન કહેવાયછે જેની પાસે ધન છે તે પંડિત કહેવાયછે જેની પાસે ધન છે તે શાસ્ત્રજ્ઞાતા કહેવાયછે જેની પાસે ધન છે તે ગુણજ્ઞ કહેવાયછે જેની પાસે ધન છે, તે વક્તા કહેવાયછે જેની પાસે ધન

છે ને (પ્રાતઃકાળમાં) દર્શન કરવા યોગ્ય છે (માટે આ ઉપરથી એ સિદ્ધ થાય છે કે) સર્વ ગુણો કાંચન (ધન) ને આધીન રહેલા છે ૮

તથા—

यथा विहङ्गास्तरुमाश्रयन्ति, नद्यो यथा सागरमाश्रयन्ति ।
यथा तरुण्यः पतिमाश्रयन्ति, सर्वे गुणाः काञ्चनमाश्रयन्ति ॥ ९ ॥

જેમ પક્ષિઓ વૃક્ષોનો આશ્રય કરેછે, નદીઓ સમુદ્રનો આશ્રય કરેછે, જુવાન સ્ત્રીઓ પતિનો આશ્રય કરેછે, તેમ સર્વે ગુણો કાંચન—ધનનો આશ્રય કરી રહ્યા છે અર્થાત્ જે ધની તે ગુણી ૯

તે પ્રમાણે—

वाणी दरिद्रस्य शुभा हितापि, ह्यर्थेन शब्देन च सम्प्रयुक्ता ।
न शोभते वित्तवतः समीपे, भेरीनिनादोपहतेव वीणा ॥ १० ॥

सुभाषितरत्नभाण्डागार

કલ્યાણ કરનારી, હિતકારક, અર્થ અને શબ્દથી સારી રીતે બંધ બેસતી દરિદ્રની વાણી, જેમ ભેરી–મોટા ઢોલના શબ્દ આગળ વીણા (તંબુરા જેવું વાજિત્ર) નો શબ્દ શોભતો નથી તેમ ધનવાનની સમીપમાં શોભતી નથી ૧૦

## ધનની ઉપયોગિતા.

### वंशस्थ

बुभुक्षितैर्व्याकरणं न भुज्यते, पिपासितैः काव्यरसो न पीयते ।
न छन्दसा केनचिदुद्धृतं कुलं, हिरण्यमेवार्जय निष्फला गुणाः ॥ ११ ॥

महीपालचरित्र

ક્ષુધિત મનુષ્યોથી કાંઈ વ્યાકરણ ખવાતું નથી, તૃષ્ણાતુર મનુષ્યોથી કાવ્યનો રસ પીવાતો નથી અને છંદશાસ્ત્રથી કોઈએ પોતાના કુળનો ઉદ્ધાર કર્યો નથી માટે હે મિત્ર! સુવર્ણને જ એકત્ર કર, બાકી અન્ય ગુણો નિષ્ફળ છે ૧૧

## ક્ષણમાં બીજો કોણ બની જાય

### वसन्ततिलका

तानीन्द्रियाण्यविकलानि मनस्तदेव,
सा बुद्धिरप्रतिहता वचनं तदेव ।

अर्थोष्मणा विरहितः पुरुष स एव,
ह्यन्यः क्षणेन भवतीति विचित्रमेतत् ॥ १२ ॥

सुभाषितरत्नभाण्डागार

અવિકલ (બરાબર–ફેરફાર વિના) તેજ ઇદ્રિયો, તેનું તેજ મન, ન અટકેલી બુદ્ધિ પણ તેજ અને વચન પણ તેનું તેજ છે પરંતુ પૈસાની ગરમીથી રહિત થાય છે તો તેજ પુરૂષ નિશ્ચય કરીને એક ક્ષણમા બીજોજ બની જાય છે આ મહા વિચિત્રતા છે (પૈસાવાળો હોય ત્યારે તેજ બુદ્ધિ વગેરેથી ડાહ્યો ગણાતો હોય પણ તે (પૈસા) નો નાશ થવાથી તે માણસ મૂર્ખમા ગણાય છે તેજ વિચિત્રતા છે કે ક્ષણમા એકના બે રગ દેખાય છે) ૧૨

## ધનમાજ સર્વ ગુણો

## शार्दूलविक्रीडित (१३ थी १५).

जातिर्यातु रसातलं गुणगणस्तस्याप्यधो गच्छतां,
शील शैलतटात्पतत्वभिजनः सन्दह्यतां वह्निना ।
शौर्ये वैरिणि वज्रमाशु निपतत्वर्थोऽस्तु नः केवल,
येनैकेन विना गुणास्तृणलवप्रायाः समस्ता इमे ॥ १३ ॥

भर्तृहरिनीतिशतक

જાતિ રસાતાળમા જાઓ ગુણનો સમૂહ તેની નીચે ડૂબી જાઓ, શીળ પર્વત ઉપરથી પડી જાઓ શત્રુરૂપે રહેલ એવી શરવીરતા ઉપર ઇદ્રનુ વજ્ર પડે પરતુ અમને તો કેવળ પૈસોજ પ્રાપ્ત થાઓ કારણકે એક પૈસા વિના સઘળા ગુણો તૃણની સળી જેવા (હલકા) છે ૧૩

## ધનાઢ્યના અવગુણો કોઇ ગાતુ નથી

तिर्यक्त्वं भजतु प्रतारयतु वा धर्मक्रियाकोविदं,
हन्तु स्वां जननीं पिबत्वपि सुरां शुद्धां वधूमुज्झतु ।
वेदान्निन्दतु वा हिनस्तु जनता किं वानया चिन्तया,
लक्ष्मीर्यस्य गृहे स एव भजति प्रायो जगद्वन्द्यताम् ॥ १४ ॥

सुभाषितरत्नभाण्डागार

(આચરણમા) પશુ-પક્ષી પણુ રાખે ધર્મક્રિયામા કુશળ મનુષ્યને છેતરે, પોતાની માતાનો વધ કરે, મદિરા પીએ, પોતાની સતી સ્ત્રીનો ત્યાગ કરે,

વેદો (આગમો) ની નિંદા કરે, મનુષ્ય સમૂહનો નાશ કરે, તોપણ જેના ઘરમા લક્ષ્મી છે તે ઘણું કરીને જગતમા વંદવાયોગ્ય છે, ઉપરના કાર્યોની ચિંતા કરવાની નથી. ૧૪.

### ધનાઢ્યના અવગુણો ગુણરૂપે મનાયછે.

आलस्य स्थिरतामुपैति भजते चापल्यमुद्योगिता,
मूकत्व मितभाषिता वितनुते मौढ्य भवेदार्जवम् ।
पात्रापात्रविचारणाविरहिता यच्छत्युदारात्मता,
मातर्लक्ष्मि तव प्रसादवशतो दोपा अमी स्युर्गुणाः ॥ १५ ॥

આળસ સ્થિરતામા ગણાય છે, તેમજ ચપળતા ઉદ્યોગમા, મુંગાપણું મિતભાષણમા (થોડુ બોલવામા,) મૂઢતા સરલતામા અને પાપી-અપાપીનો વિચાર કર્યા વિના જે આપવુ તે ઉદારતાના ગુણમા ગણાય છે માટે હે માતા લક્ષ્મીજી! તમારી કૃપાના કારણથી આ સઘળા દોષો ગુણરૂપે દેખાયછે ૧૫

### માનપાનમાં છે રોકડા રૂપીઆ.

## મનહર.

નાણા વિના નાતજાતમાહી નામ રહે નહિ,
નાણા વિના ભલા ભાગ્ય ભોયમા દટાણા છે,
નાણા વિના વાડુ વાહુ આવીને કરેછે કોણ,
નાણા વિના ખાવા ટાણે ખડખડ ભાણા છે,
નાણા વિના મારા ગુણ સઘળા સમાઇ જાય,
નાણા વિના આખ કાન નાક બધા કાણા છે,
કેશવ કહેછે નાણા વિના નર વાનર છે,
નાણા નહિ હોય તેના ક્યાહી ક્યા ઠેકાણા છે ૧૬
ગાદી જેવો કાળો હોય માખીઓનો માળો હોય,
ગલોફામા ગાતો હોય, નીતિનું તો નામ છે,
હૃદય કઠોર હોય ચાડીઓ કે ચોર હોય,
ગુણિકાનો ગોર હોય, વ્હાલો પથ વામ છે,
લંપટ લબાડ હોય પાપનો પહાડ હોય,
ઝેરતણું ઝાડ હોય જુલમીનો જામ છે,
કેશવ અધીર કે બધીર હોય તોય પણ,
તેને લોક માને જેની પાસે ધન ધામ છે ૧૭

બોલવામા આગો હોય સમજમા સાગો હોય
ગાન્ડ્વ કે ફાગો હોય હાડમા હરામ છે
અતિ અનાચારી હોય વિવિધ વિકારી હોય,
જગલી જુગારી હોય કાળા ધોળા કામ છે
આળસ અપાર હોય ખુમ સરદાર હોય,
વેવલા વિચાર હોય બાઈનુ કામ છે
કેશવ કમાટી કે અનાડી હોય તોય પણ,
તેને લોક માને જેની પાસે ધન ધામ છે ૧૮

કેશવ

---

તેમજ—

શ્રીમન્તોની સભા મધ્ય ગરીબ શી ગણતીમા,
કોહીનુર પાસ કાચ બાપડો શા બાબમા ,
સાગરની આગળ તે ગાગરને ગણે કોણ
તલના તેલ તુચ્છ તે કશુ તેજાબમા
લાખ લાખ રૂપિયાના જે ઠેકાણે લેખા થાય
કોડીઓ બિચારી ત્યા કહો કયા હિસાબમા
શુભો રૂડા રાજ હુન્નર જાણે દલપતરામ
છ આનાની ધોરી તે છાજે કેમ છાબમા ૧૯

દલપત

---

તથા—

## છપ્પો.

માણેક હીરા તુજમાંહિ, મજા રસ મીઠા મેવા
હાથી, ઘોડા, હેમ પદારથ તુજમા તેવા
સુત, મિત્ર, પરિવાર, દેખતાં તુજમા દીઠા
ગાન તાન રંગ રાગ પાનના તુજમા પીઠા
તું સિન્ધુ સમો સંસારમાં, બિજા બિચારા ખોકડા
કહે શ તુજને દલપત કહે, અરે રૂપૈઆ રોકડા

દલ૰

ધન વિના જીવતર ધુળધાણી તથા ધન વિના માનપાનની પાયમાલી મના થછે સર્વ ઠેકાણે પ્રભુને બદલે ધન ધન જપાય છે તો દરેક મનુષ્યે વ્યવહાર નિર્વાહુમાટે હુન્નર ઉદ્યોગ વિગેરે સાધનોથી અવશ્ય ધન મેળવવું જોઇએ એ બતાવી ધનમા શું શુ દોષો છે તેમાથી બચવા માટે તે અધિકાર લેવાની અગત્ય માની ચાલતો અધિકાર-ધનપ્રશસા પૂર્ણ કરેલ છે



# धनदोष-अधिकार



પૂર્વના અધિકારમા ધનપ્રશસા કહેવામા આવેલ છે પણ તે વ્યવહાર દશામા માયિકજીવનભોક્તાઓને અનુકરણીય છે પરતુ સત્પુરૂષો તો તેમા ગુણોની સાથે કેટલાક દોષો પ્રાય વિશેષ હોવાથી તેમની અપેક્ષા રાખતા નથી જે મદાદિ ત્યાજ્ય પદાર્થો છે તે ધનના આગમનથી પ્રથમસ્થાને બિરાજમાન થાય છે પ્રથમ તો તેના ઉપાર્જનમા કેટલુક કષ્ટ વેઠવુ પડે છે કદાચ અનુકૂલ પ્રયત્નોથી લબ્ધ થયું તો સરક્ષણની મહાચિતા વેઠવી પડે છે તેમની પાછળ અનેક અનર્થો સેવવા પડેછે, તેમની વૃદ્ધિમાટે વ્યાપાર ધધા વિગેરે અનેક નિવૃત્તિરોધક માર્गો ઉપલબ્ધ થાય છે તેની સાથે તેમના (ધનવાનના) છિદ્રાન્વેષણ કરવામા નૃપ, તસ્કર, ચુગલીખોર, બધુઓ વિગેરે સતત પ્રયત્ન કરે છે માટે આવા કેટલાએક અનર્થના કારણો ધનમા હોવાથી બુદ્ધિમાન્ પુરૂષોને તે અગ્રાહ્ય છે જેના કેટલાંએક દષ્ટાતરૂપે આ અધિકાર શરૂ કરવામા આવે છે

---

## કુસ્થાન પણ સુખકર.

### अनुष्टुप् (१ थी ११).

अर्थार्थी जीवलोकोऽय, श्मशानमपि सेवते ।
जनितारमपि त्यक्त्वा, निःस्व गच्छति दूरतः ॥ १ ॥

ધનલોભી આ જીવલોક શ્મશાનને પણ સેવે છે અને પોતાને જન્મ આપનાર પોતાનો પિતા જો નિર્ધન હોય તો તેનો પણ ત્યાગ કરીને દૂર જાય છે ૧

બોલવામાં બાગો હોય સમજમાં સાગો હોય,
ગાફલ કે ફાગો હોય હાડમાં હરામ છે,
અતિ અનાચારી હોય વિવિધ વિકારી હોય,
જંગલી જુગારી હોય કાળા ઘોળા કામ છે
આળસ અપાર હોય સૂન સરદાર હોય
વેવલા વિચાર હોય ઠગાઇનું ઠામ છે,
કેશવ કણાડી કે અનાડી હોય તોય પણ,
તેને લોક માને જેની પાસે ધન ધામ છે ૧૮

કેશવ

---

તેમજ—

શ્રીમંતોની સભા મધ્ય ગરીબ શી ગણતીમાં,
કોહીનુર પાસ કાચ બાપડો શા બાબમાં,
સાગરની આગળ તે ગાગરને ગણે કોણ
તલતણું તેલ તુચ્છ તે કશુ તેજનમા
લાખ ક્રોડ રૂપયાના જે ઠેકાણે લેખા થાય
કોડીઓ બિચારી ત્યાં કહો ક્યા હિસાબમાં,
સુણો રૂડા રાજ હંસ દાખે દલપત ઇમ,
છ આનાની છીદરી તે છાજે કેમ છાબમાં ૧૯

દલપત

---

તથા—

## છપ્પો.

મણી હીરા તુજમાંહિ મહા રસ મીઠા મેવા
હાથી ઘોડા હેમ પદારથ તુજમાં તેવા
પુત્ર, પ્રિયા, પરિવાર, દેખતા તુજમાં દીઠ
ગાન તાન રંગ રાગ, પાનના* તુજમાં પીઠ
તું સિંહ સમો સંસારમાં, બીજા બિચારા બોકડા,
ક. થ તુજને દલપત કહે અરે રૂપૈઆ રોકડા ૨૦

દલપત

---

* પાનના-પીવાના

જેમ મદિરાનું પાન કરનારા મનુષ્યો બીજાઓથી ભેટેલા (દોરાયેલા) ચાલે છે સરખી સડકવાળા રસ્તામા ઠેબા ખાતા પડે છે, નહિ સમજાય તેવા વચનો બોલે છે, તેમ લક્ષ્મી (મદ) વાળા પુરૂષો પણ બીજાઓથી ભેટેલા (દોરવાયેલા) ચાલે છે, સરખા (સત્યયુક્ત) રસ્તામા (થી) પડેછે અને ઘેલા શબ્દો બોલે છે ૫

## ધનની લાલસા નહિ રાખવાના કારણો.

धन तावदसुलभ, लब्ध कृच्छ्रेण रक्ष्यते ।
लब्धनाशो यथा मृत्युस्तस्मादेतन्न चिन्तयेत् ॥ ६ ॥

પ્રથમ તો ધન મેળવવુ એ કઠિન કામ છે અને મેળવેલા ધનનું રક્ષણ દુખથી થાય છે, અને મેળવેલ ધન કદાચ નાશ પામે છે તો મૃત્યુ જેવો ખેદ થાયછે માટે એવા ધનનો વિચાર પણ ન કરવો ૬

## દુઃખનુ કારણ ધન.

जनयन्त्यर्जने दु'ख, तापयन्ति विपत्तिपु ।
मोहयन्ति च सम्पत्तौ, कथमर्थाः सुखावहा' ॥ ७ ॥

ધન ઉપાર્જન કરતી વખતે દુખ આપે છે, વિપત્તિમા તપાવે છે અને સપત્તિમા મોહ ઉત્પન્ન કરેછે, માટે ધન સુખ આપનારૂ કેમ કહી શકાય? ૭

## ધનવાન્નો સર્વત્ર ભોગ.

यथा ह्यामिपमाकाशे, पक्षिभि' श्वापदैर्भुवि ।
भक्ष्यते सलिले नक्रैस्तथा सर्वत्र वित्तवान् ॥ ८ ॥

જેમ માસને આકાશમા પક્ષીઓ ખાય છે, પૃથ્વી ઉપર શિકારી જાનવરો ખાય છે અને પાણીમા મધરમચ્છ વિગેરે ખાયછે તેમ સર્વ ઠેકાણે ધનવાન્ મનુષ્યની સ્થિતિ સમજવી (અર્થાત્ ધનવાન્ પાસેથી સર્વ ઠેકાણે સૌ કોઇ પૈસા કઢાવવાને ટાપે છે) ૮

## જે ધનવાળો તે ભયવાળો

राजत सलिलादग्नेश्चोरत· स्वजनादपि ।
भयमर्थवता नित्य, मृत्यो· प्राणभृतामिव ॥ ९ ॥

જેમ પ્રાણીમાત્રને મૃત્યુનો ભય છે, તેમ ધનવાળાઓને રાજાથી, પાણીથી, અગ્નિથી, ચોરથી અને સ્વજનથી હમેશા ભય રહેવો છે ૯

## ધનથી અજ્ઞાનની પ્રાપ્તિ.

लक्ष्मीवन्तो न जानन्ति, प्रायेण परवेदनाम् ।
शेषे धराभरक्रान्ते, शेते नारायणः सुखम् ॥ २ ॥

લક્ષ્મીવંત પુરૂષો ઘણું કરીને બીજાની વેદના જાણતા નથી જુઓ તો ખરા નારાયણ પૃથ્વીના ભારથી થાકેલ શેષનાગઉપર સુખે સુવે છે

ભાવાર્થ—શેષનાગ પૃથ્વીને પોતાના મસ્તકઉપર રાખે છે માટે પૃથ્વીના ભારને લીધે તે થાકેલા ગણાય તેમ છતા તેના ઉપર લક્ષ્મીપતિ વિષ્ણુ ભગવાન્ તેના થાકેલાપણાની દરકાર કર્યા વિના સુવે છે એટલે લક્ષ્મીમાન (ધનવાન્) બીજાનું દુખ જાણતા નથી ૨

## ઝેરની શ્રેષ્ઠતા

वरं हालाहलं पीतं, सद्यः प्राणहरं विषम् ।
न दृष्टव्यं धनाढ्यस्य, भ्रूभङ्गकुटिलं मुखम् ॥ ३ ॥

તરત પ્રાણને નાશ કરનારૂં હળાહળ ઝેર પીવું સારૂં, પણ ધનાઢ્ય માણસનું ભ્રૂકુટી ચઢાવેલું વાંકું મુખ જોવું એ સારૂં નહિ ૩

## ધનાઢ્ય અને જ્વરાઢ્ય (તાવવાળો) બેઉ સરખા છે.

भक्ते द्वेषो जडे प्रीतिः, सुरुचिर्गुरुलङ्घने ।
मुखे कटुकता नूनं, धनिनां ज्वरिणामिव ॥ ४ ॥

તાવવાળા મનુષ્યો જેમ ભક્ત (અન્ન) ઉપર દ્વેષ—અભાવો રાખેછે જડ (જળ) ઉપર પ્રીતિ રાખેછે ગુરૂલંઘન (એકાદ બે કે તેથી પણ વધારે ઉપવાસ) કરવાની સારી રીતે ઇચ્છા રાખેછે અને પોતાના મુખને વિષે કાયમ કડવાશવાળા હોયછે તેમ ધનવાન્ મનુષ્યો પણ ભક્ત (પોતાના સ્નેહી) ઉપર દ્વેષ રાખેછે જડ (જર-પૈસા) ઉપર પ્રીતિ રાખેછે ગુરૂલંઘન (માતા-પિતા વિગેરે વડીલનું અપમાન) કરવામા પ્રીતિ રાખેછે અને મુખમા કડવાશ વાણીવાળા હોયછે માટે ધની અને જ્વરી (તાવવાળો) બન્ને સરખાજ છે ૪

## ધનવાન્ તથા દારૂડીઓ બેઉ સરખા છે

आलिङ्गिताः परैर्यान्ति, प्रस्खलन्ति समे पथि ।
अव्यक्तानि च भाषन्ते, धनिनो मद्यपा इव ॥ ५ ॥

સારાંશ—જે માણસને ધનપ્રાપ્તિ થાયછે તે વિવેકનો ત્યાગ કરેછે એટલે કોઇનુ સાભળતો નથી, ત્યારે પ્રત્યુત્તર તો ક્યાથીજ આપે? ગરીબની સામુ જોતો નથી, અબળા સબળુ શરીર મરડતો અને અભિમાનની ચેષ્ટા કરતો ચાલે છે ૧૩

## ધનવાનનો નિષ્ફળ અહંકાર.

लक्ष्म्या परिपूर्णोऽहं, न भयं मेऽस्तीति मोहनिद्रैषा ।
परिपूर्णस्यैवेन्दोर्भवति भयं सिंहिकासूनोः ॥ १४ ॥

હુ પૂર્ણ લક્ષ્મીવાળો છુ, માટે મારે કોઇનો ભય નથી, એમ જે ધનવાનની માન્યતા છે, તે મોહનિદ્રા છે કારણકે પૂર્ણચંદ્રમાનેજ રાહુથી ભય રહેલો છે

સારાશ—જેમ પૂર્ણચંદ્રવિના ગ્રહણ થતુ નથી એટલે પૂર્ણિમાના સર્વ કળાસંપન્ન ચદ્રને રાહુ પીડે છે તેમ લક્ષ્મીથી ભરપૂર ગૃહસ્થનેજ બીજાઓથી ભય રહ્યા કરેછે ૧૪

ધનાંધનો ત્યાગ

## मात्रासमक.*

वरमसिधारा तरुतलवासो, वरमिह भिक्षा वरमुपवासः ।
वरमपि घोरे नरके पतनं, न च धनगर्वितबान्धवशरणम् ॥ १५ ॥

તરવારની ધાર સારી, વૃક્ષ નીચે વસવુ સારૂ, ભિક્ષા માગવી પણ સારી, ઉપોષણ કરવુ સારૂ અને ભયકર નરકમા પડવુ પણ સારૂ, પરતુ ધનથી બહેકી ગયેલ બધુને શરણે (આશ્રય લેવા) જવુ તે સારૂ નથી ૧૫

## એકજ વસ્તુ એકને સુખરૂપ અને બીજાને દુઃખરૂપ ભાસેછે

## मालिनी

धनमपि परदत्तं दुःखमौचित्यभाजां,
भवति हृदि तदेवानन्दकारीतरेषाम् ।
मलयजरसबिन्दुर्बाधते नेत्रमन्त-
र्जनयति च स एवाल्हादमन्यत्र गात्रे ॥ १६ ॥

* આ છદનુ લક્ષણ પત્ર ૧૫૯ મા પાદાકુલક છદના પેટાભાગતરીકે સ્પષ્ટ થઇ ગયુ છે.

### ધનલોભથી આપત્તિનુ આવવુ

धनाशया खलीकार , कस्य नाम न जायते ।
दूरात्नामिषलोभेन, वध्यते खेचरः खग ॥ १० ॥

सुभाषितरत्नभाण्डागार

જેમ માસના લોભથી આકાશગામી પક્ષીનો દૂરથી વધ થાય છે તેમ ધનની આશાથી કોને સામા માણસથી દુ ખ સહન કરવુ પડતુ નથી? (અર્થાત્ શુભકર્મીને થતી નથી) ૧૦

### ઘણે ભાગે દ્રવ્ય દુ ખરૂપ છે.

अर्थानामर्जने दु.खमर्जितानां च रक्षणे ।
आये दु ख व्यये दुःख, धिगर्थं दु खभाजनम् ॥ ११ ॥

सूक्तिमुक्तावली

પૈસા મેળવવામા દુ ખ, મેળવેલાના રક્ષણમા દુ ખ, ધન આવતા પણ દુ ખ અને જાતા પણ દુ ખ થાયછે માટે દુ ખના પાત્રરૂપ પૈસાને ધિક્ છે (તેમા નિ સ્પૃહ રહેવુ તેજ ઠીક છે ) ૧૧

### ધનિકના છિદ્રાન્વેષણ સહુ કરેછે

## आर्या (१२ थी १४)

अन्यायमर्थभाजा, पश्यति भूपोऽध्वगामिता चौर ।
पिशुनो व्यसनप्राप्तिं, दायादाना गण. कलहम् ॥ १२ ॥

काव्यमाला—गुच्छकअष्टम

રાજા ધનવાનના અન્યાયપર નજર રાખે છે ચોર તેની મુસાફરીપર ટાપેયો હોયછે ચાડીયા વિગેરે નીચ લોકો તેને દુ ખ પ્રાપ્ત થાય તેની રાહ જુએછે અને તેના ભાયાતો તે કલેશમા ફસાય તો ઠીક એવી દષ્ટિ રાખેછે ૧૨

### ધનરૂપી રોગ

बधिरयति कर्णविवरं, वाच मूकयति नयनमन्धयति ।
विकृतयति गात्रयष्टिं, सम्पद्रोगोऽयमद्भुतो राजन् ॥ १३ ॥

હે રાજન્! ચમત્કારિક આ સપદ્ (ધન) રૂપી રોગ કાનના છિદ્રને બહેરા કરેછે, વાણીને મૂગી કરેછે, નેત્રને અધ કરેછે અને શરીરમા વિકાર કરેછે

ધર્મ, અર્થ, કામથી રહિત અને પરાન્ન ભોજન કરનાર દરિદ્રનું કાગડાની માફક લાંબુ આયુષ્ય નિરર્થક છે (દુઃખમય છે.) ૬.

## વિના મૃત્યુએ આકૃતિની વિકૃતિ

कण्ठे गद्गदता स्वेदो, मुखे वैवर्ण्यवेपथू ।
म्रियमाणस्य चिह्नानि, यानि तान्येव याचतः ॥ ७ ॥

જેટલાં મરનારને ચિન્હો થાય છે તેટલાંજ માગનારને થાય છે જેમકે કંઠનું રૂંધાવું, પરસેવો, મ્હોંના રંગનું બદલાઈ જવું શરીરમાં કંપારો વિગેરે (ઉત્પન્ન થાયછે માટે મૃત્યુ કરતાં યાચના વિશેષ દુઃખદાયિની છે મરનારને એકજ વખતે તે લક્ષણો દેખાયછે યાચકને તો સદાય તેજ સ્થિતિ સહેવી પડે છે.) ૭

## યાચકની વાણીને કબુતરની વાણીની ઉપમા.

लज्जावतः कुलीनस्य, याचितु धनमिच्छतः ।
कण्ठे पारावतस्येव, वाक्रोति गतागतम् ॥ ८ ॥

શરમાળ અને કુલીન ધન માગવાની ઇચ્છા કરે તો તેની વાણી કબુતરની વાણીની માફક કંઠમાંજ આવે અને જાય છે (માગી શકતો નથી) ૮

## દરિદ્રની અવગણના

## आर्या (९-१०)

पक्षविकलश्च पक्षी, शुष्कश्च तरुः सरश्च जलहीनम् ।
सर्पश्चोद्धृतदंष्टस्तुल्य लोके दरिद्रश्च ॥ ९ ॥

सुभाषितरत्नभाण्डागार

પાંખ વિનાનું પક્ષી, સૂકાયેલ ઝાડ, જળ વિનાનું સરોવર, દાઢ વિનાનો સર્પ અને દરિદ્ર આ સર્વ જગતમાં સરખા છે ૯

## દરિદ્રતાથી બુદ્ધિનાશ

विपुलमतेरपि बुद्धिर्नश्यति पुरुषस्य विभवहीनस्य ।
घृतलवणतैलतण्डुलवस्त्रेन्धनचिन्तया सततम् ॥ १० ॥

सूक्तिमुक्तावली

## ગરીબ માણસનું કુટુંબ

महोदयव्ययाः पञ्च, दारिद्र्यस्यानुजीविनः ।
ऋणं दौर्भाग्यमालस्यं, बुभुक्षापत्यसन्ततिः ॥ ३ ॥

सूक्तिमुक्तावली.

દારિદ્રની સ્થિતિવાળાને દારિદ્રની સાથેજ પાંચ વાનાં જન્મેછે અને નાશ પામે છે ૧ ઋણ (કરજ), ૨ દુર્ભાગ્ય, ૩ આળસ, ૪ ભૂખ (અતિશય ક્ષુધા) અને ૫ ઘણા છોકરા (આ પાંચે દારિદ્રની સાથે નિત્ય સબંધવાળાં છે) ૩

## ગરીબને અધમમાં અધમ ગણવામાં આવેછે

मातङ्गादपि दारिद्र्यसम्भवं भुवि निश्चितम् ।
मालिन्यमधिकं येन, स्पृशति स्वजनोऽपि न ॥ ४ ॥

પૃથ્વીઉપર દરિદ્રતાથી થયેલી મલિનતા ચંડાળની મલિનતાથી પણ વિશેષ જણાય છે જેથી દરિદ્રને પોતાનો સબંધી પણ અડતો નથી (ચંડાળથી તેમની જ્ઞાતિ વિના અન્ય આર્યલોકો દૂર રહેછે પણ દરિદ્રને તો પોતાના જ્ઞાતિ બંધુઓ તેમજ સગાવહાલાઓ પણ અડકતા નથી) ૪

## દરિદ્રને સર્વળું સરખું હોયછે

न रात्रिर्न दिनं नोच्चं, न नीचं स्वो न नो परः ।
दारिद्र्यतमसा तस्य, सर्वमेव समीकृतम् ॥ ५ ॥

पार्श्वनाथचरित्र–खण्ड सप्तम

દરિદ્રને દિવસ નથી કે રાત્રિ નથી કોઇ ઉચ્ચ નથી તેમ નીચ નથી, પારકું નથી કે પોતાનું નથી કારણ તેમને દરિદ્રતારૂપી અંધકારથી પોતાને સઘળું સરખું છે (અર્થાત્ દરિદ્રતાને લીધે પોતાને દિવસે કે રાત્રિએ, ઉચ્ચ કે નીચ સ્થાનમાં સ્વકુટુંબથી કે પારકાથી સુખ મળતું નથી અથવા તેમને દિવસ અને રાત્રિ ક્યાં જાય છે તેપણ પોતાના આલસ્યથી જાણવામાં આવતું નથી તે ઉદ્યોગને અંગે ખરું જાણી શકાયછે તથા ઉચ્ચ કોણ અને નીચ કોણ તેમનો ખ્યાલ આવતો નથી તેમ તેમને કોઇ સગાવહાલા ન બોલાવે તેથી પારકા પોતાનાની પણ શું ખબર પડે? તે સર્વનું કારણ દારિદ્રરૂપી અંધારૂંજ છે) ૫

## લાંબું આયુષ્ય દુઃખરૂપ

धर्मार्थकामहीनस्य, परकीयान्नभोजिनः ।
काकस्येव दरिद्रस्य, दीर्घमायुर्विडम्बना ॥ ६ ॥

ધર્મ, અર્થ, કામથી રહિત અને પરાન્ન ભોજન કરનાર દરિદ્રનું કાગડાની માફક લાણું આયુષ્ય નિરર્થક છે (દુઃખમય છે) ૬

## વિના મૃત્યુએ આકૃતિની વિકૃતિ

कण्ठे गद्गदता स्वेदो, मुखे वैवर्ण्यवेपथू ।
म्रियमाणस्य चिह्नानि, यानि तान्येव याचतः ॥ ७ ॥

જેટલા મરનારને ચિન્હો થાય છે તેટલાજ માગનારને થાય છે જેમકે કંઠનું રૂંધાવું, પરસેવો, મ્હોના રંગનું બદલાઇ જવું, શરીરમા કંપારો વિગેરે (ઉત્પન્ન થાયછે માટે મૃત્યુ કરતા યાચના વિશેષ દુઃખદાયિની છે મરનારને એકજ વખતે તે લક્ષણો દેખાયછે યાચકને તો સદાય તેજ સ્થિતિ સહેવી પડે છે.) ૭

## યાચકની વાણીને કબુતરની વાણીની ઉપમા.

लज्जावतः कुलीनस्य, याचितु धनमिच्छतः ।
कण्ठे पारावतस्येव, वाक्करोति गतागतम् ॥ ८ ॥

શરમાળ અને કુલીન ધન માગવાની ઇચ્છા કરે તો તેની વાણી કબુતરની વાણીની માફક કંઠમાજ આવે અને જાય છે (માગી શકતો નથી) ૮

## દરિદ્રની અવગણના

## आर्या (९-१०)

पक्षविकलश्च पक्षी, शुष्कश्च तरु' सरश्च जलहीनम् ।
सर्पश्चोद्धृतदंष्ट्रस्तुल्य लोके दरिद्रश्च ॥ ९ ॥

सुभाषितरत्नभाण्डागार

પાંખ વિનાનું પક્ષી, સૂકાયેલ ઝાડ, જળ વિનાનું સરોવર, દાઢ વિનાનો સર્પ અને દરિદ્ર આ સર્વ જગતમા સરખા છે ૯

## દરિદ્રતાથી બુદ્ધિનાશ

विपुलमतेरपि बुद्धिर्नश्यति पुरुषस्य विभवहीनस्य ।
घृतलवणतैलतण्डुलवस्त्रेन्धनचिन्तया सततम् ॥ १० ॥

सूक्तिमुक्तावली

ઘણોજ બુદ્ધિશાળી છતા જો પુરૂષ વિભવહીન હોય તો ઘી, તેલ, મીઠુ, અન્ન, વસ્ત્ર, ઇન્ધન વિગેરેની સદાકાળ ચિંતાથી તેની બુદ્ધિ હણાઇ જાય છે ૧૦

જે સુખના સાધનો તે દુઃખના હથિયારો બનેછે

## शालिनी [1]

वीणा वंशश्चन्दन चन्द्रभास', शय्या यानं यौवनस्त्रास्तरुण्य' ।
नैतद्रम्य क्षुत्पिपासार्दितानां, सर्वारम्भास्तण्डुल'प्रस्थमूलाः ॥ ११ ॥

વીણા તથા સુદર વાજીત્ર હોય શીતલ ચદન, ચન્દ્રનો પ્રકાશ સુદર હોય, શય્યા હોય, વાહન હોય, નવયૌવનાસ્ત્રીઓ હોય તોપણ ક્ષુધા તૃષાથી પીડિતને તે કઇ રૂચતુ નથી એ સમગ્ર સમારંભો શેર અન્નની પાછળ છે (જો અનની ચિતા ન હોય તો તમામ રૂચિકર થાયછે) ૧૧

કાલીદાસ કવિ દરિદ્રતાથી અજ્ઞાત

## उपजाति (१२ थी १४)

एको हि दोषो गुणसन्निपाते, निमज्जतीन्दोरिति यो बभाषे ।
नूनं न दृष्ट कविनापि तेन, दारिद्र्यमेकं गुणकोटिहारि ॥ १२ ॥

ઝાઝા ગુણમા એક દોષ ડુબી જાયછે એટલે ગણત્રીમા આવતો નથી એમ કવિ કાલીદાસનુ કહેવુ છે પણ તેણે કરોડો ગુણોનો નાશ કરી નાખનાર દારિદ્ર જોયુ જણાતુ જ નથી

સારાંશ—જેમ ચદ્રબિંબમા રહેલી કાળાશ શીતકર અને ઉજ્વળ તેમના (ચદ્રના) પ્રકાશને લીધે દોષરૂપે ગણાતી નથી તેમ એક અવગુણ પુષ્કળ ગુણમા દોષરૂપે ન ગણાય એમ કવિની માન્યતાનો અહીં આક્ષેપ કરવામા આવે છે કારણકે દારિદ્ર સર્વગુણનાશક છે ૧૨

ગરીબ કોઇના ઉપર મહેરબાની બતાવે કે કોપ કરે એ સર્વ નિષ્ફળ છે

धनैर्विमुक्तस्य नरस्य लोके, किं जीवितेनादित एव तावत् ।
यस्य प्रतीकारनिरर्थकत्वात्कोपप्रसादा विफलीभवन्ति ॥ १३ ॥

---

१ मात्तौ गौ चेच्छालिनी वेदलोकैः ।

મગણ તગણ તગણ બે ગુરૂ અક્ષરો મળી અગીઆર અક્ષરનુ એક ચરણ થાયછે એવા ચાર ચરણ મળી [illegible] ૭૬ કહેવાયછે ચોથે તથા સાતમે અક્ષરે યતિ આવેછે એટલે [illegible] ૧ માપ થાય?

પ્રથમ તો ધનહીન પુરૂષને જગતમા જીવવુ નકામુ છે કારણકે (ધન હીનત્વને લીધે સર્વ ઠેકાણે) પરિણામરહિત હોવાથી તેણે કોઇના ઉપર કરેલો રોષ કે કોઇનાપર કરેલ પ્રસાદ એ બન્ને નિષ્ફળ થાયછે ૧૩

## દુઃખમય દરિદ્રતા

अहो नु कष्टं सततं प्रवासस्ततोऽतिकष्टः परगेहवासः ।
कष्टाधिका नीचजनस्य सेवा, ततोऽतिकष्टा धनहीनता च ॥ १४ ॥

હમેશ પ્રવાસ કરવો દુખકારક છે, તેના કરતા બીજાને ઘેર રહેવુ વધારે દુખકારક છે, તેના કરતા નીચ મનુષ્યની નોકરી કરવી અધિક દુખકારક છે, સર્વના કરતા જે ધનહીનતા તે અતિશય દુખજનક છે ૧૪

તથા—

## उपेन्द्रवज्रा (१५–१६)

वरं वनं व्याघ्रगजेन्द्रसेवितं, द्रुमालयः पत्रफलाम्बुभोजनम् ।
तृणानि शय्या वसनं च वल्कलं, न बन्धुमध्ये धनहीनजीवनम् ॥ १५ ॥

વાઘ અને ખહેકી ગયેલ હાથીવાળુ વન સેવવુ સારૂ, વૃક્ષનુ (પણ કુટીનુ) ઘર બાધીને પત્ર ફળ અને પાણીનુ ભોજન કરવુ સારૂ તથા ખડની પથારી કરવી અને વૃક્ષની છાલ પહેરવી સારી પણ સ્વકુટુબમા નિર્ધનપણે વાસ કરવો એ સારૂ નથી ૧૫

## દરિદ્રમા અને તાપસ–મુનિમા થોડો તફાવત.

फलाशिनो मूलतृणाम्बुभक्षा, विवाससो निस्तरशायिनश्च ।
गृहे विमूढा मुनिवच्चरन्ति, तुल्यं तपः किन्तु फलेन हीनम् ॥ १६ ॥

ફળનો આહાર કરનારા, ઝાડોના મુળીયા તથા ઘાસ અને પાણીનુ ભક્ષણ કરનારા, વસ્ત્રોરહિત, બીછાના વગર ભૂમિ ઉપરજ શયન કરનારા દરિદ્રજનો પણ મૂઢતાપૂર્વક ઘરમા તાપસ મુનિઓના જેવુ તપ આચરેછે ફરક એ છે તે તપ ફળથી રહિત છે કારણ કે મુનિયો વિમૂઢા એટલે મૂઢતા રહિત (જ્ઞાનીઓ) હોય છે અને તે કમના ફળશુ છે તે જાણે છે અને દરિદ્રજનો વિમૂઢા અત્યત મૂઢ અને હેતુના (ફળના) અનભિજ્ઞ હોયછે માટે તેને ફળ કાઇ મળતુ નથી. ૧૬.

ઘણોજ બુદ્ધિશાળી છતા જો પુરૂષ વિભવહીન હોય તો ઘી, તેલ, મીઠુ, અન્ન, વસ્ત્ર, ઇન્ધન વિગેરેની સદાકાલ ચિંતાથી તેની બુદ્ધિ હણાઇ જાય છે. ૧૦

## જે સુખના સાધનો તે દુઃખનાં હથિયારો બનેછે

## શાલિની.[1]

वीणा वशश्चन्दन चन्द्रमासः, शय्या यान यौवनस्थास्तरुण्यः ।
नैतद्रम्य क्षुत्पिपासार्दिताना, सर्वारम्भास्तण्डुल[2]मस्थमूलाः ॥ ११ ॥

વીણા તથા સુદર વાજીત્ર હોય શીતલ ચદન, ચન્દ્રનો પ્રકાશ સુદર હોય, શય્યા હોય, વાહન હોય, નવયૌવનાસ્ત્રીઓ હોય તોપણ ક્ષુધા તૃષાથી પીડિતને તે કઇ રૂચતુ નથી એ સમગ્ર સમારભો શેર અન્નની પાછળ છે (જો અન્નની ચિંતા ન હોય તો તમામ રૂચિકર થાયછે) ૧૧

## કાલીદાસ કવિ દરિદ્રતાથી અજ્ઞાત.

## उपजाति (१२ थी १४)

एको हि दोषो गुणसन्निपाते, निमज्जतीन्दोरिति यो बभाषे ।
नून न दृष्ट कविनापि तेन, दारिद्र्यमेक गुणकोटिहारि ॥ १२ ॥

ઘણા ગુણમા એક દોષ ડુબી જાયછે એટલે ગણત્રીમા આવતો નથી એમ કવિ કાલીદાસનુ કહેવુ છે પણ તેણે કરોડો ગુણોનો નાશ કરી નાખનાર દારિદ્ર જોયું જણાતુ જ નથી

સારાશ—જેમ ચદ્રબિબમા રહેલી કાળાશ શીતકર અને ઉજ્વળ તેમના (ચદ્રના) પ્રકાશને લીધે દોષરૂપે ગણાતી નથી તેમ એક અવગુણ પુષ્કળ ગુણમા દોષરૂપે ન ગણાય એમ કવિની માન્યતાનો અહીં આક્ષેપ કરવામા આવે છે કારણકે દારિદ્ર સર્વગુણનાશક છે ૧૨

## ગરીબ કોઇના ઉપર મહેરબાની બતાવે કે કોપ કરે એ સર્વ નિષ્ફળ છે

धनैर्विमुक्तस्य नरस्य लोके, किं जीवितेनादित एव तावत् ।
यस्य प्रतीकारनिरर्थकत्वात्कोपप्रसादा विफलीभवन्ति ॥ १३ ॥

---

[1] मात्तौ गौ चेच्छालिनी वेदलोकै ।
મગણ, તગણ તગણ બે ગુરુ અક્ષરો મળી અગીઆર અક્ષરનુ એક ચરણ થાયછે એવા ચાર ચરણ મળી શાલિની છદ કહેવાયછે ચોથે તથા સાતમે અક્ષરે યતિ આવેછે

[2] પ્રસ્થ એટલે ૬૪ તોલાભારનુ ૧ માપ થાયછે

अनाक्रान्तद्वारं भ्रमणविभिरपूर्णोत्सवमहो,
गृहं कारातुल्यं भवति खलु दुःखाय गृहिणः ॥ १९ ॥

सुभाषितरत्नभाण्डागार

પાષાણાદિ જેમાંથી પડયા છે છતા પાછા લાગ્યા નથી એવું તથા ઉપ-રના છાજ વિનાનું, ક્ષુધાથી ઘેરાવાને લીધે પીડાતું કુટુમ્બ જેમાં રહેલું છે, રાત્રિમાં દીવો ન થવાથી ગાઢ અંધકારે જેમાં સુખેથી વાસ કરેલો છે, જેના બાર ખુલા છે અને જેમાં સબંધીઓના ઉત્સવનો તો સમયજ નથી આવું ઘર તે કારાગૃહ જેવું ગૃહીને દુ:ખ આપનારૂં થાયછે ૧૯

## છોટાની મતિ છોટી.

## शिखरिणी.

गतावद्रिं दीनावुपरि तदधस्तादिति भिदा-
मतोरेकेनेज्याकलितपरितुष्टात्पशुपतेः ।
वरो वव्रे सूपौदनमथ न चान्येन किमपि,
व्रजाभापि मायो भवति न हि दीनेऽधिकमतिः ॥२०॥

दृष्टान्तपचीशी

બે ગરીબ મનુષ્યો (શંકરને પ્રસન્ન કરવામાટે) પર્વત ઉપર જઇ એક ટેકરી ઉપર અને બીજો પર્વતના મૂળમાં એમ બેઉ જણા તપસ્યા કરવા લાગ્યા શંકર પ્રસન્ન થયા ને કીધું કે હે ભાઇ! વરદાન માગ ત્યારે ટેકરી ઉપર બેઠેલો બોલ્યો કે તમો નીચે જે તપસ્યા કરેછે તેને વરદાન આપ્યું કે નહિ? ત્યારે શંકરે કીધું કે ના તે વખતે શિખર ઉપર રહેનાર મનુષ્યે દાળ તથા ચોખા પેટ પૂરણ માગી લીધા ત્યારે શંકરે હસ્તે હસ્તે તથાસ્તુ કીધું (અર્થાત્ વરદાન આપ્યું) શંકરે નીચે જઇને કીધું કે હે ભાઇ! વરદાન માગ ત્યારે તે બોલ્યો કે ઉપરવાળાને શું વરદાન આપ્યું? ત્યારે શંકરે દાળ ભાતનું કહી બતાવ્યું તે ઉપરથી તળેટીવાળો નાખુશ થયો તે બોલ્યો કે મારે જે જોઇતું હતું તે તેમણે માગી લીધું માટે મારે શું માગવું? તે બાબતની ગમ નહિ પડતા દેવને જવાની રજા આપી માટે ગરીબને અધિક મતિ હોતી નથી ૨૦

## મુસાફરનું પાછું ફરવું

## शार्दूलविक्रीडित (२१ थी २६)

मा रोदीश्चिरमेहि वस्त्ररहितान्दृष्ट्वात्र बालानिमा-
नायातस्तव वत्स दास्यति पिता ग्रैवेयकं वाससी ।

## સ્નેહપરીક્ષા.

### वंशस्थ.

यदा तु भाग्यक्षयपीडितां दशां, नरः कृतान्तोपहितां प्रपद्यते ।
तदास्य मित्राण्यपि यान्त्यमित्रतां, चिरानुरक्तोऽपि विरज्यते जनः ॥१७॥

જ્યારે મનુષ્ય જેનાપર મૃત્યુની છાયા પડી ચૂકી છે એવા ભાગ્યક્ષયથી પીડિત દશા (દરિદ્રતા) ને પ્રાપ્ત થાયછે, ત્યારે તેના મિત્રો અમિત્ર થાયછે અને ઘણા વખતથી સ્નેહ રાખનારો માણસ પણ સ્નેહહીન થઇ જાય છે ૧૭

## પ્રાણને જવાની રજા

### वसन्ततिलका

अर्था न सन्ति न च मुञ्चति मां दुराशा,
त्यागे रतिं वहति दुर्ललितं मनो मे ।
याच्ञा हि लाघवकरी स्ववधे च पापं,
प्राणाः स्वयं व्रजत किं प्रविलम्बितेन ॥ १८ ॥

ધન નથી, દુષ્ટ આશા મને તજતી નથી નષ્ટ એવું મારૂં મન દાન કરવાની ઇચ્છા રાખે છે, યાચના હલકાઇ કરાવનારી છે આત્મહત્યા કરવામા પાપ છે માટે હે પ્રાણ! તમો પોતાની મેળેજ ચાલ્યા જાઓ શામાટે ધીરજ રાખીને બેઠા છો? ૧૮*

## દુઃખરૂપ ગૃહસ્થાશ્રમ

### शिखरिणी

निरस्यन्नालीकं क्षुदुपहतसीदत्परिजनं,
विना दीपाभ्यक्तं सुखगहनमन्दान्तिमिरम् ।

* માઘકવિએ ધારાનગરીની બહાર પડાવ નાખી પોતાની સુંદર રચનાથી શ્લોક રચી સ્વધર્મપત્નીને આપી ભોજરાજાની કચેરીમાં મોકલી રાજાએ ચમત્કૃતિવાળો શ્લોક વાચી પુષ્કળ દ્રવ્ય આપ્યું પણ રસ્તામા માઘ કવિની ઉદારતાની પ્રશંસા કરતા માગધ લોકોને તે દ્રવ્ય તે સ્ત્રીએ આપી દીધું

ધર્મપત્ની વર્ષાઋતુના મેઘની માફક વર્ષા ખાલી થઇ કવિના સમીપ ભાગમા ઉભી રહી તે વખતે બીજી કેટલા યાચક લોકો પૂજ્ય માઘ કવિની પાસે યાચના કરવા લાગ્યા પણ દ્રવ્ય નહિ હોવાથી આ શ્લોક રચી પોતે પરલોકમાં નિવાસ કર્યો તે સાભળી ભોજરાજા ત્યા પધાર્યા અને ચિરકાલ ગમ થઇ ગયેલું જાણી અપરોધ ક્ષમા દાન લીધું માઘકવિની સ્ત્રીના તેણે સારો સત્કાર કર્યો

अनाक्रान्तद्वारं मणयिभिरपूर्णोत्सवमहो,
गृहं कारातुल्यं भवति खलु दुःखाय गृहिणः ॥ १९ ॥

सुभाषितरत्नभाण्डागार

પાષાણાદિ જેમાથી પડ્યા છે છતા પાછા લાગ્યા નથી એવુ તથા ઉપરના છાજ વિનાનું, ક્ષુધાથી ઘેરાવાને લીધે પીડાતુ કુટુમ્બ જેમા રહેલુ છે, રાત્રિમા દીવો ન થવાથી ગાઢ અધકારે જેમા સુખેથી વાસ કરેલો છે, જેના બાર ખુલા છે અને જેમા સબધીઓના ઉત્સવનો તો સમયજ નથી આવુ ઘર તે કારાગ્રહ જેવુ ગૃહીને દુખ આપનારૂ થાયછે ૧૯

## છોટાની મતિ છોટી.

## शिखरिणी

गतावद्रिं दीनावुपरि तदधस्तादिति भिदा-
मतोरेकेनेज्याकलितपरितुष्टात्पशुपते ।
वरो वव्रे सूपौदनमथ न चान्येन किमपि,
प्रजाभापि मायो भजति न हि दीनेऽधिकमतिः ॥२०॥

दृष्टान्तपच्चीशी

બે ગરીબ મનુષ્યો (શકરને પ્રસન્ન કરવામાટે) પર્વત ઉપર જઇ એક ટેકરી ઉપર અને બીજો પર્વતના મૂળમા એમ બેઉ જણા તપસ્યા કરવા લાગ્યા શકર પ્રસન્ન થયા ને કીધુ કે હે ભાઇ! વરદાન માગ ત્યારે ટેકરી ઉપર બેઠેલો બોલ્યો કે તમો નીચે જે તપસ્યા કરેછે તેને વરદાન આપ્યુ કે નહિ? ત્યારે શકરે કીધુ કે ના તે વખતે શિખર ઉપર રહેનાર મનુષ્યે દાળ તથા ચોખા પેટ પૂરણ માગી લીધા ત્યારે શકરે હસ્તે હસ્તે તથાસ્તુ કીધુ (અર્થાત્ વરદાન આપ્યું) શકરે નીચે જઇને કીધુ કે હે ભાઇ! વરદાન માગ ત્યારે તે બોલ્યો કે ઉપરવાળાને શુ વરદાન આપ્યુ? ત્યારે શકરે દાળ ભાતનું કહી બતાવ્યુ તે ઉપરથી તળેટીવાળો નાખુશ થયો તે બોલ્યો કે મારે જે જોઇતુ હતુ તે તેમણે માગી લીધુ, માટે મારે શુ માગવુ? તે બાબતની ગમ નહિ પડતા દેવને જવાની રજા આપી માટે ગરીબને અધિક મતિ હોતી નથી ૨૦

## મુસાફરનુ પાછુ ફરવુ

## शार्दूलविक्रीडित (२१ थी २६)

मा रोदीश्चिरमेहि वत्स [illegible] तान्द [illegible]ालानिमा-
नायातस्तव वत्स [illegible] ग्रैवेयक वाससी ।

श्रुत्वैव गृहिणीवचांसि निकटे कुड्यस्य निष्किञ्चनो,
निश्वस्याश्रुजलप्लवप्लुतमुख. पान्थ पुन' प्रस्थित ॥ २१ ॥

હે પુત્ર શે નહિ, કારણકે આજે તારા પિતા તમો બાળકોને વસ્ત્ર રહિત જોઇને ગયા છે, તે આવીને કહી તથા બન્ને વસ્ત્રો આપશે સ્ત્રીનુ વચન સાભળનાર નિર્ધન પુરૂષ કે જે પરદેશથી કમાયા વગર પાછો ઘેર આવતા ઘરની બહાર ભીંત સુધી પહોચેલો હતો પણ ઘરની અંદર નહોતો આવ્યો તેણે ત્યાજ સાભળ્યું અને તેથી નિશ્વાસ નાખ્યો તથા મુખ ઉપર આસુ લાવીને તે નિર્ધન મુસાફર પાછો ઘરમા આવ્યા વગરજ પ્રવાસ કરવા ચાલી નિકળ્યો ૨૧

## ચોરને પણ દયા

कन्थाखण्डमिदं प्रयच्छ यदि वा स्वाङ्के गृहाणार्भकं,
रिक्तं भूतलमत्र नाथ भवत पृष्ठे पलालोच्चय ।
दम्पत्योरिति जल्पतोर्निशि यदा चौर प्रविष्टस्तदा,
लब्धं कर्पटमन्यतस्तदुपरि क्षिप्त्वा रुदन्निर्गत' ॥ २२ ॥

હે સ્વામી! વસ્ત્રનો કટકો આપો અથવા તો આ બાળકને પોતાના ખોળામા લ્યો હે નારિ! અહીં પૃથ્વી ખાલી છે (અર્થાત્ હુ પણ પાથર્યા વિના પૃથ્વીના તળીયા ઉપર સુતો છુ) હે પતિ! તોપણ તમારા પૃષ્ઠ નીચે પરાળ સમૂહ છે આવી રીતે સ્ત્રી-પુરૂષ રાત્રિમા જ્યારે વાતચિત કરતા હતા ત્યારે ચોર તે સ્થાનકમા પ્રવેશ કરી સાભળતો હતો તેને દયા આવવાથી બીજે ઠેકાણેથી મેળવેલ કપડુ તેની ઉપર નાખી રૂદન કરતો કરતો બહાર નીકળી ગયો ૨૨

## સાસુનુ રૂદન

वृद्धोऽन्ध पतिरेष मञ्चकगतः स्थूणावशेष गृहं,
कालोऽभ्यर्णजलागम. कुशलिनी वत्सस्य वार्ताऽपि नो ।
यत्नात्सञ्चिततैलबिन्दुघटिका भग्नेति पर्याकुला,
दृष्ट्वा गर्भभरालसां निजवधूं श्वश्रूश्चिरं रोदिति ॥ २३ ॥

પતિ વૃદ્ધ અધ અને ખાટલાવશ છે ઘરમા કેવળ થાભલાજ બાકી છે, (અર્થાત્ થાભલા શિવાય સર્વ વસ્તુ વેચીને ખવાઇ ગઇ છે અથવા કેવળ થાભલા રહેવાથી ઘર પડી જવાની ભીતિ છે) ચોમાસુ નજીક આવ્યુ

છે, પરદેશ ગયેલ પુત્રની પણ કુશળ વાર્તા નથી, ઘણા યત્નથી ટીપેટીપે સાચવી રાખેલ તેલની દોણી પણ ભાંગી ગઇ, અને તેની સાથે પુત્રવધૂને ગર્ભના ભારથી અલસ થએલી અર્થાત્ નજીકમા પ્રસવ થશે એમ જોઇને આકુળ વ્યાકુળ થયેલ સાસુ ઘણીવાર સુધી રોવા લાગી　૨૩

## દરિદ્રતાથી થતી હાનિ.

दारिद्र्यात्पुरुषस्य बान्धवजनो वाक्ये न सन्तिष्ठते,
　　सुस्निग्धा विमुखीभवन्ति सुहृदः स्फारीभवन्त्यापदः ।
सत्त्वं ह्रासमुपैति शीलशशिनः कान्तिः परिम्लायते,
　　पापं कर्म च यत्परैरपि कृतं तत्तस्य सम्भाव्यते ॥ २४ ॥

सुभाषितरत्नभाण्डागार

દરિદ્રતાથી કુટુંબી મનુષ્ય પુરૂષના વચન પ્રમાણે ચાલતો નથી, મિત્રો પ્રેમી છતા વિમુખ રહે છે, આપત્તિ વિસ્તાર પામેછે, શક્તિ ઘટવા માંડે છે, શીલરૂપી ચંદ્રની કાંતિ કરમાય છે અને બીજાઓથી થતું પાપકર્મ તેમના તરફ (આળતરીકે) મેલાયછે　૨૪

## ગરીબાઇથી શરીરની સર્વ સત્તાનો નાશ થાયછે

निर्द्रव्यो ह्रियमेति ह्रीपरिगतः प्रभ्रश्यते तेजसो,
　　निस्तेजाः परिभूयते परिभवान्निर्वेदमागच्छति ।
निर्विण्णः शुचमेति शोकसहितो बुद्धेः परिभ्रश्यते,
　　निर्बुद्धिः क्षयमेत्यहो निधनता सर्वापदामास्पदम् ॥ २५ ॥

सूक्तिमुक्तावली

ધનરહિત મનુષ્ય શરમાય છે, શરમને લીધે તેજ ઘટે છે, તેજ રહિત તિરસ્કારને પામે છે, અપમાન પામેલો માણસ ઉદાસ થાયછે, ઉદાસી મનુષ્ય શોક કરેછે, શોકયુકત મનુષ્ય બુદ્ધિહીન થાયછે અને બુદ્ધિહીનનો નાશ થાયછે, અહહ!!! નિર્ધનતા ખરેખર સર્વ દુખનું સ્થાન છે　૨૫

## મનસ્વી પુરૂષને યાચના કરવી એના જેવું બીજું દુઃખ નથી.

दीना दीनमुखैस्सदैव शिशुकैराकृष्टजीर्णाम्बरा,
　　क्रोशद्भिः क्षुधितैर्निरन्नविधुरा दृश्या न चेद्गेहिनी ।

याच्ञाभङ्गभयेन गद्गदगलत्त्रुट्यद्विलीनाक्षर,
को देहीति वदेत्स्वदग्धजठरस्यार्थे मनस्वी पुमान् ॥ २६ ॥

भर्तृहरिवैराग्यशतक

ભૂખ લાગવાથી રોતા અને ઘણેજ ગરીબડે મોઢે બાળકો, સદૈવ જેના જીર્ણ કપડા એંચતા હોય એવી અને બાળકને આપવાને માટે ઘરમા અન્ન ન હોવાથી મુઝાઇ ગયેલી રાંક સ્ત્રીને જોવી પડતી ન હોય તો યાચના ભગ થવાના ભયથી ગદ્ગદ વાણીએ ત્રુટતા અને પડતા અક્ષરે "મને આપો," એમ કયો મનસ્વી માણસ પાપી પેટને માટે ભિક્ષા માગે? ૨૬

દરિદ્રતા એ દુખની ખરેખર મૂર્ત્તિ છે એમ કહેવામા કાઇ અતિશયોક્તિ નથી કારણકે ગમે તેવો ડાહ્યા અને વિદ્વાન મનુષ્ય હોય પણ તેની દરિદ્રતાને લીધે કોઇ તેમની ગણના કરતું નથી પરન્તુ બેવકુફ અને નાલાયક પુરૂષ હોય હોય પણ જો તે ધનાઢ્ય હોય તો તે માનનીય અને ગણનામા ગણાય છે કારણકે यस्यास्ति वित्तं स नरः कुलीन । તેથી દરેક વ્યક્તિએ ન્યાયોપાર્જિત દ્રવ્ય અવશ્ય મેળવવુ એ ભલામણ કરી આ દરિદ્રતા-અધિકારની સમાપ્તિ કરી છે

## असामर्थ्याद्भवेत्साधु-अधिकार

મનુષ્યો જ્યારે વિપત્તિમા આવે ત્યારે સદાશ્રય કરેછે જ્યાસુધી શારીરિક દૈવિક લૌતિક સંપત્તિ સારી હોય છે ત્યાસુધી સત્સંગતિ કરવામા પ્રીતિ થતી નથી જે હોય તેમા કાઇ ન્યૂનતા જણાય અથવા તો તદ્દન નજ હોય ત્યારે તેવા સાધનો શોધે છે તેમના ઉપર પ્રચલિત કહેવત છે કે—

અસામર્થ્યાત્ ભવેત્સાધુ

### अनुष्टुप्

आर्त्ता देवान्नमस्यन्ति, तपः कुर्वन्ति रोगिणः ।
निर्धना विनयं यान्ति, क्षीणदेहा सुशीलिनः ॥ १ ॥

सूक्तिमुक्तावली

પીડા પામનારાઓ દેવતાઓને નમેછે રોગીઓ તપશ્ચર્યા કરેછે, નિર્ધન વિનય પામેછે અને શરીરે નબળા થયેલા સારે માર્ગે ચાલેછે

સારાંશ—જ્યારે પીડા પામે ત્યારે સુખ દુખનો દાતા કોઇ છે તેમ જાણીને દેવતાઓને નમસ્કાર કરેછે, શરીર રોગી હોય ત્યારે અરૂચિ રહેવાથી તથા ખાધેલો ખોરાક ન પચવાથી ઉપવાસાદિ તપ કરેછે, દ્રવ્ય ન હોય તેથી બીજાઓ પાસે માગવુ તે વિનયવિના મળે નહિ માટે વિનયવાન્ બનેછે અને જ્યારે વૃદ્ધાવસ્થાથી અથવા રોગાદિથી શરીર ન ચાલે ત્યારે પોતાની મેળે લોકો પાસેથી કામ લેવા તેનામા સુશીલત્વ આવેછે ૧

સર્પ ગમે તેટલો વાંકો ચાલતો હોય પણ જ્યારે દરે આવે છે ત્યારે પાશરો દાર બની જાયછે તેમ મનુષ્યને પણ જ્યારે વિપત્તિ માથે આવેછે ત્યારે સરલ સીધો—વિનયી થઇ જાયછે પણ જો સુખ સંપત્તિમા ધનમદ ન લાવતો હોય અને સરલ ચાલતો હોય તો એ મનુષ્ય ઘણુંજ પુણ્ય બાંધી શકે છે એ સમજાવી ધનમદ ન કરવો એમ બતાવવા હવે પછી તે અધિકાર લેવા ધારી આ અમામથ્યાં ભવેત્સાધુ-અધિકાર પૂર્ણ કરવામા આવેછે



## धनमद-अधिकार.





સંસારમા ધનના મદ જેવો બીજો એક પણ મદ નથી બીજા મદો સમયે (અવસ્થાયે) નિવૃત્ત થાયછે, યૌવનમદ હોય તો તે તેમની સાથેજ નિવૃત્ત થાયછે, રૂપનો મદ પણ અવસ્થામા ફેરફાર થવાથી વિકૃતિ પામેછે, રાજ્યમદ પણ બળવાન્ શત્રુઓ થવાથી શાંતિ પામેછે પણ ધનનો મદ જોઇએ તે અવસ્થામા હોય પણ તેવોને તેવો રહી મનુષ્યને આંધળો બનાવે છે જેથી મદોન્મત્ત હાથીની માફક નિશામાને નિશામા દુર્બલ લોકોના દુખતરફ દષ્ટિ ન કરતા તેમા વધારે દુર્વાક્યાદિથી પીડા કરીને વૃદ્ધ પૂજ્યનીયજન, દેવતા અને વિદ્વાનો વિગેરેની અવજ્ઞા કરતો ફરેછે જેના દષ્ટાંત સારભૂતે આગળ લખવામા આવેલા છે

---

### અવિવેકી ધનાઢ્ય ખરો આંધળો.

### अनुष्टुप् (१ थी ३)

अन्धा एव धनान्धाः स्युरिति सत्यं तथा हि ते ।
अन्योक्तेनाध्वना गच्छन्त्यन्यहस्तावलम्बिनः ॥ १ ॥

જેઓ ધનાધ છે તેઓજ આધળા છે એ વાક્ય ખરૂ છે કારણકે તેઓ બીજાનો હાથ પકડીને બીજાના બતાવેલા માર્ગે જાયછે (જેમ આંધળો અન્યનો હાથ પકડીને અથવા અન્યના કહેવા પ્રમાણે રસ્તે જાયછે તેમજ આ પણ અન્યની સાથે વાત કરતા હાથ પકડીને ચાલે છે) ૧

## કુપાત્રતાને લીધે દૃષ્ટિમા વિકાર થાયછે અથવા શેરના માપમાં સવાશેર રહી શકે નહિ

अवशपतितो राजा, मूर्खपुत्रो हि पण्डितः ।
अधनेन धन प्राप्त, तृणवन्मन्यते जगत् ॥ २ ॥

રાજકુળમા ન જન્મેલો અથવા નીચને ત્યા જન્મેલો રાજા થાય, મૂર્ખનો દીકરો પડિત થાય અને નિર્ધનને ધન મળે તો તે સઘળા આખા જગતને તણખલામાફક સમજેછે (આપણા જેવો કોઇ નથી એમ જાણેછે) ૨

## લક્ષ્મી (ધન) નુ કુટુંબ

निर्दयत्वमहङ्कारस्तृष्णा कर्कशभाषणम् ।
नीचपात्रप्रियत्व च, पञ्च श्रीसहचारिणः ॥ ३ ॥

सूक्तिमुक्तावली

નિર્દયપણુ, અહંકાર, તૃષ્ણા, કઠોર વાક્ય અને નીચ પાત્રોમા પ્રીતિભાવ આ પાચે લક્ષ્મીની સાથેજ રહેછે ૩

## લક્ષ્મીસેવનથી મરણ થતુ નથી એ આશ્ચર્ય છે

## आर्या

वाक्चक्षुः श्रोत्रलय, लक्ष्मी. कुरुते नरस्य को दोष ।
गरलसहोदरजाता, तच्चित्र यन्न मारयति ॥ ४ ॥

सुभाषितरत्नभाण्डागार

લક્ષ્મી પુરૂષની વાણી, આખ અને કાનનો લય કરેછે, તેમા (પુરૂષનો) શો દોષ? કારણકે ઝેરની સાથે સમુદ્રમાથી ઉત્પન્ન થયેલી છે તેમ છતા તેને મારી નાખતી નથી એજ આશ્ચર્ય છે?

સારાશ—લક્ષ્મીમદથી મનુષ્ય વાણીથી કોઇને બોલાવતો નથી, કોમળ દૃષ્ટિથી જોતો નથી અને ગરીબોની પ્રાર્થના સાભળતો નથી એટલે લક્ષ્મીએ તે ઇંદ્રિયનો નાશ કર્યો કહેવાય આમ ઉત્પ્રેક્ષા કરવામા આવી છે ૪

## લક્ષ્મીને ઘરમાંથી છટકી જવાનો માર્ગ.

### इन्द्रवज्रा.

मत्वात्मनो बन्धनिबन्धनानि, पुण्यानि पुंसां कमला किलासौ ।
तद्ध्वंसनायैव धनेश्वराणां, दत्ते मतिं दुर्बलपीडनाय ॥ ५ ॥

सूक्तिमुक्तावली

લક્ષ્મી પુરૂષોના પુણ્યોને પોતાના બંધનના નિમિત્તભૂત જાણીને પુણ્ય કાપવા માટેજ ધનિકોને ગરીબોને પીડવાની બુદ્ધિ આપે છે ૫

## ઝેર અમૃત છે, અમૃત ઝેર છે.

### वंशस्थ

हालाहलो नैव विषं विषं रमा, जनाः परं व्यत्ययमत्र मन्वते ।
निपीय जागर्ति सुखेन तं शिवः, स्पृशन्निमां मुह्यति निद्रया हरिः ॥ ६ ॥

सुभाषितरत्नभाण्डागार

હળાહળ ઝેર નથી પણ લક્ષ્મી અત્યુત્કટ ઝેર છે માણસો કેવળ અવળુ સમજે છે કારણકે હળાહળના પાનથી શંકર સુખેથી જાગે છે પણ આ લક્ષ્મીના સ્પર્શથી હરિ (વિષ્ણુ) નિદ્રાથી બેભાન બની જાયછે ૬

## લક્ષ્મીથી પ્રાપ્ત થતી અંધતા.

### वसन्ततिलका

लक्ष्मि क्षमस्व सहनीयमिदं दुरुक्त-
मन्धा भवन्ति पुरुषास्तव दर्शनेन ।
नो चेत्कथं कथय पन्नगभोगतल्पे,
नारायणः स्वपिति पङ्कजपत्रनेत्रः ॥ ७ ॥

હે લક્ષ્મી! માફ કરીને આ દુર્વાક્ય તારે સહન કરવુ પુરૂષો તારા દર્શનથી આંધળા થઇ જાય છે જો તેમ ન હોય તો કહે કે કમળપત્રસમાન નેત્રવાળા નારાયણ શેષશય્યામાં કેમ સુવે? ૭

ઉદય અને અસ્ત સાથેજ છે તેથી ગર્વ નહિ કરવો.

## स्रग्धरा.

भोगान्भो गाङ्गवीचीविमलितशिरस' माप्य शम्भोः प्रसादा-
न्मोहान्मोहानभिज्ञा' क्वचिदपि भवत माणिनो दर्पभाजः ।
यस्याद्यः स्मार्तविप्रप्रणतनुतपद्म सर्वसम्पन्नभोगो,
भास्वान् भाः स्वाङ्गभूता अपि तु परिहरन्नस्तमेष प्रयाति ॥ ८ ॥

सूक्तिमुक्तावली

હે વિચારરહિત પ્રાણીઓ ! ગંગાજીની લહરીઓથી નિર્મળ જટાજુટ યુક્ત શંભુની કૃપાથી ભોગો મેળવીને મોહથી કોઇ સમયે પણ ગર્વિષ્ઠ બનો નહિ કારણકે સ્માર્ત બ્રાહ્મણો પ્રણામપુર સર જેમનું ચરણકમળ સેવેછે એવા આ અખિલ પરિપૂર્ણ ભોગવાળા સૂર્યનારાયણ પણ પોતાના અંગથી ઉદ્‌ભવેલી કાંતિઓને (પ્રભાઓને) પણ છોડીને અસ્ત પામેછે તાત્પર્ય એ છે કે મનુષ્યે ધનનો ગર્વ કરવાનો નથી કારણકે પોતાને ત્યાં લક્ષ્મી સદા નિવાસ કરે એ અસંભવિત છે એટલે સૂર્યની છાયા જેવી છે ૮

દારૂમાં અગ્નિની માફક અહંકારીને ધનવૃદ્ધિથી ભડકો.

## વસંતતિલકા

મોટાઇ હોય વળી જો જર હોય ઝાઝું,
પામે વળી જર ઘણું દર સાલ તાઝું,
તેને વળી પવન જો અતિશે ભરાય
તેનાથકી જુલમ શો ન કરી શકાય ૯

દલપત

---

ધનમદથી અનેક હાનિ.

## મનહર.

ધનમદમાંહી બહુ વ્હાલામાં વિરોધ થાય
ધનમદ વિવેકને વેગે વિસરાવછે,
ધનમદ આંખ હોય છતાં અંધાપાને આપે,
ધનમદ લોભ મોહ કામને વધારવેછે,

ધનમદ માન ને મોટાઇનો વાળેછે દાટ,
ધનમદ વિનય ને વિદ્યાને વળાવેછે,
ધનમદમાહી દુરાચાર સમજાય નહિ,
ધનમદ નરકના બાર ઉઘડાવેછે ૧૦
ધનમદમાહી બહુ ધાધલ કરેછે લોક,
ધનમદ બીક રાખવાના બીજ વાવેછે,
ધનમદમાહી કાન હોય તોય કાણા જેવો,
ધનમદ કુડા કામ કુશલ ઠરાવેછે,
ધનમદ સારૂ માઠુ સમજવા દેતો નથી,
ધનમદ ઉંડી ખાડમાહી ધબકાવેછે,
કેશવ ભણે જો ધન ધાધલ કરો ન કોઇ,
ધનમદ કોઇ કાળે ડઠને કપાવેછે ૧૧

કેશવ

આ વાચન ઉપરથી એટલો સાર લેવાનો છે કે મનુષ્યે કોઇ પ્રકારનો મદ કરવાનો નથી તેમ પ્રારબ્ધ યોગે જો ધન મળે તોપણ તેનો મદ લાવવાનો નથી પરતુ તે ધનવડે તો અનેક ઉપર ઉપકારજ કરવા કે જેથી આગામી જન્મમા પુન અનેકગણુ ધન મળે વળી લક્ષ્મી કોઇ ઠેકાણે કાયમ રહી નથી અને રહેશે નહિ એ ખાસ ધ્યાનમા રાખવાનુ છે, તેથી જે ધન સ્વાધીનમા હોય તેમાથી મમત્વ ઉઠાવવુ એટલે છેવટે દરેક વસ્તુ ઉપરથી મમત્વ ઉતરી જાય એ સમજાવી આ ધનમદ-અધિકારની સમાપ્તિ કરવામા આવેછે



## ધનમદત્યાગ-અધિકાર.



ધનમદથી છકી ગયેલ મનુષ્યવર્ગ ઘણે ભાગે દુધના ઉફાળાની માફક ઉછાળા માર્યા કરેછે પણ તે વર્ગ વિચારતો નથી કે આ શરીર ક્ષણભગુર છે માટે તે ધનવડે અનેક પરોપકાર કાર્ય કરી દેહની સફળતા સાધી લેવી જોઇએ એમ દેહની સફળતા નહિ સાધી શકાય તો છેવટ મરણ પછી દ્રવ્ય જમીન કે બેન્કોમા પડ્યુ રહેશે અને તેનો ઉપયોગ થશે કે ગેરઉપયોગ થશે એ પોતાને જાણવામા આવતુ નથી મનુષ્યે ધનથી ઉત્પન્ન થતા મદનો ત્યાગ કરવો એ સમજવામા આ અધિકારની આવશ્યકતા માની છે

## વૈભવ દેખી રીઝાવું નહિ.

### ભુજંગ

કહે શું થયું જો ઘણું તું કમાયો,
કહે શું થયું પૂર્ણ પૈસો જમાયો
અરે અંતકાળે જવું ઉછળીને,
રખે રીઝતો રિદ્ધિ સિદ્ધિ રળીને ૧
ઊંચા વાસ ચોખ્ખા ચુનાથી ચણાવ્યા,
તજી સર્વ તે સ્વર્ગ વાટે સિધાવ્યા,
વડા વાસ જોવા ન આવ્યા ફરીને
રખે રીઝતો રિદ્ધિ સિદ્ધિ રળીને ૨
હીરા મોતિના હાર હૈયે ધરીને,
સદા શોભતા જે ગયા તે મરીને
બની રાખ તેની ચિતામાં બળીને,
રખે રીઝતો રિદ્ધિ સિદ્ધિ રળીને ૩
જીતી જુદ્ધમાં રાજ જેણે જમાવ્યા
મહા શત્રુના શીશ નીચાં નમાવ્યા
પડયા તે પ્રતાપી ધરામાં ઢળીને,
રખે રીઝતો રિદ્ધિ સિદ્ધિ રળીને ૪
ન રાચીશ તું પુત્ર પૌત્રાદિ પામી
ન રાચીશ લોકની લઈને સલામી
ન રાખીશ કાયા અતિ ઊજળીને,
રખે રીઝતો રિદ્ધિ સિદ્ધિ રળીને ૫
કદાપિ ન માનીશ જે દેહ મારો,
ટકીને રહ્યો જેહમાં જીવ તારો,
નકી જાણ ત્યાંથી જશે નીકળીને,
રખે રીઝતો રિદ્ધિ સિદ્ધિ રળીને ૬
મહા સિંધુ સુદ્ધાંનું બ્રહ્માંડ મોટું,
ખરેખાત જોતાં દિસે સર્વ ખોટું
ટકેલું ભલું તે જવાનું ટળીને
રખે રીઝતો રિદ્ધિ સિદ્ધિ રળીને ૭
ઘણા વેગવાળી જુઓ કાળ ઘટી,
બધું વિશ્વ તેમાં પડયું જેમ બટી
દળી મારશે દેહ સૌના દળીને,
રખે રીઝતો રિદ્ધિ સિદ્ધિ રળીને, ૮

મચ્યા પ્રાણિયો સૌ રસાસ્વાદ માટે,
વડી આશથી વિચરે વાટ ઘાટે,
મરે છે જુઓ મચ્છ ગોળી ગળીને,
રખે રીઝતો રિદ્ધિ સિદ્ધિ રળીને. ૯

ઘણા ગર્વમા તું ફરે જેમ ઘેલો,
દિસે શ્રાવણે સાઢ માતો થયેલો;
છકેલો ફરે શીદ સૌને છળીને
રખે રીઝતો રિદ્ધિ સિદ્ધિ રળીને ૧૦

થયું દ્રવ્ય ભેગુ ગયું બાર વાટે,
દળે આધળી ને વળી શ્વાન ચાટે,
અરે તોય સૂઝે નહીં અ ધળીને,
રખે રીઝતો રિદ્ધિ સિદ્ધિ રળીને ૧૧

અરે જીવ જો તું તને આજ આમે,
દિધી દેશના* શુદ્ધ દલપત્તરામે,
હવે સત્ય સભાળ આ સાભળીને,
રખે રીઝતો રિદ્ધિ સિદ્ધિ રળીને ૧૨

દલપત.

ધનનો મદ આવવાથી મનુષ્ય સત્યતા સમજી શકતો નથી તથા પાપકર્મ બાધ્યા કરેછે અને અનેકની સાથે કજીઆ કરેછે તો તેમ નહિ થવા સૂચના કરી તેમ દીવાળીઆ પણ ન થવું તે તરફ ધ્યાન ખેચવા આ ધનમદત્યાગ અધિકાર પૂર્ણ કર્યો છે



## धनहरशठ (दीवाळीयो)-अधिकार



ધનહરશઠ એટલે દીવાળીઆ લોકો બીજાનુ ધન હરી પોતે મોજમજા ભોગવેછે અને બીજા ભોળા કે ગરીબડા લોકોને પાયમાલ કરી નાખેછે તેમાથી બચવામાટે તેના વાર્ત્તારૂપે ઉદાહરણો ટાકી આ અધિકારમા બતાવ્યા છે

---

* દેશના-ઉપદેશ

## ધન ન આપવામાટે બદદાનત

*વીરમગામમા એક કસ્બાતી રહેતો હતો તેને એવી ટેવ હતી કે લેવુ એનુ પાછુ આપવુંજ નહિ આથી તેની શાખ ઘણીજ ઘટી ગઈ કોઇ પાઇ ધીરે એવુ રહ્યુ નહિ પ્રથમ ધીરનાર એક વાણિયાનો કાઇ હિસાબ બાકી રહ્યો હતો વાણિયો વારવાર ઉઘરાણી કરે પણ કસ્બાતી ગણકારે નહિ એટલે વાણિયો વીલે મોઢે ચાલ્યો જાય કસ્બાતી થયો એટલે તેની સાથે ઝાઝી ખેચતાણ થાય તેમ નહોતુ, તેથી પટાવી ફોસલાવીને પૈસા કઢાવ્યા સિવાય બીજો ઉપાય નહોતો, એમ બુધ્ધિવાળો વાણિયો સારી રીતે સમજતો હતો મિયાસાહેબને એક વખત પૂરા ખુશ મીજાજમાં જોઇ કહ્યુ, “મિયા સાહેબ! આગળનો હિસાબ સમજીને ખાતું ચુકતુ કરો તો સારૂ એક વખત ખાતું ચુકતું થયું તો પછી નવેસરથી બીજી જણસ ભાવ જોઇએ તે આપવા ના નથી, દુકાન તમારી છે જે જોઇએ તે મગાવી લેજો ” આથી પોતાને વાણિયો નવું ધીરશે એમ લાલચમા મિયાભાઇ પડયા ને જાણ્યું કે જુનો હિશાબ પતાવી દઇશું તો પછીથી વાણિયો ધીરશે ખરો તેથી હિસાબ કરવાની હા પાડી

વાણિયો હરખાતો હરખાતો દુકાને જઇને બે ચાર ચોપડા બગલમા ઘાલી આવ્યો આડા અવળા આકડા મૂકી હિસાબ ગણી કાઢી વ્યાજનો ખરડો તૈયાર કર્યો. તો રૂપિયા સો લેણા નીકળ્યા તે કહ્યા

મિયાસાહેબ—તોબાહ અ'લ્લા! બડી ગજબકી બાત! રકમ તો ભારી હુય! લેકીન સો રૂપિયા તો તુ તેરે મ્હુસે કહેતા હૈ તબ કિતને લેનેકા બિચાર હૈ?

વાણિયો—કેટલા કેમ! વ્યાજ સાથે લેણા નિકળે છે તે સો રૂપિયા એમા કાઇ ચાલે નહિ 'હિસાબ કોડીનો ને બક્ષીસ લાખની” આખમા એક રજ સમાય તો હિસાબમા એક પાઇ પણ સમાય”

મિયા—અબે બનિયા બીઆજ કૈસા! હમ મુસલમીનકુ તો હરામ હૈ

વાણિયો—હુ ખરૂ તો દીકરો હોયછે તો વહુ આવે છે રૂપિયા આપ્યા છે તો વ્યાજ માગીએ છીએ અમથા કાઇ માગતા નથી અમારે આમા બીજી શી આવક છે? વાણિયાનો દીકરો ધીરે એટલીજ રકમ પાછી લે તો શુ ભીખ માગીને પેટ ભરે?

મિયા—દેખ તેરે હિસાબ કરના હોય તો મે બોલુ ઇસ તરહુસ કર ખાલી શીર ફીરાના મત બીઆજ તો મૈં નહિ દૈગા

વાણિયો—(મનમા) (કેટલેક વરસે માડમાડ હિસાબ કરવા બેઠો છે ને ખેચતાણ કરી તો હિસાબ પડયો રહેશે ફરીથી આ જન્મારે તો રૂપિયા મળ

---

* કૌતુકમાળા

વાની આશા નથીજ માટે જેમ એની મરજી હોય તે પ્રમાણે હિસાબ કરી નાખવો ઠીક એમ ધારી તે બોલ્યો ) ઠીક મિયા સાહેબ, જેમ તમારી મરજી હોય તેમ કરો

મિયા—અચ્છા તબ સુન, મો તો તેરે મ્હસે કહેતા હું તો "સોકા હુવા સાઠ, આધા ગયા નાઠ; દશ દેએંગે દશ દીલાઇંગે; ઔર હમકા દેનાબી કયા ઔર લેના બી કયા?" ચલ ચલાજા, હિસાબ હો ચુકા, ઔર દેણાબી દે ચુકા

મતલબ કે—સોમાથી ચાળીશ વ્યાજના ગયા, બાકી સાઠ રહ્યા તેમાથી અરધા છુટના મૂકયા એટલે ત્રીશ રહ્યા દશ આપીશ, દશ કોઇની પાસેથી અપાવીશ, અને પછી દશજ રહ્યા તો એમા આપવુ શું! ને લેવુ શું! વાણિયો બિચારો વિસ્મિત થઇ ગયો જે આ શો અજબ! લેણા રૂપિયા ધૂળધાણી કરી નાખે છે! એક રાતી પાઇ રોકડી તો આપતો નથી ફકત રૂપીઆ વીશ આપવા કહેછે તે પણ નસીબમા હશે તોજ આવશે! તેથી લાઇલાજ હોઇને દુકાને જઇ બેઠો

આ વાત લઇને ન આપનાર દીવાળીઆ લોકોના પ્રસગમા કહેવામા આવેછે તેમ કરનાર વ્યવહારહીન થઇ આખર તેને કોઇ ધીરતું નથી ને દુ.ખી થાયછે

---

## તને તો મીંઆઉં પણ તારા બાપને પણ મીંઆઉં!

[1]દમણ ગામમા બોઘાશા નામે કોઇ મોટો વેપારી રહેતો હતો તેને વેપારમા ભારે ખોટ આવી ને ઘણો દેવાદાર થઇ ગયો, જેથી પોતાની દુકાન બધ કરી ઘરમા સતાઇ રહ્યો લેણદારો સખત ઉઘરાણી કરવા મડયા, આટાપર આટા ખાય પણ પત્તો લાગે નહિ કેટલેક દહાડે લેણદારોના જાણવામા આવ્યુ કે બોઘાશાહ અમુક ગુપ્ત જગ્યાએ ઘરમા ભરાઇ બેઠો છે તે ઉપરથી લોકોએ તેની પાસે ઉઘરાણી કરવા જવાનો નિશ્ચય કર્યો આ વાત બોઘાશાહના જાણવામા આવ્યાથી ગભરાયો કે, હવે લોકો અહીંઆ આવશે તેનો શો ઉત્તર આપીશ? માટે તેણે પોતાની પીછાનવાળા, પણ તેના લેણદાર ધીરજલાલ શેઠની સલાહ લેવાનો ઇરાદો કરી તેને પોતાની પાસે બોલાવ્યો

બોઘાશા—શેઠજી આપ જાણોછો કે, હુ હાલ ઘણી તગ હાલતમા આવી પડયો છુ મારે એટલુ બધું દેવુ છે કે રૂપીએ એક [2]રામ મુજબ ચુકવવા જેટલી મારી પૂજી નથી આપનું જે દેવું છે તે તો હુ પૂરેપૂરૂ પતાવીશ, પરતુ હાલ બીજા લેણદારોની કનડગતમાથી મોકળો કરાવો તો તમારા જેવા પ્રભુએ નહિ એવો કાઇ ઉપાય બતાવો કે તેઓ ઉઘરાણી કરતાજ બધ થઇ જાય

---

૧ કૌતુકમાળા ૨ આનો.

ધીરજલાલ—જો ભાઇ તને ઇલાજ તો બતાવું પણ 'ગરજ મટી કે વૈદ વૈરી' એ પ્રમાણે થાય નહિ

ઓધાશા—નાજી, એમ નહિ થાય, શું બેવકૂફ છું જે કરેલો ઉપકાર ભુલી જાઉં!

ધીરજલાલ—તો ઠીક, સાભળ એ બાબતનો ઇલાજ ટૂંકો છે કોઈ લેણુ દાર ઉઘરાણીએ આવે તેને બીજો કાંઇ ઉત્તર નહિ આપતા "મીંઆઉ મીંઆઉ" કર્યા કરવુ એથી કરીને લેણદારો ધારશે કે, આ બિચારો ગાંડો થઈ ગયો છે, તો 'પડયા પર પાટુ શી મારવી?" એટલે ઉઘરાણી કરતા બંધ પડશે

આ ઉપાય ઓધાશાહને ઠીક ગમ્યો બીજે દીવસ થાપણ મુકનારા તથા વેપાર કરનારા તમામ લેણદારો આવી તકાજો કરી કહેવા લાગ્યા —

એક વેપારી—ઓધાશા! અમારો હિસાબ ચુકાવી આપો

ઓધાશા—મીંઆઉં!!!

' બીજો વેપારી—પાધરો જવાબ આપતા કાંઈ મોઢુ દુખેછે? રૂપિયા ગણી આપોને?

ઓધાશા—મીંઆઉ !!!

સરાફ—મીંઆઉવાળાતો! જાણ્યુ તારૂ ડહાપણ! બાપની મતા હતી જે રૂપિયા કોથળી ભરીને લઇ ગયો હતો, લેતી વખત તો નાણાવટી થઇને આવ્યો હતો પણ યાદ રાખ, કે રૂપિયા લીધા વગર જનાર નથી

ઓધાશા—મીંઆઉ !!!

કઠિયારો—ભલા માણસ! મે તો થાપણ મૂકી છે એમા શું તારૂ ખાધુ પીધુ છે? કોઇ ઉતાવળના વખતમા અમારા જેવા ઘર ધણીઆના રૂપિયા કામે લાગતા-તે હવે બેઠાની ડાળ શામાટે તુ કાપેછે? અમને ગરીબને તો આપ

ઓધાશા—મીંઆઉ !!!

એક લેણદારનો દીકરો—વાણીઆના દીકરા? તુ સમજતો નહિ કે 'આ વાણીયાનો માલ છે તે તને પચશે"? પણ આતો પઠવાડે આવતા આવડા દાતવાળા બેય ઠીએ તેથી તારો જીવ લેગુ! માર ઠાર દઈને રૂપિયા કાઢી આપ

ઓધાશા—મીંઆઉ !!!

પિંજારો—ઓધાભાઇ આ શા ગજબ! રૂપિયા લેતી વખત અમને "સો મણની તળાઈમા સુઇ રહેવાનુ કહેતા હતા, ને હવે આ શુ સમજવુ? અમારો રાખેલ ને પ્રાણપેટ જવા ગે ન રૂપિયા આપો

ઓધાશા—મીંઆઉ !!!

ગડીરાક—અરે ભાઇ! રાડી રૂએ માડી રૂએ, પણ સાત ભરથારી તો મ્હાએ ન ઉઘાડે એમ હોતુ હશે! તમે ઘણી તરફની આવકવાળા, લાખોના વેપાર કરનારા, મારી ગાખનાળા ન ન આમ શુ બોલોછો? મે મારી રાડી રોળની થાપણ મૂકી છે તે ઉપર મારો રટાપો છે, માટે સારો જવાબ આપો

બોઘાશા—મીંઆઊ!!!

માની—શેઠ તમારે પારકા ઘર ઉપર આ બધી ધામધુમ ને વેપાર શા માટે કરવો પડયો હતો પોતાનુ ઘર તાગીને વાત કરવી હતી એવુ શુ "સોનુ પહેરીએ કે કાન ત્રુટે" આ લીધા છે રૂપિયા તે તો આપવા પડશે

બોઘાશા—મીંઆઊ!!!

ખોજો—શેઠ મૂળાના પતીકા જવા રૂપિયા ગણી આપ્યા છે ને હુવે આડો જવાબ શા માટે આપો છો? લેતી વખત આપવા પડશે એમ જાણતા નહોતા?

બોઘાશા—મીંઆઊ!!!

આવી રીતે જૂદા જૂદા લેણદારોએ અનેક પ્રશ્ન કર્યા તેનો ઉત્તર 'મીંઆઊ" "મીંઆઊ" સિવાય બીજો કાંઇ બોઘાશા પાસેથી મળ્યો નહિ તેથી તે ગાડો થઇ ગયો છ, એમ ધારી તે બધાએ નિરાશ થઇ ઉઘરાણી કરવી બધ કરી

આ ઇલાજ બોઘાશાને રામબાણ જવો થઇ પડયો ઉઘરાણીરૂપી દુઃખ દૂર નાશી ગયુ જાણી તે ખુશી થયો પછીથી તે લાભકારી વાત જોઇ હરામના આવેલા રૂપિયા જોડે મડાગાઠવાળી બેઠો ગમે તેમ થાય પણ 'દમડી નીરકટુ પણ તુજે ન છોડુ' એવા ઠરાવપર આવી ગયો

કેટલાક દિવસ પછી ધીરજલાલ શેઠે વિચાર્યુ કે, હુવે તો બોઘાશાના બધા લેણદારો ઉઘરાણી કરતા બધ પડયા હશે માટે હુવે જઇને મારા નાણા તો પકવી લાવુ આ ઉમેદથી ધીરજલાલ શેઠે બોઘાશાહુને ઘરે આવી પોતાના લેણા રૂપિયાની ઉઘરાણી કરતા બોઘાશાએ "મીંઆઊ" કહ્યુ ધીરજલાલ શેઠ તો ચકિત થઇને કહેછે, "અરે ભલા આદમી' મને પણ મીંઆઊ"!!! તને તો 'મીંઆઊ,' પણ તારા બાપને પણ 'મીંઆઊ,' બોઘાશાએ ઉત્તર દીધો આથી ધીરજલાલ પસ્તાઇને ચીને મોઢે ચાલ્યો ગયો

દુનિઆમા કેટલાક સ્વાર્થના ભુખ્યા હોયછે પોતાનો અર્થ સર્યો એટલે ઉપકાર કરનારને આંખના પાટા જેવ ગણે છે તેમજ જેઆ ફક્ત પોતાના લાભ તાકી બીજાનુ ખરાબ કરવા ઇચ્છે તેને "હાથના કરેલ હૈયે વાગે છે" તે વખતે પુરો પસ્તાવો થાયછે

---

**મળ્યા તો મીર ન મળ્યા તો ફકીર.**

લોક રીતિ ન નીતિ ની નથી જેને દરકાર
નાગો તેને જાણવો, આ જગમા નિરધાર.　　પ્રાણજીવ.

[1]એકવખતે અકબર બાદશાહે બીરબલને પુછયું કે 'બીરબલ દુનીઆમાં જે નાગો કહેવાય છે તે કેવા પ્રકારનો નાગો સમજવો કેમકે કપડા પેહરે છે છતાં તે નાગો કહેવાય છે, તેવો નાગો હજુ મારા જોવામાં આવ્યો નથી તેથી જોવા ચાહું છું' બીરબલે કહ્યું 'નામદાર! આપની ઇચ્છા છે તો, હું ગમે ત્યાંથી ખરેખર નાગો ખોળી લાવીશ, પરંતુ થોડો વખત લાગશે.' બાદશાહે કહ્યું કે 'તેની કાંઇ ચિંતા નહિ' ત્યારપછી બીરબલે નાગાનો શિરોમણિ એક 'લાલ' હતો, તેને બોલાવી ખાનગીમાં કહ્યું કે, હાલમાં મારા સાંભળવામાં આવ્યું છે કે કાંઇ પૈસેટકેથી તમે જરા તંગ હાલતમાં છો માટે કહું છું કે તમારે કોઇ વાતે મુઝાવું નહિ અને જરૂર હોય તો, કાલે દરબારમાં બાર વાગે આવવું જેથી બસે-પાંચસે રૂપિયા અપાવીશ તેથી કેટલોક વખત ટકું ચાલશે પછી પ્રભુ ઘણોજ દયાળુ છે આ પ્રકારનું બોલવું સાંભળી નગેંદ્ર લાલે કહ્યું કે 'આપ સાહેબ અમારા જેવાની સંભાળ લેતા આવ્યા છો, એટલે વિષમ વખતે બાજી સુધારી લેવા આપ કાળજી ધરાવો એમાં શું આશ્ચર્ય જેવું છે? જ્યાંસુધી અમારા જેવા લાલ લોકોની પાસે નાણાં હોય ત્યાંસુધી તો નવલશાહ હીરજીના દીકરા પણ જ્યારે ખીસ્સા ખાલી ત્યારે તો હાજીમોવાલી જેવા બની ટકાના ત્રેપન શેર થઇ રખડીએ મળ્યા તો મીંઆ ન મળ્યા તો ફકીર અને મુવા પછી તો પીર થનારા એમજ છીએ, તે માત્ર તમોને આશીર્વાદ દઇશું કે ભગવત તમોને સલામત તંદુરસ્ત રાખે! બીજું તો અમો આપીએ કરીએ તેવા શું છીએ વારૂ હવે હું રજા લઉછું અને કાલે કચેરીમાં જરૂર આવીશ. એમ કહી લાલસાહેબ રખડપટ્ટી ડીપાર્ટમેન્ટમાં પધાર્યા

બીજે દિવસે બીરબલ કચેરીમાં બેઠો હતો તે વખતે સંકેત પ્રમાણે લેવાની વખતે સાચો વાયદો સાચવનાર લાલ આવી પહોંચ્યા અને શાહને બીરબલે ખાનગીમાં અરજ કરી કે 'આ બિચારો હાલ પૈસા તરફથી તંગ હાલતમાં છે જેથી આપ નામદાર પાસે આવેલ છે માટે ગરીબ અવસ્થામાં આવેલ પોતાની પ્રજાને સહાયતા આપી હાલત સુધારવી જોઇએ આવું બીરબલનું બોલવું સાંભળી શાહે કહ્યું કે ભલે જો એમ હોય તો, જે રકમ એને જોઇતી હોય તે આપવા ખજાનચીને હુકમ લખી આપો પછી નગેંદ્રલાલને બોલાવી ખાનગીમાં પુછયું કે કેટલા રૂપીઆની હાલ જરૂર છે? લાલે કહ્યું કે માત્ર પાંચશેની જરૂર છે અને તે એક માસની અંદર પાછા આપી દઇશ. તદનંતર ખજાનચી ઉપર હુકમ લખી પાંચસો રૂપીઆ અપાવ્યા. માસ થયો બે માસ થયા, પણ લાલ સાહેબ તો લમણો વાળેજ શાના! છેવટે સીપાઇ મોકલી લાલને બોલાવી રૂપિયાની ઉઘરાણી કરી એટલે લાલે જવાબ આપ્યો કે માફ કરજો, મારાથી મુદતસર

1 બીરબલ બાદશાહ.

નાણા અપાયા નથી, પણ હુવે હું માત્ર ૧૦ દિવસની અંદર વગર પુછયે આપી દઇશ, એમ કહી રજા લીધી. દશ દિવસનો વાયદો કર્યો હતો, પણ તેતો પાછા આપવા હોય તેનો વાયદો, પણ જેને મુડીમા આપવાજ નથી, તેને પછી વાયદાનો ફાયદો શુ કામનો? ૧૦ દિવસને બદલે બેચાર મહિના થયા એટલે ફરી શાહુને યાદી આપી કે ખલકપનાહ! પેલો ૧૦ દિવસનો વાયદો કરી ગયો હતો, પણ તેતો હવામા ઉડી ગયો આતો દયા ડાકણને ખાય તેવો ઘાટ બન્યો માટે હવે તો કઠોર કાયદો અમલમા લીધા વિના રૂપીઆ પતવાના નથી! આ પ્રમાણે બીરબલનું બોલવું સાભળી અકબરશાહે એકદમ તે લાલને બોલાવી લાવવા હુકમ ફરમાવ્યો તેથી સીપાઇઓએ તેને લાવી હજુર આગળ રજુ કર્યો. એટલે બાદશાહ કોધવત થઇ લાલને કહ્યુ કે 'કેમરે' તારો વાયદો કયા ગયો? બસ આજે રૂપીઆ આપ્યા પછીજ જવા દેવામા આવશે એમ કહી સીપાઇઓને કહ્યુ કે આ બદમાસને તડકે બેસાડી મૂકો. સીપાઇઓ તો માત્ર હુકમનીજ વાટ જોતા હતા ખાસા મજેહના તડકામા લાલને બેસાડી દીધા લાલે વિચાર્યુ કે આજે કમબખની આવી પહોચી, હવે મને છોડશે નહિ તડકે તો પ્રાણ જાયછે, અને નાણાના તો ઠેકાણા નથી કેટલાકના દેવા પતવુ! એમ કહી ધરતીઉપર લીટા ખેચી જે જેનું દેવુ હતુ તેના તેના નામનું લીટુ ખેચ્યુ એટલે ફલાણાના ૧૦૦।, ફલાણાના ૪૦૦।, ફલાણાના ૮૦૦॥, ફલાણાના ૧૪૦૦॥ એમ ગણતા લીટી ખેચતા છેવટ બાદશાહના ૫૦૦॥ તેનું અને એક દરરોજ શેર અનાજનું પેટનું દેવુ તેનું પણ એક લીટુ ખેચ્યુ આ સઘળો પ્રકાર શાહ ઝરો ખામા બેઠો બેઠો નિહાળતો હતો, લાલ સાહેબ તો લીટા ખેચી વિચારમા પડ્યા, માથુ ધુણાવતા ચિંતામા તલ્લીન થયા અને છેવટે છેલ્લા સિદ્ધાતઉપર આવી વિચાર્યુ કે, સઘળાના દેવા છે પરતુ મારી પાસે હશે તો લેશે, નહિ તો લેશે શુ આડી વાટની ધૂળ!' એમ કહી એકપછી એક લીટા ભુશી નાખતા બાદશાહના દેવાનું લીટુ આવ્યુ તે વખતે ઘણોજ વિચાર કર્યો પણ છેવટ તેને પણ હશે તો લેશે નહિ તો લેશે શુ આડીવાટની ધૂળ! શાહ શુ કરશે? કેદ પુરશે પણ તે કયા સુધી? ખાવા આપવુ પડશે એટલે છેવટે થાકીને પોતાની મેળેજ કહાડી મૂકશે પણ બીજુ શુ કરી શકે તેમ છે? આમ વિચારી તે લીટુ પણ ભુશી નાખ્યું પણ છેલ્લુ પેટના દેવાનું લીટુ કોઇ રીતે ભુશી શકયો નહી, કેમકે તેનું દેવુ આપ્યા વિના છુટકોજ નહોતો. એટલે લાચાર આ કામ જોઇ શાહે તેને હજુરમા બોલાવી પુછ્યું કે તુ શુ કરતો હતો? અને એ લીટા કહાડયા તથા વિચાર કરી ભુશ્યા અને એક લીટો ભુશી શકયો નહી એ શુ? લાલે હાથ જોડીને કહ્યુ કે ગરીબપરવર વાત પૂછવામા કશો માલ નથી, નાહક વાત કહેવાથી હુ બમણો ગુન્હેગાર થઇ પડુ શાહે કહ્યુ કે જે વાત હોય તે ખુશીથી કહે, તારા ગુન્હા માફ છે આવુ બાદશાહનું

બોલવું સાભળી પૂત્રની પેઠે સર્વ હકીકત કહી સમજાવી, એટલે શાહ બોલ્યો કે બીરબલ! આતે નાગો છે કે શુ? આની પાસેથી આપણે પણ શુ લેવાના હતા? બીરબલે કહ્યુ કે હજુર સલામત! નાગાને જોવાની ઉત્કંઠા ધરાવતા હતા તેથી મારે આ લાલ સાહેબને રૂપીઆ આપવા પડયા છે હવે જેમ નામદારની મરજી હોય તેમ હુકમ ફરમાવો આ પ્રકારે બીરબલનુ બોલવુ સાભળી શાહે કહ્યુ કે હશે' રૂપીઆની કયા માલિકના પ્રતાપે ખોટ છે પણ જેને જોવો હતો તેને તો જોયો જેથી હુ ઘણોજ ખુશી છુ શાબાશ છે તારી ચાતુરીને, એમ કહી ઇનામ આપી શાહ પોતાના આનંદમા પ્રવર્ત્યો

આવા દીવાળીઆ લુચ્ચા માણસોની સંગત નજ કરવી નહિતર તે આ પણને પાયમાલ કરી આપણી જીદગીનો અંત લાવેછે તેથી તેનાથી દૂર રહેવુ શ્રેયસ્કર છે એમ બતાવી આપણી પાસે જે પરિગ્રહ હોય તેનો સુમાર્ગમા ઉપયોગ કરવા સૂચવી આ નિર્ધનશાહ અધિકારની સમાપ્તિ કરી છે

## परिग्रहत्यागगुण-अधिकार

ગત અધિકારમા કહ્યુ કે ધનહરણાર-લુચ્ચાઓથી જેમ ચેતીને ચાલવાનું છે તેમ પરિગ્રહ ઉપરથી પણ મમત્વ ઉઠાવી લેવાની જરૂર છે કારણકે પરિગ્રહને જેમ જેમ ચાહીએ છીએ તેમ તેમ તે વૃદ્ધિગત થાયછે, તેમની વૃદ્ધિમા પ્રયત્નસાધ્ય દશ્યસુખો માનવામાન અહિકસુખો ભલે મળે પણ તે આમુષ્મિકના બાધરૂપ શા પડેછે પ્રાણીમાત્રને પોતાના આત્મા જેવી કોઇ પણ વસ્તુ પ્રિય નથી તો જે તેમનું હિત નથી સાધી શકતો તેમણે કશુએ કયુ નહિ તેમ સમજવુ અને જયોએ તેમને શાંતિ આપી છે તેજ સફળપ્રયત્ની છે મોહપાશથી આત્માને પરિગ્રહના ફાસામા નાખે તો ક્ષણમાત્ર પણ તે મના આક્રમણથી તે નિકળી શકે તેમ નથી તથા તે વિશેષ દબાતો જાયછે અને પ્રથમથીજ ધન ગૃહક્ષેત્રાદિના વિનાશ પરિચયમાથી ક્રમેક્રમે નિમુક્ત કરવા પ્રયત્ન કરવામા આવ્યો હોય તો તેવા અભ્યાસથી આસક્તિ રહિત બની પરમ પદ પહોચેછે

## શાસ્ત્રશ્રવણવિના પરિગ્રહનો ત્યાગ થતો નથી તેથી શાસ્ત્રની શ્રેષ્ઠતા વર્ણવી છે

### अनुष्टुप् (१ थी ५).

अज्ञानाहिमहामन्त्रं, स्वाच्छन्द्यज्वरलङ्घनम् ।
धर्मारामसुधाकुल्या, शास्त्रमाहुर्महर्षयः ॥ १ ॥

ज्ञानसार (अष्टक)

શબ્દાર્થ—મહર્ષિઓ કહેછે કે શાસ્ત્ર છે તે અજ્ઞાનરૂપી સર્પનો મહામંત્ર છે, સ્વેચ્છાચારી તાવને લાંઘણરૂપ છે અને ધર્મરૂપી બગીચાને વિષે સુધાનું ઝરણ છે

વિવેચન—જ્ઞાનાદિ ગુણોએ કરી જે યુક્ત છે એવા ઋષિઓ, અનુષ્ઠેય જ્ઞાપક શાસ્ત્રના કરનારા આચાર્યો, અજ્ઞાનરૂપી સર્પ—શુદ્ધ શ્રદ્ધાનો નાશ કરીને મહા મૂર્છા ઉત્પન્ન કરનાર—તેનાથી ઉત્પન્ન થયેલ કુવાસનારૂપી વિષવેગને ઉતારવાને માટે પૂર્વોક્ત શાસ્ત્રને મહામંત્ર કહેછે તથા સ્વચ્છંદતા એટલે નિજ ઇચ્છાકારિપણું તે રૂપી જ્વર તેનો નાશ કરવાને લાંઘણરૂપ કહેછે, ધર્મ એટલે નિજ સ્વભાવ અને મોક્ષના ઉપાયનું સેવવું તે આરામ-બગીચો, તેને વિષે અમૃતનું ઝરણું—નીક છે એમ કહે છે ૧

## મોક્ષ મેળવવાની સડક

यदा सर्वम्परित्यज्य, निःसङ्गो निःपरिग्रहः ।
निश्चिन्तश्चाचरेद्धर्मं, ब्रह्म सम्पद्यते तदा ॥ २ ॥

पुराण

જ્યારે તમામ છોડીને નિસંગ, પરિગ્રહરહિત, ચિંતા વગર ધર્મનું આચરણ કરે ત્યારે બ્રહ્મ (મોક્ષ) ને પામે ૨

## મનુષ્યને બાંધનાર દશ પરિગ્રહ

क्षेत्र वास्तु धन धान्य, कुप्य शयनमासनम् ।
द्विपद पशवो भाण्डा, बाह्या दश परिग्रहाः ॥ ३ ॥

ખેતર વાડી, વાસ્તુ (ઘર), ધન, ધાન્ય, કુપ્ય (ત્રાંબા વિગેરેનું નાણું), શયન, આસન મનુષ્યો, પશુઓ અને વાસણો એ દશ બાહ્યના પરિગ્રહો છે ૩

## સુખ તથા દુઃખની પ્રાપ્તિની સમજણ

क्लेशाय विस्तरा' सर्वे, संक्षेपास्तु सुखावहाः ।
परार्थं विस्तराः सर्वे, त्यागमात्महितं विदुः ॥ ४ ॥

તે સઘળાઓનો વિસ્તાર ક્લેશ આપે છે અને સંક્ષેપ (ઓછા કર્યા હોય તો) સુખ આપે છે તેમનો વિસ્તાર પરાયા હિતને માટે છે અને ત્યાગમાં પોતાનું હિત જાણવું ૪

## પ્રયોજન જેટલો પરિગ્રહ રાખવો

गोशतादपि गोक्षीरं, मानं मूढशतादपि ।
मन्दिरे मञ्चकस्थानं, शेषाः परपरिग्रहाः ॥ ५ ॥

सूक्तिमुक्तावली

સેકડો ગાયમાંથી પણ ગાયના દુધની જરૂર છે, સેકડો મૂર્ખોમાંથી પણ એક માન આપે તે બસ છે આખા ઘરમાં એક ખાટલાની જગ્યા જરૂરની છે માટે બાકીનું જે વધારવામાં આવે તે બીજાઓને માટે પરિગ્રહ જાણવો.

સારાંશ—દૂધની જરૂર હોય તો એક ગાય કરતાં વિશેષ ગાયોની ખટપટમાં પડવું નહિ તેમ પોતાને માનની જરૂર હોય તો એક મૂઢ પુરૂષ માન આપે તો તેનાથી સંતોષ માનવો વધારે માનની ખટપટમાં મચ્યું રહેવું નહિ ખાટલા જેટલી જગ્યા મળે તો મહેલ કે હવેલી રચવાની ઉપાધિમાં પડવું નહિ કહેવત છે કે "આડે પુળે આગ્રી બાળ." ૫

## નિર્મોહી સુખી.

### उपजाति (६-७).

मोहव्यतीतस्य नरस्य यत्सुखं, न तत्सुखं केशवशक्रचक्रिणाम् ।
कृताङ्गरागस्य हि शल्यभाजिनो, न तत्सुखं यद्गतशल्यके जने ॥ ६ ॥

નિર્મોહી પુરૂષને જે સુખ છે તે સુખ વિષ્ણુ, ઇંદ્ર અને ચક્રવર્તી રાજાને પણ નથી કારણકે જેવું સુખ શલ્ય (કાંટાદિ) રહિત મનુષ્યને થાયછે તેવું સુખ ચંદનનું લેપન કર્યા છતાં શલ્યવાળાને થતું નથી ૬

## પરિગ્રહની સીમા હોવી જોઇએ

धनेषु धान्येषु हलेषु वास्तुषु, स्वर्णेषु रूप्यद्विचतुःपदेषु च ।
कुप्येषु मोहानवधा परिग्रहस्तस्य प्रमाणं विदधीत धीनिधिः ॥ ७ ॥

नरवर्मचरित्र

ધનમા, ધાન્યમા, ક્ષેત્રમા, ઘરમા, સોનામા, રૂપામા, મનુષ્યોમા, પશુઓમા અને તામ્રદિધાતુઓમાં મોહ થવાથી નવ પ્રકારે પરિગ્રહ (વૃદ્ધિગત) થાયછે માટે વિદ્વાને તેમનુ (મોહ નષ્ટ થવા માટે) પ્રમાણ બાધવુ જોઇએ. ૭

### ત્યાજ્ય વસ્તુમાં મોહ ન કરવો.

### शार्दूलविक्रीडित.

साम्राज्यङ्कथमवाप्य सुचिरात्ससारसारम्पुन-
    स्तत्त्यक्त्वैव यदि क्षितीश्वरवराः प्राप्ताः श्रिय शाश्वतीम् ।
तम्प्रागेव परिग्रहान्परिहर त्याज्यान् गृहीत्वापि ते,
    माभ्रभौतिकमोदकव्यतिकर सम्पाद्य हास्यास्पदम् ॥ ८ ॥

आत्मानुशासन

ઉત્તમ રાજાઓ ઘણી મહેનતે સસારમા સારરૂપ રાજ્યાદિ પ્રાપ્ત કરીને પાછા તેમને છોડીને શાશ્વતી (અચલ) લક્ષ્મીને પામ્યા છે (અર્થાત્ મોક્ષ સુખ મેળવ્યું છે) "તેથી હે ભાઇ તુ!" તજવા લાયક પરિગ્રહોને ગ્રહણ કરીને તારા ભૌતિક (નાશવત) મા પ્રીતી મેળવીને હાસ્યનુ સ્થાન ન થા ૮

કેટલાક પુરુષો એમ માને છે કે મ સારી વસ્તુઓ ભોગવ્યા વિના વૈરાગ્યની પ્રાપ્તિ કે પરિગ્રહત્યાગ થતો નથી એમ માનવામા ખરેખર સમજણ ફેર જણાય છે કારણકે અનુભવ મેળવવાથી સત્ય ખબર પડેછે એ વાત તો નિર્વિવાદ છે પણ અનુભવ ન મેળવ્યો હોય તો પણ શાસ્ત્રશ્રવણ તથા મહાત્માના વચનદ્વારા પણ જ્ઞાન મળના સભવ છે

એક અધારો કુવો છે તેમા પુષ્કળ કાટા રહેલા છે તેમા અનેક ઝેરી સર્પો ફર્યા કરેછે તેમા દૂરથી જોવાને લીધે જ્ઞાન થાયછે કે એ કુવામા જવાથી જરૂર સુખની હાનિ છે એ દેખીતુ જણાઇ આવે છે છતા તે જ્ઞાન મેળવવા અનુભવની જરૂર નથી તે પ્રમાણે ભોગ ભોગવ્યાવિના વિષયોનો ત્યાગ કરવામા આવે તો ખરેખર રીતે બહુજ ઉત્તમ છે એ સમજાવી હવે પરિગ્રહગ્રહણ કરવામા દોષ છે તે બતાવવા આ પરિગ્રહત્યાગગુણ અધિકારની સમાપ્તિ કરી છે



## परिग्रहग्रहणदोप-अधिकार.



જેમ જેમ લોકોની પરિગ્રહમા આસક્તિ વધતી જાય તેમ તેમ તેમના અનુયાયી નિદા, વેર, ઇર્ષ્યા, દભ, મોહ, માન વિગેરે એકઠા થઇ મનુ

ધ્યને પોતાને વશ થયેલો જાણી અધોગતિએ પહોચાડે છે. કેટલાક રાજા મહા રાજાઓ અને ઋષિ મુનિઓ પણ પરિગ્રહના પઞામા પડી પતન પામી પોતાના પ્રાક્કૃત પુરુષોને પગવારી બેઠા છે મનુષ્ય એક બધનમા બધાએલો હોય તો છુટવો અશક્ત છે, તો આ પરિગ્રહ તો નવ અથવા દશરૂપે જુદા જુદા બધનના સાધનવાળો છે માટે દૂર રહેવુ તેજ ઉત્તમ છે જો તેના ઝપાટામા કોઇ ફસાય તો તેને છુટ થવુ બહુજ મુશ્કેલ છે

---

## સયમીને પણ પરિગ્રહ ડુબાડે છે.

## अनुष्टुप् (१ थी ३).

यानपात्रमिवाम्भोधौ, गुणवानपि मज्जति ।
परिग्रहगुरुत्वेन, सयमी जन्मसागरे ॥ १ ॥

कस्यापि

સમુદ્રમા માલનો બોજો વિશેષ થવાથી યાનપાત્ર (વહાણ) ગુણવાળુ (દોરડાવાળુ) છતા પણ ડુબી જાય છે તેની માફક ગુણવાન્ પણ સયમી સસાર સાગરમા પરિગ્રહના ગુરૂત્વ (બોજા) થી ડુબે છે ૧

### પરિગ્રહ દુ ખદાયક છે.

क्रीडोद्यानमविद्याना, वारिधिर्व्यसनाम्भसाम् ।
कन्दस्तृष्णामहावल्लेरेक एव परिग्रहः ॥ २ ॥

એક પરિગ્રહજ અવિદ્યા (અજ્ઞાન) ને માટે ક્રીડાનો (વિહારનો) બગીચો છે, વ્યસન (દુ ખ) રૂપી પાણીનો સમુદ્ર છે અને તૃષ્ણારૂપી મહાવલ્લીનો કદ છે ૨

### વણા વિસ્તારથી ઝાઝુ દુ:ખ

यथा यथा महत्तन्त्र, विस्तरश्च यथा यथा ।
तथा तथा महद् ख, सुख च न तथा तथा ॥ ३ ॥

सूक्तिमुक्तावली

જેમ જેમ કુટુમ્બાદિકમા આસક્તિ વધારાતી જાય અને જેમ જેમ પરિગ્રહનો વિસ્તાર થતો જાય તેમ તેમ દુ ખ વધતું જાય છે અને સુખ ઘટતુ જાય છે ૩

જે પરિગ્રહ તે આરૂઢને પતિત કરનારૂં સાધન છે.

इन्द्रवज्रा.

बाहौबली श्रीभरतो नरेशः, श्रीवासुदेवप्रतिवासुदेवौ ।
श्रीकोणिकश्रेणिकभूमिनाथौ, जातौ विसवादपदं हि लोभात् ॥ ४ ॥

नरवर्मचरित्र

બાહુબલી રાજા તથા શ્રીભરતરાજા, શ્રીવાસુદેવ અને પ્રતિવાસુદેવ, શ્રી કોણિક અને શ્રેણિક વિગેરે રાજાઓ લોભથી પતન પામ્યા છે ૪

ધનલોભનું અનર્થકારિત્વ.

मालिनी

कलहकलभविन्ध्यः क्रोधगृध्रश्मशान ।
व्यसनभुजगरन्ध्र द्वेषदस्युप्रदोषः ।
सुकृतवनदवाग्निर्मार्दवाम्भोदवायु-
र्नयनलिनतुषारोऽत्यर्थमर्थानुरागः ॥ ५ ॥

જે અતિશય ધનમોહ છે, તે કલહરૂપી બાલહસ્તીને વિધ્યાચળરૂપ છે, ક્રોધરૂપી ગીધપક્ષીને સ્મશાનતુલ્ય, વ્યસનરૂપી સર્પને રહેવાના દર (ભોણ) રૂપ દ્વેષરૂપી ચોરને સંધ્યાકાળતુલ્ય, પુણ્યરૂપી વનને દાવાનળ તુલ્ય, કોમળતારૂપી વાદળાને વાયુતુલ્ય, અને ન્યાયરૂપી કમળને હિમતુલ્ય છે

સારાંશ—ધનની મમતાથી ક્લેશ, ક્રોધ, વ્યસન તથા દ્વેષ ઉત્પન્ન થાયછે અને પુણ્ય, સરલતા તથા નીતિ નાશ પામે છે ૫

પરિગ્રહ દુઃખકર.

शार्दूलविक्रीडित (६ थी ८).

कालुष्य जनयन् जडस्य रचयन धर्मद्रुमोन्मूलन,
क्लिश्यन्नीतिकृपाक्षमाकमलिनीर्लोभाम्बुधिं वर्धयन् ।
मर्यादातटमुद्रुजन् शुभमनोहंसप्रवास दिशन्,
किं न क्लेशकरः परिग्रहनदीपूरः प्रवृद्धिं गतः ॥ ६ ॥

વૃદ્ધિ પામેલ એવા નદીના પૂરની માફક શું પરિગ્રહ કલેશકર નથી? અર્થાત્ કલેશકર છે

જેમ નદીનું પૂર પાણીને ડોળી નાખે છે કાંઠાઉપરના વૃક્ષને મૂળમાંથી ખેંચી કાઢે છે, કમળને પીડે છે, સમુદ્રને વધારે છે કાંઠાને ભાંગી નાખે છે, અને હંસને ઉડાવી મૂકે છે, તેમ પરિગ્રહ મૂર્ખને કલેશ ઉત્પન્ન કરેછે, ધર્મને ઉખેડી નાખે છે, નીતિ કૃપા, ક્ષમાને પીડે છે (નાશ કરેછે), લોભને વધારે છે, મર્યાદાને મૂકાવે છે અને શુભ ધર્મધ્યાન કરનાર જે મન તેને પરદેશ ગમનોન્મુખ કરેછે ૬

તથા—

प्रत्यर्थी प्रशमस्य मित्रमधृतेर्मोहस्य विश्रामभूः,
पापाना खनिरापदा पदमसद्ध्यानस्य लीलावनम् ।
व्याक्षेपस्य निधिर्मदस्य सचिवः शोकस्य हेतुः कले',
केलीवेश्म परिग्रहः परिहृतेर्योग्यो विविक्तात्मनाम् ॥ ७ ॥

વિવેકી મનુષ્યોએ પરિગ્રહ તજવો એ યોગ્ય છે કારણકે પરિગ્રહ શાંતિનો શત્રુ છે, અસંતોષનો મિત્ર છે, મોહનીયકર્મનું વિશ્રામ સ્થાન છે, પાપોની ખાણ છે દુઃખોનું સ્થાનક છે માઠાધ્યાનનું ક્રીડાવન છે, વ્યાકુળપણાનો ભંડાર છે, અહંકારનો પ્રધાન છે શોકનું કારણ છે અને કજીઆને રમવાનું ઘર છે ૭

વળી—

वह्निस्तृप्यति नेन्धनैरिह यथा नाम्भोभिरम्भोनिधि—
स्तद्वन्मोहघनो घनैरपि धनैर्जन्तुर्न सन्तुष्यति ।
न त्वेवं मनुते विमुच्य विभवं निःशेषमन्यं भवं,
यात्यात्मा तदहं मुधैव विदधाम्येनांसि भूयांसि किम् ॥ ८ ॥

सिन्दूरप्रकर

જેમ કાષ્ઠથી અગ્નિ શાંત થતો નથી અને પાણીવડે સમુદ્ર તૃપ્તિ પામતો નથી તેમ ઘણોજ મોહિત મનુષ્ય પુષ્કળ દ્રવ્યવડે સંતોષી બનતો નથી વળી તે જીવ સઘળું દ્રવ્ય છોડીને બીજો જન્મગ્રહણ કરેછે (તેથી પૂર્વનું દ્રવ્ય સઘળું પડ્યું રહેછે) છતાં હું શામાટે આ વૃથા પાપો કરૂંછું એમ તે જીવાત્મા વિચારતો નથી ૮

## અતિ પરિગ્રહથી થતુ દુઃખ

મગધદેશવિષે રાજગૃહીનગરીમા શ્રેણિકરાજા છે તેની ચેલણા નામે રાણી છે એકદા ભાદ્રપદ માસમા ચેલણા રાણી રાજાની સાથે ગોખમા બેસી વૈભાર ગિરિ સામુ જોવા લાગ્યા ત્યા અનેક નિર્ઝરણા વહેછે, ઠામ ઠામ દર્દુરસ્વર થઇ રહ્યા છે, બાપૈયા બોલી રહ્યા છે, મોર નૃત્ય કરેછે, પાણીના વહેતા પ્રવાહ નદીમા સમાતા નથી એ અવસરે કોઇ એક પુરૂષને નદીપ્રવાહની આડેથી મ્હોટી મહેનતે કાષ્ઠ કાઢતા ચેલણાએ દીઠો. તેથી મનમા વિષાદ કરતી રાજા પ્રત્યે બોલી કે હે સ્વામી—

ભરિયાને સહુ કો ભરે, વૂઠા વરસે મેહ,
સધન સ્નેહા સહુ કરે, નિર્ધન દાખે છેહ

એ ઉખાણો જે જગમા કહેવાયછે, તે સાચો છે રાજાએ પૂછ્યુ કે કેમ? તે વખતે રાણીએ કહ્યુ કે હે સ્વામી! એ એક દરિદ્ર પુરૂષ છે તેને ઉદર ભરવુ કઠણ છે એણે પરભવે પુણ્ય કર્યુ નથી માટે તમે સર્વને દાન આપોછો પણ એવા દુખીને કા દેતા નથી? તે વખતે રાજાએ સેવક મોકલી તેને તેડા વ્યો, તે પણ આવી નમસ્કાર કરી ઉભો રહ્યો રાજાએ કહ્યુ કે હે પુરૂષ! તુ દુખિત થઈ કાષ્ઠ કાપેછે, માટે દુખ નહિ ભોગવ તુને જોઇએ તે હુ આપુ તેણે કહ્યુ કે હે સ્વામી! હુ મમ્મણનામે વાણીઓ છુ મને બે બળદ જોઇએ છીએ તેમા એક તો મેળવ્યો છે પણ બીજાને મેળવવામાટે ઉધમ કરૂછુ રાજાએ કહ્યુ કે અમારે ઘેર હજારો બળદ છે, તેમા જે સારો હોય, તે તુ લે વણિક બોલ્યો કે મારા બળદીઆ અન્ય જાતિના છે, તમારા તેવા નથી અને મને તો મારા બળદ જેવોજ બળદ જોઇએ! તે સાભળી તેના બળદને જોવામાટે રાજા તે વણિકને ઘેર આવ્યો, ઘરમા અત્યત સમૃદ્ધિ દીઠી તથા સુવર્ણમય રત્નજડિત એક બળદ દીઠો તે જોઇ રાજા વિસ્મય પામ્યો અને તે સર્વ સમાચાર રાણીને જઇ કહ્યા ચેલણા પણ ત્યા બળદ જોવા સારૂ આવી, બળદ જોઇને મમ્મણ પ્રત્યે બોલી એવા લાકડા કાપવાથી તારે એવો વૃષભ કેમ પ્રાપ્ત થશે? તે બોલ્યો કે એવા વૃષભને અર્થે મે સમુદ્રમાહે પ્રવહણ પૂર્યા છે પરદેશમા એ લાકડા વેચીને તેના નાણા તથા રત્ન લઇ આવીશ તેમાથી વૃષભ આવશે એ કાષ્ઠ જે છે, તે બાવનાચદન છે, એનો મર્મ જે પરીક્ષક હોય તેજ જાણે હુ પણ બીજા કોઇને શીખવતો નથી પછી રાજા રાણી તેના લોભનો વિચાર જાણી વિષાદ કરતા પાછા ઘેર આવ્યા હવે તે મમ્મણ શેઠ અતિ લોભના વશથી આર્ત્તધ્યાન કરતો વિપત્તિ પામતો અપૂર્ણ મનોરથેજ મરણ પામી તિર્યચાદિકને વિષે ઘણા ઘણા ભવપર્યંત ભમ્યો. એમ જાણી ભવ્યજીવે પરિગ્રહની વિરતિ કરવી.

જો માણસ ધારે તો પરિગ્રહવડે અનેક ઉપકાર કરી પોતાના આત્માને દુખમય સસારમાથી ખેચી લેછે તેમ ન કરતા જો પરિગ્રહમા લુબ્ધ થાય તો જાણવું કે તે સસારમા ડુબનો જાયછે તેથી પરિગ્રહમા મુખ્ય જે ઘન વણુ ર્યું છે તેમાથી મમત્વ ધીમેધીમે ખેચી લેવુ એ બતાવવા આ પરિગ્રહ ગ્રહણદોષનામે અધિકાર પૂર્ણ કર્યો છે



## धनममत्वमोचन-अधिकार.



ધન તે કોઇ મનુષ્યની સાથે મૃત થયા પછી ચાલતુ નથી તથાપિ તેના ઉપર દરેકને એટલી મ્હોટી મમતા હોયછે કે મરણની છેલ્લી ઘડી સુધી તે મમતા મૂકી શકાતી નથી એટલે દુનિયાના મનુષ્યો સમજેછે કે—

"समीलने नयनयोर्न हि किंचिदस्ति"

અર્થાત્ આખો વીંચાતા કઇ પણ પોતાની ખાતર નથી તોપણ તેના મમત્વને મૂકી શકતા નથી એટલે પડિત હો કે મૂર્ખ સુખી હો કે દુખી, શેઠ હો કે ચાકર રાજા હો કે રક પણ દરેકને ધનઉપર એકસરખી મમતા હોયછે આ બાબતનુ યત્કિંચિત્બોધન કરવાસારૂ આ અધિકાર આરભાય છે

---

### મમત્વનો આધાર સગઉપર નથી પણ મનઉપર છે.

अनुष्टुप्

निःसगोऽपि मुनिर्न स्यात्समूर्छं सङ्गवर्जित' ।
यतो मूर्छैव तत्त्वज्ञ', सङ्गसृत्ति प्रकीर्तिता ॥ १ ॥

कस्यापि

મુનિ સગરહિત હોય તોપણ જ્યાસુધી તેને મૂર્છા (મમત્વ) છે ત્યા સુધી નિ.સગ થઇ શકતો નથી કારણકે તત્ત્વજ્ઞ પુરૂષોએ મૂર્છાનેજ સગનુ ઉત્પત્તિ સ્થાન કહ્યુ છે માટે મનને વશ રાખવુ જોઇએ ૧

### ધન ઐહિક અને આમુષ્મિક દુખ કરનાર છે

इन्द्रवज्रा

यानि द्विषामप्युपकारकाणि, सर्पोन्दुराद्यिष्वपि यैर्गतिश्च ।
शक्या च नापन्मरणामयाद्या, हन्तु धनेष्वेषु क एव मोहः ॥ २ ॥

જે પૈસા શત્રુને પણ ઉપકાર કરનારા થઇ પડે છે, જે પૈસાથી સર્પ, ઉંદર વિગેરેમાં ગતિ થાયછે, જે પૈસા મરણરોગ વિગેરે કોઇપણ આપત્તિઓ દૂર કરવાને શક્તિમાન્ નથી તેવા પૈસા ઉપર તે મોહ શો ?

ભાવાર્થ—વ્યવહારમા પૈસાદારને આસમાનમા ચઢાવી દેવામા આવે છે, કે सर्वे गुणा काञ्चनमाश्रयन्ते 'વસુ વિના નર પશુ' વિગેરે આવા વ્યાવહારિક વાક્યો કેટલે અશે આડે માર્ગે દોરનારા છે તે અત્રે બતાવે છે પ્રથમ પદમા બહુ સરસ ભાવ બતાવ્યો છે શત્રુ ધન લુટી જઇ અને તેજ ધનથી બળવાન્ થઇ તારી સામે તે વાપરે છે પરશુરામે મહાસહાર કરી નક્ષત્રી* કરેલી પૃથ્વી અને દોલત સર્વ સુભૂમને ભોગ પડયા પ્રતિવાસુદેવો મહેનત કરી ત્રણ ખડનુ રાજ્ય એકઠુ કરેછે તે વાસુદેવના ઉપભોગમાં આવે છે અને પ્રતિવાસુદેવનુ ચક્ર તેનુ પોતાનુજ માથુ છેદે છે આવી રીતે આ પણ પૈસાથી આપણો શત્રુ પણ બળવાન્ થઇ શકેછે

બહુ લોભી પ્રાણીઓ મરણ પામ્યા પછી તેના ધનઉપર સર્પ કે ઉંદર થાયછે એવી વાત આપણે શાસ્ત્રમા વારવાર વાચીએ છીએ આ ભવમાજ નહિ પણ પરભવમા પણ આટલુ દુ ખ દેનાર અને નીચ જાતિમા (તિર્યંચમા) ગમન કરાવનાર પૈસાને માટે શુ કહેવુ અને તેનાપર મોહ કેવો કરવો, તે વિચારવા જેવુ છે

રાજા, ચક્રવર્તી અને આખી દુનિયાને માથે લેનારા બીજા શૂરવીરો ચાલ્યા ગયા ત્યારે તેઓના પૈસા એ તેઓને અને મોટા ધન્વતરી વૈદો કે ડાકટરો પણ બચાવી શક્યા નહિ મોટા ધનવાનો માદા પડેછે ત્યારે તેઓને અસાધ્ય વ્યાધિમાથી પૈસા બચાવી શકતા નથી, તેમ બીજી આપત્તિમાથી બચાવવાને પણ ધન સમર્થ નથી આવી રીતે શારીરિક તેમજ માનસિક ઐહિક તેમજ આમુષ્મિક અનેક દોષોનુ મૂળ પૈસા છે તેથી તેપર મોહ કેમ કરવો અને તેવા પૈસાથી આશા શી રાખવી? નદરાજાની સોનાની ડુગરીઓ પણ અતે કાઇ કામમા આવી નથી એ ધ્યાનમા નાખવા જેવુ છે ૨

## ધનથી સુખકરતા દુઃખ વધારેછે.

## उपजाति

ममत्वमात्रेण मनःप्रसादसुखं धनैरल्पकमल्पकालम् ।
आरम्भपापैः सुचिरं तु दुःखं, स्यादुर्गतौ दारुणमित्यवेहि ॥ ३ ॥

* ક્ષત્રિયરહિત

આ પૈસા મારા છે એવા વિચારથી મનપ્રસાદરૂપ થોડુ અને થોડા વખતનુ સુખ પૈસાથી થાય છે પણ આરંભના પાપથી દુર્ગતિમા લાબા વખત સુધી ભયકર દુ ખ થાયછે, આ પ્રમાણે તું જાણ

વિશેષાર્થ—"આ ઘર મારૂં આ ઘરેણા મારા, વટાવ ખાતામા આટલી રકમ જમે છે તે મારી" એવા માની લીધેલા માબાપણાના મમત્વથી મન જરા પ્રસન્ન થાયછે અને તેવી મનની પ્રસન્નતામા આ જીવે સુખ માનેલુ છે, વાસ્તવિક સુખનો અનુભવ ન હોનાથી આમા સુખ લાગે છે પણ તે સુખ નામનું છે મનની શાંતિમા જે સુખ બતાવ્યું છે તે સુખ આગળ આની કાઇ ગણતરી પણ નથી વળી આ સુખ બહુ થોડો વખત રહે છે હાલ મનુષ્યનુ બહુતો સો વર્ષનુ આયુષ ગણીએ તો અનતકાળની પાસે તે લેખામા નથી, વળી આટલા અ પ સમયમા આરભાદિવડે દ્રવ્ય મેળવીને જે સુખ મેળવવા પ્રયત્ન કરીએ તેને પરિણામે અસખ્ય વર્ષો સુધી નારકી અને નિગોદના દુ ખો ભમવા પડે છે, ધર્મદાસગણી કહી ગયા છે કે 'જે સુખની પછવાડે દુ ખ હોય તેને સુખ કહી શકાયજ નહિ' આ સસારમા પણ પચાસ વર્ષ સુધી ગૃહસ્થસ્થિતિમા રહેલો માણસ પછ વાડેના પાચ વર્ષ જો દુ ખી થાય છે તો તેનુ પ્રથમનુ સુખ કાંઇ ગણ તરીમા પણ આવતુ નથી

પૈસાથી સુખ કેવુ અને કેટલુ છે તેની ઝીણવટથી જાણ્યા પછી તેને યોગ્ય લાગે તો તેનાપર મોહ કરજો કેટલીક બાબતમા પ્રાકૃત—લોકપ્ર વાહથી ખેચાઇ જવું યોગ્ય નથી દુનિયા જે દ્રવ્યવાનોને મહા સુખી ધારતી હોય તેના અત કરણને જઇને પૂછવું કે તેને ખરૂ સુખ છે? દુનિયાના પાકા અનુભવીઓ કહેછે કે પૈસાથી એકાત ઉપાધિ છે, સુખ હોય તો સંતોષમાજ છે અને ચાલુ સ્થિતિને તાબે થઇ મનને આનદમા રાખવુ એજ સુખ મેળ વવાનો ઉપાય છે બાકી તો રાવણ જરાસંઘ અને ધનાશેઠના ચરિત્રોનો વિચાર કરવો, જેથી સુખનુ ખરૂ તત્ત્વ સમજાઇ જશે ૩

## ધર્મ નિમિત્તે ધન મેળવવુ યુક્ત છે

### इन्द्रवज्रा

द्रव्यस्तवात्मा धनसाधनो न, धर्मोऽपि सारम्भतयातिशुद्धः ।
निःसङ्गतात्मा त्वतिशुद्धियोगान्मुक्तिश्रियं यच्छति तद्भवेऽपि ॥ ४ ॥

अध्यात्मकल्पद्रुम

ધનના સાધનથી દ્રવ્યસ્તવ સ્વરૂપવાળો ધર્મ સાધી શકાય છે, પણ તે આરભ યુક્ત હોવાથી અતિ શુદ્ધ નથી જ્યારે નિ સગતા સ્વરૂપવાળો ધર્મ અતિ શુદ્ધ છે અને તે તેજ ભવમા પણ મોક્ષલક્ષ્મી આપે છે

વિશેષાર્થ—વિવિધ પ્રકારની પૂજા બિંબપ્રતિષ્ઠા, સ્વામી વાત્સલ્ય, મંદિર ચણાવવા, ઉપાશ્રય કરાવવા વિગેરે દ્રવ્યસ્તવ કહેવાય છે દ્રવ્યની મદદથી આ પ્રકાર બહુ સારી રીતે સાધી શકાય છે પુણ્યશાળીઓ મળેલ લક્ષ્મીનો ધર્મમાર્ગે વ્યય કરી મહાપુણ્યોપાર્જન કરેછે ગ્રંથકાર કહેછે કે આ પ્રકારના ધર્મમા પણ આરંભ થાયછે, કારણકે ષટ્કાય જીવનુ મર્દન થાયછે તેથી આ પ્રકારનો ધર્મ અતિ શુદ્ધ નથી ધ્યાન રાખો કે અતિ શુદ્ધ નથી, શુદ્ધ તો છેજ, પણ તેવો ધર્મ કરવાને નિમિત્તે દ્રવ્ય મેળવવુ યુક્ત નથી. હરિભદ્ર સૂરિમહારાજાએ પણ અષ્ટકજીમા કહ્યુ છે કે —

धर्मार्थं यस्य वित्तेहा, तस्यानीहा गरीयसी ।
प्रक्षालनाद्धि पङ्कस्य, दूरादस्पर्शनं वरम ॥

ધર્મને માટે પૈસા મેળવવાની ઇચ્છા કરવી તેના કરતા તેની ઇચ્છા નજ કરવી એ વધારે સારૂ છે પગે કાદવ લાગ્યા પછી તેને ધોઇને સાફ કરવા કરતા દૂરથી કાદવનો સ્પર્શ નજ કરવો, એ વધારે સારૂ છે”

બાકી મળેલ દ્રવ્યનો તો ધર્મમાર્ગેજ વ્યય કરવો આ ભાવ આવતા આઠમા શ્લોકથી સ્પષ્ટ થશે દ્રવ્યસ્તવ યુક્ત ધર્મથી લાંબેકાળે મુક્તિ મળેછે ત્યારે નવવિધ પરિગ્રહથી નિઃસગ થયેલા જીવો તેજ ભવમા જન્મજરામરણરહિત અચ્યુતપદ પ્રાપ્ત કરેછે નિઃસગતા સ્વરૂપવાળો ધર્મ અતિ શુદ્ધ છે

કહેવાની મતલબ એ છે કે ધર્મનિમિત્તે ધન મેળવવા વિચાર કરવો નહિ પુનરાવર્ત્તન કરીને કહેવામા આવેછે કે આ શ્લોકનો ભાવ બરાબર વિચારવો દ્રવ્યસ્તવને જરા પણ નબળુ પાડવાનો વિચાર ગ્રંથકર્ત્તાનો નથી, પણ ધર્મમા પ્રધાનતા નિઃસગતાનીજ છે દ્રવ્યસ્તવથી મોક્ષ લાંબે કાળે પ્રાપ્ત થાયછે, પરતુ તેથી મોક્ષમાર્ગ તો છેજ

મોક્ષ પ્રાપ્ત કરવાના અનેક માર્ગ હોયછે, તેમાના કોઇ લાબા, કોઇ વાંકાચુકા અને કોઇ સીધા-સરલ હોયછે જેમ આપણે મુબઇથી સુરત જવુ હોય તો ગ્રાંટરોડથી બેસીને સીધા પણ જવાય અથવા દરિયામાર્ગે જવાય અથવા બીજા અનેક આડા માર્ગે જવાય જેમકે પ્રથમ કરાચી જાય, ત્યાથી જાફરાબાદ થઇ ગોવે આવી ભગવાડાડીએ જઇ ત્યાથી સુરત જાય, એ પ્રમાણે મોક્ષમાર્ગ કેટલાકને સીધો પ્રાપ્ત થાયછે અને કેટલાક નકામા ચક્કર લેછે દ્રવ્યસ્તવ એ પ્રમાણે તો મોક્ષમાર્ગતરફજ છે, તેનુ સુકાન બરાબર દિશામા મૂકાયલુ છે, માત્ર તે લાબો માર્ગ છે પણ વિમાર્ગ કે અપમાર્ગ નથી દ્રવ્યસ્તવને નરમ પાડવાની કેટલીક વાર વિચારણા જોવામા આવેછે અને ખાસ કરીને કાઇક શરમથી અને કાઇક અવકાશના અભાવથી આ કાળમા તે વૃત્તિ વિશેષ દેખાતી જાયછે જ્યારે અગાઉના વખતમા તેજ વૃત્તિ ડોળઘાલુ

અધ્યાત્મીઓ તરફથી બહાર પડતી હતી, તેથી અત્ર તે બાબતનું વસ્તુ સ્વરૂપ શું છે તે બતાવવાનો પ્રયાસ કર્યો છે

કેટલાક માણસો અન્યાય કે અપ્રમાણિકપણાથી દ્રવ્ય મેળવતાં વિચાર કરેછે કે પૈસા મેળવીને ધર્મમાર્ગે તેનો વ્યય કરીશું આ વિચાર તદ્દન ખોટો છે, અને શાસ્ત્રકાર એવા નિમિત્તથી ધન મેળવવાની ચોખ્ખી ના પાડે છે મહા આરંભ કર્માદાન અને ક્ષુદ્ર વ્યાપાર કરી તેનાથી જે ધન મળશે તેનો ધર્મ માર્ગે ખર્ચ કરશુ એવો કેટલાક પ્રાણીઓ વિચાર કરેછે, તે જૈનશાસનનું રહસ્ય સમજનારને તદ્દન વિપરીત લાગે છે આ શ્લોકનો ખાસ ઉદ્દેશ દ્રવ્ય સ્તવની અપેક્ષાએ ભાવસ્તવની મુખ્યતા કેટલી છે તે બતાવવાનો છે અને આ ઉપદેશ શ્રાવકોને ઉદ્દેશીને લખાયેલો છે દ્રવ્યસ્તવ સાધવા ધનોપાર્જન કરી સંસારમા પડયા રહેવાનો અથવા ભાવસ્તવ ન આદરવાનો વિચાર કરનારાઓને મહાનિશીથ સૂત્રમા બતાવેલા વિચારો અનુસારે આ શ્લોક લખાયેલો છે એમ એક વિદ્વાન્ મુનિમહારાજનું કહેવુ છે ૪

## જે પોતાનુ, તેજ મરણ પછી બીજાનુ.

## उपजाति

गृह सुहृत्पुत्रकलत्रवर्गो, धान्य धन मे व्यवसायलाभ. ।
कुर्वाण इत्थ न हि वेत्ति मूढो, विमुच्य सर्वं व्रजतीह जन्तु' ॥ ५ ॥

ઘર, મિત્રો, પુત્રો સ્ત્રી વિગેરેનો વર્ગ, ધાન્ય, ધન, આ સર્વ મારો નિશ્ચયથી લાભ છે, એટલે આ સમય મારૂ છે આમ મનમા વિચાર કરતો મૂઢ મનુષ્ય નક્કી જાણતો નથી કે જીવ તે સર્વનો અહિં ત્યાગ કરીને ચાલ્યો જાયછે અર્થાત્ મરણ થતા કાંઇ પણ સાથે ચાલતુ નથી એમ જાણતો નથી ૫

## સાત વસ્તુઓ સદા ક્ષુધાતુરજ છે.

## वंशस्थ (६–७)

न दारुभिर्वह्निरपानिधिर्जलैराहारजालैर्न करैर्नृप' ।
द्विजश्च दानैर्गगन समीरणैर्न तृप्तिपात्र मनुजस्तथा धनै. ॥ ६ ॥

જેમ લાકડાઓથી અગ્નિ, પાણીથી સમુદ્ર, અનેક પ્રકારના ભોજનોથી ઉદર (પેટ) પ્રજા પાસેથી કર લેવાથી રાજા દાનોથી બ્રાહ્મણ અને વાયુથી જેમ આકાશ તૃપ્ત થતું નથી, તેમ વધુ ધન મળે તોપણ તેનાથી મનુષ્ય તૃપ્તિપાત્ર થતો નથી એટલે તૃપ્તિને પામતો નથી ૬.

## મોક્ષમાંથી ભ્રષ્ટ થઇ નીગોદમાં જવાનો સરળ રસ્તો.

परिग्रह सन्तनुते यथा यथा, तथा तथा मोहभरेण पीड्यते ।
हा हारयित्वा नरजन्म मोहतः, सञ्जायतेऽनादिनिगोदजन्तुषु ॥ ७ ॥

नरवर्मचरित्र

મનુષ્ય જેમ જેમ પરિગ્રહ (ધન પુત્રાદિ) ને વિસ્તારતો જાયછે તેમ તેમ મોહ (અજ્ઞાન-મમત્વ) ના ભારથી પીડાતો જાયછે હા! ખેદ છે કે અજ્ઞાનથી મનુષ્ય જન્મને હારીને નિગોદ નામના જંતુઓમા જન્મે છે કે જે જંતુઓ અતીવ સૂક્ષ્મ વનસ્પતિકાયના નામથી ઓળખાય છે ૭

## સાત ક્ષેત્રમાં ધન વાપરવાનો ઉપદેશ.

### वसन्ततिलका

क्षेत्रेषु नो वपसि यत्सदपि स्वमेत-
द्यातासि तत्परभवे किमिदं गृहीत्वा ।
तस्यार्जनादिजनिताघचयार्जितार्ते,
भावी कथं नरकदुःखभराच्च मोक्षः ॥ ८ ॥

अध्यात्मकल्पद्रुम

તારી પાસે દ્રવ્ય છે છતા પણ તુ (સાત) ક્ષેત્રમા વાપરતો નથી, ત્યારે શુ પરભવે ધનને તારી સાથે લઇ જવાનો છો? વિચાર કર કે પૈસા મેળવવા વિગેરેથી થયેલા પાપસમૂહથી થનાર નારકીના દુખોથી તારો મોક્ષ (છુટકારો) કેમ થશે?

વિવેચન—પ્રાપ્ત કરેલા પૈસા પરભવમા સાથે આવતા નથી, વળી તેને પેદા કરવામા, જાળવવામા અને વ્યય કરતા અથવા નાશ થતા અનેક દુખપરંપરા થાયછે અને પર ભવમા હીનગતિ થાયછે હવે ત્યારે કરવુ શુ? કરવાનું એજ છે કે પ્રાપ્ત થયેલ પૈસાનો શુભ રસ્તે વ્યય કરવો દ્રવ્ય વાપરવાના અનેક રસ્તા છે જિનબિંબસ્થાપન, જિનદેરાસરનો જીર્ણોદ્ધાર, પુસ્તકો લખાવવા, છપાવવા, તેમનું રક્ષણ કરવુ અને પુસ્તકભંડારો કરવા, લાઇબ્રેરી કરવી તથા કેળવણીનો પ્રસાર કરવો, સાધુ-સાધ્વીઓ, સ્વામીભાઇઓ અને બહેનોનો ઉત્કર્ષ કરવો, અનાથનું પ્રતિપાલન કરવુ અને શાસનની શોભા વધારવી આવા આવા અનેક ઉપયોગી સ્થાનો છે, તેમા જે જે સ્થાનકે આવશ્યકતા લાગતી હોય અને જે સ્થાનકે વ્યય કરવો સમજુને ડહાપણ ભરેલો લાગતો

હોય તે સ્થાનકે વ્યય કરવો દ્રવ્યવ્યય કરવામાં લોકોની આધુનિક સ્થિતિ અને જરૂરીઆતપર ખાસ ધ્યાન આપવું જો આવી ઉત્તમ ભાવનાથી દ્રવ્ય વ્યય કરવામાં આવે તો સંસારદુઃખથી છૂટવાનું જલદી બને તેમ છે શાસ્ત્રકારનું ખાસ ફરમાન છે કે સાત ક્ષેત્રમાં ધનનો વ્યય કરવો, તેમાં પણ જે ક્ષેત્ર સીદાતું હોય તેતરફ પ્રથમ ધ્યાન આપવું જમણવાર કરવાની આ જમાનામાં ઘણા માણસો સમજીને-વિચારીને ના પાડેછે તેઓને લાડવા કડવા લાગતા નથી, પરંતુ તેઓ સમજેછે કે જમણવારકરતાં શ્રાવકોની સ્થિતિ સુધારવાની તેઓને ઉદ્યમે ચઢાવવાની અને અભણને ભણાવવાના સાધનો યોજી, જૈનપ્રજાને બીજી પ્રજાઓની સપાટીપર મૂકવાની પ્રથમ જરૂરીઆત છે તેવીજ રીતે દેરાસર વધારવાકરતાં તેમની પૂજા કરનારાઓને વધારવાની અને જે દેરાસરો છે તેમને જાળવનારા ઉત્પન્ન કરવાની વધારે જરૂરીઆત છે આ વિચાર સશાસ્ત્ર છે એમ તને જણાય તો તારે તે આદરવો ફક્ત લોકપ્રવાહુથી ખેંચાઇ જવું નહિ જ્યારે આવી રીતે વિચાર કરીને ધનનો વ્યય કરવામાં આવશે ત્યારે એવડો લાભ થશે

કેળવાયેલા તથા બીનકેળવાયેલા બંધુઓપૈકી જેણે શાસ્ત્રીય તત્ત્વજ્ઞાન કાંઇ પણ સંપાદન કર્યું હશે તેઓને સહજ માલૂમ પડશે કે સાતક્ષેત્ર એ ધર્મનો ઉંડો અને મજબૂત પાયો છે તેમાં પૈસાનો ગમે તેમ વ્યય કરવો તે જેમ ગેરવ્યાજબી છે તેમજ તેમાંના કોઈ પણ ક્ષેત્રતરફ અને ખાસ કરીને સીદાતા ક્ષેત્રતરફ ધ્યાન ન અપાય તે પણ ગેરવ્યાજબી છે સાતક્ષેત્રમાં આ પણી મહાન્ જૈનકોન્ફરન્સના સર્વ મુખ્ય ઠરાવોનો સાર આવી જાયછે શ્રીજિનબિંબ જિનચૈત્ય, જ્ઞાન, સાધુ સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા એ સાત ક્ષેત્ર છે અને તેના ઉદ્ધાર અભ્યુદય અને ઉન્નતિમાટે બનતો પ્રયાસ કરવો, પોતાનું તન મન અને ધન તેમાં નાંખવું, તેમાં અર્પણ કરવું તેની સાથે જોડી દેવું એ પ્રત્યેક મુમુક્ષુની પ્રથમ ફરજ છે અને તેમાં પણ અગાઉ જણાવ્યું છે તેજ પુનરાવૃત્તિ કરીને કહેવામાં આવેછે જે ક્ષેત્રને મદદની વિશેષ જરૂર હોય તેને વધારે પોષવું, તેના ઉપર ધનાદિકનો વિશેષ વ્યય કરવો. અગાઉ દૃઢ શ્રદ્ધા જાગૃત કરવા દેરાસરો તથા પ્રતિમાજીઓ વિગેરેની જરૂર વિશેષ હતી, હાલ જ્ઞાન કાળ હોવાથી કેળવણીના સાધનોની વિશેષ જરૂર છે એ સર્વ હકીકત ધ્યાનમાં રાખી અપેક્ષા દ્રવ્ય, ક્ષેત્ર કાળ ભાવ વિચારી યોગ્ય ક્ષેત્રમાં ધનનો વ્યય કરવો

બંધુઓ! આ સંસારમાં અનેક પ્રકારે રંજાડનાર સ્ત્રી અને ધન એ બેજ વસ્તુઓ છે એમના ઉપર રાગ એવા પ્રકારનો થાયછે કે તેનું વર્ણન જ્ઞાનીઓ પણ પૂરેપૂરૂં આપી શકતા નથી આમાં ધન ઉપરનો સ્નેહ વધારે મજબૂત છે કે સ્ત્રીઉપરનો સ્નેહ વધારે સખ્ત છે તે કહેવું મુશ્કેલ છે સ્ત્રીઉપરનો સ્નેહ મોટી ઉમરે ગરૂ થતાં થોડા વખતમાં ઓછો થઇ જાય

છે। પણ જેટલો વખત રહે છે તેટલો વખત તેનો રસ બહુધા વધારે હોય છે, દ્રવ્યપરનો મોહ દરરોજ વધતો જાય છે અને વૃદ્ધાવસ્થામા તે પરાકાષ્ઠાએ પહોચે છે અને જીદગીને છેડે પણ છુટતો નથી અમુક વ્યક્તિને માટે ક્યો મોહ વધારે છે તે કહી શકાય પણ સામાન્ય રીતે મારૂ પોતાનું તો માનવુ એવુ છે કે દ્રવ્યપરનો મોહ કદાચ સ્ત્રીમોહથી ચઢિયાતો હોય કે ન હોય, પણ તેથી ઉતરે તેવો તો નથીજ

કોઇ પણ વસ્તુ પ્રાપ્ત કરવામા પ્રાણીને અમુક ઇરાદો હોય છે, પણ ધનપ્રાપ્તિમા તો કાંઇ પણ ઇરાદા વગર માત્ર પૈસાની ખાતરજ પૈસા મેળવવા યત્ન કરવામા આવેછે પુત્રને મોટો વારસો આપવાનું પણ બ્હાનુંજ છે, આ દલીલના પુરાવામા બે હકીકત જોવાની છે, એક તો વગર પુત્રના અને પુત્ર થવાની આશાવગરના માણસો પણ એટલીજ ખંતથી પૈસા પ્રાપ્ત કરેછે અને પાતેના પૈસાનો શુભ માર્ગે પણ વ્યય કરતા નથી, અને બીજી એ કે જો આવતા ભવમાટે પૈસા ભેગા રાકાતા હોય તો કોઈપણ માણસ પુત્રને વારસો આપવાની દરકાર કરે તેમ નથી વળી બીજુ એ પણ જાણવા યોગ્ય છે કે દરેક કાર્યમા અમુક હદ હોયછે એટલે કે અમુક વખત પછી અને અમુક પ્રાપ્તિ થયા પછી તે કાર્ય પુરૂ થયું ગણાય પૈસાની બાબતમા આ નિયમ પણ જુઠો પડેછે હજાર મળે લાખની અને લાખ મળે કરોડની ઉત્તરોત્તર ઇચ્છા વધતીજ જાયછે વધતી ઇચ્છા અનુસાર કાર્યધુરામા જોડાઇ જીવન પૂર્ણ થાયછે, પણ પૈસા કમાવાનું કાર્ય કદી પણ પુરૂ થતુ નથી કોઇ પણ કામ કરવાનો અમુક હેતુ હોય છે અને અમુક સાધ્ય હોય છે પ્રયોજન અને સાધ્ય વગર તો સાધારણ અક્કલવાળો માણસ પણ પ્રવૃત્તિ કરતો નથી ત્યારે ધન પ્રાપ્ત કરવાના હેતુ અને સાધ્ય શુ? જરા વિચારો, અનાદિ પદ્ધતિથી તણાઇ ન જાઓ ધન ખાતર ધન મેળવવામા ઉદ્યુક્ત ન થાઓ પણ જરા આગળ પાછળ નજર કરો તમે ડાહ્યા માણસ છો તમારે પગલે અનેક ચાલતા હશે, માટે પ્રવૃત્તિ કરો તેના હેતુ, સાધ્ય ધ્યાનમા લઇ કરો આ દૃષ્ટિથી વિચારશો ત્યારે જણાશે કે કાર્યસિદ્ધિના ઉપર જણાવેલા બન્ને નિયમો દ્રવ્યપ્રાપ્તિના પ્રયાસ વખતે ખોટા પડે છે

ધનપ્રવૃત્તિ નિર્હેતુક છે, એ આપણે જોયુ, હવે જેઓ તેને તજીને નજ હોય તે ઉત્કૃષ્ટ પ્રશસાને પાત્ર છે જેઓ શ્રાવક અવસ્થામા છે, તેમણે સર્વ ત્યાગની ઇચ્છા રાખવી અને હાથે ચાલુ સ્થિતિમા સતોષ રાખવો, પોતાની સ્થિતિ સુધારવા મહત્ત્વાકાંક્ષા રાખવી પણ તેમા પરોવાઇ જઈ દુર્ધ્યાન ન થવા દેવુ ચાલુ સ્થિતિમા આનદ પામવો અને ખાસ કરીને કર્મના સિદ્ધાતને લાખે થઇ જવુ નહિ, પણ પુરૂષાર્થ કરવો ગેરસમજુતી ન થાય તેટલામાટે જણાવવાની જરૂર છે કે સતોષને પુરૂષાર્થનો વિરોધ નથી પણ દુર્ધ્યાન થાય, પૈસાની જપમાળા જપાય, પૈસાનુંજ ધ્યાન રહે એવી સ્થિતિ ન થવા દેવી

તમે મોટા થવાની આશા—ઇચ્છા રાખો, પણ તમારા ચાલુ સંયોગોથી અસંતોષી બનો નહિ

ધન મેળવ્યા પછી શું કરવુ, એ બાબતમા ગ્રંથકારે વિવેચન કર્યુ છે ધન મેળવતા કેવા કેવા સંસ્કાર થાયછે તેપર જો ધ્યાન આપવામા આવે તો ઉપદેશ લાગ્યા વગર રહે નહિ પૈસામાટે પરદેશગમન, નીચસેવા ટાઢ, તડકા અને તીવ્ર વચનો સહન કરવામા આવેછે પૈસામાટે ખુશામત કરવામા આવે છે પૈસામાટે ખટપટ કરવામા આવેછે અને પૈસામાટે અનેક વિટંબના સહન કરવામા આવેછે જે કદર્થનાનો અંશ સહન કરવાથી મુનિમાર્ગમા મોક્ષ મળે, તેવી કદર્થનાના પૈસાસારૂ અનાદિ મોહમદિરામા ચકચૂર થયેલ જીવ કરેછે, પણ વિચારતો નથી કે આ બધુ શાસારૂ? મૂઢ અવસ્થામા અથડાઇ પછડાઇ અનંતકાળ રખડ્યા કરેછે સિંદૂરપ્રકરમા કહેછે કે—ધનથી અંધ થયેલી બુદ્ધિવાળા પુરૂષો વિષમ અટવીમા ભ્રમણ કરેછે વિકટ દૂર દેશાંતરમા ફરે છે, ગહન સમુદ્રનું ઉલ્લંઘન કરેછે, બહુ દુ ખવાળી ખેતી કરેછે કૃપણપતિની સેવા કરેછે અને હસ્તીઓના સંઘટ્ટથી અપ્રવેશ્ય સંગ્રામમા જઇ પ્રાણ આપે છે આ સર્વ લોભનું ચેષ્ટિત છે

સુખ ક્યા છે? પૈસાદારોની હવેલીમા રાજાના મહેલના, ચક્રવર્તીના આવાસમા, ઇંદ્રના ઇંદ્રાસનમા કે બે ઘોડાની ગાડીમા? વિચારીને જવાબ દેવો એ શરત છે જરા જુઓ બહારના આડંબરમા સુખ નથી સુખી લાગતા માણસોના હૃદય સળગી જતા હોયછે ઘરમા અનેક ખટપટ હોયછે અને મનમા તો યુદ્ધ ચાલ્યાજ કરેછે સુખ સંતોષમાજ છે, ચાલુ સ્થિતિને તાબે થવામાજ છે ધન અસ્થિર છે, કોઇનું થયું નથી અને કોઇનું થવાનું પણ નથી આય વિદ્યા અને ધનને વૈર છે જ્ઞાનવગર સુખ નથી અને પૈસાદારને સુખી માનવા, એના જેવી બીજી મૂઢતા નથી

અનેક દોષોથી ભરપૂર-ધવળશેઠ મમ્મણશેઠ સુભૂમ ચક્રી વિગેરેને નરકમા નાખનાર, એકાંત ઉપાધિથી ભરપૂર મનની અશાંતિનું પ્રબળ સાધન, અનેક દુ ખનો વરસાદ વરસાવનાર અને વિદ્વાનોથી અધનું ઉપનામ મેળવનાર લક્ષ્મીનું સુખ ભોગવનાર ધનિકોને તે સુખ મુબારક હો! ચાલુ જમાનાના વિચિત્ર રંગથી ભરપૂર જીંદગીમા અને ખાસ કરીને મસ્ત પ્રવૃત્તિમા મશ્ગુલ બિંદુ ગણાતા મોટા શહેરોના સુખી દેખાતા લોકોને જોઇ જરા પણ મુઝાવુ નહિ, જરા પણ અફસોસ કરવો નહિ, તેઓને સુખી માનવા નહિ કારણકે તેઓના ખાસ નજીકના સંબંધમા ગયેલાઓ જાણેછે કે તેઓ સુખી નથી આપણુ સુખ આપણી સાથેજ છે અને આપણે તો પરમાનંદપદ પ્રાપ્ત કરવાની ઇચ્છામા ચાલુ સ્થિતિને તાબે થઇ, શુદ્ધ વૃત્તિએ કરી ધર્મમય જીવન કરવાનો ઉદ્દેશ રાખી ઉન્નતતર અને વિશુદ્ધતર જીવન ગાળવાનો આશય, ઉ

દેશ અને ઇચ્છા રાખવી મનુષ્યજીવનનો ઉંચો હેતુ પાર પાડવા સારૂ મનપર અંકુશ રાખવાની અને લોભનો ત્યાગ કરવાની બહુ જરૂર છે ૮

## મરણની છેલ્લી ઘડીએ શલ્ય (બાણ) તુલ્ય ધનો મનુષ્યને શું કરી શકે છે?

## शार्दूलविक्रीडित.

निद्राछेदसखेदबान्धवजने सोद्वेगवैद्योज्झितः,
पथ्यक्काथकथार्दितः परिजनैस्तन्द्रीभवन्क्षोभतः ।
भग्नस्वास्थ्यमनोरथप्रियतमावष्टब्धपादद्वयः,
पर्यन्ते विवशः करोति पुरुषः किं शल्यतुल्यैर्धनैः ॥ ९ ॥

सूक्तिमुक्तावली

(મનુષ્યની માંદગી વધવાથી) ઘણા ઉજાગરા કરવાથી બાંધવ જન જ્યારે ખેદપામી જાય છે (થાકી જાયછે) દવા કરી કરીને ઉદ્વેગથી વૈદ્યલોકોએ પણ જેને છોડી દીધો છે (એટલે હવે આ મનુષ્ય સાજો થશે નહિ એમ જણાવી તજી દીધો છે) તેમ પરિજનો (આસપાસના લોકો) એ અમુક પથ્ય (નિરોગી) ભોજન કરો અમુક ઔષધિનો ક્વાથ (કાઢો) પીઓ આમ વાતો કરી કરીને જેને પીડાયુક્ત કરી મૂક્યો છે અને મનમા (હુ મરી જઇશ) એવા ક્ષોભથી વારવાર જેના અંગોમા મૂર્છા આવી જાયછે (એટલે જીવ ઉંડો ઉતરી જાયછે) અને ઉપર મુજબ દવાઓ લાગુ ન પડવાથી તથા દિન દિન રોગથી (શરીર ક્ષીણ થવાથી) હવે મારો ધણી સાજો નહિ થાય એવી રીતે જેનો મનોરથ ભગ્ન થઇ ગયો છે એવી વ્હાલી સ્ત્રીએ જેના બે ચરણો પકડેલા છે એવા પુરૂષને તે વખતે (મૃત્યુને) પરવશ થઇને શલ્યતુલ્ય દુખ આપવા વાળા ધનો (હાય મારૂ ધન, મારા પશુઓ, મ્હારા ભૂષણો મ્હારા વસ્ત્રો, એમ દુખ આપનારા) થી શુ કરી શકે છે? અર્થાત્ કાંઇ નહિ ૯

ધનમમત્વથી જેટલી જેટલી હાનિ છે તેનું વર્ણન ટુંકમા પણ સ્પષ્ટ રીતે સમજાવ્યું છે તો હવે તેવિષે વિશેષ કહેવાની જરૂર નહિ ધારતા લક્ષ્મી ચંચળ હોવાથી અચળ રહેવી એ શંકા જેવુ છે તે સમજાવવા આ ધનમમત્વમોચનાધિકારની સમાપ્તિ કરી છે



## —ૡ લક્ષ્મીસ્વભાવ-અધિકાર. ૡ—



લક્ષ્મી (ધનસમૃદ્ધિ) કોઇની થઈ નથી, થતી નથી અને ભવિષ્યકાળમા થશે પણ નહિ એ સમજ્યા વિના ધનમમત્વ છૂટતુ નથી તે બતાવવા અહીં પ્રયાસ કર્યો છે

લક્ષ્મીનો સ્વભાવ એવો ચપલ છે કે તે કદિ સ્થિરતા કરીને રહી શકતી નથી એટલે જે મનુષ્ય "ધનનો સદુપયોગ કરે અગર દાનમા આપે" તો તે ધન તેના ઉપયોગનું ગણાય છે બાકીના ધનઉપર મમતા રાખવી વ્યર્થ છે કારણકે જો ભોગવવામા તથા દાનના ઉપયોગમા ન આવે તો તે સંપત્તિનો અવશ્ય નાશ થાયછે એટલે નદીમા પૂર આવ્યું હોય તેમાથી જો પાણી વધી જાય ને નદી એ કાંઠાઉપર ભરાઇ જાય તો ઉપરનું પાણી તો તુર્તજ અન્યરસ્તે ચા લ્યું જાયછે અને બાકીના જળનો લોકો ઉપયોગ ન કરે તો તે ધીમે ધીમે સમુદ્રમા જઇ સમાઇ જાયછે પણ સ્થિર રહેતુ નથી તેવો લક્ષ્મીનો સ્વભાવ છે ઇત્યાદિ સમજવાસારૂજ આ અધિકારની ગોઠવણ કરી છે

---

### લક્ષ્મીની મંદ ગતિ

### अनुष्टुप् (१ थी ४)

समायाति यदा लक्ष्मीर्नारिकेलफलाम्बुवत् ।
विनिर्याति यदा लक्ष्मीर्गजभुक्तकपित्थवत् ॥ १ ॥

सुभाषितरत्नभाण्डागार

નાળિએરમા પાણી ક્યારે અને ક્યાથી ભરાણુ એ જેમ પ્રત્યક્ષ જોવામા આવતુ નથી તેમ લક્ષ્મી આવવા લાગેછે ત્યારે પ્રત્યક્ષ હેતુઓ જોવામા ન આવે એવી રીતે ભરાઇ જાયછે અને જ્યારે તે જવાની થાયછે ત્યારે હાથીએ ગળેલ કોઠ આખુ ને આખુ તેની લાદ સાથે નિકળી જાયછે તેમાથી ગર્ભ કેવી રીતે અને ક્યા ઉડી ગયો તેની ખબર પડતી નથી તેમ તે ક્યા કારણથી કેમ ઉડી ગઇ તેની ખબર પડતી નથી ૧

---

હાથી કોઠુ ખાઇ જાયછે પણ ગુદદ્વારા તે,તેવુ ને તેવુજ નીકળે છે વસ્તુત. તે કોઠામા ગર્ભ રહેતો નથી એ આશ્ચર્યની વાત છે આમા સમજવાનુ એ છે કે જો ધનનો સદુપયોગ ન થયો તો કોઠામાથી જેમ ગર્ભ ઉડી જાયછે તેમ લક્ષ્મી પણ કુમાર્ગ ઉડી જાયછે અને લક્ષ્મી મેળવતા કરેલ પાપજ પોતાને અવશ્ય ભોગવવુ પડેછે એ હાસલ છે

## ધનને ઉપયોગમાં લેવાની ફરજ.

दानं भोगस्तथा नाशः, स्याद् द्रव्यस्य गतिस्त्रयम् ।
यो न दत्ते न भुङ्क्ते च, तृतीया तद्गतिर्भवेत् ॥ २ ॥

દાન (કોઇને આપવુ), ભોગ (પોતે ભોગવવુ) અને નાશ આમ ધનની ત્રણ ગતિ થાયછે, માટે જે મનુષ્ય કોઇને આપતો નથી અને પોતે ભોગવતો નથી તેના ધનની ત્રીજી ગતિ (નાશ) થાયછે ૨

## ધનની ઉત્તમ ગતિ દાનજ છે.

आयासशतलब्धस्य, प्राणेभ्योऽपि गरीयसः ।
गतिरेकैव वित्तस्य, दानमन्या विपत्तयः ॥ ३ ॥

पार्श्वनाथचरित्र

સેંકડો પ્રકારના પરિશ્રમોથી મેળવેલુ અને પ્રાણો કરતા પણ વધારે વહાલુ એવા ધનની દાન એજ ઉત્તમ ગતિ છે બાકી સર્વે વિપત્તિઓરૂપ છે ૩

## જે પોતાના ઘરનો ત્યાગ કરે તે બીજે ઠેકાણે કેમ ટકે?

पद्मं पद्मा परित्यज्य, स्वावासमपि या व्रजेत् ।
दिनान्ते सा कथं नाम, परस्थानेषु सुस्थिरा ॥ ४ ॥

सूक्तिमुक्तावली

જે લક્ષ્મી સાયંકાલે પોતાના નિવાસસ્થાનરૂપ કમળનો પણ ત્યાગ કરીને બીજે ઠેકાણે ચાલી જાયછે તે લક્ષ્મી, બીજાના સ્થાનોમા કેમ સુસ્થિર થાય? (ટકે?) ૪

## લક્ષ્મી ચચલ છે.

### वसन्ततिलका

आपद्गतं हससि किं द्रविणान्ध मूढ,
लक्ष्मीः स्थिरा न भवतीति किमत्र चित्रम् ।
एतान्प्रपश्यसि घटाञ्जलयन्त्रचक्रे,
रिक्ता भवन्ति भरिता भरिताश्च रिक्ताः ॥ ५ ॥

सुभाषितरत्नभाण्डागार.

હે ધનવી અંધ થયેલ મૂઢ! દુખી માણુસને કેમ હસે છે? કોઇ ઠેકાણે લક્ષ્મી સ્થિર રહેતી નથી તેમા અહીં આશ્ચર્ય શુ છે? કારણકે રેંટમા રહેલા ઘડાઓ તે તો તુ જુવેછે કે જે ઘડાઓ ખાલી હોયછે તે ભરાયછે ને જે ભરેલા છે તે પુન ખાલી થાયછે આવી રીતે નિર્ધન ધનવાન્ થાયછે અને ધનવાન્ નિર્ધન બને છે માટે અનિશ્ચિત સ્થિતિવાળા ધનના મદને લઇને ગરીબનો ઉપહાસ કરવો એ યોગ્ય નથી ૫

બહુરંગી લક્ષ્મી.

## शार्दूलविक्रीडित (૬ થી ૧૨)

निम्न गच्छति निम्नगेव नितरां निद्रेव विष्कम्भते,
चैतन्य मदिरेव पुष्यति मद धूम्येव दत्तेऽन्धताम् ।
चापल्य चपलेव चुम्बति दवज्वालेव तृष्णा नय-
त्युल्लास कुलटाङ्गनेव कमला स्वैर परिभ्राम्यति ॥ ६ ॥

લક્ષ્મી નદીની માફક નીચ તરફ જાયછે નિદ્રાની પેઠે જ્ઞાનનો નાશ કરે છે, મદિરાની માફક અહંકાર ઉત્પન કરેછે ધૂમના સમૂહની પેઠે આંધળાપણુ આપે છે વિદ્યુત્‌ની માફક ચપળતા ધારણ કરેછે દાવાનળની જ્વાળાની પેઠે તૃષ્ણા (લોભ) વધારે છે અને વેશ્યા સ્ત્રીની માફક મરજી મુજબ વિહાર કરેછે ૬

લક્ષ્મી દુઃખપ્રદ છે

दायादाः स्पृहयन्ति तस्करगणा मुष्णन्ति भूमीभुजो,
गृह्णन्तिच्छलमाकलय्य हुतभुग्भस्मीकरोति क्षणात् ।
अम्भ प्लावयति क्षितौ विनिहित यक्षा हरन्ते हठात्,
दुर्वृत्तास्तनया नयन्ति निधन धिग्बह्वधीन धनम् ॥ ७ ॥

બહુ સ્વામીવાળી લક્ષ્મીને ધિક્કાર છે, કારણકે ગોત્રી (વારસ) પોતા પાસે રહેલી લક્ષ્મીની ઇચ્છા કરેછે ચોર લોક પણ ચોરી કરેછે રાજાઓ(નૃપો) આળ મેલીને લઇ લેછે અગ્નિ ક્ષણમાત્રમા ભસ્મ કરેછે, પાણી ઉપાડી જાય છે, પૃથ્વીમા દાટી રાખેલ હોય તોપણ યક્ષો (વ્યંતરો) બળાત્કારથી હરી જાયછે અને પુત્રો પોતાનો (લક્ષ્મીપતિનો) નાશ કરેછે માટે લક્ષ્મીને ધિક્કાર છે! આવી લક્ષ્મીની લાલચમા લપટીને મનુષ્યે પોતાના કર્તવ્ય કર્મથી ભ્રષ્ટ થવુ એ યોગ્ય નથી. ૭

## ધનવાંછાથી અઘટિત ઘટના.

नीचस्यापि चिरं चटूनि रचयन्त्यायान्ति नीचैर्नतिं,
शत्रोरप्यगुणात्मनोऽपि विदधत्युच्चैर्गुणोत्कीर्तनम् ।
निर्वेदं न विदन्ति किञ्चिदकृतज्ञस्यापि सेवाक्रमे,
कष्टं किं न मनस्विनोऽपि मनुजाः कुर्वन्ति वित्तार्थिनः ॥ ८ ॥

દ્રવ્યની ઇચ્છાવાળા ડાહ્યા મનુષ્યો પણ કયું કષ્ટ કરતા (સહન કરતા) નથી? જેમકે નીચ મનુષ્યની આગળ લાંબા કાળસુધી પ્રિય વચન બોલે છે, નીચ મનુષ્યોને પ્રણામ કરેછે, નિર્ગુણ શત્રુનું પણ અતિશયે ગુણ વર્ણન કરેછે અને કર્યા કામની કદર નહિ જાણનાર સ્વામીની સેવા કરવામાં જરાપણ ખેદ કરતા નથી (આવી રીતે દ્રવ્યલાલસા યોગ્યાયોગ્યનું ભાન ભૂલાવી દેછે) ૮

## લક્ષ્મીનો શુભ માર્ગે ઉપયોગ.

लक्ष्मीः सर्पति नीचमर्णवपयःसङ्गादिवाम्भोजिनी–
संसर्गादिव कण्टकाकुलपदा न क्वापि धत्ते पदम् ।
चैतन्यं विषसन्निधेरिव नृणामुज्जासयत्यञ्जसा,
धर्मस्थाननियोजनेन गुणिभिर्ग्राह्यं तदस्याः फलम् ॥ ९ ॥

सिन्दूरप्रकर

લક્ષ્મી સમુદ્રના પાણીના સંગને લીધે તેની પેઠે નીચે રસ્તે જાયછે, કમલિનીના સંગથી જાણે કાંટાથી પીડિત પગવાળી થઇ કોઇ ઠેકાણે સ્થાન ધારણ કરતી નથી અને ઝેરના સંગને લીધે તેની પેઠે વગર પ્રયાસે મનુષ્યોના પ્રાણ હરણ કરેછે માટે ડાહ્યા મનુષ્યોએ (લક્ષ્મીને) ધર્મસ્થાનના ઉપયોગમાં જોડવાથી લક્ષ્મીનું ખરું ફળ મેળવવું જોઇએ

સારાંશ—લક્ષ્મી સમુદ્રમાંથી ઉત્પન્ન થઇ છે એટલે સમુદ્ર તેનો પિતા ગણાય છે, તે પિતા (સમુદ્રપાણી) જ્યાં નીચ (ઢળતી જમીન) હોય ત્યાં વહન કરેછે તેને લીધે લક્ષ્મી પણ નીચ પુરૂષને મેળવેછે એટલે ઉદાર પુરૂષ પાસે લક્ષ્મી હોતી નથી લક્ષ્મીનું અંભોજિની ઘર કહેવાય છે તે અંભોજિનીમાં કાંટા હોવાથી લક્ષ્મીને પગમાં કાંટા વાગ્યા છે એટલે તેનાથી કોઇ ઠેકાણે પગ ટકાવી શકાતો નથી અર્થાત્ લક્ષ્મી કોઇ સ્થળે કાયમ રહેતી નથી ઝેરથી જેમ ચૈતન્ય નાશ પામેછે તેમ લક્ષ્મીથી (ઝેર અને લક્ષ્મીનું ઉત્પત્તિસ્થાન એક સમુદ્ર છે તેને લીધે લક્ષ્મીમાં ઝેરની અંદર રહેતા અવગુણો દાખલ થવાથી) મનુષ્યોનું જીવન નાશ પામે છે લક્ષ્મીવાન્ વિવેકહીન થઇ જાયછે એ જીવ

નનો નાશ થયો ગણાય તેથી સમજુ પુરૂષો લક્ષ્મીમા સર્વ અવગુણો જોઇને તેનો ધર્મમાર્ગમા ઉપયોગ ત્વરાથી કરી લેછે એટલે લક્ષ્મી મેળવ્યાનું ફળ મેળવી લીધુ કહેવાનો ભાવ એવો છે કે ધર્મરસ્તે લક્ષ્મીને વાપરી તેનો ખરો લાવ લેવો કારણકે તે ચચળ હોવાથી ચાવી જનામા વાર લાગશે નહિ ૯

## મજબૂત સ્થાનમાથી પણ લક્ષ્મીનુ ગેબ થવું.

आज्ञावैव महाबलैरविचल पट्टेन बद्धा स्वय,
रक्षाध्यक्षभुजासिपञ्जरवृता सामन्तसरक्षिता ।
लक्ष्मीर्दीपशिखोपमा क्षितिमता हा पश्यता नश्यति,
प्राय' पातितचामरानिलहतेवान्यत्र का सा नृणाम् ॥ १० ॥

आत्मानुशासन

પ્રથમ તો મહા બળવાન્ રાજાઓ ન ચલાયમાન થાય તેમ જેને રાજશાસનથી એટલે હુકમથી પોતેજ તેનુરીમા બાધી મૂકેછે અને ત્યા રક્ષાધ્યક્ષ (ખજાનાની રક્ષા કરનાર પુરૂષ) ના હાથમા રહેલી તરવારરૂપી પાંજરામા ઘેરાયેલી છે તેમ જુદા જુદા દેશોનું રક્ષણ કરનાર સામતોથી જે સુરક્ષિત છે એટલુ છતા પણ દીવાની શિખાસમાન લક્ષ્મી (ધન) ઘણું કરીને આમ તેમ ચાલતા ચામર (પખાઓ) ના પવનથી જાણે ઉડેલી હોય તેમ હા! ખેદ છે કે! રાજાઓ જોતા છતા (નજરોનજર) ઉડી જાયછે ત્યારે બીજે ઠેકાણે મનુષ્યોની તે લક્ષ્મી નાશી જાય તેમા શુ કહેવું? ૧૦

## ધનની અસ્થિરતાનુ સ્મરણ કરી એક વિદ્વાન્ પોતાના ચિત્તને કહેછે

यस्मै त्व लघु लङ्घसे जलनिधि दुर्गाटवीं गाहसे,
मित्र वञ्चयसे विलुम्पसि निज वाक्यक्रम मुञ्चसि ।
तद्वित्त नहि दृश्यते स्थिरतया कस्यापि पृथ्वीतले,
रे रे चञ्चलचित्त वित्तहतक व्यावर्ततां मे सदा ॥ ११ ॥

काव्यमालागुच्छक—सप्तम

હે ચિત્ત! તુ જે (ધન) માટે મહાસાગરને એકદમ ઓળગી જાયછે ભયાનક જગલમા વિચરેછે, મિત્રને છેતરેછે પોતાનાને લુટી લેછે અને વાક્યના ક્રમને (વિનયયુક્ત વચનસમૂહને) મૂકી દેછે તે ધન પૃથ્વીતળમા કોઇ

પણ પુરૂષને ત્યા સ્થિરપણાથી દેખાતુ નથી તો અરે ' મ્હારા ચચળ ચિત્ત! ખરાબ એવુ તે ધન મ્હારા પાસેથી ભલે પલાયન કરી જાય ૧૧

## મુગધી વાળો, જાઈ, કેળ અને આબાની લતાની ઉપમાથી અનુક્રમે ચઢીઆતી રીતે ચાર પ્રકારથી લક્ષ્મીના સ્વભાવનુ વર્ણન.

काचिद्वालुकवन्महीतलगता मूलच्छिदाकारणं,
द्रव्योपार्जनपुष्पिताऽपि विफला काचित्तु जातिप्रभा ।
काचिच्छ्री' कदलीव भोगसुभगा सत्पुण्यबीजच्युता,
सर्वाङ्ग सुभगा रसालव्रतिकावत्पुण्यबीजाश्रिता ॥ १२ ॥

सूक्तिमुक्तावली

કોઇક લક્ષ્મી (ધન) સુગધયુક્તવાળાની માફક પૃથ્વીતળમાજ રહેછે અર્થાત્ દટાઇજિ રહેછે અને તેનો સદુપયોગ થતો નથી એટલે તેમા તેના મૂળરૂપ પુણ્ય કપાઈ જાયછે અને કોઇ બીજી લક્ષ્મી ધનના ઉપાર્જન (મેળવવા) થી પુણ્યયુક્ત થયેલ છે તોપણ જાઈ (ચમેલી વિગેરે ફુલઝાડ) ની માફક ફળરહિતજ રહેછે એટલે જે કમાઇને એકત્ર કરાયછે પણ તેનું કશુ ફળ, દાન ઉપભોગાદિ કરાતુ નથી તેથી જાઇના વૃક્ષ જેવી લક્ષ્મી છે અને કોઇક લક્ષ્મી કેળ જેવી છે એટલે કેળ સુદર અગવાળી હોયછે તેમ આ લક્ષ્મી ભોગસુભગા એટલે પોતાને ભોગવવામાજ ઉપયોગી થાયછે, પણ પુણ્યદાનમા ખર્ચાતી ન હોવાથી સત્ પુણ્યોરૂપી બીજથી રહિત છે એટલે કેળમા પણ બીજ હોતું નથી, તેથી આ ત્રીજા પ્રકારની લક્ષ્મીને કેળની ઉપમા આપી છે અને ચોથા પ્રકારની લક્ષ્મી આબાની લતામાફક સર્વાગ સુદર છે અને સત્પુણ્યોરૂપી બીજોથી સુશોભિત છે એટલે આબાનું વૃક્ષ જેમ ચાલુ સ્થિતિમા સુંદર દેખાયછે તેમ તેમા સુદર ફળો પણ લાગેછે અને તેમા બીયાં પણ છે જેથી તે આબો નષ્ટ થયા પછી પણ તેનુ અસ્તિત્વ મનાયછે તેમજ જે લક્ષ્મી ભોગવાયછે અને દાનમા અપાયછે તે સપત્તિ ઉભય લોકને સિદ્ધ કરવાવાળી છે ૧૨

## લક્ષ્મીની ચંચળતા.

અગદેશને વિષે ધારાપુર નગરનો સુદર નામે રાજા છે, તેની મદનવલ્લભા નામે રાણી છે તેને એક કીર્તિપાલ, બીજો મહીપાલ એવે નામે બે પુત્ર છે તે રાજા પરસ્ત્રીપરાઙ્મુખ છે અને રાણી પણ શીયળી છે એકદા મધ્ય રાત્રિએ તેની કુળદેવતાએ આવીને કહ્યુ કે હે રાજન્! તુને દુર્દશા આવી

છે મહોટું કષ્ટ પ્રાપ્ત થશે! તે સાભળીને રાજાએ કહ્યું કે જીવે શુભાશુભ કર્મજ કર્યા હોય, તે ભોગવ્યા વિના છુટકો થાય નહિ

## आर्या

सम्पदि यस्य न हर्षो, विपदि विषादो रणेषु धीरत्वम् ।
त भुवनत्रयतिलक, जनयति जननी सुत विरलम् ॥

ભાવાર્થ—જેને સમૃદ્ધિમા હર્ષ નથી વિપત્તિમા ખેદ નથી અને લડાઇમા ધીરજ છે તેવા ત્રણે ભુવનમા તિલકરૂપ પુત્રને માતા કયારેકજ જન્મ આપેછે

માટે કોઇને કર્મ ભોગવ્યાવિના છુટે નહિ એવુ ધૈર્ય ધરી રાજ્ય પ્રધાનને ભળાવી રાજા પોતે તથા સ્ત્રી બને પુત્રોને સાથે લઇ પરદેશભણી ચાલ્યા એકદા વગડામા કુટુબસહિત રાજા સતો છે તે વખતે પોતાની પાસે જે કાઇ હતુ, તે સર્વ ચાર લોકો લઇ ગયા. પછી વનફળાદિકવડે કુટુબ નિર્વાહ કરતો કરતો અને ચાલતો ચાલતો પૃથ્વીપુરનગરમા આવ્યો. ત્યા કોઇ ધનસાગર વ્યવહારી યાના સ્થાનમા રહ્યા રાણી લોકોને ઘેર મજુરી કરવા જાયછે તેને સ્વરૂપવાન દેખી મોહિત થઇ લોકો મજુરી વધારે દેવા લાગ્યા ત્યા વિષયી લોકોના પ્રસગથી ઘણા દુ ખ સહન કર્યા, ફરી ભાગ્યોદય થયો તે વખતે પોતાના સ્વનગરમા ગયા અને રાજ્ય પામ્યા, સર્વ કુટુબને મળ્યા, તેઓના સર્વ મનોરથ સિદ્ધ થયા ઘણો કાળ સાસારિક સુખ ભોગવી વૃદ્ધાવસ્થાએ ચારિત્ર લઇ છેવટ સલેષણા કરી દેવલોકમા ગયા

લક્ષ્મીનુ નામ ચપલા રાખવામા આવેલ છે તે શબ્દઉપરથી એમ જ જણાઇ આવેછે કે લક્ષ્મીનો નિવાસ ઘણે ભાગે એક સ્થાને હોઇ શકે નહિ લક્ષ્મીને ગમે તો પૃથ્વીમા રાખે અથવા મજબુત લોઢાની તેજુરીમા રાખે અગે તો કાગળના બાકરા (નોટ) મા રાખે પણ તે ચપલા પોતાનુ ચપળ પણુ બતાવ્યા વિના રહેશે નહિ તેથી તેનો સદુપયોગ કરી લેવો એ સલાહ આપવામા આવેછે કેવા વર્તનથી લક્ષ્મી પોતાને ત્યા નિવાસ કરે એ દર્શાવવાને હવે આ લક્ષ્મીસ્વભાવ-અધિકારની વિરતિ કરી છે



## लक्ष्मीवास-अधिकार



લક્ષ્મીની ચપળતા છોડાવવા ઉપાયરૂપે આ અધિકારની જરૂરીઆત માની છે લક્ષ્મીજીનો વાસ ક્યા ક્યા હોયછે? આ બાબત જા

ઘણી અતીવ જરૂરની છે કારણકે મનુષ્યો જો તેવા લક્ષ્મીજીના સ્થાનરૂપી સ્વત બનશે તો લક્ષ્મીજી તેમા પોતાની મેળે આવીનેજ રહેશે એ ઉદ્દેશથી આ અધિકારનો આરંભ કર્યો છે.

---

## લક્ષ્મીજી પોતાનુ નિવાસસ્થાન ઇન્દ્રદેવને કહેછે.

## अनुष्टुप् (१ थी ६).

गुरवो यत्र पूज्यन्ते, वित्त यत्र नयार्जितम् ।
अदन्तकलहो यत्र, तत्र शक्र वसाम्यहम् ॥ १ ॥

હે ઇન્દ્ર! જ્યા ગુરૂઓ પૂજાયછે અને જ્યા ન્યાયથી મેળવેલ ધન છે. તેમ જ્યા દાત દેખાડીને કલહ (કજીયો) કરાતો નથી (જ્યા કજીઆનો અવકાશ નથી) તે સ્થાનમા હુ વસુછુ ૧

તથા—

प्रीतिर्यत्र निजैर्गेहे, देहसत्त्व सुसभृतम् ।
पुण्यमात्मन्यगण्य च, तत्र तिष्ठाम्यह सदा ॥ २ ॥

જે ઘરમાં પોતપોતાને પરસ્પર પ્રેમ હોય, ઘણુંજ શરીરસબધી બળ હોય અને આત્મામા અગણિત પુણ્ય હોય, ત્યા હુ હમેશા નિવાસ કરૂછુ ૨

## લક્ષ્મીને સ્થિર રાખનાર પાંચ જામીન

दानमौचित्यविज्ञानं, सत्पात्राणां परिग्रहः ।
सुकृत सुप्रभुत्व च, पञ्च प्रतिभुवः श्रियः ॥ ३ ॥

દાન, યોગ્યતાનુ જ્ઞાન, સત્પાત્રોનો સ્વીકાર (સત્કાર્યોમા આગેવાની), સુકૃત (પુણ્ય) અને સર્વોત્તમ ધણીપણુ આ પાચ લક્ષ્મીના જામીનો છે એટલે લક્ષ્મીને કાયમ રાખવાના સાધનો છે ૩

## ધન વાપરવાની સમજુતી

आयादर्ध नियुञ्जीत, धर्मे यद्वाधिक ततः ।
शेषेण शेष कुर्वीत, यत्नतः स्तीयमैहिकम् ॥ ४ ॥

જેટલુ ધન આવે તેમાથી અર્ધું અથવા તેથી અધિક ધન ધર્મકાર્યમા ખર્ચવું અને બાકી રહેલા ધનથી યત્ને કરી પોતાનુ આલોકસબધી શેષ-કાર્ય કરવું ૪

## પેદાશ અને ખર્ચનો વિચાર કરી કાર્ય કરવું

आयव्ययमनालोच्य, यस्तु वैश्रवणायते ।
अचिरेणापि कालेन, स तु वै श्रमणायते ॥ ५ ॥

જે મનુષ્ય પેદાશ તથા ખર્ચનો વિચાર કર્યાવિના કુબેર ભંડારી જેવો બની જાયછે એટલે ખર્ચ કરવામાં બાકી રાખતો નથી તે મનુષ્ય તો થોડા વખતમાં નક્કી શ્રમણ (બાવા) જેવો થઈ જાય છે तु શબ્દ અન્યની વ્યાવૃત્તિમાટે છે એટલે જે પેદાશનો વિચાર કરી ખર્ચ કરેછે, તેને ત્યાં તો લક્ષ્મી નિવાસ કરેછે ૫

## ધનથી દાનની ઉત્પત્તિ અને દાનથી ધનની ઉત્પત્તિ.

त्यागो गुणो वित्तवतां, वित्तं त्यागवतां गुणः ।
परस्परवियुक्तौ तु, वित्तत्यागौ विडम्बना ॥ ६ ॥

દાન તે ધનાઢ્ય પુરૂષોને મહાન્ ગુણરૂપ છે એટલે કે દાન કરે તો પુન ધનની પ્રાપ્તિ થાય તેમ ધન તે દાની પુરૂષોને ગુણરૂપ છે એટલે ધન હોય તો દાન થાય ધન છતાં દાન કરવું નહિ અને ધન હોય નહિ છતાં દાન કરવું એ બંને દુ ખરૂપ છે ૬

## જેનો યોગ્ય ઉપયોગ કરી શકાય તેજ લક્ષ્મી.

### शालिनी [1]

सा लक्ष्मीर्या धर्मकार्योपयुक्ता, सा लक्ष्मीर्या बन्धुवर्गोपभोग्या ।
सा लक्ष्मीर्या स्वाङ्गभोगप्रसङ्गा, यान्या मान्या सा तु लक्ष्मीरलक्ष्मीः ॥७॥

જે ધર્મ કાર્યોમાં ઉપયોગી થાયછે તે લક્ષ્મી, જે બંધુવર્ગના ઉપયોગમાં આવે તે લક્ષ્મી, તેમ જે પોતાના અંગના ભોગમાં ઉપયોગી થાય તે લક્ષ્મી પણ આ સિવાય બીજી સંપત્તિને જે લક્ષ્મીતરીકે કહેવામાં (માનવામાં) આવે છે તે અલક્ષ્મી છે ૭

---

૧ શાલિનીનું લક્ષણ "शालिन्युक्ता म्तौ तगौ गोऽब्धिलोकैः"
અર્થાત્ મ ગણ, ત ગણ ત ગણ બે ગુરૂ અક્ષર મળી ૧૧ અક્ષર એક ચરણમાં હોયછે તેવા ચાર ચરણ મળે ત્યારે શાલિની છંદ કહેવાયછે તથા ૪—૭ અક્ષરે વિરામ હોયછે

## ધન મેળવવાનો ગુપ્ત મંત્ર.

### वंशस्थ.

शिरस्सु पुष्पं चरणौ सुपूजितौ, निजाङ्गनासेवनमल्पभोजनम् ।
अनग्नशायित्वमपर्वमैथुन, चिरप्रणष्टां श्रियमानयन्त्यलम् ॥ ८ ॥

મસ્તક ઉપર સુંદર પુષ્પ, સુંદરરીતે પૂજેલ ચરણો, પોતાની સ્ત્રીનુંજ સેવન, અલ્પ ભોજન, અનગ્ન (વસ્ત્ર પહેરીને) શયન અને પર્વો—અષ્ટમી, ચતુર્દશ્યાદિને છોડીને મૈથુન આ લક્ષણો લાંબા વખત થયા નષ્ટ થયેલી લક્ષ્મીને પણ પાછી લાવી આપેછે ૮

## લક્ષ્મીની સ્થિરતા કેવા ઘરમાં થાયછે? તેનો નિર્ણય.

### शार्दूलविक्रीडित.

यत्राभ्यागतदानमानचरणप्रक्षालन भोजनं,
सत्सेवापितृदेवतार्चनविधिः सत्य गवां पालनम् ।
धान्यानामपि सङ्ग्रहो न कलहश्चित्तानुरूपाप्रिया,
हृष्टा प्राह हरिं वसामि कमला तस्मिन् गृहे निश्चला ॥ ९ ॥

सूक्तिमुक्तावली

જે ઘરમાં અભ્યાગત-અતિથિઓને દાન, માન, ચરણપ્રક્ષાલન અને ભોજનથી સત્કાર થાયછે, તેમ સત્પુરૂષોની સેવા થાયછે, પિતૃ તથા દેવના પૂજનનો વિધિ થાયછે, સત્ય ભાષણ થાયછે, ગાયોનું પાલન કરાયછે ધાન્યોનો પણ સંગ્રહ હોયછે તથા ક્લેશ હોતો નથી તેમ પતિના ચિત્તને અનુસરનારી પ્રસન્ન મુખવાળી પ્રિય સ્ત્રી હોય છે, તે ઘરમાં નિશ્ચલ થઇને હું વસુછું એમ શ્રીલક્ષ્મીજીએ શ્રી હરિને કહ્યું ૯

મર્યાદાપુરઃસર નીતિનું પોષણ, બાળ તથા વૃધ્ધોનો સત્કાર, સુઘટતા પ્રાત:કાળમાં નિયમસર જાગવું, સર્વ સાથે ઘટિત સ્નેહ એ આદિ કારણોથી લક્ષ્મીની જેમ પ્રાપ્તિ થાયછે તેમ પુણ્યવિના લક્ષ્મી કોઇ સ્થાને કાયમ નિવાસ કરતી નથી તે બતાવવા આ અધિકારને મદદરૂપ "લક્ષ્મી પુણ્યને આધીન છે" તે તરફ ધ્યાન ખેંચવા આ ચાલતો અધિકાર લક્ષ્મીનિવાસ પૂર્ણ કર્યોછે



## लक्ष्मीपुण्याधीनता-अधिकार

ઉદ્યમથી કદાચ લક્ષ્મી પ્રાપ્ત થાયછે પણ પુણ્યવિના સ્થિરતા કરતી નથી એ સમજણ આપવા જરૂર છે લોકો કહેછે કે અમે અનેક ઉપાયો કરીએ છીએ પરન્તુ ચપલ એવી લક્ષ્મી અમારા ઘરમા સ્થિર થઈને રહેતી નથી તેમ લક્ષ્મી પણ ચચલ છે, કુટિલ છે, નીચ માણસોમા રહેવાવાળી છે વિગેરે આક્ષેપ કરવામા આવેછે પરન્તુ તે બાબતમા લક્ષ્મીજીનુ શુ કહેવુ છે એ સારી રીતે સમજાવાસારૂ આ અધિકાર આરભાયછે

---

**જેમ સાધનો હાજર છતાં સકટપવિના કાર્ય બનતું નથી તેમ કલ્પવૃક્ષ વિગેરેની હાજરી છતા તેઓ, પુણ્ય વિના ફળ આપી શકતા નથી.**

### उपेन्द्रवज्रा.

न देवतीर्थैर्न पराक्रमेण, न मन्त्रतन्त्रैर्न सुवर्णदानैः ।
न धेनुचिन्तामणिकल्पवृक्षैर्विना स्वपुण्यैरिह वाञ्छितार्थाः ॥ १ ॥

सूक्तिमुक्तावली

દેવતાઓ તીર્થો, પરાક્રમ મત્ર, તત્ર, સુવર્ણના દાન કામદુધા ગાય ચિતામણિ અને કલ્પવૃક્ષવડે પણ પોતાના પુણ્યકર્મો વિના જીવને આ લોકમા ઇચ્છિત અર્થો પ્રાપ્ત થતા નથી અથાત્ જો લક્ષ્મી વિગેરેની પ્રાપ્તિ કરવી હોય તો પોતેજ સત્કર્મોમા પ્રવૃત્ત રહેવુ ૧*

**પુણ્ય એ લક્ષ્મીને ખેચવામા લોહચુબકતુલ્ય છે.**

### वसन्ततिलका

रे चित्त खेदमुपयासि कथं वृथैव,
रम्येषु वस्तुषु मनोहरता गतेषु ।

---

* શ્લોકમા બતાવેલી કે પવૃગાદિ વસ્તુઓ પુણ્યવિના પણ મળી શકતી નથી અર્થાત્ સર્વ સુખદ વસ્તુની પ્રાપ્તિ પુણ્યથીજ છે એમ ચોક્કસ માનવુ તેથી કલ્પવૃક્ષ વિગેરે નિમળતા માનવી નહિ

पुण्य कुरुष्व यदि तेषु तवास्ति वाञ्छा,
पुण्यैर्विना न हि भवन्ति समीहितार्थाः ॥ २ ॥

रूपसेनचरित्र

એક કવિ પોતાના ચિત્તને કહેછે કે—હે ચિત્ત! મનોહરપણાને પામેલી સુંદર વસ્તુઓમા ફોગટજ શા વાસ્તે ખેદ પામેછે? જો તે ચીજોને મેળવવાની તારી ઇચ્છા હોય તો પુણ્ય કમાચરણ કર, કારણકે પુણ્યવિના ઇચ્છિત અર્થો જીવને પ્રાપ્ત થતા નથી ૨

## લક્ષ્મીજીને ઠપકો.

## शार्दूलविक्रीडित (३ थी ५)

हे लक्ष्मि क्षणिके स्वभावचपले मूढे च पापेऽधमे,
न त्व चोत्तमपात्रमिच्छसि खले प्रायेण दुश्चारिणी ।
ये देवार्चनसत्यशौचनिरता ये चापि धर्मे रता-
स्तेभ्यो लज्जसि निर्दये गतमतिर्नीचो जनो वल्लभः ॥ ३ ॥

सुभाषितरत्नभाण्डागार

હે લક્ષ્મી! તુ ચપળ સ્વભાવવાળી, ક્ષણવાર પણ સ્થિરતા કરીને નહિ રહેનારી, તથા મૂઢ, પાપી અને અધમ મનુષ્યની પાસે જનારી છો, વળી તું ઉત્તમ પાત્રને તો ઇચ્છતી નથી (કારણકે) જે મનુષ્ય દેવપૂજન, સત્યતા, પવિત્રપણું તથા ધર્મઉપર પ્રીતિવાળા હોયછે તેઓથી તુ શરમાય છે અને ક્રૂર હૃદયવાળી હે લક્ષ્મી! તને બુદ્ધિહીન નીચ મનુષ્ય પ્યારો લાગે છે ૩

## પોતાઉપર આવેલ આળમાથી લક્ષ્મીજીએ ન્યાયની રીતે કરેલ પોતાનો બચાવ.

भो लोका मम दूषण कथमिद सञ्चारित भूतले,
नीचौकाः क्षणिका च निर्घृणतरा लक्ष्मीरिति स्वैरिणी ।
नैवाह चपला न चापि कुटिला नाह गुणद्वेषिणी,
पुण्येनैव भवाम्यह स्थिरतरा युक्त हि पुण्यार्जनम् ॥ ४ ॥

कस्यापि

લક્ષ્મી કહે છે કે—હે લોકો! મારામા દૂષણ નથી છતા "લક્ષ્મી નીચ જાતિમા રહેવાવાળી છે, ક્ષણિક છે, અને સ્વૈરિણી (પોતાની ઇચ્છા

શમે નહિ કોઇનું મુખ જોવું ગામમાં,
ઝાઝું કીધું જન સૌસાથે ઝેર જો— કોઇની૦ ૨૫
બહાર કાંઠે જઇ બંધાવ્યો બંગલો
વસ્તી તજીને ત્યાં જઇ કીધો વાસ જો,
ગરીબ બાપડો ગરજે જઇ ચાકરી કરે,
કોઇનો પાડ ન માને કેશવદાસ જો— ,, ૨૬
પૈસા દઇને લઇએ તેમાં પાડ શો
બહુ ગરવ ધરી બોલે એવા બોલ જો,
ખાય પીએને મોજ કરે મનમાનતી,
તવબારે પણ કોઇનો ન ગણે તોલ જો— ,, ૨૭
હોડીમાં બેસીને હવા ખાવા ગયો,
ત્યાં તોફાન થયું મોટું તેવાર જો,
ઉજડ બેટ હતો દરિયામાં એક જ્યાં,
હોડી જઈ પહોંચી ત્યાં ગાઉ હજાર જો— ,, ૨૮
ઉતરીને ચાલ્યો ત્યાં જોવા એકલો,
ભૂલો પડયો તે ફરી ન આવ્યો ભાઇ જો
ઉજડ ઝાડીમાં અતિશે આથડયો,
ખેદ કરીને જીવ્યો ફળફુલ ખાઇ જો— ,, ૨૯
ભક્ષ મળે નહિ ત્યારે તે ભૂખ્યો રહે,
હરેક વાતે બહુ થયો હેરાન જો
વસ્ત્ર હતા તે પણ ફાટી ત્રુટી ગયા
સમજો મર્મ અને સૌ આવી સાન જો— ,, ૩૦
હાર હતો હીરાનો તે શા કામનો
ઉચર્યો ઉંચે અવલોકી આકાશ જો
ઓ પ્રભુ સૌની ગરજ પડે સંસારમાં
કડિયાવણ કોણ કરી આપે આવાસ જો— ,, ૩૧
ખેતી કોણ કરી જાણે ખેડું વિના,
હોય ખજાનો પણ નાણું ન ખવાય જો
કંસારાવિણ કોણ ઘડે વાસણ ઘણાં,
ઘાંચી વિના ન ઘરમાં દીવો થાય જો— ,, ૩૨
વસ્તી પામું તો હું આખા વિશ્વનો
દિન દિન પ્રત્યે રહું થઇને દાસ જો
હળીમળીને ચાલું ઝાઝા હેતથી,
વસ્તીમાં જઈ વસું કરી નિવાસ જો— ,, ૩૩

જેની છત તે ભાસે સોંઘા ભાવનું,
    પાણીનો જેમ પાડ ન પૂછે લોક જો
પણ જ્યારે પાણી પીવાને નવ મળે,
    ટાકતણો આપે રૂપિયો શેઠ જો— કોઇની૦ ૩૪
ગરજ પડેછે ગરીબની શ્રીમતને,
    બેગરજુ જન દુખ પામે બહુ ઠામ જો
એમાટે અભિમાન ન ધરવું અતરે,
    દિલમા એમ સમજેછે દલપતરામ જો— „ ૩૫

## અન્યોન્ય ગરજ

## મનહર.

પુરૂષને પ્રેમદાનો પ્રેમદાને પુરૂષનો,
    પ્રજાને રાજાનો રાજાને પ્રજાનો પ્યાર છે,
જડને ચૈતન્યતણો ચૈતન્યને જડતણો,
    હેમતણો હીરો હેમ હીરાનો શૃગાર છે,
ગરીબને તવગર તવગરને ગરીબ,
    શિષ્યને શિક્ષક શિક્ષકને શીખનાર છે,
નાવને નાવિક નર નાવિકને નાવ નામ,
    આમ દલપત અન્યોઅન્યનો આધાર છે ૩૬

દલપત

## જાકી કીજે ચાકરી, તાકો વચન સ્વીકાર.

પ્રભાકર

*એક સમયે અકબરશાહે બીરબલને પૂછ્યું કે—'બીરબલ! રીંગણાનું શાક બહુજ સરસ સ્વાદવાળુ થાય છે' બીરબલે કહ્યુ કે—'જી હુજુર! આપનું કહેવુ સત્ય છે અને સરસ સ્વાદવાળુ રીંગણાનું શાક થાય છે તેથીજ સર્વે લોકો તેનું શાક ખાયછે'

તદનતર કેટલાક દિવસ વિત્યા પછી અકબરશાહ રીંગણાની નિંદા કરવા લાગ્યા તે વખતે બીરબલે કહ્યુ કે,—ખુદાવિદ! રીંગણાની નિંદાતુલ્ય એક પણ શાક નથી રીંગણાના શાકથી કેટલાક રોગો પણ ઉત્પન્ન થાય છે આ પ્રમાણે બીરબલનું બોલવુ સાભળી શાહે કહ્યુ કે—બીરબલ! તમે ખરેજ

---

* બીરબલ

ગપ્પાના ગેબીગોળા ગગડાવનારા છો. તમને એક દિવસ રીંગણાના શાકની તારીફ મે કહી હતી ત્યારે તમે તારીફ કહી હતી અને આજ તેના અવગુણ પણ પ્રકાશમા લાવવા આગળ પડ્યા માટે તમે જૂઠાના સરદાર છો તે સાભળી બીરબલ હાથ જોડી બોલ્યો કે ધર્માવતારી! આપજ ન્યાય કરો કે હુ આપનો નોકર છુ કે રીંગણાનો? આટલુ વાક્ય સાભળતા શાહ હસી પડયો અને બીરબલની તારીફ કરવા લાગ્યો.

## કેવળ સ્વાર્થમા તત્પર રહેવાથી મહાહાનિ

*એક ગામમા બે બ્રાહ્મણો રહેતા હતા બને સગા ભાઇ હતા મોટાને એક દીકરો તથા એક દીકરી હતી. દીકરાને જનોઇ અને દીકરીને કન્યાદાન દેવાનો વખત નજીક આવતો જોઇ વિચાર કર્યો કે આ ગામમા ઘણા વખતથી ભિક્ષાવૃત્તિ કરીએ છીએ પણ કાઇ વળ્યુ નહિ, જેથી હવે વરસ બે વરસ પરદેશમા જઇ કાઇક ઉદ્યમ કરી બે પૈસા લાવીએ તો આ કાર્ય બની શકે આવો વિચાર કરી પરદેશ જવા તૈયાર થયો નાનાભાઇને ખબર પડતા તે પણ ધનપ્રાપ્તિઅર્થે સાથે ચાલ્યો દેશાવરમા બે વરસ સુધી ભિક્ષા વૃત્તિ અને પોતાનાથી બન્યો તે ઉદ્યમ કરી પૈસો પેદા કર્યો એટલે પોતાના વતનતરફ આવવા પ્રયાણ કર્યું પોતાનુ ગામ લગભગ આઠદશ ગાઉ દૂર રહ્યુ તેવા સમયે બંનેને તરસ લાગવાથી જલસ્થાન શોધતા એક કુવા ઉપર આવી ચડ્યા બને જણા પાણી પી શાત થયા પરતુ આ વખતે સ્વાર્થાંધ મોટા ભાઇને કુમતિ સુઝી, સારાસારનુ ભાન ન રહ્યુ અને મનમા અવનવા તરગો કરવા લાગ્યો કે જો નાનાભાઇનો હરેક ઉપાયે નાશ કરૂ તો આ મેળવેલી પુજીનો હુ એકલો ભોક્તા થાઉ અને તેમ બને તો મારે નિર્વાહમા પણ ખામી ન આવે આવા ખોટા વિચારોના તરગમા કુવાકાઠે બેઠા બેઠા નાનાભાઇને આડીઅવળી વાતે ચડાવી સમય આવ્યે લાગ સાધી તેને ધક્કો મારી કુવામા નાખી દીધો આથી નાનોભાઇ ભયભીત થઇ અદર પડયો કુદરતયોગે કુવામા કોઇ વૃક્ષનુ મૂળ તેના હાથમા આવ્યુ તે ઝાલી લીધુ અને પછી થરથરતે સાદે પોતાના બધુપ્રત્યે બોલ્યો કે મોટાભાઇ તમે આ શુ કર્યુ? આપને પૈસાનો લોભ હોય તો મારી મુડી પણ તમેજ વાપરો અને કૃપા કરી મને બહાર કાઢો હુ આ વાત કોઇને જણાવીશ નહિ વિગેરે ઘણી રીતે કહ્યુ પણ આ સ્વાર્થીને કાઇ ન સુઝ્યુ અને પોતાનો ભાઇ હજી કુવામા જીવતો છે એમ ધારી ઉપરથી પથ્થર માટી વિગેરે ફેંકી તેનો પ્રાણ ત્યાગ કરાવ્યો, અહા! કેટલી નીચતા!

* છાપણ—ફેબ્રુઆરી ૧૯૧૬

આ કૃત્ય બીજા કોઇના જોવામા ન આવ્યું પરતુ તેના દુષ્કર્મોએ તેને દબાવ્યો મળેલી મીલકતનો એકલો માલીક બનવાથી મનમા નવા વિચારો પ્રગટ થયા અને તેવા વિચારોમા પોતાનો સામાન ઉપાડી જેવો ચાલવા જાય છે તેવો કુવાના પડખે એક દરની અંદરથી જબરો સર્પ નીકળ્યો ને તેની પાછળ રહી દશ માર્યો હા! દેવ, કરતો પૃથ્વીપર પડયો થોડે થોડે ઝેર ચઢવા માડયું કયા કર્મ આડા આવ્યા તેનો વિચાર થવા લાગ્યો પણ રાડ્યા પછી ડહાપણ શુ કામનું? એ કથાનુસાર હવે પસ્તાવો શુ કામનો? જોત જોતામા ઝેર વ્યાપી ગયું અને ક્ષણમાત્રમા આ દુનિયાનો ત્યાગ કરી કર્મ નો જવાબ દેવા તે ચાલ્યો ગયો માલમીલકત રસ્તે આવનાર કોઇ ઉપાડી ગયુ બધુએ! વિચાર કરશો કે સ્વાર્થના અંગે અકાર્ય કરતા તેનું ફળ પણ તરતજ મળ્યું, પરતુ સ્વાર્થી મનુષ્યને સમજવુ બહુ મુશ્કેલ છે

જગતમા અન્યોન્ય સ્વાર્થને લીધે કાર્ય સાધી શકાય છે માટે સ્વાર્થની પણ જરૂર છે, પરતુ અન્યને હાનિ કરનારા નીચ સ્વાર્થમા તણાવુ એ મહા પાપરૂપ છે તળાવ વિગેરે જલાશયમા માછલા વિગેરે જળજતુ હોય નહિ તો જલાશય ગદુ થઈ જાય કારણકે જળજતુ પાણીમાથી ઉત્પન્ન થતો મેલ નષ્ટ કરેછે તેથી જળજતુવડે જલાશયનો પણ સ્વાર્થ જાળવી શકાય છે એમ શુદ્ધ સ્વાર્થમા અન્યોઅન્ય મદદ કરવી

જગતનો વ્યવહાર ઘણે ભાગે ગરજથી ચાલ્યા કરેછે માતા કે પિતા, ગુરૂ કે શિષ્ય, શેઠ કે સેવક, રાજા કે પ્રજા અને પતિ કે પત્નીએ સૌ અન્યોન્ય ગરજથી બનાવેલા જણાયછે એ બતાવી સ્વાર્થ ત્યાગતરફ ધ્યાન ખેચવા આ સ્વાર્થ (ગરજ) અધિકારની સમાપ્તિ કરી છે



## स्वार्थत्याग-अधिकार.



જ્યારે જગતનુ કલ્યાણ કરવુ હોયછે ત્યારે જરૂર સ્વાર્થત્યાગની અપેક્ષા રહેછે પોતે નિઃસ્વાર્થી બની પોતાના તન, મન અને ધનનો જ્યારે ભોગ આપેછે ત્યારે મનુષ્યોનું તેમના તરફ ધ્યાન ખેચાયછે કે આ મનુષ્ય કોઇ દુખથી રીબાતા જીવનું કલ્યાણ કરવા સમર્થ છે ત્યારબાદ તેમના આ દેશાનુસાર જગતના જીવો તેમના તરફ અવશ્ય ખેચાયછે તો સ્વાર્થત્યાગી થવું અથવા તેવી વ્યક્તિતરફ આપણે બનતી મદદ આપવી એ બતાવવા આ અધિકારની પાત્રતા માની છે

## પોતાનાથી જગત્ જૂદુ નથી તેની સમજણમાટે ઉપયોગી સલાહ.

[1]લોકો કહેછે કે પ્રથમ યોગ્યતા મેળવો અને પછી ઇચ્છા કરો વેદાંત કહેછે કે ફક્ત યોગ્યતાજ મેળવો, ઇચ્છા કરવાની કંઇ જરૂર નથી ભીંતો બાંધવાને ઉપયોગી થાય એવા તયાર ઘડાયલા પથરાઓ કંઇ રસ્તામા પડી રહેશે નહિ જો તમારામા પાત્રતા આવશે તો અનિવાર્ય ઈશ્વરી[2] નિયમ પ્રમાણે દરેક વસ્તુ તમારી પાસે ચાલીને આવશે દીવાએ ફક્ત બળતાજ રહેવું જોઇએ. પતંગોને આમંત્રણ કરવાની તેને જરૂર નથી તેઓ પોતાની મેળેજ તેની આસપાસ એકઠા થશે જ્યા બ્હેનો ઝરો હોય ત્યા પોતાની મેળેજ જળની ઇચ્છાવાળા લોકો આવેછે, ઝરાને તેમની બિલકુલ ચિંતા કરવી પડતી નથી જ્યારે ચંદ્રોદય થાય છે, ત્યારે ચાંદનીનો આનંદ મેળવવાને લોકો આપોઆપજ બહાર આવેછે

તમારામા દરેક જાતની વાસનાઓ હોય છે અને તે સર્વ તૃપ્ત થાય એવી તમારી ઇચ્છા હોય છે પણ સર્વ વાસનાઓ તૃપ્ત કરવાનું ગુહ્ય કારણ પ્રથમ સમજો કે જ્યારે તમે વાસના છોડી દેશો ત્યારેજ તે ફળીભૂત થશે. બાણ કેમ મારવામા આવેછે? આપણે ધનુષ્ હાથમા લઇએ છીએ, તે વાળીએ છીએ પણ જ્યાસુધી ધનુષની દોરી આપણે ખેંચી રાખીએ છીએ ત્યાસુધી તીર આપણા હાથમાજ રહેછે શત્રુને જઇને વાગતું નથી આપણે ગમે તેટલી દોરી ખેંચી રાખીએ પણ તે બાણ આપણી પાસેજ રહેશે. પણ જ્યારે આપણે તે છોડી દઇએ છીએ ત્યારેજ સૂસવાટ કરતું તે જાયછે અને શત્રુનું હૃદય ભેદેછે તેજ પ્રમાણે જ્યાસુધી વાસનાને તમે ખેંચી રાખોછો જ્યાસુધી ઇચ્છા રાખોછો અને જ્યાસુધી વાસનાને માટે ઝુરોછો ત્યાસુધી તે બીજાના હૃદયમા પ્રવેશ કરશે નહિ જ્યારે તમે તે છોડી દેશો ત્યારેજ તે બીજાના આત્માને જઇ વાગેછે વાસના કહેછે કે "જ્યારે જ્યારે તમે મને છોડી દેશો અને ગુમાવશો ત્યારેજ હું તમારી નજીકમા જણાઇશ. જ્યારે તમે તમારી જાતને આપણ બંનેથી ભિન્ન એવી અનિર્વચનીય સ્થિતિમા (મનોવૃત્તિમા) રાખશો ત્યારેજ તમે મને મેળવી શકશો"

જો હાથ સ્વાર્થી વૃત્તિથી શરીરના અન્ય અવયવોથી પોતાને ભિન્ન ગણીને એમ કહે કે "જુઓ હું જમણો હાથ છુ બધી જાતનો શ્રમ હુ કરૂછુ અને હુ અત્યંત કષ્ટ વેઠીને જે લાવું તે આખા શરીરને શામાટે મળવું જોએ? મે શ્રમ કરીને મેળવેલુ અન્ન પ્રથમ પેટને અને તેના તરફથી બીજી ઇંદ્રિયોને શામાટે મળવુ જોઇએ? નહિ નહિ, તે તો હુ મ્હારી પાસેજ રાખીશ!' તો તે અન્ન ચામડી ફાડી હાથમા ભર્યા સિવાય અથવા ઇનૉક્યુલેટ કર્યા

૧ સ્વામી રામતીર્થ ૨ કુદરતી.

(ઘોચી દીધા) વિના બીજો માર્ગ નથી પરતુ એમ કરવુ એ હાથને હિતકારક થશે કે? એ માર્ગે હાથને ઇષ્ટ સિદ્ધિ પ્રાપ્ત થશે કે? તે એકલોજ એવો તો લઠ્ઠ થશે કે શરીરના બીજા ભાગ તેની અદેખાઇ કરશે તે હાથે એકાદ ડાસ, મધ માખી અથવા સર્પ કરડવાથી હાથ ખગ જાડો થશે ફક્ત એજ માર્ગે હાથની સ્વાર્થી વૃત્તિ પૂર્ણ વિજય પામશે અને એવીજ રીતે હાથનુ સ્વાર્થી તત્ત્વજ્ઞાન સિદ્ધિ પામશે પરતુ તે કેટલુ અનિષ્ટ છે? એવી તૃપ્તિ અથવા એવી જાતનો વિજય આપણે જોઇતો નથી સજી જઇને જાડુ ગણાવુ એ કોણ સારૂ કહી શકે? તે પ્રમાણે એ પણ ધ્યાનમા રાખજો કે આ જગત એક શરીર છે અને તમારા શરીર તે દાત, નખ કે આગળીની પેઠે તેના નાના અવયવો છે, માટે ઉત્કર્ષની ઇચ્છા હોય તો આપણો આત્મા વિશ્વના આત્માથી જૂદો છે, એમ કદી માનશો નહિ હાથને પોતાનો ઉત્કર્ષ કરવો હોય તો શરીરના ઉત્કર્ષમાજ પોતાનો ઉત્કર્ષ સમાએલો છે, આખુ શરીર અને હાથ ભિન્ન નથી, એ તેને સમજાવુ જોઇએ

આપણે આપણી છાયા પકડવાને તેની પાછળ દોડીએ છીએ તો તે કદી હાથ લાગતી નથી, તે સદા આગળને આગળજ રહેછે, પરતુ જો તે છાયા તરફ પીઠ કરીને સૂર્યતરફ આપણે દોડીએ તો તેજ છાયા પાળેલા કૂતરાની પેઠે પાછળ પાછળ દોડી આવેછે તેવીજ રીતે એ બાહ્ય પદાર્થો પાછળ તમે દોડતાજ અને તેમને પકડીને તમારી પાસે રાખવાનો પ્રયત્ન કરતાજ, તે તમારી પાસેથી સટકી જાયછે અને દૂર દોડી જાયછે તમે ગમે તેટલા પાછળ દોડો તોપણ છાયાની પેઠે તે આગળ ને આગળજ રહેછે, પરતુ તેની તરફ પીઠ કરી સર્વ પ્રકાશનો પ્રકાશ જે અતરાત્મા, તેની તરફ જવા લાગશો કે તરતજ તે તમારી પાછળ પાછળ તમને શોધતા આવશે સૃષ્ટિનો એ કાયદોજ છે

ખરો સ્વાર્થ એ સાધ્યો કહેવાય કે પરોપકાર કરીને અન્ય જીવોને શાતિ આપવી કારણકે કાગડા કૂતરાની પેઠે પેટ ભરવુ તથા નાશવત સસારી પદાર્થોમા આસક્ત રહેવુ એ સ્વાર્થ સાધ્યો ન કહેવાય તેથી મહાત્મા પુરૂષો સદા જીવોના કલ્યાણમાજ તત્પર રહેછે એજ સ્વાર્થ સાધ્યો કહેવાય એ સમજાવી વ્યવહારમા નિરૂપયોગી નહિ રહેવુ એ અપેક્ષા ઉત્પન્ન થાયછે તો તે અધિકાર લેવા આ સ્વાર્થત્યાગ અધિકારને નહિ લબાવતા તેની વિરતિ કરી છે



# निरुपयोगानादर-अधिकार

## (ઉપયોગી નહિ થવાથી થતો અનાદર)



નાના નાનુ પ્રાણી જેમકે પિપીલિકા (કીડી) આખો દિવસ મહેનત કરી પોતાનુ પોષણ કરી આનદ માનેછે તેમજ નાના કે મોટા દરેક પક્ષીઓ પણ કીડીની માફક આખો દિનસ પ્રયાસ કર્યા કરેછે ત્યારે સમજુમા સમજુ મનુષ્યવર્ગ ધારે તો પ્રભુ થઇ શકેછે તે મનુષ્યવર્ગ અયોગ્ય કુથલી કુટીને આળસુ રહી આગળ ચઢવાને બદલે પાછી ગતિ કરેછે એ શુ શોચનીય નથી ?

ધનવાન મનુષ્યવર્ગને આળસને આધીન થવાથી, શરીર નહિ કસાવાથી જઠરાગ્નિની મદતા થાયછે તેને લીધે અજીર્ણ થાયછે તેમાથી સર્વ રોગોનો પ્રાદુર્ભાવ થાયછે એટલે તે મનુષ્યવર્ગ આમુષ્મિક ભોગ કે મોક્ષગામી કાર્યો બનેમાથી કાંઈ પણ સાધી શકતો નથી જેથી અતો ભ્રષ્ટ અને તતો ભ્રષ્ટ થાયછે, એમ નહિ થવા તથા અતિ ઉપયોગી કાર્યમા જોડાઇ પરિણામે સર્વને ઉપયોગી થવા ખાસ આ અધિકાર સર્વને ભલામણ કરેછે કારણકે ઘટી, ચુલો, ડામચીયો વિગેરે જો મનુષ્યને મદદરૂપ થઈ અન્યનુ કાર્ય સાધી આપેછે ત્યારે સમજુ મનુષ્યે કેટલુ બધુ કાર્ય કરવાનુ હશે અને તેમણે વિચારવાનુ છે તે સમજાવવા આ અધિકાર કવિતારૂપે ગોઠવ્યો છે

---

### નિરૂપયોગી ઠીકરી.

### ગરબી

(સચર શુ કરૂં રે મારે નદકુવર શુ નેહ)—એ રાગ

એક ઘરમા હતીરે, ઘર ધણિયાણી શાણી એક<br>
ઠાલી ઠીકરીરે, ત્યા જઈ બોલી બોલ અનેક ૧<br>
બાઈ તુજ વાસમાંરે, મુજને વસવાને દે માગ<br>
વસ્તુ વિશેષ છેરે, તેમ હુ રહીશ જોઈને લાગ ૨<br>
બોલી બાઈ તે રે ઠીકરી રીઝ ગમે તો ખીજ<br>
મુજ મદિર વિષેરે, નથી નકામી કોઇએ ચીજ ૩<br>
જો જળપાત્ર છેરે, પાણી તે તો મુજને પાય,<br>
ચતુર ચુલો જુઓકે, ખાતે રાધી રોજ ખવાય ૪

ઘટી તો ઘણારે, દળી આપેછે દાણા રોજ,
કામચિયો દિસેરે, બાઇ તે ઉપાડેછે બોજ ૫
સાવરણી સહારે, કચરો ઘરનો કાઢે દૂર,
સુપડું તો સખીરે, મારા ઘરનો એક મજૂર ૬
ચતુરા ચાલણીરે, ચાળી આપે આટો એજ,
નથી નકામનારે, માચો માંચી ખુરશી મેજ. ૭
કાટો કાટલારે, તે તો કરી આપેછે તોલ,
કોણ નકામનુંરે, બાઈ તું વિચારીને બોલ ૮
મુજ ઘરમાહીરે, તું શુ કરીશ મારૂ કામ,
કોઇને કેમ ગમેરે, ઠાલો રોકી બેસે ઠામ ૯
ભૂડી ભિખારણીરે, ઉલટી અડચણ કરે અપાર,
નફટ ન કામનીરે, તાગે ઉકરડે અધિકાર ૧૦
કામ નહિ કરેરે, એનો જગમા ધિક્ અવતાર
ઠાલો થઇ પડેરે, ભૂમિને શિર તેનો ભાર ૧૧
ઉંઘણ આળસુરે, જે છે તે અપરાધી જાણ,
પ્રભુનો ચોર છેરે, પૂરો પાપી એજ પ્રમાણ ૧૨
સર્વે સૈયરોગે, અ તર સમજી લેજો આમ,
દિલમા રાખજોરે, શીખામણ દલપતરામ ૧૩

દલપત

વિશેષ વાતો કરવાની ટેવ અને કઇ પણ કાર્ય ન સાધવું એ પણ આળસ છે મનુષ્યે ઉપયોગી વિષય હાથમા ધરવો અને વર્તનમા તેનો અમલ કરવો તેથી જે જે ફાયદા થાય છે તે તે ફાયદા કાયદા બાધવાથી અને તેનો અમલ નહિ કરવાથી થતા નથી તન, મન અને ખતથી જો બીજાઓને ઉપયોગી થઇએ તો ઘણાઓના આશીર્વાદ મેળવી શકીએ છીએ અને તે આશીર્વાદથી અવશ્ય મોક્ષપુરીમા પહોચીએ છીએ એમા અતિશયોક્તિ છેજ નહિ તો સ્વકાર્ય સાધવુ એમ ભાવ ઉત્પન્ન થાયછે તે ઉપરથી સ્વકાર્ય સાધન-અધિકાર સ્વીકારવા આ નિરૂપયોગાનાદર અધિકાર પૂર્ણ કર્યો છે

## स्वकार्यसाधन-अधिकार

સ્વાર્થત્યાગ વૃત્તિના અધિકારી થવુ એ અતિ ઉચી કોટિની બાબત છે કાચે પાયે ચણાયેલી ઇમારત જેમ લાબો વખત ટકતી નથી તેમ વૃત્તિની સ્થિરતા સ્વાર્થત્યાગ થઇ શકતો નથી અને

કદાચ તે માર્ગ ગ્રહણ કરવામા આવે તેપણ ઢચુપચુ મન હોવાને લીધે તેમા પાછળથી પસ્તાવો વિગેરે જાગેછે માટે ઉત્તમ રસ્તે સ્વકાર્યસિદ્ધિનો અનુભવ લઇ પાકે પાયે સ્વાર્થત્યાગ વૃત્તિ ગ્રહણ થઈ હોય તો તેમાંથી ભ્રષ્ટ થવાનો વખત આવતો નથી અને એટલામાટેજ ચતુર મનુષ્યોએ કહ્યું છે કે કોઇ પણ રીતે પોતાનું કાર્ય સિદ્ધ કરવું અર્થાત્ "कार्यहानिर्हि मूर्खता" કાર્યની હાનિ થઇ જાય તેજ મૂર્ખતા છે આ બાબત યત્કિંચિત્ સમજાવવામાટે આ અધિકાર આરંભાયછે.

---

## ગમે તેમ કરી સ્વકાર્ય સિદ્ધ કરવુ

### अनुष्टुप् (१-२).

बालादपि हित ग्राह्यममेध्यादपि काञ्चनम् ।
नीचादप्युत्तमां विद्यां, स्त्रीरत्न दुष्कुलादपि ॥ १ ॥

બાળકની પાસેથી પણ હિતવચન ગ્રહણ કરવું અને અપવિત્ર સ્થાનમાથી પણ સોનું ગ્રહણ કરવું નીચ મનુષ્યપાસેથી પણ ઉત્તમ વિદ્યા ગ્રહણ કરવી અને ખરાબ કુળમાથી પણ સ્ત્રીરૂપી રત્ન ગ્રહણ કરવું ૧

### પોતાના દેહનુ રક્ષણ કરવાની ખાસ ફરજ

त्यजेदेक कुलस्यार्थे, ग्रामस्यार्थे कुल त्यजेत् ।
ग्राम जनपदस्यार्थे, आत्मार्थे पृथिवीं त्यजेत् ॥ २ ॥

सूक्तिमुक्तावली

આખા કુળની રક્ષા થતી હોય તો તેસારૂ એક મનુષ્યનો ત્યાગ કરવો અને આખુ ગામ બચતુ હોય તો કુળનો ત્યાગ કરવો અને દેશ આખો નબચતો હોય તો એક ગામનો ત્યાગ કરવો અને પોતાનો આત્મા સુરક્ષિત રહેતો હોય તો પોતાના મમત્વવાળી પૃથ્વીનો પણ ત્યાગ કરવો ૨

### ગમારની સમજણ.

### દોહો

પોતે સોપે પુત્રને, અન્ન ધન ને આગાર
બેઠે સકળ વૃદ્ધ થઇ, એ પણ એક ગમાર

દલપત

જે માણસ પોતાનો સ્વાર્થ સાધી શકે નહિ તે બીજાનો ક્યાથી સાધી શકશે? જે માણસ સસારમાથી પોતે તર્યો નથી તે બીજાને ક્યાથી તારી શકશે? આ ઉપરથી સમજવાનુ એ છે કે પોતે સુખી થવા બીજાને હરકત નહિ કરતા સ્વકાર્ય સાધી લેવુ કદાચ કોઇ આપત્તિ આવી પડે તો તેમાં અન્યને હાનિ નહિ કરનારૂ, દુખ વખતે નિષિદ્ધ આચરણ કરવામા સુગવણ નહિ રાખતા યુક્તિથી પુરૂષાર્થનો ઉપયોગ કરવો એ હવે પછી બતાવવા આ સમર્થસાધન અધિકાર પૂર્ણ કર્યો છે



## दुःखे निषिद्धाचरण-अधिकार



સ્વાર્થ સાધવામા કદાચ નિષિદ્ધ (પોતાને નહિ છાજતુ) આચરણ કરવાની ફરજ પડે તો દેશકાળને અનુસરી કરવામા આવે તો અયોગ્ય ગણાતુ નથી એટલે ઉત્તરોત્તર વર્ણનો ધધો કરી નિર્વાહ ચલાવવો, જેમકે બ્રાહ્મણે ક્ષત્રિયનો, ક્ષત્રિયે વૈશ્યનો, વૈશ્યે શૂદ્રનો ધધો કરવો પણ કેવળ નિષિદ્ધ આચરણનો આદર ન કરવો આ બાબત શાસ્ત્રોમા સારી રીતે સમજાવેલ છે તેનું દિગ્દર્શન કરાવવામાટે આ અધિકારની શરૂવાત કરી છે

---

### શુભ ક્રિયાથી જો આપત્તિમાં નિર્વાહ ન ચાલે તેમ હોય તો નિષિદ્ધની છૂટ છે.

### वंशस्थ

निषिद्धमप्याचरणीयमापदि, क्रिया सती नावति यत्र कहिञ्चित् ।
घनाम्बुना राजपथेऽपि पिच्छले, क्वचिद्बुधैरप्यपथेन गम्यते ॥ १ ॥

દુખના સમયમા કોઇ સ્થાનકે ક્યારે પણ શુભ ક્રિયાથી [illegible] તો નિષિદ્ધ-અયોગ્ય આચરણ જરૂર જેટલુ કરવામા હરકત [illegible] કારણકે જાહેર રસ્તો જો વરસાદના પાણીથી ભરપૂર ભરાઇ [illegible] ચાલી શકાય તેવો ન હોય તો શુ કોઇ પ્રસગે ડાહ્યા પુરૂ[illegible] આવતા? ૧

આપત્તિમાં અસ્થાને કાળ ગમન કરનાર ભ્રમરનુ દૃષ્ટાંત.

वसन्ततिलका.

ये वर्धिताः करिकपोल्मदेन भृङ्गाः,
प्रोत्फुल्लपङ्कजरज'सुरभीकृताङ्गाः ।
ते साम्प्रत प्रतिदिन क्षपयन्ति काल,
निम्बेषु चार्ककुसुमेषु च दैवयोगात् ॥ ७ ॥

शार्ङ्गधरपद्धति.

જે ભ્રમરાઓ હાથીના ગંડસ્થળના મદના સુગંધથી સંવર્ધિત (મોટા) થયા છે અને જેના અંગો પ્રફુલ્લિત કમળોના પરાગથી સુગધયુક્ત થઇ ગયા છે, તે ભ્રમરાઓ હમણા દૈવ (નશીબ) થી લીંબડાના વૃક્ષોમા અને આકડાના પુષ્પોમા પ્રતિદિવસ કાળને ગાળી રહ્યા છે આ ભ્રમરસબંધની અન્યોક્તિ છે પણ તે મનુષ્યમા ઘટાવવાની છે એટલે કે એક મનુષ્ય સુખ સંપત્તિમા આનદ કરતો હોય તેને માથે લક્ષ્મીજીની અકૃપા થઇ જાય ને ધનસંપત્તિ પલાયન કરી જાય તે વખતે જે ઉંચી રીતે નિર્વાહ ચલાવતો હતો તે ભિક્ષા માગીને કે બીજા કોઇ હલકા ધંધાથી પોતાનો નિર્વાહ કરી કાળને નિર્ગમન કરેછે ૭,

દુઃખ પ્રાપ્ત થાય ત્યારે અનુકૂળતાવાળો રસ્તો શોધી લેવો કદાચ તેમાં ખેદ ઉત્પન્ન કરનારૂ કાર્ય સાધવાની જરૂર પડે તો નિરૂપાયે જરૂર જેટલુ સાધી પુન સત્યાવલંબી થઇ જવું એ બતાવવા અને સંપત્ વિપત્મા હર્ષ-શોક નહિ કરવા તરફ ધ્યાન ખેંચી જવા આ ... એ નિપદ્વાચન...-અધિકારની સમાપ્તિ કરી છે



## सपद्विपत्सम्बन्ध-अधिकार



શાસ્ત્રમર્યાદા સાચવી શાસ્ત્રનિયમાનુસાર નિષિદ્ધ આચરણ કરતા પણ કદાચ વિપદ્ ઉભીજ રહે તો તેમા શોક નહિ કરવો તેમજ પ્રસંગે સંપ. પ્રાપ્ત થાય તો હર્ષ નહિ કરવો જોઇએ. પ્રાણીમાત્રને સંપત્તિ અને વિપત્તિ આવેજ છે પણ બંનેમા શોક તથા હર્ષ ન કરતા પ્રાપ્તકાલ

યથોચિત રીતે કુશળતાપૂર્વક વ્યતીત કરવો, તેજ જ્ઞાની મનુષ્યોનું કર્તવ્ય છે, એ કર્તવ્ય જણાવવાસારૂ આ અધિકારની મદદ લીધી છે

---

## સંપત્તિ તથા વિપત્તિમાં–સુખદુઃખમાં વર્તવાની રીતિ

### अनुष्टुप् (१ थी ६)

दुःखे दुःखाधिकान्पश्येत्, सुखे पश्येत्सुखाधिकान् ।
आत्मान शोकहर्षाभ्या, शत्रुभ्यामिव नार्पयेत् ॥ १ ॥

દુઃખ પ્રાપ્ત થાય ત્યારે (આપત્તિને સમયે) વિશેષ દુઃખીઓને જોઇ શોક ન કરતા શાંત રહેવું તેમજ સુખની પ્રાપ્તિને સમયે (સંપત્તિમાં) અધિક સુખવાળાઓ તરફ જોઇ હર્ષિત ન થવુ જેમ કોઇ પણ મનુષ્ય શત્રુઓનો વિશ્વાસ ન કરે તેમજ શોક અને હર્ષને સ્વાધીન આત્માને થવા દેવો નહિ (જેમ જાણતા છતા કોઇ પણ મનુષ્ય શત્રુને વશ થાય તો તેમના જેવો મૂર્ખ કોણ? તેમજ શોક, હર્ષને વશ થનારને પણ મૂર્ખજ જાણવો) માટે જ્ઞાની મનુષ્યે શોક અને હર્ષને વશ થવુ યોગ્ય નથી ૧

### શોક અને હર્ષને વશ નહિ થવાનું કારણ બતાવવામા આવેછે.

कार्यः सम्पदि नानन्दः, पूर्वपुण्यभिदे हि सा ।
नैवापदि विषादश्च, सा हि प्राक्पापपिष्टये ॥ २ ॥

સંપત્તિમા આનંદ માનવા જેવુ નથી કારણકે તે સંપત્તિ પૂર્વોપાર્જિત પુણ્યના ક્ષયને માટેજ છે તેમજ વિપત્તિમા ખેદ ન કરવો કારણકે તે વિપત્તિજ પૂર્વના પાપનું ચૂર્ણ કરનામાટે છે (આ સંબંધમા જ્ઞાનીએ વિચારવા જેવું છે કે પુણ્યના ક્ષયથી આનંદ માનવો કે પાપના ક્ષયથી? જે જોવામા આનંદપ્રદ છે તે વિચારદષ્ટિયે પરિણામે શોકના સ્થાનરૂપ છે અને જે દરયમા શોકપ્રદ છે તે પરિણામે હર્ષપ્રદ થાયછે તેથી બન્નેમાથી કોની અપેક્ષા અને ઉપેક્ષા કરવા જેવુ છે? આટલા માટેજ જ્ઞાનીઓ બન્નેમાથી એકને પણ વશ થતા નથી) ૨

### હિતકર પણ અહિતકર થઇ જાયછે.

आपदामापतन्तीना, हितोऽप्यायाति हेतुताम् ।
मातृजङ्घा हि वत्सस्य, मेढीभवति बन्धने ॥ ३ ॥

જ્યારે આપત્તિઓ આવવા માડે છે ત્યારે હિતકારક પણ તેનું (આપત્તિનું) હેતુભૂત થઇ પડે છે જેમકે વાછડાને પોતાની માની જાઘજ (ધાવતી વખતે) બધનમા સ્તભ (ખીલો-મેખ) રૂપ થઇ પડે છે ૩

ઉત્તમ કોણ ગણાય?

विपद्यपि सदा यस्य, सौमनस्य स मन्यते ।
विपणीक्रीतमुत्फुल्ल, फुल्ल शिरसि धार्यते ॥ ४ ॥

વિપત્તિમા પણ જેમનું ચિત્ત વિક્રિયા ન પામતા સ્વસ્થ રહે છે તેજ સત્કારપાત્ર થઇને પદાય છે જેમ બજારમા વેચાયેલુ પુષ્પ જો વિકસિત (ખિલેલુ) હોય છે તો તે શિરોધાર્ય થાય છે (માથે ચડાવાય છે) તેમ મહાત્માઓની બન્ને સમયમા એકજ સ્થિતિ રહેછે. ૪

સુખદુઃખમા સમાન સ્થિતિ

उदेति सविता रक्तो, रक्त एवास्तमेति च ।
सम्पत्तौ च विपत्तौ च, महतामेकरूपता ॥ ५ ॥

सूक्तिमुक्तावली

સૂર્યનારાયણ ઉદય સમયે પણ લાલજ રહે છે અને અસ્તને સમયે પણ લાલજ રહે છે તેમજ સપત્તિમા અને વિપત્તિમા જ્ઞાનીઓનો એકજ રગ હોય છે ૫

ઉત્તમ અને કનિષ્ઠનો વર્તારો

मियदु खे समुत्पन्ने, मृत्युमिच्छन्ति कातरा ।
विवेकिन. पुनर्धीरा , पुण्य कुर्वन्ति भूरिश ॥ ६ ॥

चित्रसेनपद्मावतीचरित्र

ા અધીર પુરૂષો ઇષ્ટવસ્તુના વિયોગના દુખથી ચકિત બની, વ્યગ્ર થઇ મૃત્યુની ઇચ્છા રાખે છે-મરવા ચાહે છે અને વિચારવત જ્ઞાની પુરૂષો ધૈર્ય પૂર્વક દુખથી ન અકળાતા ફરીને પણ ધર્માચરણ કરેછે. ૬

ચઢતી તથા પડતી બેઉ સખીઓ છે

आर्या (७ थी १०)

जीअ मरणेणसम, उपज्जइजुव्वणमहजराए ।
रिद्धिविणाससहिआ, हरिसविसाओनकायव्वो ॥ ७ ॥

આયુષ્ય મરણની સાથે છે, યુવાવસ્થા જરાની સાથે આવેછે અને સંપત્ વિનાશની સાથે હોય છે માટે એ વિષે હર્ષ શોક કરવોજ નહિ ૭

ચડતી પડતી ચાલતીજ આવેછે.

खण्डः पुनरपि पूर्णः, पुनरपि खण्डः पुनः शशी पूर्णः ।
सम्पद्विपदौ प्राय., कस्यापि न हि स्थिरे स्याताम् ॥ ८ ॥

ચદ્રમા ઉદય પામે છે ત્યારે ખડિત હોય છે ફરીને દિનપ્રતિદિન વૃદ્ધિ પામતા પૂર્ણિમા આવતા પૂર્ણ થાયછે તેમજ પાછો ખડિત અને પૂર્ણ થાયછે માટે સપત્તિ અને વિપત્તિ કોઇને પણ સદાકાળ સ્થિર રહેતી નથી નિત્ય સમયાનુ.ળ સપત્તિ વિપત્તિ આવ્યાજ કરેછે તેથી હર્ષ શોક કરવા જેવુ નથી ૮

સપત્તિ વિપત્તિનુ સ્વરૂપ.

सम्पदि परोऽपि निजता, निजोऽपि परतामुपैति विपदि [illegible] ।
ताराभिर्व्रियते निशि, रश्मिभिरपि मुच्यतेऽह्नि शशी ॥ ९ ॥

જ્યારે સપત્તિ હોય ત્યારે શત્રુ પણ પોતાનો થાય છે અને વિપત્તિ સમયે પોતાનો (મળધી) પણ શત્રુ થાય છે રાત્રિમા જે ચદ્રમા [illegible] ગણોથી વિટાયેલો હોય છે તેજ ચદ્રમા દિવસે પોતાના કિરણ [illegible] મૂકી દેવાયછે ૯

મહાત્માઓ પરદુઃખેજ દુઃખી હોયછે

स्वापदि तथा महान्तो, न यान्ति खेद यथा परा [illegible] ।
अचला निजोपहतिषु, प्रकम्पते भू. परव्यसने ॥ १० ॥

મહાત્માઓ બીજાઓને આપત્તિમા પડેલા જોઇને [illegible] તેટલો પોતાની આપત્તિમા કરતા નથી પૃથ્વી પોતાને [illegible] છતા સ્થિર રહે છે પણ પારકા દુખથીજ કપે છે ૧૦

આ જીવ રક તથા રાજા પણ બનેછે.

वसन्ततिलका (११-१२).

नाभूम भूमिपतयः कतिनाम वारान्,
वारानभूम कतिनाम वय न [illegible],
न सम्पदा च विपदा च न कोऽपि पात्र-
मे [illegible] मुदा शुचा [illegible] ११ ॥

શુ આપણે કેટલીકવાર રાજાઓ નથી થયા? તેમ કેટલીકવાર દીદાગી નથી થયા? (અર્થાત્ થયા છીએજ) આમ ખરૂ જોતા કોઈ પણ હમેશને માટે સંપત્તિનું કે વિપત્તિનું પાન નથી તેથી હે ભાઈ! હર્ષ અને શોક શો? ૧૧

## સત્યાગ્રહીનો સ્વભાવ.

शुद्धः स एव कुलजश्च स एव धीर',
श्लाघ्यो विपत्स्वपि न मुञ्चति य स्वभावम् ।
तप्त यथा दिनकरस्य मरीचिजाले-
र्देह त्यजेदपि हिम न तु शीतलत्वम् ॥ १२ ॥

જે વિપત્તિમા પણ પોતાના સ્વભાવને (ધર્મપરાયણતાને) છોડતો નથી, તેનેજ શુદ્ધ કુલીન અને ધીર જાણવો સૂર્યના કિરણોથી તાપ પામેલુ હિમ-બરફ દેહનો ત્યાગ કરે છે (પાણીરૂપ બને છે) પણ પોતાનું શીત લત્વ છોડતું નથી-(જે ઠંડાપણુ તે એનો મુખ્ય સ્વભાવ છે) ૧૨

તેમજ—

## मन्दाक्रान्ता.

घृष्ट घृष्ट पुनरपि पुनश्चन्दन चारुगन्धि,
छिन्न छिन्न पुनरपि पुन' स्वादु चेक्षुखण्डम् ।
तप्त तप्त पुनरपि पुन काञ्चन कान्तवर्ण,
प्राणान्तेऽपि प्रकृतिविकृतिर्जायते नोत्तमानाम् ॥ १३ ॥
सूक्तिमुक्तावली

ચદન વખતો વખત ઘસવાથી સુંદર ગધવાળુ થાય છે શેરડી વખતો વખત કાપવાથી-છોલવાથી વધારે સ્વાદ આપેછે અને સોનુ વારવાર તપાવવાથી ચોખ્ખુ સુંદર રગવાળુ બને છે તેમ મરના સુધી પણ મહાત્માઓની મૂળ સ્થિતિમા ફેરફાર થતો નથી ૧૩

## ઉદય અને અસ્ત આવ્યાજ કરેછે.

## મનહર

સરખી સ્થિતિ સદા દુનિયાની દીસે નહિ,
ઉતરે ચઢે અસનોજ એવો ઢાળ છે

એક સમે મરદની મુછે રહી માન પામે,
એક સમે તેજ તુચ્છ થાય તૂટયો વાળ છે,
એક સમે ગલીચીમાં રહી નીર ગદ્દુ થાય,
એક સમે એજ મિષ્ટ થાય મેઘમાળ છે
સુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
દિવસે આકાશ એજ રાત્રિએ પાતાળ છે  ૧૪

દલપત

એક દિવસે મીઠા મેવા તો એક દિવસે વાયુ ભક્ષણ, એક દિવસે રંગ બેરંગી તો એક દિવસે ભભૂત, એક દિવસે નાટારામ તો એક દિવસે રોકકળ, એક દિવસે પીઠી તો એક દિવસે જમની ચીઠી એ વિચારીને મનુષ્યે હર્ષ શોક અવશ્ય તજવાની જરૂર છે એ બતાવી હવે વિપત્તિને સત્પુરૂષો જેવી રીતે શોભાવે છે તે બતાવવાને આવતા અધિકારને વધાવી લેવા આ સંપદ્ વિપદ્-અધિકાર પૂર્ણ કર્યો છે



## विपद्‌थी प्रकाशित सज्जन-अधिकार.



સંપદ્ તથા વિપદ્‌માં સજ્જન પુરૂષો સમાન દષ્ટિથી વર્તન ચાલુ રાખે છે વિપદ્‌થી સાધારણ મનુષ્યો દબાઈ જાય છે અને દરેક ક્ષણે ગોદડાં રોયા કરે છે પણ સજ્જન પુરૂષો તો વિપદ્‌થી વધારે પ્રકાશે છે વિપદ્ એ ખરેખર મનુષ્યોની પરીક્ષા કરવામાં ઉચ્ચતર સાધન છે, નબળા માણસો વિપત્તિમાં ન્યાય માર્ગઉપર ચાલી શકતા નથી અને સત્પુરૂષો તો પોતે ચાલે છે તથા બીજાઓને તેમ ચાલવા બોધ પણ પોતાના દાખલાથી આપે છે અને કહે છે કે દુઃખવાળા દિવસો તથા સુખવાળા દિવસો ચાલ્યા જવાના છે માટે કોઈએ ન્યાયરસ્તાથી અવળું પગલું ભરવું નહિ કીધું છે કે—

न्यायात्पथ प्रविचलन्ति पदं न धीरा ।

એ બતાવવા આ અધિકારની યોગ્યતા માની છે

---

### દુઃખની પ્રાપ્તિ સુખ અર્થે છે.

### अनुष्टुप् (१ थी ७).

सर्वोत्कर्पप्रकाशाय, भवन्ति विपदः सताम् ।
जायते गुणयोगाय, वज्रवेधव्यथा मणेः ॥ १ ॥

જગતમાં સર્વથી ઉત્કર્ષ (ઉચ્ચતા) નો પ્રકાશ કરવાસારૂ સત્પુરૂષોને દુ ખ ઉત્પન્ન થાય છે (એટલે સજ્જનો વિપત્તિમા પણ નીતિ વિગેરે ધર્મને ચૂકતા નથી અને સુદૃઢ રહે છે તેથી તેની અધિકાધિક કીર્તિ જગતમા પ્રસરે છે) ત્યા દૃષ્ટાત કહે છે કે—મણિને વજ્રાદિ (છેદન, ઘર્ષણ આદિ કરવાનું હથીયાર હીરાકણી વિગેરે) થી જે વીંધવા સબધી પીડા થાય છે, તે કેવળ તેમા (મણિમા) ગુણ (દોરો) તથા પ્રભાશત્વ વિગેરેનો યોગ થવામાટેજ છે નહિ કે તેને ઉતારી પાડવા સારૂ ૧

તથા—

सम्पदा विपदां पात्रं, सत्पात्र मायशो भवेत् ।
पुष्पाक्षतादिबिल्वानां, मम्बन्धो मूर्ध्न एव हि ॥ २ ॥

સપ, તથા વિપત્તુ પાત્ર (રહેવાનુ સ્થાન) ઘણુ કરીને સત્પાત્ર મનુષ્યજ થાય છે ત્યા દૃષ્ટાત આપે છે કે—પુષ્પ, ચોખા અને બીલી વિગેરેને મસ્તકનોજ સબધ હોય છે નહિ કે નીચ સ્થાનનો

સારાશ—પુષ્પ તથા બિલીને પોતાના મૂળ સ્થાનમાથી છૂટવાને લીધે ઉત્પન્ન થતું દુ ખ અને ચોખાને ફોતરામાથી છૂટા પડવાનું દુ ખ ઉત્પન્ન થયું છે ખરૂ પણ તેને લીધે તે ત્રણે વસ્તુઓ દેવના મસ્તકઉપર રહેવાનુ સુખ ભોગવેછે ૨

## ગમે તેટલી વિપત્તિ પડે તોપણ સજ્જનો ઉચ્ચ સ્થિતિમાજ રહેછે

पातितोऽपि कराघातैरुत्पतत्येव कन्दुक ।
प्रायेण हि सुवृत्तानामस्थायिन्योऽभिभूतय' ॥ ३ ॥

દડાને હાથના આઘાતથી પછાડવામા આવે તોપણ ઉચે આવેછે એટલે જેમ પછાડે તેમ તેમ વધારે વધારે ઉચો આવેછે એવી રીતે ઘણે ભાગે સુવૃત્ત-સદાચરણવાળા પુરૂષોની વિપત્તિઓ સ્થાયી હોતી નથી એટલે આ શ્લોકનો તાત્પર્ય એ છે કે—જેમ દડાની સ્થિતિ કહેવામા આવી તેમ સજ્જનોપર એકપછી એક વિપત્તિ પડયા કરે તોપણ તે વિપત્તિઓ તેનાપર સ્થિર નહિ રહેતા તે સજ્જન મનુષ્ય પોતે તરત ઉચ્ચ સ્થિતિમાજ આનતો રહેછે ("सुवृत्त" શબ્દને દડાના વિશેષણતરીકે ગણવામા આવે તો સારી રીતે ગોળાકાર અને સજ્જનોની બાબતમા સારા આચરણવાળા એવો અર્થ થાયછે) ૩

## સાધુ પુરૂષનો અધઃપાત કોને સતોષપ્રદ છે?

सुवृत्तस्यैकरूपस्य, परमीत्यै कृतोन्नते ।
साधोः स्तनयुगस्येव, पतन कस्य तुष्टये ॥ ४ ॥

સુંદર ગોળ અને એકરૂપવાળા તથા જેમની ઉન્નતિ બીજાને પ્રસન્ન કરવામાટે છે એવા બે સ્તનોની માફક સાધુ પુરૂષનું નીચે પડવું કોને પસંદ પડે છે? ('સુવૃત્તસ્ય' આ શબ્દનો, સાધુપુરૂષની બાબતમાં સદાચરણવાળો એવો અર્થ લેવો અને બાકીના વિશેષણો ઉપર કહ્યા મુજબજ બરાબર ઘટી શકે છે) ૪

### સત્પુરૂષોનું તેજ વિપદ્‌માં પણ વધેછે.

कल्याणमूर्तेस्तेजांसि, सम्पद्यन्ते विपद्यपि ।
कणिका किं सुवर्णस्य, नारोहति हुताशनम् ॥ ५ ॥

મંગળ (પવિત્ર) સ્વરૂપવાળા પુરૂષોનું તેજ દુઃખમાં પણ વધે છે, ત્યાં દૃષ્ટાંત આપે છે કે—શું સુવર્ણની કટકી અગ્નિમાં ચડતી નથી? અર્થાત્ ચડે છે અને ઉત્તરોત્તર તે કુંદનની કટકીનું તેજ વધતું જાય છે તેમ સત્પુરૂષોનું સમજવું ૫

### મહાન્ પુરૂષની પીડાથી નીચને પણ દુઃખ થાય છે.

महतामापदं दृष्ट्वा, को न नीचोऽपि तप्यते ।
काकोऽप्यन्धतमायाति, गच्छत्यस्तं दिवाकरे ॥ ६ ॥

મહાન્ પુરૂષોની વિપત્તિને દેખીને કયો નીચ મનુષ્ય પણ તપાયમાન ન થાય? કારણકે કાગડો પણ સૂર્ય અસ્ત પામતાં આંધળો થાય છે એટલે સૂર્યની વિપત્તિને જોઇ શકતો નથી ૬

### સંપદ્ વિપદ સજ્જનોનેજ આવેછે

सम्पदो महतामेव, महतामेव चापदः ।
वर्धते क्षीयते चन्द्रो, न तु तारागणः क्वचित् ॥ ७ ॥

સંપત્તિ તથા વિપત્તિ (સુખ-દુઃખ) મહોટા પુરૂષોનેજ થાય છે કારણકે ચંદ્ર વધે છે અને ઘટે છે પણ કોઇ દિવસ તારાઓના સમૂહનું તેજ વધતું ઘટતું નથી ૭

### ઘણું કરી વિપત્તિઓ સંપદ્‌વાળાઓનેજ થાયછે

## आर्या

प्रायोऽहृत्या विपदः परिहृत्यावस्तु वस्तुनि भवन्ति ।
न हि कोद्रवेषु कीटाः, पतन्ति गोधूमसत्रेषु ॥ ८ ॥

सूक्तिमुक्तावली

ઘણું કરી વિપત્તિઓ (દુ ખો) ખરાબ ચીજને છોડીને સુંદર પદાર્થ ઉપરજ આવેછે કીડા (ધનેડા) કોદરા નામના હલકા ધાન્યમા પડતા નથી, પરતુ ગોધૂમ (ઘઉ) રૂપી રત્નોમા પડેછે તેમ વિપત્તિઓ પણ સંપત્તિવાનને પ્રાપ્ત થાયછે એવો ભાવ છે ૮

જ્યારે દુ ખ પ્રાપ્ત થાયછે ત્યારે સ્ત્રી તથા મિત્રની પણ પરીક્ષા થઇ જાયછે તેજ પ્રમાણે દુ ખમા મનુષ્યની બુદ્ધિની તથા સદ્વર્તનની પણ પરીક્ષા લેવાઇ જાયછે આવી દુ ખપ્રદ સ્થિતિમાથી પાસ થઇ પસાર થાયછે તે સત્પુરૂષ કહેવાયછે એ સમજાવી સસારમા ચઢતી-પડતી આવ્યા કરેછે એ હવે પછી સમજણ લેવા આ વિષ થી પ્રકાશિત સજ્જન અધિકાર પૂર્ણ કર્યો છે



## चढती-पडती-अधिकार.



કોઈ મનુષ્ય એમ ધારે કે અમુક મનોરથ મારો પૂર્ણ થયે હુ પ્રભુ ભજન કરવા પચણ કરીશ એ ધારણા પાર પડવી તે મનુષ્યની સ્વાધીનતામા નથી કારણકે સર્વ જીવો કર્મની ગતિથી અનેક પ્રકારની ચેષ્ટા ર્યા કરેછે એટલે કર્મબળથી કોઇ જીવ રાજા હોય તો કોઇ જીવ રાક હોય અથવા કોઇ જીવ પશુ કે પક્ષીયોનિમા ગમન કરી રહ્યો હોયછે તો જે સ્થિતિમા આપણે હોઇએ તે સ્થિતિને તાબે થઇ મોક્ષગામી કર્તવ્ય કરી દુ ખમબધી પ્રતિકૂળતા નહિ ગણકારી સતોષ મેળવી ધીમે ધીમે પરિગ્રહત્યાગ કરી તીર્થંકરોના ચરણકમળ સેવવા, પ્રાપ્ત સ્થિતિમા શાતિ મેળવવા આ અધિકારને ઉપયોગી ધારી સ્થાન આપવામા આવ્યું છે

---

### બધા દહાડા સરખા નથી તે વિષે.

### ગરબી

(સારૂ સારૂરે સૂરત શહેર સુબાઇ અલબેલી)—એ રાગ

સમજો સસારી રીત સૌ દિન નથી સરખા
દુખમા શિદ થા ભયભીત ? સુખમા શિદ હરખા ?—ટેક૦
કોઇ દિન લીલુ લીલુ સઘળે દીસે લીલા-લેહેરરે,
તેમજ કોઇ દિનમા તો દિસે ઘણી સમૃદ્ધિ ઘેર, સૌ૦ ૧

કોઇ દિન ટાઢ પડે તન ઉપર, હુડ હુડ ધ્રૂજે હાડરે,
તેમજ કોઇ દિન તન કંપાવે, ઉપજે શત્રુ અનાડ, સૌ૦ ૨
કોઇ દિન તો પરિતાપ તપે ને, ઉકળે શોણિત અંગરે,
તેમજ ચિંતા અતિશે ઉપજે, ઉતરી જાય ઉમંગ „ ૩
ઉત્તરાયનથી એક મિનિટ નિત્ય, દિન ચડતો દેખાયરે,
દિસે છ મહિના પછી દહાડો, એજ રીતે ઘટી જાય „ ૪
તેમજ ચઢતી પડતી હાલત, જગમા સૌની જણાયરે,
જ્ઞાની તો ધીરજ મન વારે, અજ્ઞાની અકળાય „ ૫
કોઇ દિન દિસે દિવાળી સરખા, હોળી કોઇ દિન હોયરે,
એમજ ચાલે રીત અસલથી, કલેશ ન કરશો કોય „ ૬
ટાઢ પડે ત્યારે ડગલી પહેરો, પંખો ટયો જો ઘામરે
અકળાશો નહિ ઉપાય શોધો, અનેક રીતે આમ „ ૭
કષ્ટતણો તો કદી ન આવે, અકળાયાથી અંતરે,
ઉપાય કરીને છેડો આણો, ધીરજથી ધીમંત „ ૮
ચંદ્રકળા બબ્બે ઘડી ચડતી, રાતે દીસે રોજરે,
પંદર દિવસ પછી થાય પડતી, બીજાનો શો બોજ? „ ૯
કોઇ દિન નદીએ નીર ઉછળતા, ભાસે અતિ ગંભીરરે
વળી કોઇ દિન એવો આવે જે, ન મળે તેમા નીર „ ૧૦

દલપત

## દુબળો સિપાઇ ઠેડાપર શૂરો

## દોહા

સાલસપર ગરા સઉ, જુલમી આગળ ટાક
અજા ઉપર ગરો વરૂ સિંહ સમીપે રાક ૧૧
નિર્બળપર ગરા સઉ સબળ ઉપર નહિ ટાક,
મની મુશક પર શૂરો પણ, શ્વાન સમીપે રાક ૧૨

દલપત.

## દિવસોનુ ઉથલપાથલપણુ

[1]એક [2]ઠાકોરને પરદેશ ગયાને ઘણા વર્ષ વિતી ગયા પણ તે ઘેર આવ્યા નહિ ઘરના સર્વ માણસો મરી ગયા માલમીલ્કત બળી ગઇ છેવટ કાઇ

૧ કૌતુકમાળા
૨ ગમે તે ગરાસીઆને ઠાકોરન [illegible] હેવામા આવેછે

રહ્યુ નહિ એટલે ઠાકોરની ખબર કાઢવા તેમના ઘરનો વિશ્વાસુ રગલો ના મનો ચાકર પરદેશમા નીકળ્યો શોધતા શોધતા કેટલેક દિવસે ઠાકોર મળ્યા તે વખતે તેમની આખમા હર્ષથી આસુ આવી ગયા, છાતી ભરાઇ આવી ને ગદગદ કંઠે ઠાકોર ઘરના સમાચાર પૂછવા લાગ્યા કાબેલ રગલાએ વિચાર્યું કે આ વખત જો એકદમ ઘરના ખરેખરા સમાચાર કહીશ, તો ઠાકોરથી સહેવાશે નહિ ને ઘણાજ દીલગીર થશે માટે માઠા સમાચાર ધીમે ધીમે યુક્તિથી અપાય તો ઠીક એમ નિશ્ચય કર્યો

ઠાકોર—કેમ રગલા! ઘરની શી ખબર છે?

રગલો—સારી ખબર છે! ઠાકોર

ઠાકોર—છે તો સૌ હેમખેમ?

રગલો—હા

ઠાકોર—(ઘણા દિવસથી ઘર છોડેલ છે માટે વધારે ખાત્રી સારૂ ભાર દઇ બોલેછે) સૌ—બધા—હેમખેમ છે?

રગલો—હા પણ એક જરા-ક કહેવાનું છે

ઠાકોર—તુ તો બધા હેમખેમ કહેછે ને વળી કહેવાનું શુ છે?

રગલો—આપણો બાઝીયો [1]તરો મરી ગયો!

ઠાકોર—અરરર! બાઝીયો [1]તરો! મોટો સિંહ જેવો શરો, હરણ જેવો ચપળ હાથી જેવો મસ્ત, એ મરેજ શી રીતે!! તેની દિલગીરી પહેલા મને મોટો અચબો થાયછે!

રગલો—આપણી હરટી ઘોડીના હાડકા કરટી મૂએ!

ઠાકોર—અરે બેવકૂફ! ઘોડીને શુ થયું?

રગલો—ઘોડી પણ મરી ગઇ

ઠાકોર—જો! તુ તો જરા કહેતો હતો ને વળી મુઆનું પણ કહેછે તેથી મને બહુ લાગેછે—બીજ તે પચકલ્યાણી, [2]રેવાલ ચાલનારી, કુકે ગાઉ દોડનારી, મારી વહાલી ઘોડી શાથી મ, ?

રગલો—ઠાકોર! એમા કાઇ મનમા લગાડવુ નહિ જેવા ઈશ્વરના બનાવ તે ઘોડી તો ખડ ને ચદી વિના મરી ગઇ

ઠાકોર—અરે મૂર્ખા! ખડની ગજીઓ ને ચદીના કોઠાર ભરી મૂક્યા હતા તે કયા ગયા?

રગલો—ખડની ગજીઓ ને ચદીના કોઠાર હતા તે તો તમારી આઇમાના કારજમા વપરાઇ ગયા

---

[1] ઘેડાની એક જાતની ચાલ [2] કુદરતના

ઠાકોર—અરે! આતે શો ગજબ! વળી આઇમા! મારા ઘરનું નાક, મારા સુખનું કારણ અને દુ:ખનો વિસામો, તેમને શું થયું?

ગલો—તે તમારા કુવરના દુ:ખે કરી મૂઆ

ઠાકોર—અરે ગમાર! કુવરનું એવડું દુ:ખ શું તેમને લાગ્યું કે મરવું પસંદ કર્યું?

ગલો—કુવર મરી ગયા ને તમે ઘેર નહિ તેવી હવે વશવેલો રહેવાની આશા રહી નહિ સબબ કુવર મૂઆનું એટલું દુ:ખ તેને લાગ્યું કે, તે દુ:ખે ઝુરી ઝુરીને ચોથે દહાડે મૂઆ

ઠાકોર—ત્યારે મારો કુળદીપક કુવર મરી ગયો? હાય! હાય! તે શી રીતે મૂઓ?

ગલો—ધાવણ વગર

ઠાકોર—અરે બોકાણીઆ! ઠકરાણાએ ધવરાવ્યો નહિ, એમ કહેવાને તું માગેછે?

ગલો—ના, ના? ઠકરાણા પણ ગુજરી ગયા છે તેથી પહેલા તો એમ હોજ કરી છે, માટે કુવરને ધાવણ મળ્યું નહિ

ઠાકોર—તે શાથી મૂઆ?

ગલો—કોગળીઆના ત્રાસદાયક રોગથી

ઠાકોર—ત્યારે હવે રહ્યું કોણ?!

ગલો—એક ઠાકોર તમે ને તમારો ચાકર હું બે જણા રહ્યા

ઠાકોર—અરે મારૂં કુટુંબ બધું ખેદાનમેદાન થઇ ગયું ઘેર કોઇ નહીં નહિ ને અધનમા પૂરૂં વળી તું અહીં આવ્યો, તો ઘરની મીલ્કતની કોણ સંભાળ રાખતું હશે? તેનો કાંઇ બંદોબસ્ત કર્યો છે?

ગલો—બંદોબસ્ત કરવાની કાંઇ જરૂર રહી નહોતી, કેમકે એક દિવસ આપણા વફાદાર લાલબાઇની (આગની) ચોકી કરી ગઇ છે

આથી ઠાકોર સમજ્યા કે પોતાનું કુટુંબ ખોયું એટલુંજ નહિ પણ માલ મીલ્કત પણ અગ્નિનો ભોગ થઇ ગઈ છે, તેથી ઘણા દિલગીર થઇ ગયા રંગલાએ ધીરજ આપી શાંત કર્યા

આ વાતનો સાર ખુલો વાતમાંજ આવી ગયો છે

સઘળા દિવસો સરખા નથી તેવી કોઇના ઉપર જુલમ કે એવી શક્તિનો ગેરઉપયોગ કરવો નહિ

વિદ્યા મેળવ્યા પછી ઝગડો ઉભો નહિ કરવો, ધન મેળવ્યા પછી મદ લાવવો નહિ, શક્તિ મેળવ્યા પછી પ્રાણીઓને પીડા કરવી નહિ એટલે ઉપદ્રવ

સાધનને શુભ ફળદાયીતરીકે ઉપયોગ કરવો જેમકે વિદ્યાનો ઉપયોગ જ્ઞાન વૃદ્ધિમા કરવો, લક્ષ્મીનો ઉપયોગ દાન દેવામા કરવો અને શક્તિ મેળવીને દીનનુ રક્ષણ કરવુ એ સત્પુરૂષોનુ કર્ત્તવ્ય છે એવા સત્પુરૂષો પ્રાપ્ત સ્થિતિમા સંતોષ મેળવીને સમુદ્રની માફક ખળભળતા નથી એ બતાવી જ્ઞાનલબ્ધિ વિના સર્વ ઠેકાણે અજવાળુ પડતુ નથી તેથી હવે પછી જ્ઞાન અધિકાર લેવાની જરૂર ધારી આ ચઢતી-પડતી અધિકાર પૂર્ણ કર્યો છે



## ज्ञान-अधिकार



॥ ज्ञान च शक्ति खलु मुक्तिभाजाम् ॥

જે કર્મભોગ ભોગવવો ને જ્ઞાનપૂર્વક ભોગવવાની જરૂર છે કારણકે શુભ કર્મના પરિણામરૂપે ઉત્પન્ન થયેલ સુખરૂપ ફળ ભોગવવાની વખતે વિચાર કરવો કે કરેલ શુભ કર્મનો અંત આવશે ત્યારે અશુભ કર્મના પરિણામરૂપે દુખરૂપ ફળ ભોગવવુ પડશે તો સુખ ભોગવતી વખતે જેમ હર્ષઘેલા ન થવુ તેમ દુખમય અવસ્થામા નિષ્ફળ બળાપો કરી ઉન્માદ દશામા જવુ નહિ એનો સઘળો આધાર જ્ઞાનના ઉપર રહેલ છે

જ્ઞાન શબ્દ જ્ઞા-अवबोधने (જાણવુ) આ ધાતુ ઉપરથી ઉત્પન્ન થાય છે એટલે ટુકામા એનો અર્થ જાણવુ એવો થાયછે તો શુ શુ જાણવુ? તે શંકા ઉપસ્થિત થાય છે, ત્યા મુમુક્ષુ પુરૂષો કહેછે કે આત્મતત્ત્વ જાણવુ જોઇએ અને તે આત્મજ્ઞાન થયા પછીજ મનુષ્ય પરમપદ (મોક્ષને) ને પામેછે આ જ્ઞાનશબ્દ તત્ત્વજ્ઞાનની વિદ્યા સિવાય અન્ય સર્વ વિદ્યાઓમા પણ લોક વ્યવહારમા ઉપયોગી છે એટલે તે તે બાબત સમજવા માટે તે તે શાસ્ત્રોનુ જ્ઞાન પણ અવશ્ય મેળવવુ જોઇએ આ અધિકારમા ઉપર જણાવેલા બંને જ્ઞાનનુ યત્કિંચિત્ નિરૂપણ કરેલુ છે એટલે જ્યા જ્યા ધન, સમૃદ્ધિ આપવાની જ્ઞાનની શક્તિ છે તે તે ઠેકાણે વધારે લૌકિક જ્ઞાનનુ પ્રબલ જાણવુ અને જ્યા જ્યા મોક્ષસુખને આપવાની શક્તિ જણાવી છે ત્યા ત્યા તત્ત્વજ્ઞાનનુ પ્રાબલ્ય સમજવુ એટલે બંને પ્રકારના જ્ઞાનની પ્રશંસા આ અધિકારમા કરવામા આવી છે એટલી બાબત પ્રવેશકોને જાણવાની જરૂર ધારી ટુંકમા નિરૂપિત કરી છે

## વાદવિવાદની ખટપટમાં જ્ઞાનનુ પલાયન.

### अनुष्टुप् (१-२).

वादाँश्च प्रतिवादाँश्च, वदन्तोऽनिश्चिताँस्तथा ।
तत्त्वान्तं नैव गच्छन्ति, तिलपीडकवद्गतौ ॥ १ ॥

શબ્દાર્થ—વાદ, પ્રતિવાદ અને અનિશ્ચિત પદાર્થને કહેવાવાળો તેલીના બળદની જેમ તત્ત્વનો પાર પામતો નથી

વિવેચન—વાદ એટલે પૂર્વપક્ષ, જેમકે સત્વસ્તુ નિરૂપ છે-એવો મારો પક્ષ, તે પૂર્વપક્ષવાદ કહેવાયછે તે વાદનું ઉત્થાપન કરનાર ઉત્તરપક્ષ તે પ્રતિવાદ કહેવાયછે જેમકે તમારો કહેલો પૂર્વપક્ષ સિદ્ધ થતો નથી કારણકે વસ્તુ અનિત્ય છે અથવા ક્ષણિક છે માટે અનિશ્ચિત એટલે અનિર્ધારિત પદાર્થ જેમકે અંગુષ્ઠના કકડા જેટલો માત્રજ આત્મા છે ને ગર્ભાશયમા ત્રીજે મહિને જીવ ઉપજેછે આવી રીતનુ જે કથન તે એવા વાદ પ્રતિવાદ અને અનિશ્ચિત પદાર્થને શાસ્ત્રના ઘણા અભ્યાસથી અથવા પ્રજ્ઞાતિશયથી કહેનારા, પારમાર્થિક સ્વરૂપનો પાર પામતા નથી કોની પેઠે તો કહેછે કે જેમ ઘાચીનો બળદ ગમનનો પાર પામતો નથી તેમ કહ્યુ છે કે—

પઢે પાર કહા પામવો, મિટે ન મનકી પ્યાસ,
જ્યું કોલ્હુ કે બેલકો, ઘરહી કોસ પચાસ

### જ્ઞાન એ અનુપમ ચીજ છે

पीयूषमसमुद्रोत्थं, रसायनमनौषधम् ।
अनन्यापेक्षमैश्वर्यं, ज्ञानमाहुर्मनीषिणः ॥ २ ॥

ज्ञानसार

શબ્દાર્થ—પંડિત પુરૂષોએ કહ્યુ છે કે જ્ઞાન સમુદ્રમાંથી નહિ [illegible] કરેલુ અમૃત છે, ઔષધરહિત [illegible] છે અને અન્ય વસ્તુની [illegible]પેક્ષારહિત ઐશ્વર્ય છે

વિવેચન—વસ્તુ [illegible] પંડિત પુરૂષો [illegible] જાતિને સમુદ્રમાથી નહિ [illegible] અમૃત કહે છે, [illegible] રૂપ છે સમુદ્રમથન કરીને [illegible] તેથી ભિન્ન છે અને [illegible] જ્ઞાન ઔષધપ્રયોગ [illegible] શત્રુનો ગને વિષે [illegible] રાક્ષીમીન [illegible]

જાતના ઔષધરૂપ છે અને વળી હસ્તિ, અશ્વ, રથ, ધનાદિની અપેક્ષારહિત મહાન્ ઋદ્ધિવાળુ સ્વામિત્વ પદ છે ૨

## જ્ઞાનની ઉચ્ચ કોટિમાં ગણના.

### उपजाति (३ थी ५).

ज्ञान हि लोके परम पवित्र, निरामयाक्षिमतिम जिनशैः ।
मोक्त च सिद्धान्तपरम्परायां, परम्परामोक्षसुदानदक्षम् ॥ ३ ॥

ખરેખર લોકમા જ્ઞાન ઘણુંજ પવિત્ર છે અને ધર્મના સિદ્ધાંતની પરંપરામા પરંપરાથી પ્રાપ્ત થતા મોક્ષના દાનમા ચતુર (મોક્ષદાયી) છે તેથી શ્રીજિનેશ્વર ભગવાને નીરોગી નેત્રસમાન કહેલુ છે ૩

તથા—

न ज्ञानतुल्य भुवि किञ्चिदस्ति, हिताहितार्थमतिबोधदक्षम् ।
ज्ञानेन हीनो गदितो बुधैर्नरः पशुः पुच्छविषाणहीनः ॥ ४ ॥

પૃથ્વીમા હિત અને અહિત અર્થને જણાવવામા ચતુર જ્ઞાનસમાન બીજુ કાઇ નથી કારણકે જ્ઞાનહીન પુરૂષને મહા વિદ્વાન પુરૂષોએ પૂછડા તથા શીંગડાથી રહિત એવા પશુસમાન કહેલ છે ૪

## જ્ઞાનીને મોક્ષ તરત મળેછે

ज्ञान सदाराधयतां जनानां, स्वयवरेय किल मुक्तिरामा ।
तद्बोधोपदेशेन कटाक्षमालां, विमुञ्चति द्राक् परिणेतुमेषाम् ॥ ५ ॥

જ્ઞાનનુ હમેશા આરાધન કરનાર આ પુરૂષોની સાથે વિવાહ કરવાને પોતાની મેળે પરણવાવાળી આ મુક્તિ (મોક્ષ) રૂપી સ્ત્રી જ્ઞાનના ઉપદેશથી કટાક્ષની પંક્તિને એટલે એક પછી એક એમ કટાક્ષોને કરે છે એટલે જ્ઞાની મનુષ્યને મોક્ષ સત્વર પ્રાપ્ત થાય છે ૫

## જ્ઞાનરૂપી ચિંતામણિ મેળવ્યાપછી શંખલા વીણવાની જરૂર નથી

### इन्द्रवज्रा (६–७)

ज्ञानस्य लब्ध्वा विबुधा पृथिव्या, स्वाद न वाञ्छन्ति रस परं तु ।
रत्ना हि लब्ध्वा खलु मुक्तमाला, खाद्य न वाञ्छन्ति पर कदापि ॥ ६ ॥

વિદ્વાન્ પુરૂષો પૃથ્વીમા જ્ઞાનના સ્વાદને પામીને અન્ય રસને ઇચ્છતા નથી કારણકે હુમો નક્કી મુક્તા (મોતી) ની માળાને પામીને બીજા ખાવાના પદાર્થને કોઇ પણ દિવસ ઇચ્છતા નથી, ૬

## જ્ઞાનને ગુમાવવું એ કળાએ લક્ષ્મીનો તિરસ્કાર કર્યા બરોબર છે

लब्ध्वा हि मानुष्यभव जना ये, जानन्ति न ज्ञानकला कदापि ।
तेषामशेषा गदिता जिनेशैर्व्यर्थाः कलाः पापपुषः परा हि ॥ ७ ॥

જે પ્રાણીઓ નક્કી મનુષ્ય જન્મને પામીને કોઇ પણ દિવસ જ્ઞાનની કળાને જાણતા નથી તેની બીજી તમામ (વ્યાપારાદિ) કળાઓ શ્રીજિનેશ્વર ભગવાને વ્યર્થ કહેલી છે કારણકે તે કળાઓ નક્કી પાપ કરીને પેટના પોષણ માત્રજ કાર્યને કરવાવાળી છે, માટે પુનર્જન્મમા તેનો કાઇ શુભ લાભ નથી પણ સામી દુખદ છે ૭

### અમૃતકરતા જ્ઞાનની શ્રેષ્ઠતા બતાવેછે.

### उपजाति.

ज्ञान जनानामपवर्गमार्गे, पाथेयरूप गदित जिनेशैः ।
भुक्त्वैकवेल तदपीह भव्या, न वै सुधाक्षामशरीरभाजः ॥ ८ ॥

શ્રીજિનેશ્વર ભગવાને જ્ઞાનને મોક્ષ માર્ગમા મનુષ્યોના ભાતારૂપ કહ્યુ છે, તેથી જ્ઞાનરૂપી ભાતાનુ એક વખત ભોજન કરનારા જીવો ભવ્ય બની જાય છે પરતુ (અમૃત) થી પુષ્ટ શરીરવાળા દેવો ભવ્ય બની શકતા નથી ૮

### જ્ઞાનનુ બળ જણાવેછે.

### उपजाति

ज्ञान च ससारसमुद्रतीर, कषायदावानलदाहनीरम् ।
मोहारिसहारसमीकवीर, मायापिशाचीहनने सुधीरम् ॥ ९ ॥

જ્ઞાન તે સસાર સમુદ્રના તીરરૂપ છે અને ચાર પ્રકારના (ક્રોધ, માન માયા અને લોભરૂપી) કષાયરૂપ દાવાનળ (અગ્નિ) ને ઠારવામા પાણીરૂપ છે એટલે કષાયરૂપી મેલનો નાશ કરનાર છે અને મોહ (અજ્ઞાન) રૂપી શત્રુનો સહાર કરવામા રણસગ્રામના વીર પુરૂષતુલ્ય છે, તેમ માયારૂપી રાક્ષસીને હણવામા મહાન્ ધીર પુરૂષતુલ્ય છે ૯

જ્ઞાનપ્રકાશની પ્રાપ્તિઆગળ સંસારી સુખની ઝાંખપ

उपजाति (१०-११)

सङ्गीतगीतानि च गायकानां, विलासिनीनां ललितविलासाः ।
नृत्यज्ञसन्नर्तकनर्तनानि, ज्ञानस्य सौख्ये हि तृणोपमानि ॥ १० ॥

ગવૈયા લોકોના સંગીતના ગીતે, વિલાસિની (વેશ્યા) સ્ત્રીઓના શોભાયમાન એવા વિલાસો (કામચેષ્ટાઓ) અને નૃત્યકળાને જાણનાર સુંદર નર્તક (નટ) લોકોના નાચો (નૃત્યો) આ બધા જ્ઞાનના સુખ આગળ ખરેખર તણખલા બરાબર છે. ૧૦

જ્ઞાનજ સર્વ ઠેકાણે ઉપયોગી છે.

बन्धुः परो योऽत्र विदेशगानां, धनं परं यो निजदेशगानाम् ।
मित्रं परं मुक्तिप्रदेशगानां, बोधं विबोधन्तु बुधास्तमेकम् ॥ ११ ॥

જે જ્ઞાન અત્ર વિદેશ (પરદેશ) ગયેલ મનુષ્યોનો બંધુ છે અને પોતાના દેશમાં રહેલા માનવોનું જે ઉત્તમ ધન છે તેમ મુક્તિ (મોક્ષ) ના પ્રદેશમાં ગયેલા નરોનું ઉત્તમ મિત્રરૂપ છે તે એક જ્ઞાનનેજ વિદ્વાન્ પુરૂષો સંપાદન કરો. ૧૧

જ્ઞાનજ સર્વ રીતે સહાય કરેછે.

इन्द्रवज्रा

मोक्षप्रयाणे पृथुसार्थवाहं, प्रौढार्गला नारकपुरकपाटे ।
संसारपाथोनिधियानपात्रं, ज्ञानं जगत्यां गदितं जिनेशैः ॥ १२ ॥

જ્ઞાન તે મોક્ષના પ્રયાણમાં સાર્થવાહ (સાથે ચાલી સહાય કરનાર) રૂપ છે અને નરકપુરી (યમપુરી) ના કમાડને બંધ રાખવામાં મજબુત ભોગળરૂપ છે એટલે નરકના દરવાજાને ખુલ્લો થવા દેતું નથી તેમ વળી શ્રી જિનેશ્વર ભગવાને જગતમાં જ્ઞાનનેજ સંસાર સમુદ્રના વહાણરૂપી કહેલું છે, એટલે સંસારરૂપી સમુદ્રમાંથી મનુષ્યોનો ઉદ્ધાર કરી મોક્ષપુરીમાં લઇ જનારૂં જ્ઞાનજ છે એમ કહ્યું છે. ૧૨

જ્ઞાનનું બળ

उपजाति.

कर्माणि गाढसङ्गतानि तानि, नृणां सदानेकभवार्जितानि ।
क्षयं न यान्तीह तपोभिरुग्रैर्ज्ञानं क्षणात्तान्यपि सङ्क्षिणोति ॥ १३ ॥

મનુષ્યોએ સદા અનેક જન્મોથી મેળવેલા અને અત્યંત મજબૂતપણાને પામેલા મનુષ્યોના કર્મો ઉગ્ર તપોથી પણ અહિં નાશ પામતા નથી પરંતુ જ્ઞાન તો ક્ષણ માત્રમા તે (કર્મો) નો નાશ કરી નાખે છે ૧૩

## જ્ઞાનતુલ્ય કોઇ પદાર્થ નથી.

## इन्द्रवज्रा (१४ थी १८).

न ज्ञानतुल्यः किल कल्पवृक्षो, न ज्ञानतुल्या किल कामधेनुः ।
न ज्ञानतुल्यः किल कामकुम्भो, ज्ञानेन चिन्तामणिरप्यतुल्यः ॥१४॥

ખરેખર કલ્પવૃક્ષ પણ જ્ઞાનતુલ્ય નથી અને કામધેનુ (કામદુધા ગાય) પણ જ્ઞાનસમાન નથી, તેમ કામકુભ (કામને એટલે ઇચ્છાઓને પૂર્ણ કરનાર એક જાતનો મંત્રિત ઘડો) પણ જ્ઞાનતુલ્ય નથી અને ચિંતામણિ નામનો મણિ પણ જ્ઞાનની સમાન નથી ૧૪

## જે સુખ જ્ઞાની મનુષ્યોને થાયછે તે સુખ અલ્પઅંશે દેવતાઓને પણ થતું નથી.

सौख्यं हि यं ज्ञानरसे निमग्नाः, सर्वातिशायीह जना लभन्ते ।
वृन्दारका नैव तदेकदेशं, सत्यं समर्थाः प्रभवन्ति लब्धुम् ॥ १५ ॥

જ્ઞાનરૂપી રસમા મગ્ન થયેલા જે મનુષ્યો અહિં લોકમા સર્વોપરિ એવા જે સુખને પ્રાપ્ત થાયછે, તે સુખના એક દેશને સમર્થ એવા દેવતાઓ પણ ખરેખર પામવાને સમર્થ થઇ શકતા નથી ૧૫

## જ્ઞાન ચાર પ્રકારના કષાયોનો નાશ કરેછે

क्रोधाग्निनिर्वापणवारिवाहो, मानोग्रदन्तावलकेसरीशः ।
मायातमीध्वंसनचण्डभानुर्ज्ञानं हि लोभाम्बुधिकुम्भजातः ॥ १६ ॥

જ્ઞાન તે નક્કી ક્રોધરૂપી અગ્નિને શાંત કરવામા મેઘતુલ્ય છે, માનરૂપી ઉગ્ર હાથીને હણવામા કેસરી સિંહના સ્વામી (મહા કેસરી) તુલ્ય છે, માયારૂપી રાત્રિનો નાશ કરવામા પ્રચંડ સૂર્યરૂપ છે અને લોભરૂપી સમુદ્રનું શોષણ કરવામા અગસ્ત્યઋષિતુલ્ય છે ૧૬

## જ્ઞાનવિના મોક્ષ નથીજ.

इच्छास्ति चेन्मुक्तिपदं प्रयातुमाराधनं ज्ञानपदस्य कुर्यात् ।
ज्ञानं विना नैव कदापि मोक्षो, नानाप्रकारैरपि मोक्षमार्गैः ॥ १७ ॥

જો મનુષ્યને મુક્તિ (મોક્ષ) પદને પામવાની ઇચ્છા હોય તો જ્ઞાન રૂપી પદનું આરાધન કર કારણકે નાના પ્રકારના મોક્ષના રસ્તા (જપ તપ આદિ) થી પણ જ્ઞાનવિના કોઇ પણ દિવસ મનુષ્યને મોક્ષની પ્રાપ્તિ થતી નથીજ ૧૭

## જ્ઞાનની સત્તા સર્વોપરી છે

पद्मालयाराधनपुण्डरीकः, कर्मेभसन्दारणपुण्डरीकः ।
ससाररोगव्रजपुण्डरीको, ज्ञान कषायाटविपुण्डरीकः ॥ १८ ॥

જ્ઞાન લક્ષ્મીજીને પ્રસન્ન કરવામા પુડરીક નામના દિગ્ગજસમાન છે* કુકર્મોરૂપી હાથીઓનો નાશ કરવામા સિહસમાન છે, સસારરૂપી રોગનો નાશ કરવામા પુડરીક નામની ઔષધિતુ ય છે અને કષાયો (ક્રોધ, માન, માયા અને લોભ) રૂપી વનને બાળવામા અગ્નિતુલ્ય છે ૧૮

## જ્ઞાન એ મોક્ષદેશનુ વિમાન છે.

## उपजाति (१९–२०)

ज्ञानाख्ययानाधिगता जना ये, तेषा न दूरो ह्यपवर्गमार्गः ।
ज्ञानेन कर्माणि यतो निहत्य, जिना क्षणादेव गताश्च मोक्षम् ॥ १९ ॥

જે મનુષ્યો જ્ઞાનરૂપી વિમાનમા બેઠેલા છે તેઓને મોક્ષનો માર્ગ દૂર નથી કારણકે જિન મહાત્માઓ (તીર્થંકરો) જ્ઞાનથી કર્મોનો નાશ કરીને ક્ષણ માત્રમાજ મોક્ષને પામ્યા છે ૧૯

## જ્ઞાનથી ઉત્તરોત્તર મોક્ષ કહેછે

ज्ञानाप्तितो द्रव्यमुपार्जयन्ति, द्रव्यार्जनेनैव सुखीभवन्ति ।
सौख्येन धर्माचरण चरन्ति, जना. पुनर्मोक्षसखीभवन्ति ॥ २० ॥

(સસારના વ્યવહાર માર્ગમા) જ્ઞાનની પ્રાપ્તિથી લોકો ધનને મેળવે છે અને ધનોપાર્જન કરવાથી જગતમા સુખી થાયછે અને સુખથી ધર્મનુ આચરણ કરે અને તેથી મોક્ષના મિત્રરૂપ થાયછે અર્થાત મોક્ષને પામે છે ૨૦

---

* શ્રીલક્ષ્મીજીનુ આરાધન દિશાના હાથીઓ કરે છે તે બાબત તેના સ્વરૂપોનુ ધ્યાન કરતા પણ જણાઇ આવે છે

## જ્ઞાન તે મુક્તિરૂપી સ્રીનુ ભૂષણ છે.

## इन्द्रवज्रा (२१–२२).

मुक्तिस्त्रियोऽलङ्करण परं हि, ज्ञान प्रशस्य गदित जिनेशैः ।
तद्भूषण ये भुवि दर्शयन्ति, तेभ्यो द्रुत स्निह्यति मुक्तिरामा ॥ २१ ॥

શ્રીજિનેશ્વર ભગવન્તોએ જ્ઞાનને નક્કી મુક્તિરૂપી સ્રીનુ ઉત્તમ ઘરેણુ કહેલુ છે માટે તે ભૂષણને જે લોકો ભૂમિમા બતાવી રહ્યા છે તેઓ-ઉપર મુક્તિરૂપી સ્રી સ્નેહ રાખે છે, અર્થાત્ તેઓ મરણાતે જલદી મોક્ષ પામે છે ૨૧

## જ્ઞાનપદની પૂજા કરનારને પણ મોક્ષ પ્રાપ્ત થાયછે.

कुर्वन्ति ये ज्ञानपदस्य पूजा, कुर्वन्ति ते तीर्थकरस्य गोत्रम् ।
पातो भवेज्ज्ञानविराधकाना, घोरे जनाना नरकस्य कूपे ॥ २२ ॥

જે મનુષ્યો જ્ઞાનપદની પૂજા કરેછે તેઓ શ્રીતીર્થંકર ગોત્રને બાધેછે અને જ્ઞાનની વિરાધના કરનાર મનુષ્યોનો ઘોર નરકના કૂવામા પાત થાયછે ૨૨

## જ્ઞાનરૂપી દીપની ગેરહાજરીથી મહાહાનિ.

ज्ञान विनान्धा भववारिराशौ, सदा निमज्जन्ति शरण्यहीनाः ।
ज्ञानाञ्जनैर्निर्मलनेत्रयुग्माः, प्रयान्ति ससारसमुद्रपारम् ॥ २३ ॥

જ્ઞાનવિનાના અધ પુરૂષો આશ્રયથી હીન થઇને હુમેશા સસારરૂપી સમુદ્રમા ડૂબ્યા કરેછે અને જ્ઞાનરૂપી અજનથી જેઓના બે નેત્રો નિર્મળ થયા છે અર્થાત્ જેઓને સપૂર્ણ જ્ઞાનની પ્રાપ્તિ થયેલી છે એવા મહાપુરૂષો સસારરૂપી સમુદ્રના પારને પામે છે ૨૩

## જ્ઞાનીને મોક્ષસુખ દૂર નથી

जनोऽत्र यो ज्ञानरथाधिरूढो, महाव्रताख्ये पथि सम्प्रवृत्त ।
दूर न तस्येह कदापि लोके, लोकाग्रगेह सुखसार्वभौमम् ॥ २४ ॥

અત્ર જે મનુષ્ય જ્ઞાનરૂપી રથમા આરૂઢ થયો છે અને પાચ પ્રકારના મહાવ્રતના માર્ગમા પ્રવૃત્ત થયો છે, તે પુરૂષને આ લોકમા કોઇ પણ દિવસ ચક્રવર્તીના સુખવાળુ એવુ જે મોક્ષધામ તે દૂર નથી ૨૪

## પૃથ્વીમા કોણ ભાગ્યશાળી ? તેનો નિર્ણય

## इन्द्रवज्रा (२५ थी ३०).

ते श्राद्धवर्या भुवि भाग्यवन्ताश्चित्तेऽपीति ज्ञानयुता बभूवुः ।
शास्त्रस्य पाठं श्रवणं च लोके, मोक्ते जिनै शासनदीप्तयेऽत्र ॥ २५ ॥

જેઓ ચિત્તમા આ પ્રમાણે જ્ઞાનવાળા થયેલા છે, શાસ્ત્રનો અભ્યાસ કરેછે અને લોકમા શ્રીજિનેશ્વર ભગવાને જૈનશાસનને પ્રકાશ કરવાસારૂ કહેલા શાસ્ત્રમા જેઓનુ શ્રવણ છે તે શ્રાવકવર્યો પૃથ્વીમા ભાગ્યશાળી છે ૨૫

## શાસ્ત્ર (જ્ઞાન) નુ રક્ષણ કોણ કરેછે ? તેની સમજુતી

शास्त्राणि जैनानि हि वाचयन्ति, ये श्रावकाः श्राद्धगुणमपन्नाः ।
सम्यक्त्वभूषापरिभूषिताङ्गा , कुर्वन्ति ते शासनरक्षणं हि ॥ २६ ॥

શ્રદ્ધાના ગુણોથી યુક્ત એવા જે શ્રાવકો જિનધર્મસબધી શાસ્ત્રોને વચે છે અને જેના અગો સમ્યક્ત્વરૂપી ભૂષણથી વિભૂષિત છે તે મહાશયો નક્કી જિનશાસનનુ રક્ષણ કરેછે ૨૬

## જ્ઞાન તેજ ખરૂ શાતિજનક છે.

नानाप्रकारैः परित पृथिव्या, ससारतापैः परिवेष्टितानाम् ।
ज्ञानं जनाना सुखशान्तिहेतुर्धाराधरो धूर्यतरो धरायाम् ॥ २७ ॥

જેમ પૃથ્વીમા મનુષ્યોને સુખ શાતિનુ કારણ ધુરધર મેઘ છે તેમ પૃથ્વીમા ભિન્ન ભિન્ન પ્રકારના સસારના તાપોથી ચોતરફ પીડાને પ્રાપ્ત થયેલા મનુષ્યોને સુખ તથા શાતિનુ કારણ જ્ઞાનજ છે ૨૭

## જ્ઞાનપ્રભાવ

ज्ञानं भवारण्यदवानलाभं, मुक्तयङ्गनाकोमलपाणिलाभम् ।
क्रोधोग्रमायाजलदानिलाभं, कर्मोग्रवह्नेः शमने जलाभम् ॥ २८ ॥

જ્ઞાન તે સસારરૂપી વનને બાળવામા દાવાનળતુલ્ય છે અને મુક્તિરૂપી સ્ત્રીના કોમળ હસ્ત (હાથ) ના લાભને આપનાર છે તેમ ક્રોધ, ઉગ્ર એવી માયા તેરૂપી વર્ષાદને પવનતુલ્ય છે અર્થાત્ પવન જેમ વર્ષાદના સમૂહને ક્ષણ માત્રમા દૂર ફેકી દેછે તેવી રીતે ક્રોધ વિગેરેને દૂર ફેકનાર છે તથા કુકર્મો

ઉત્તમ સ્યાદ્વાદભંગીરૂપી લહેરોના સમૂહયુક્ત એવા જ્ઞાનરૂપી સમુદ્રમ આલોકમા જેઓએ પ્રયત્ન કરેલ છે અર્થાત્ ઉત્તમ પ્રકારનુ જ્ઞાન મેળવેલ એવા તે પુરૂષોને સસારરૂપી સાગર નક્કી એક ખાબોચીયાસમાન થાયો એમ જગમ તીર્થરૂપ એવા શ્રીજિનેશ્વર ભગવાનોએ જણાવ્યુ છે ૩૨

### જ્ઞાનરસ આગળ અન્ય રસો નકામા છે

## उपजाति.

सुधा सुधा याति रसमयुक्ता, सा शर्करा कर्करवद्विभाति ।
द्राक्षा क्षयत्व क्षणतः प्रयाति, प्राप्ते सति ज्ञानरसमवाहे ॥ ३३ ॥

જીવને જ્ઞાનરૂપી રસનો પ્રવાહ પ્રાપ્ત થતા ક્ષણ માત્રમા અતિ રસયુ એવુ જે અમૃત તે વૃથા ( ફોગટ ) થઇ જાયછે અને સાકર કાકરાતુલ્ય ભાસે તેમ દ્રાખ ક્ષયપણાને પ્રાપ્ત થાય છે ૩૩

### જ્ઞાનથી તેજોમય બ્રહ્મનુ દર્શન થાયછે

## इन्द्रवज्रा.

ज्ञानाख्यसूर्यस्य महाप्रभावादज्ञानतामिस्रकदम्बकानि ।
नाश प्रयान्ति त्वघनिस्थितानां, ज्योतिः पर च प्रकटत्वमेति ॥ ३४ ॥

જ્ઞાનરૂપી સૂર્યના મહાન્ પ્રભાવથી મનુષ્યોના અજ્ઞાનરૂપી અધારાન સમૂહો નાશ પામી જાય છે અને પરબ્રહ્મરૂપી તેજ પ્રસિદ્ધપણાને પામે છ એટલે અન્ત કરણમા બ્રહ્મદર્શન થાયછે ૩૪

### જ્ઞાની પુરૂષોને સસારરૂપી સૂર્યનો તાપ પીડા કરતો નથી

## उपजाति

भवार्कतापैः परितापितानां, ज्ञान जनानां जलयन्त्रतुल्यम् ।
यत्प्राप्य नैवानुभवन्ति ताप, नाना प्रकार भवयोनिभूतम् ॥ ३५ ॥

સસારરૂપી સૂર્યના તાપથી તપાયમાન થયેલા મનુષ્યોને જ્ઞાન તે ફુવાર રૂપ છે કે જે ફુવારાને પામીને સસારમા જન્મવાથી ઉત્પન્ન થયેલા નાન (ભિન્ન ભિન્ન) પ્રકારના તાપને લોકો અનુભવતા નથી અર્થાત કે જ્ઞાનીઓને સસારનો તાપ તપાવી શકતો નથી ૩૫

### જ્ઞાન મોક્ષદાન કરનારૂં છે

## उपेन्द्रवज्रा.

ससाररम्भाऽऽलने द्विपेन्द्रः, कीर्त्तौ सुभभावरनाऽतुल्यम् ।
नान हि दम्भाग्निशमे जलौघ, मुक्तिस्त्रियो वै वरमालिकाभम् ॥ ३६ ॥

જ્ઞાન તે સંસારરૂપી કેળને નાશ કરવામાં હાથીરૂપ છે અને કીર્તિને પ્રસિદ્ધ કરવામાં સુંદર ભભા નામના ઉત્તમ વાજીત્રના શ્રેષ્ઠ નાદતુલ્ય છે અને દંભરૂપી અગ્નિને શાંત કરવામાં જળના સમૂહસમાન છે તેમ પરિણામે મુક્તિરૂપી સ્ત્રીને વરવાની વરમાળાતુલ્ય છે અર્થાત્ જ્ઞાન મોક્ષસુખ આપવાવાળું છે ૩૬

### પુનઃ કષાયોનું મર્દન કરવાનું ભિન્ન સ્વરૂપોથી સમજાવે છે.

क्रोधाहिदंशे मणिमन्त्रतुल्य, नान हि मानाग्यनगेन्द्रवज्रम् ।
मायाग्यवल्ल्या कठिन कुठार, लोभाम्बुधौ वाडववह्नितुल्यम् ॥३७॥

નક્કી જ્ઞાન તે ક્રોધરૂપી સર્પના દંશ (કરડ) માં એટલે તેના ઝેરને ઉતારવામાં મણિ તથા મંત્રસમાન છે અને માન (અભિમાન) રૂપી મહાન્ પર્વતને તોડવામાં ઇન્દ્રના વજ્રતુલ્ય, તેમ માયારૂપી વેલને કાપવામાં કઠિન કુવાડા બરોબર તથા લોભરૂપી સમુદ્રનું શોષણ કરવામાં વાડવાગ્નિસમાન છે

સારાંશ—માન, માયા, ક્રોધ અને લોભ એ ચાર કષાયો જ્ઞાનથી દૂર ચાલ્યા જાય છે ૩૭

### જ્ઞાન તે મોક્ષ મેળવવાનું ઉત્તમ સાધન છે.

## उपजाति (३८ थी ४८).

ज्ञान हि रूप परम पवित्र, शरीरिणा सङ्गदित जिनेशैः ।
येन मपना भुवि जन्मभाजो, मुक्तिस्त्रियो वल्लभता मयान्ति ॥ ३८ ॥

ખરેખર જ્ઞાન શ્રીજિનેશ્વર ભગવાનોએ દેહધારી પ્રાણીઓને (ઉદ્ધાર કરવામાં) પરમ પવિત્રરૂપ કહેલું છે, કારણકે જે જ્ઞાનથી યુક્ત એવા પૃથ્વીમાંના મનુષ્યો મુક્તિરૂપી સ્ત્રીના પ્રિયપણાને પામે છે, એટલે મોક્ષને પામે છે ૩૮

### જ્ઞાની પુરૂષને સંપત્તિ પણ પ્રાપ્ત થાય છે.

न नानतुल्य किल भूषण हि, यत्प्राप्य लोकाः सुखिनो भवन्ति ।
स्वयवरा तेह न ते प्रयान्ति, नरत्वलक्ष्म्यः किल सम्पदोऽपि ॥ ३९ ॥

ઉત્તમ સ્યાદ્વાદભગીરૂપી લહેરોના સમૂહયુક્ત એવા જ્ઞાનરૂપી સમુદ્રમા આલોકમા જેઓએ પ્રયત્ન કરેલ છે અર્થાત્ ઉત્તમ પ્રકારનુ જ્ઞાન મેળવેલ છે એવા તે પુરૂષોને સસારરૂપી સાગર નક્કી એક ખાબોચીયાસમાન થાયછે એમ જગમ તીર્થરૂપ એવા શ્રીજિનેશ્વર ભગવાનોએ જણાવ્યુ છે ૩૨

જ્ઞાનરસ આગળ અન્ય રસો નકામા છે

## उपजाति.

सुधा सुधा याति रसप्रयुक्ता, सा शर्करा कर्करवद्विभाति ।
द्राक्षा क्षयत्व क्षणतः प्रयाति, प्राप्ते सति ज्ञानरसप्रवाहे ॥ ३३ ॥

જીવને જ્ઞાનરૂપી રસનો પ્રવાહ પ્રાપ્ત થતા ક્ષણ માત્રમા અતિ રસયુક્ત એવુ જે અમૃત તે વૃથા (ફોગટ) થઇ જાયછે અને સાકર કાકરાતુ ય ભાસેછે તેમ દ્રાક્ષ ક્ષયપણાને પ્રાપ્ત થાય છે ૩૩

જ્ઞાનથી તેજોમય બ્રહ્મનુ દર્શન થાયછે

## इन्द्रवज्रा

ज्ञानाख्यसूर्यस्य महाप्रभावादज्ञानतामिस्रकदम्बकानि ।
नाश प्रयान्ति त्ववनिस्थितानां, ज्योतिः परं च प्रकटत्वमेति ॥ ३४ ॥

જ્ઞાનરૂપી સૂર્યના મહાન્ પ્રભાવથી મનુષ્યોના અજ્ઞાનરૂપી અધારાના સમૂહો નાશ પામી જાય છે અને પરબ્રહ્મરૂપી તેજ પ્રસિદ્ધપણાને પામે છે, એટલે અન્તઃકરણમા બ્રહ્મદર્શન થાયછે ૩૪

જ્ઞાની પુરૂષોને સસારરૂપી સૂર્યનો તાપ પીડા કરતો નથી.

## उपजाति

भवार्कतापैः परितापितानां, ज्ञानं जनानां जलयन्त्रतुल्यम् ।
यत्प्राप्य नैवानुभवन्ति तापं, नाना प्रकारं भवयोनिभूतम् ॥ ३५ ॥

સસારરૂપી સૂર્યના તાપથી તપાયમાન થયેલા મનુષ્યોને જ્ઞાન તે ફુવારા તુલ્ય છે કે જે ફુવારાને પામીને સસારમા જન્મવાથી ઉત્પન્ન થયેલા નાના (ભિન્ન ભિન્ન) પ્રકારના તાપને લોકો અનુભવતા નથી અર્થાત્ કે જ્ઞાનીઓને સસારનો તાપ તપાવી શકતો નથી ૩૫

## જ્ઞાન મોક્ષદાન કરનારૂ છે

## उपेन्द्रवज्रा.

ससाररम्भाङ्लने द्विपेन्द्र, कीर्तो सुभभावरनादतुल्यम् ।
ज्ञान हि दम्भाग्निशमे जलौघ, मुक्तिस्त्रियो वै वरमालिकाभम् ॥ ३६ ॥

જ્ઞાન તે સસારરૂપી કેળનો નાશ કરવામા હાથીરૂપ છે અને કીર્ત્તિને પ્રસિદ્ધ કરવામા સુંદર ભભા નામના ઉત્તમ વાજીત્રના શ્રેષ્ઠ નાદતુલ્ય છે અને દભરૂપી અગ્નિને શાત કરવામા જળના સમૂહસમાન છે તેમ પરિણામે મુક્તિરૂપી સ્ત્રીને વરવાની વરમાળાતુલ્ય છે અર્થાત્ જ્ઞાન મોક્ષસુખ આપવાવાળુ છે ૩૬

## પુનઃ કષાયોનુ મર્દન કરવાનુ ભિન્ન સ્વરૂપોથી સમજાવેછે.

क्रोधाहिदशे मणिमन्त्रतुल्य, ज्ञान हि मानाख्यनगेन्द्रवज्रम् ।
मायाख्यवल्ल्या कठिन कुठार, लोभाम्बुधौ वाडववह्नितुल्यम् ॥३७॥

નક્કી જ્ઞાન તે ક્રોધરૂપી સર્પના દશ (કરડ) મા એટલે તેના ઝેરને ઉતારવામા મણિ તથા મત્રસમાન છે અને માન (અભિમાન) રૂપી મહાન્ પર્વતને તોડવામા ઇન્દ્રના વજ્રતુલ્ય, તેમ માયારૂપી વેલને કાપવામા કઠિન કુવાડા બરોબર તથા લોભરૂપી સમુદ્રનું શોષણ કરવામા વાડવાગ્નિસમાન છે

સારાશ—માન, માયા, ક્રોધ અને લોભ એ ચાર કષાયો જ્ઞાનથી દૂર ચાલ્યા જાય છે ૩૭

## જ્ઞાન તે મોક્ષ મેળવવાનુ ઉત્તમ સાધન છે.

## उपजाति (३८ थी ४८).

ज्ञान हि रूप परम पवित्र, शरीरिणा सञ्जगदित जिनेशैः ।
येन मपन्ना भुवि जन्मभाजो, मुक्तिस्त्रियो वल्लभता मयान्ति ॥ ३८ ॥

ખરેખર જ્ઞાન શ્રીજિનેશ્વર ભગવાનોએ દેહધારી પ્રાણીઓને (ઉદ્ધાર કરવામા) પરમ પવિત્રરૂપ કહેલુ છે, કારણકે જે જ્ઞાનથી યુક્ત એવા પૃથ્વીમાના મનુષ્યો મુક્તિરૂપી સ્ત્રીના પ્રિયપણાને પામે છે, એટલે મોક્ષને પામે છે ૩૮

## જ્ઞાની પુરૂષને સપત્તિ પણ પ્રાપ્ત થાયછે.

न ज्ञानतुल्य किल भूषण हि, यत्प्राप्य लोकाः सुखिनो भवन्ति ।
स्वयवरा वेह च ते मयान्ति, तल्लब्धलक्षाः किल सम्पदोऽपि ॥ ३९ ॥

નક્કી જ્ઞાનતુલ્ય બીજું ઘરેણું નથી કે જે જ્ઞાનરૂપી ભૂષણને પામીને લોકો સુખી થાયછે એટલે તે લોકો પોતાની મેળે પ્રાપ્ત થયેલી સર્વ સંપદોને પણ આ લોકમાં મેળવે છે કારણકે તે સંપત્તિઓનું ધ્યાન પણ તેના ઉપર ખેંચાય છે એટલે જ્ઞાની પુરૂષને સંપત્તિની પણ પ્રાપ્તિ થાય છે ૩૯

## જ્ઞાનથી ભવભય તથા તેના મૂળરૂપ અજ્ઞાનનો નાશ થાયછે.

ये ज्ञानदण्डेन विमण्डिताङ्गा , स्खलन्ति ते नैव भवाटवीषु ।
ये ज्ञानभानुं च समाश्रयन्ति, तेभ्यस्तमो दूरतरं प्रयाति ॥ ४० ॥

જેઓ જ્ઞાનરૂપી દંડથી સુશોભિત અંગવાળા છે અર્થાત્ જ્ઞાનશીલ પુરૂષો છે તેઓ સંસારરૂપી જંગલમાં ઠેબો ખાતા નથી અને જેઓ જ્ઞાનરૂપી સૂર્યનો આશ્રય કરેછે, તે પુરૂષોથી અંધારૂં (અજ્ઞાન) બહુજ દૂર પલાયન કરી જાયછે અર્થાત્ અજ્ઞાન રહેતું નથી ૪૦

## જ્ઞાનપ્રકાશની સત્તા

ज्ञानप्रदीपे शलभीभवन्ति, कषायवृन्दानि सदा जनानाम् ।
ज्ञानप्रदीपे परिभासयन्ति, जगन्ति हस्तामलकेङ्गितानि ॥ ४१ ॥

ज्ञानशतक—हीरालाल हसराज कृत

જ્ઞાનરૂપી દીવામાં મનુષ્યોના કષાયો (ક્રોધ, માન માયા અને લોભ) ના સમૂહો પતંગીઆતુલ્ય થઇ જાય છે અર્થાત્ કષાયરૂપી પતંગીઆઓ દગ્ધ થઇ જાય છે એટલુંજ નહિ પરંતુ જ્ઞાનરૂપી દીવો થતાં હાથમાં રહેલા આમળાના ફળતુલ્ય ચેષ્ટાવાળા સમસ્ત જગત્ (લોકો) ભાસમાન થાય છે એટલે હાથમાં રહેલું આમળાનું ફળ જેમ યથાર્થ જોઇ શકાય છે તેમ જ્ઞાનરૂપી દીવો થતાં સમસ્ત જગતો ભાસમાન થાય છે એટલે સર્વ લોકાલોકનું જ્ઞાન થાય છે ૪૧

## અર્થજ્ઞ પુરૂષોએ જ્ઞાનનેજ ઇચ્છયું છે

रत्नत्रयीं रक्षति येन जीवो, विरज्यतेऽत्यन्तशरीरसौख्यात् ।
रुणद्धि पापं कुरुते विशुद्धिं, ज्ञानं तदिष्टं सकलार्थविद्भिः ॥ ४२ ॥

જીવ જે (જ્ઞાનપ્રકાશ) વડે જ્ઞાન દર્શન અને ચારિત્ર એ ત્રણે રત્નનું રક્ષણ કરેછે અને (ખોટા) અત્યંત શરીરસુખમાંથી મોકળો થાયછે વળી પાપને રોકી મૂકે છે એટલે તેનો નાશ કરે છે અને ચિત્તની શુદ્ધિ (પવિત્રતા) ને કરેછે તે જ્ઞાનનેજ સર્વ અર્થ (ધર્મ અર્થ, કામ અને મોક્ષ) ને જાણનાર પુરૂષોએ ઇચ્છયું છે ૪૨

## અકલિત જ્ઞાનરૂપી હીરો.

चौरादिदायादतनूजभूपैरहार्यमर्च्यं सकलेऽपि लोके ।
धनं परेषां नयनैरदृश्यं, ज्ञानं नरा धन्यतमा वहन्ति ॥ ४३ ॥

જ્ઞાન ચોર વિગેરેથી ચોરી શકાતુ નથી, તેમ ભાઇઓ તેમા ભાગ પ ડાવી શકતા નથી, તેમ પુત્રો વારસો મેળવવામા તેની તકરાર લાવતા નથી અને રાજાઓ દંડના કાર્યમા તે જ્ઞાનરૂપી ધનનું ગ્રહણ કરી શકતા નથી, એટલે ઉપરના લોકોથી જ્ઞાન કોઇ રીતે લઇ શકાય તેમ નથી વળી તે (જ્ઞાનરૂપી) ધન સમગ્ર જગત્‌મા પણ વખાણવાને યોગ્ય છે (પુજવા યોગ્ય છે) અને દુશ્મનોના નેત્રોથી પણ તે ધન જોઇ શકાતુ નથી ત્યારે હરણ તો ક્યાથી જ થઇ શકે? માટે ભાગ્યશાળી પુરૂષોજ જ્ઞાનરૂપી ધનનું ગ્રહણ કરે છે ૪૩

## જ્ઞાન માનવોનુ શુ શુ હિત કરતુ નથી?

तमो धुनीते कुरुते प्रकाशं, शमं विधत्ते विनिहन्ति कोपम् ।
तनोति धर्मं विधुनोति पापं, ज्ञानं न किं किं कुरुते नराणाम् ॥ ४४ ॥

જ્ઞાન અંતઃકરણના (અજ્ઞાનરૂપી) અંધકારનો નાશ કરેછે, ચિત્તમા પ્રકાશ કરે છે, શાંતિ કરે છે, ગુસ્સાનો નાશ કરે છે, ધર્મનો વિસ્તાર કરે છે તથા અધર્મનો નાશ કરે છે આમ જ્ઞાન મનુષ્યોનું શુ શુ હિત કરી શકતુ નથી? અર્થાત્ સર્વ પ્રકારનું હિત કરે છે ૪૪

## જ્ઞાનથીજ સર્વ પાપનો ક્ષય થાયછે

यथा यथा ज्ञानबलेन जीवो, जानाति तत्त्वं जिननाथदृष्टम् ।
तथा तथा धर्ममतिप्रसक्तः, प्रजायते पापविनाशशक्तः ॥ ४५ ॥

મનુષ્ય જેમ જેમ જ્ઞાનના બળથી શ્રીજિનેશ્વર ભગવાનથી જોવાયેલા (કહેવાયેલા) તત્ત્વને જાણે છે તેમ તેમ ધર્મવાળી બુદ્ધિમા આસક્ત થઇ સર્વ પાપોના વિનાશમા શક્તિમાન્ થાય છે, એટલે પોતાના સમગ્ર મહાન્ પાપોનો નાશ કરી નાખે છે ૪૫

## જ્ઞાનરૂપ અંકુશવિના મનરૂપી હાથી નિયમમા રાખી શકાતો નથી.

शक्यो निजेतुं न मनःकरीन्द्रो, गन्तुं प्रवृत्तः प्रविहाय मार्गम् ।
ज्ञानाङ्कुशेनात्र विना मनुष्यैर्विनाङ्कुशं मत्तमहाकरीव ॥ ४६ ॥

જેમ અંકુશવિના મદોન્મત્ત હાથી નિયમમા રાખી શકાતો નથી તેમજ અહિં માર્ગ છોડીને કુમાર્ગે ચાલવાવાળો મનરૂપી મહાન્ હાથી જ્ઞાનરૂપી અંકુશવિના મનુષ્યોથી વશ કરી શકાય તેમ નથી ૪૬

## જ્ઞાન મનુષ્યનુ ત્રીજુ નેત્ર છે

ज्ञान तृतीय पुरुषस्य नेत्र, समस्ततत्त्वार्थविलोकदक्षम् ।
तेजोऽनपेक्ष विगतान्तराय, प्रवृत्तिमत्सर्वजगत्त्रयेऽपि ॥ ४७ ॥

સમગ્ર તત્ત્વાના અર્થને બતાવવામા ચતુર તેજોમય વળી જેને બીજા તેજની અપેક્ષા નથી વિઘ્નરહિત, તેમ ત્રણ જગત્ (સ્વર્ગ, મૃત્યુ અને પાતળ) મા પણ પ્રવૃત્તિવાળુ એટલે સમસ્ત પદાર્થને જાણવાવાળુ જ્ઞાન તે પુરૂષનુ ત્રીજુ નેત્ર છે ૪૭

## જ્ઞાનહીન મનુષ્ય કેવળ પશુજ છે

धर्मार्थकामव्यवहारशून्यो, विनष्टनिश्शेषविचारबुद्धि ।
रात्रिंदिव भक्षणसक्तचित्तो, ज्ञानेन हीन पशुरेव शुद्ध ॥ ४८ ॥

सुभाषितरत्नसन्दोह

ધર્મ અર્થ કામ અને વ્યવહારથી પણ શૂન્ય તેમ જેનામા સમગ્ર વસ્તુનો વિચાર કરવાની બુદ્ધિ નાશ પામી છે અને રાત્રિદિવસ ભક્ષણ (આહાર) મા જેનુ ચિત્ત આસક્ત થઇ ગયુ છે એવી રીતે જે મનુષ્ય જ્ઞાનથી રહિત છે તે શુદ્ધ (ચોખો) પશુજ છે ૪૮

## જ્ઞાન સર્વ કલ્યાણનુ આદિ કારણ છે

## शार्दूलविक्रीडित (४९–५०)

ज्ञान स्यात्कुमतान्धकारतरणिर्ज्ञान जगल्लोचन,
ज्ञान नीतितरङ्गिणीकुलगिरिर्ज्ञान कषायापहम् ।
ज्ञान निर्वृतिवश्यमन्त्रममल ज्ञान मन पावन,
ज्ञान स्वर्गगतिप्रयाणपटह ज्ञान निदान श्रिय ॥ ४९ ॥

જ્ઞાન કુત્સિત (ભૂંડા) મતરૂપી અધકારનો નાશ કરવામા સૂર્યસમાન છે, જ્ઞાન સમગ્ર જગત્નુ નેત્ર છે, જ્ઞાન નીતિરૂપી નદીને ઉત્પત્તિસ્થાન એવા મેરૂપર્વતરૂપ છે અને જ્ઞાન કષાય (ક્રોધ મા [illegible]) નો નાશ કરનાર છે, જ્ઞાન આનદને વશ કરવામા [illegible] નિર્મળ

છે તથા મનને પવિત્ર કરનારૂ છે, જ્ઞાન સ્વર્ગમા જવા વખતે મગળપટહ (વાજીત્ર) છે અને જ્ઞાન લક્ષ્મીનું આદિ કારણ છે

સારાંશ—જ્ઞાનથી પાખડ ધર્મનો નાશ, સર્વપ્રકાશ, નીતિની પ્રપ્તિ, કષાયનો ભગ, શાતિ, મનની શુદ્ધિ, સ્વર્ગની પ્રાપ્તિ અને લક્ષ્મીનો નિવાસ થાયછે ૪૯

## જ્ઞાનનુ પ્રાબલ્ય સર્વોપરિ છે

ज्ञान कर्ममहीध्रभेदकुलिश शसन्ति मोहापह,
ज्ञान भूषणमङ्गिना वरधन ज्ञान जगद्दीपनम् ।
एतत्तत्त्वमतत्त्वमेतदपर ज्ञानेन विज्ञायते,
लोकालोकविलोकनैकपटवः स्युर्ज्ञानदानाज्जनाः ॥ ५० ॥

सूक्तिमुक्तावली

જ્ઞાન તે કર્મોરૂપી પર્વતોને ભેદવામા ઇદ્રના વજ્રતુલ્ય છે અને અજ્ઞાનનો નાશ કરનાર છે એમ મહાત્માઓ કહેછે, જ્ઞાન તે દેહધારી માનવોનું ઉત્તમ ધન તથા ભૂષણ છે, જ્ઞાન આખા જગતને દીપાવનાર છે, આ તત્ત્વ આ અતત્ત્વ, આ તત્ત્વાતત્ત્વ, આ ખોટુ જ્ઞાનથી જણાય છે અને મનુષ્યો જ્ઞાનના દાનથી લોકાલોક જોવામા એક ચતુર થઇ જાય છે, એટલે સર્વજ્ઞપણુ પણ જ્ઞાનથી પ્રપ્ત થાયછે

સારાંશ—જ્ઞાનથી કર્મની હાનિ, મોહનો નાશ, શરીરનો શણગાર, જગતમા શોભા સત્ તથા અસત્ વસ્તુનો વિવેક અને સર્વજ્ઞત્વની પ્રાપ્તિ થાય છે એટલુજ નહિ પણ જ્ઞાનદાન કરવાથી મનુષ્યો સર્વ રીતે કુશળતા મેળવે છે ૫૦

## જ્ઞાન મેળવવાની ખાસ જરૂર.

## સવૈયા

ચરણ કરણ માહે જે અતિ રાતા, નવી સ્વ સમય સભાળેજી,
નિજપર સમય વિવેક કરી નવી, આત્મતત્ત્વ નિહાળેજી,
સમતિ માહે કહ્યુ તિણ ન લહ્યુ ચરણ કરણનો સારોજી
તેમાટે એ જ્ઞાન અભ્યાસો, એહજ ચિત્ત દઢ ધારોજી ૫૧

જૈનકથા રત્નકોષ—ભાગ પાચમો

## જ્ઞાનની ખામીને લીધે કઢંગી સ્થિતિ.

"જ્ઞાનહીન મનુષ્ય ઘોડાની પૂછડી પકડીને આખે રસ્તે લાત ખાતો

* સ્વામી રામતીર્થ

ખાતો જાયછે અને જ્ઞાનવાન્ મનુષ્ય ઘોડાની પીઠપર સ્વાર થઇ જઇને આનંદ તથા સુખની સાથે મોજ કરતો માર્ગ કાપેછે

સૂર્ય, ચંદ્ર અને દીપવિના જેમ જગતનો વ્યવહાર ચાલતો નથી તેમ જ્ઞાન (દરેક વસ્તુનું સાક્ષાત ભાન) વિના પણ સર્વશ્રમ નિરર્થક છે એટલે શુદ્ધ જન્મ મેળવ્યા છતા પણ જ્ઞાનનું સંપાદન ન થયું હોય તો જીવને સંસારમા જન્મમરણનું ચક્ર ભોગવવુંજ પડે છે તેથી જ્ઞાન મેળવવાની ખાસ જરૂર છે એ સમજાવી જ્ઞાનના પેટા ભાગતરીકે જ્ઞાનદાન લેવાની જરૂર ધારી આ જ્ઞાન અધિકાર પૂર્ણ કર્યો છે



## ज्ञानदान-अधिकार



"જ્ઞાન" જાણવુ, તેના પણ ઘણા ભેદ થઇ શકે લૌકિક અલૌકિક બન્ને જાતના પદાર્થોનુ જ્ઞાન દરેક મનુષ્ય પ્રાણીને હોવુ જોઇએ. કારણકે પશુ વિગેરે યોનિના પ્રાણીઓમા તેવી ગ્રહણશક્તિ નથી જેથી મનુષ્યવત્ તેઓને જ્ઞાન આપી શકાય નહિ, પરંતુ મનુષ્ય વ્યક્તિ તો સર્વ પ્રકારના જ્ઞાનને પ્રાપ્ત થઇ શકેછે કારણકે તેમા તેવી બીજરૂપે શક્તિઓ રહેલ છે એટલે જેમા બીજરૂપે જે શક્તિ છે તેને ખીલવવી—કેળવવી એ જ્ઞાનનુ સ્વરૂપ છે વટના સ્વલ્પ બીજમા મહાન્ વટ હોવાની શક્તિ છે તો તે મહાન્ થઇ શકેછે પરંતુ તેથી મ્હોટા વટાણા ભીંડા વિગેરેના બીજોમાંથી વટ જેવા મોહોટા વૃક્ષો થઇ શકતા નથી હવે બીજમા વટની માફક વટરૂપે થવાની શક્તિ છે પરંતુ તેને ખીલવવામા ન આવે તો તે શક્તિ નષ્ટતુ થ છે તેમ મનુષ્ય વ્યક્તિમ જે શક્તિ છે તેને પણ ખીલવવામા ન આવે તો તે નષ્ટ પ્રાય છે માટે જ્ઞાનશક્તિને ખીલવવી એજ મુખ્ય કર્તવ્ય છે અને તેથી આ લોક તથા પરલોક બન્ને લોકોના સુખની પ્રાપ્તિ થાયછે અર્થાત્ જીવ મોક્ષગામી થઇ શકેછે જેથી બીજા પરિશ્રમોને છોડી જ્ઞાનદાનના કાર્યોમા યત્ન કરવામા આવે તો તેથી હજારો બલ્કે લાખો મનુષ્યોનો ઉદ્ધાર થવા સંભવ છે માટે વિદ્વાનોએ વિદ્યા (જ્ઞાન) દાનમા પરાયણ રહેવુ તે બાબતનુ સમર્થન કરવામાટે અત્ર લંબાણ ન કરતા ઉક્ત પ્રકરણનો અધિકાર શરૂ કરવાની જરૂરીઆત માની છે

## સર્વ દાનો કરતા જ્ઞાનદાન ઉત્તમ છે.

### इन्द्रवज्रा (१ थी ४).

ज्ञानस्य दान खलु वित्तदान, ज्ञानस्य दान खलु भोज्यदानम् ।
ज्ञानस्य दानं खलु सौख्यदान, ज्ञानस्य दान ह्यभयप्रदानम् ॥ १ ॥

જ્ઞાનનુ દાન તેજ ખરૂ ધનદાન છે, જ્ઞાનનુ દાનજ સાચુ ભોજનદાન છે, જ્ઞાનનુ દાનજ સત્ય સુખને આપનાર (સુખદાન) છે અને નક્કી જ્ઞાનદાન તેજ અભયદાન છે ૧

તથા—

ज्ञानस्य दान किल पात्रदान, ज्ञानस्य दान किल नाकदानम् ।
ज्ञानस्य दान किल मोक्षदान, ज्ञाने हि तानीह समाविशन्ति ॥ २ ॥

જ્ઞાનનુ દાનજ સુપાત્રદાન છે, જ્ઞાનનુ દાનજ સ્વર્ગ લોકનુ દાન છે, જ્ઞાનનુ દાનજ મોક્ષદાન છે, કારણ કે તે બધા દાનો આ જ્ઞાનદાનમા સમાવેશને પામે છે એટલે જ્ઞાનદાનમા તે સમગ્ર દાનોનો સમાવેશ થઇ જાય છે ૨

## જ્ઞાન એ તીર્થંકરના પ્રતિનિધિ (મૂર્ત્તિ) રૂપ છે.

तीर्थङ्कराणामधुना त्वभावे, ज्ञान हि ससारसमुद्रयानम् ।
पूजा यथाशक्ति ततश्च तस्य, कुर्वन्तु दत्त्वा पठता सहायम् ॥ ३ ॥

હમણા તો તીર્થંકર ભગવાનોના અભાવમા જ્ઞાનજ સસારરૂપી સમુદ્રમા વહાણતુલ્ય છે તેથી જ્ઞાન મેળવતા (વિદ્યાર્થી) જનોને મદદ આપીને તે જ્ઞાનની યથાશક્તિ પૂજા કરો ૩

## જ્ઞાનની સેવા તથા તેનુ અપમાન કરવાથી થતુ ફળ

कुर्वन्ति ये ज्ञानपदस्य पूजा, नयन्ति ते तीर्थकरस्य गोत्रम् ।
पातो भवेज्ज्ञानविरोधकानां, घोरे जनाना नरकस्य कूपे ॥ ४ ॥

જે ધર્મધારી પુરૂષો જ્ઞાનપદ (વિદ્યાલય) નો ધનાદિથી સત્કાર કરે છે, તેઓ તીર્થંકર ગોત્રનુ ઉપા [illegible] છે અને જ્ઞાનના વિરોધી એવા પાપી પુરૂષોનો ઘોર એવા નરકના [illegible] થાય છે ૪.

પહોચેછે અને તેઓ પલ્લવિત રહેછે તેમ જ્ઞાનદાનને મદદ કરવાથી બીજા દાનો તેને લીધે હસ્તીમા આવેછે તેથી જ્ઞાનદાનનેજ ઉત્તેજન આપવું એ વિશેષ લાભકારક છે તેથી તેને વળગી રહેવુ એમ સૂચના કરી આ અધિકારને મદદરૂપ જ્ઞાનોત્તેજનની અપેક્ષા માની હવે પછી તે અધિકાર લેવા ધ્યાન આપી આ જ્ઞાનદાન અધિકાર પૂર્ણ કરવામા આવેછે



## ज्ञानोत्तेजन-अधिकार.



જગતના વિષયભોગોમા લુબ્ધ એવા મનુષ્યો ભોગવિલાસમા છૂટથી પોતાના ધનનો વ્યય કરી રહ્યા છે કોઇ એટલેથી ન અટકતા કુમાર્ગોમા પણ ધન ખર્ચતા પાછુ વાળી જોતા નથી અને તેમ કુકર્મોમા આસક્ત રહેતા રહેતા સમગ્ર જીવનને ગુમાવી નાખેછે અને પરિણામે કાળના કવલરૂપ થઇ જાયછે જો કે સૃષ્ટિના તમામ માનવો તેવા નથી, કેટલાક વિદ્યાભિલાષી પુરૂષો પણ છે પરંતુ મોટો ભાગ વિષયાન્ધ પુરૂષોનો છે તેથી તેવા માનવોએ સમજવુ જોએ કે પોતાના ધનનો જ્ઞાનોત્તેજન કાર્યમા જો વ્યય કરવામા આવે તો તેનું પરિણામ ઘણુંજ શ્રેયસ્કર થાયછે તેથી વિષયજન્ય પદાર્થોમા ધનનો વ્યય નહિ કરતા જે ધન પ્રાણસાટે લીધુ છે (મેળવ્યું છે) એટલે પ્રાણ જવાની પણ દરકાર ન કરતા વિદેશગમન આદિ કાર્યો કરી મેળવ્યું છે તે ધન જો આપણને અન્ય જન્મોમા પણ ઉપયોગી થાય એવી આકાક્ષા હોય તો જ્ઞાનોત્તજન કાર્યમાજ ખર્ચવુ એટલુ ટુકામા જણાવી હવે તેમબધી અધિકારનો આરભ કર્યો છે

---

### મુક્તિ મેળવવાનો સરલ રસ્તો.

### इन्द्रवज्रा (१ थी ३)

ज्ञान पठन्तीह च पाठयन्ति, साहाय्यदान पठता जनानाम् ।
यच्छन्ति ये ज्ञानरसमपन्नास्तेषा न दूरे खलु मुक्तिरामा ॥ १ ॥

જ્ઞાનરસથી યુક્ત એવા જે પુરૂષો આ લોકમા પોતે જ્ઞાનાભ્યાસ કરેછે અને બીજાઓને અભ્યાસ કરાવેછે અથવા અભ્યાસ કરતા મનુષ્યોને પુસ્તક વિગેરેની મદદ કરેછે, તે પુરૂષોને મુક્તિ (મોક્ષ) રૂપી સ્રી દૂર નથીજ ૧

તથા—

ये ज्ञानदानं ददतीह भक्त्या, मुक्त्यङ्गना यच्छति सम्मदोत्का ।
तेभ्यस्सरागं निजहस्तदानं, नित्यं चिदानन्दमयं मनोज्ञम् ॥ २ ॥

આ લોકમાં જે લોકો પ્રેમથી બીજાઓને જ્ઞાનનું દાન આપેછે, તેવા ધર્માત્મા પુરૂષોને સુન્દર મદથી ઉત્સુક એવી મુક્તિ (મોક્ષ) રૂપી સ્ત્રી સદા ચેતન તથા આનંદઘન અને સુંદર એવા પોતાના હસ્તના દાનને સ્નેહપૂર્વક આપેછે અર્થાત્ તેઓને મોક્ષપદ પ્રાપ્ત થાયછે ૨

## 'જ્ઞાનદાન' કરનારાઓને દેવતાઓ મદદ આપેછે

यच्छन्ति ये सम्पठतां सहायं, भक्त्यान्विता जैनसुबालकानाम् ।
तेषां सहायं त्रिदिवेशसार्था, यच्छन्ति नूनं जिनधर्मभाजाम् ॥ ३ ॥

ભક્તિથી યુક્ત એવા જે જૈનધર્મી પુરૂષો ધર્મસંબંધી જ્ઞાનનો અભ્યાસ કરતા જૈનધર્મી સુંદર બાળકોને પુસ્તક વિગેરેની મદદ આપેછે તે જૈનધર્મનું સેવન કરનાર પુરૂષોને દેવતાઓના સમૂહો નક્કી સહાય આપેછે ૩

## મોક્ષે જવાનો સુલભ રસ્તો.

## उपजाति (४–५)

भव्वाध्वनि ज्ञानपयायुतानि, यो पाठशालारण्यसरांसि मह्याम् ।
कुर्वन्ति ते मुक्तिरमाभिलाषं, विना प्रयत्नं प्रतिपादयन्ति ॥ ४ ॥

જે ધર્માત્મા પુરૂષો પૃથ્વીમાં સંસારના માર્ગમાં જ્ઞાનરૂપી જળથી યુક્ત એવા પાઠશાળાઓરૂપી તળાવો બાંધેછે તે પુરૂષો મુક્તિ (મોક્ષ) રૂપી લક્ષ્મીના અભિલાષનું, (ઇચ્છાનું) મહેનતવિના પ્રતિપાદન કરેછે એટલે વિના પ્રયત્ને, મોક્ષ મેળવે છે ૪

## ક્ષયને બદલે વૃદ્ધિ તથા નેવાના પાણી મોભે એ ચમત્કૃતિ.

यः पाठशालामिषतः पृथिव्या, ज्ञानार्पणानि प्रकटीकरोति ।
चित्रं हि लाभो भवतीह तस्य, व्ययेऽप्यहो कोटिगुणो नरस्य ॥ ५ ॥

જે પુરૂષ પાઠશાળાને મિષથી (બ્હાનાથી) પૃથ્વીમાં જ્ઞાનદાનોને પ્રસિદ્ધ કરેછે અર્થાત [illegible] છે, તે પુરૂષને ખર્ચ કરતા પણ કોટિગણો લાભ અહિં થાયછે [illegible] શ્ચર્યની વાત્તા છે ૫

### ચોરી કરવાથી અપયશને બદલે સુયશ એ ચમત્કાર

#### इन्द्रवज्रा

ये पाठशालापणतो हि चौर्यं, कुर्वन्ति सज्ज्ञानधनस्य बालाः ।
चित्रं किलैते सुखिनो भवन्ति, लब्ध्वा सुकीर्त्ति तु परत्र चात्र ॥ ६ ॥

જે બાળકો (વિદ્યાર્થીઓ) પાઠશાળારૂપી બજારમાંથી નક્કી જ્ઞાનરૂપી ધનની ચોરી કરેછે તે બાળકો આશ્ચર્ય છે કે આ લોકમાં સુંદર કીર્ત્તિને પામીને નક્કી પરલોકમાં સુખ ભોગવવાવાળા થાયછે ૬

### મુક્તિને દાસી બનાવવી હોય તો સદ્‌વિદ્યાદાન કરો

#### उपजाति (૭–૮).

यच्छन्ति ये ज्ञानधनं जनेभ्यो, मुक्तिः स्पृहां वै कुरुते हि तेभ्यः ।
मानं प्रयान्तीह च ते जनेभ्य, प्रशंसनीयाः खलु सज्जनेभ्यः ॥ ७ ॥

જેઓ જ્ઞાનરૂપી ધનનું મનુષ્યોને દાન આપે છે, નક્કી તે પુરૂષોની મુક્તિ (મોક્ષ) ઈચ્છા રાખે છે (એટલે મનુષ્યો મોક્ષને ઇચ્છેછે, પરંતુ આ પુરૂષોને તો સામો મોક્ષ ઇચ્છેછે) એટલુજ નહિ પણ આ લોકમાં પ્રશંસાને પાત્ર એવા તે (જ્ઞાનદાન કરનારા) સજ્જન પુરૂષોથી નક્કી માનને પામે છે અર્થાત્ જ્ઞાનદાની પુરૂષોના બન્ને લોક સુધરે છે ૭

### વિદ્યાવૃદ્ધિ કરનારને મોક્ષગામી જાણવો

ज्ञानस्य नानाविधपुस्तकानि, लिखन्ति भावेन च लेखयन्ति ।
मुद्रापयन्तीह च मानवा य, तेषां सहायं प्रददाति मुक्तिम् ॥ ८ ॥

જે ધર્માત્મા પુરૂષો જ્ઞાનના ભિન્ન ભિન્ન પુસ્તકોને પોતે લખે છે અથવા પ્રેમથી બીજા પાસે (ધન આપી) લખાવે છે અગર અહિં (આ લોકમાં) છપાવે છે તે પુરૂષોની (જ્ઞાનના પુસ્તકોને કરેલી) મદદ તેઓને મુક્તિ (મોક્ષ) દાન આપે છે ૮

### જ્ઞાનદાન કરનાર પુરૂષોએજ સર્વ પુણ્ય કર્યું છે.

#### इन्द्रवज्रा

ज्ञानस्य दानं भुवि यैः प्रदत्तं, तैरेव लोकैश्च तपोऽभितप्तम् ।
आज्ञा जिनानां परिपालिता तै,, संसारसिन्धुः किल तैश्च तीर्णः ॥९॥

ભૂમિમા જે લોકોએ જ્ઞાનનું દાન આપ્યું છે, તે લોકોએજ તપ કરેલું છે તે લોકોએજ જિનભગવાનની આજ્ઞાનું પરિપાલન કર્યું છે અને નક્કી સમારરૂપી સમુદ્રને તે ધર્માત્મા પુરૂષો તરી ગયા છે ૯

## જ્ઞાનદાનની ખાસ જરૂર છે તેમાટે નન્દિસૂત્રનો હસ્તલેખિત સબળ પૂરાવો.

## उपजाति.

कुर्वन्तु भव्या भुवि पाठशालां, ज्ञानार्पणायार्हतबालकानाम् ।
जिनेशमुख्यैः खलु नन्दिसूत्रे, ज्ञानस्य दान परम सदोक्तम् ॥ १० ॥

ज्ञानशतक-(हीरालाल हसराज कृत )

હે ભવ્ય (ધર્માત્મા) પુરૂષો! જૈન બાળકોને જ્ઞાનદાન આપવાસારૂ પૃથ્વીમા પાઠશાળાઓ કરો કારણકે જિનેદ્ર ભગવાન્ જેમા મુખ્ય છે એવા નદિસૂત્ર નામના આગમમા જ્ઞાનનુ દાન પૂર્વાચાર્યોએ સદા ઉત્તમ કહ્યુ છે ૧૦

## મોહમયીની વીરવિદ્યાલય જેવી ધર્મયુક્ત કોલેજથી થતા ફાયદા

## द्रुतविलम्बित.

पठति पाठयते पठतामसौ, वसनभोजनपुस्तकवस्तुभिः ।
प्रतिदिन कुरुते य उपग्रह, स इह सर्वविदेव भवेत्सरः ॥ ११ ॥

कस्यापि

આ પુરૂષજ ખરી રીતે ભણેછે અને ભણાવેછે કે જે પુરૂષ જ્ઞાનાભ્યાસ કરનારા (વિદ્યાર્થીઓ) ને વસ્ત્ર, ભોજન, પુસ્તકો તથા બીજી જ્ઞાનોપયોગી વસ્તુઓથી અનુકૂળતા હમેશા કરી આપેછે તેથી તે પુરૂષ આલોકમા (અથવા ભવાતરે) સર્વવેત્તાજ થાયછે ૧૧

વિદ્યાજ્ઞાનથી જે જે ફાયદા જોવામા આવેછે તે તે ફાયદા વિદ્યાજ્ઞાનને મદદરૂપે જો કોઇ પ્રેરક ન હોય તો વિદ્યાજ્ઞાન વૃદ્ધિ પામી શકતું નથી પણ ઉલટુ તે ઘસાતું જાયછે તો વિદ્યાજ્ઞાનના આધારરૂપ કેળવાયેલા ધનાઢ્ય પુરૂષોને ખાસ સૂચના કરવામા આવેછે કે જે દ્રવ્ય છે તે કોઇ વખત પોતાના તાબામાથી છટકી જવાનું છે અને [illegible] ની ગેરહાજરીમા તો અવશ્ય કોઇના તાબામા જવાનુજ છે તેથી [illegible] મ કેળવણીમા તેનો ઉપયોગ કરવો એમ દર્શાવી અને [illegible] ન કરવુ એ જાણવાનુ અવશ્ય

હોવાથી હવે પછી તે અધિકાર લેવા ધારી આ જ્ઞાનોત્તેજન અધિકાર પૂ
કરવામા આવેછે



## ज्ञानमा अन्तराय-अधिकार



જેઓ સસારસાગરમાથી તારનાર વહાણરૂપ જ્ઞાનદાન કરતા નથી અ
થવા બીજાઓને પણ અટકાવીને તે કરવા દેતા નથી તેમની સાથે
પ્રથમ તો દરિદ્રતા સબધ (વિવાહ) કરી નિત્ય તેના ઘરમા વાસ કરેછે,
લોકોમા તેની નિંદા થાયછે અને અતે મહા નરકાદિ યાતનાઓ (શિક્ષાઓ) ભો
ગવતા પણ ભવાટવીમાથી તેનો છુટકારા થતો નથી માટે તેથી દૂર રહી,
અનતે પ્રયાસે પોતાથી અથવા અન્યથી જ્ઞાનદાન કરી મનુષ્યજીવનની સ્થા
ર્થકતા કરવી જોઇએ.

---

### જન્મની નિષ્ફળતા

### इन्द्रवज्रा

न ज्ञानदान भुवि यै मत्त, न ज्ञानसाहाय्यमिहार्पित च ।
नाराधन तस्य कृत कदापि, व्यर्थ जिनैर्जन्म किलोक्तमेषाम् ॥ १ ॥

જે મનુષ્યોએ પૃથ્વીમા જ્ઞાનનુ દાન આપ્યુ નથી, જ્ઞાનવર્ધક ખાતાઓ
(?) મા મદદ કરી નથી અથવા જ્ઞાની જનોની શુશ્રૂષા (સેવા) વગેરે
ને તેમને પ્રસન્ન કરી લોકહિતાર્થે તેમને પ્રેરી જ્ઞાનની વૃદ્ધિ કરાવી
અને કોઇ પણ દિવસે પોતે તેમનુ સેવન સપાદન કર્યુ નથી તેથી
નો જન્મ શ્રીતીર્થકરોએ વ્યર્થ કહેલ છે ૧

### જ્ઞાનદાનથી રહિતને દરિદ્રતાસાથે પરમ પ્રીતિ

### उपजाति

न ज्ञानदान भुवि यो ददाति, दरिद्रता त स्वकर ददाति ।
कुर्वन्ति तस्येह विराधना च, सौग्याय यच्छन्ति जलाञ्जलिं ते ॥ २ ॥

જે પુરૂષ ભૂમિઉપર (મનુષ્યોને) જ્ઞાનદાન આપતો નથી, તેને દરિદ્રતા પોતાનો હાથ આપે છે (એટલે વિવાહ જોડે છે) અર્થાત્ તેની સ્ત્રી બનીને ઘરમા વાસ કરેછે એટલે તે ભવપર્યંત દરિદ્રજ રહે છે અને અહિં જ્ઞાન અથવા જ્ઞાનીની જે વિરાધના (આશાતના) કરેછે તેઓ પોતાના હિતને જલાજલિ આપેછે (હણેછે) ૨

સસારોત્પત્તિનુ બીજ.

**इन्द्रवज्रा.**

ज्ञानस्य दाने भुवि येऽन्तराय, कुर्वन्ति मूढा भवबीजरूपम् ।
तेषा निपातो नरके च घोरे, क्लेशप्रदे सम्भवति प्रमादात् ॥ ३ ॥

ज्ञानशतक (हीरालाल हसराज कृत)

જે પુરૂષો પૃથ્વીવિષે જ્ઞાન આપવાના કાર્યમા વિઘ્ન કરેછે તે મૂઢ કહેવાય છે અને (વિઘ્ન કરવાથી) તેમને વારવાર સસાર ભોગવવો પડેછે એટલુજ નહિ પણ તેઓ પ્રમાદથી ઘોર નરકમા જાયછે ૩.

મન, વચન અને કાયાથી જ્ઞાનવિનાશક જો કાઇ પણ વિઘ્ન કરવામા આવે તો અવશ્ય તેથી ઉત્પન્ન થતો અપયશ જગત્મા અધમતાએ પહોચાડે છે અને પરિણામે નરકમા બેસાડી દેછે તેથી તેમ નહિ થવા ભલામણ કરી સિદ્ધાત ગ્રથોનુ રક્ષણ નહિ કરવાથી જ્ઞાનદાનમા અડચણ આવી પડેછે માટે તેવા ગ્રથોનુ રક્ષણ કરવા પુસ્તકસરક્ષણ અધિકાર લેવા જરૂર ધારી આ જ્ઞાનમા અતરાય અધિકાર પૂર્ણ કરવામા આવેછે

## पुस्तकसंरक्षण-अधिकार.

જે કાઇ મનુષ્યજીવનમા જાણવાયોગ્ય ધર્મ, વિદ્યા, કળા, કૌશલ્ય, વ્યવહારદક્ષતા, લોકમા કીર્તિ, સુખ મોક્ષમાર્ગ વિગેરે છે તે તમામ કાઇ પોતે સ્વરૂપધારી નથી પણ તેમનુ ખરૂ સ્વરૂપ શાસ્ત્રોથી (પુસ્તકોથી) જાણી શકાયછે માટે તન્મય શાસ્ત્રોનુ સરક્ષણ કરવાથી ઉપર્યુક્ત સર્વ સાધનો મળી શકેછે વાસ્તે તે શાસ્ત્રના પુસ્તકો લખાવવા, લખવા, છપાવવા કે જેનાથી જનસમાજનુ પણ [illegible] થાય અને પોતાનુ પણ ઇચ્છિત કાર્ય સફળ થાય તેની સાથે આ [illegible] (તીર્થંકરો) ના નિશ્ચયાત્મક સિદ્ધાતોનુ રક્ષણ અને તેમની [illegible] થયેછે તો જેમ બને તેમ પો

તાથી અને અન્યદ્વારા તેવા ખાતાઓને તન, મન અને ધનથી મદદ આપી અપાવી આત્મસુખમા અભિવૃદ્ધિ કરવી તે મનુષ્યજીવિતનુ સાફલ્ય છે વિગેરે જણાવવા આ અધિકારનો આરભ છે

---

## જે શાસનનું રક્ષણ કરેછે તેની સમજણ

### इन्द्रवज्रा (१ थी ४).

ये श्राद्धवर्या जिनपुस्तकानि, मुक्तिस्त्रियोऽलङ्करणोपमानि ।
भक्तिप्रयुक्ता परिलेखयन्ति, कुर्वन्ति ते शासनरक्षण हि ॥ १ ॥

જે શ્રાદ્ધવર્યો ( શ્રદ્ધાળુઓ ) ભક્તિપૂર્વક મુક્તિરૂપી સ્ત્રીના અલકારરૂપ શ્રીતીર્થકર ભગવાનના ( રચેલાં ) પુસ્તકોને લખાવેછે તેઓજ શાસનઆજ્ઞાનુ અવશ્ય પાલન કરેછે. ૧

તથા—

श्राद्धावतसा जिनपुस्तकानि, यानोपमानीह च ये भवाब्धौ ।
रक्षन्ति जैनेन्द्रमतप्रधानाः, कुर्वन्ति ते शासनरक्षण हि ॥ २ ॥

જે શ્રાદ્ધભૂષણ ( શ્રાવકો ) શ્રીજિનેન્દ્રમતના અગ્રગણ્ય ( અગ્રેસર ) પુરૂષો આ સસારરૂપ સાગરમા તરવાના સાધનરૂપ શ્રીજિનેન્દ્ર ભગવાનના પુસ્તકોનુ રક્ષણ કરે છે તેઓજ અવશ્ય (ભગવાનના) શાસનનુ રક્ષણુ' ( પાલન ) કરે છે ૨

તેમજ—

ये श्राद्धवर्या जिनपुस्तकाना, पाठाय कुर्वन्ति सहायमत्र ।
जैनावलम्ब्यङ्गिकदम्बकाना, कुर्वन्ति ते शासनरक्षण हि ॥ ३ ॥

જે ઉત્તમ શ્રદ્ધાળુ ( શ્રાવકો ) જૈનધર્મસબધી પુસ્તકોના અભ્યાસમાટે શ્રીજૈનધર્માવલબી મનુષ્યોના સમૂહોને અહિ મદદ કરેછે, તેઓ ચોકસ શ્રીજિનશાસનનુ રક્ષણુ કરેછે ૩

## જન્મની સફળતા

ये ज्ञानकृत्येऽत्र च पुस्तकानि, जिनेशवाचा परिपूरितानि ।
भव्यानि भव्याः परिलेखयन्ति, कृतार्थमुक्तकिल जन्म तेषाम् ॥ ४ ॥

જે કૃતાર્થ, ભવ્ય (હલુકર્મી) પુરૂષો, જ્ઞાનની વૃદ્ધિ કરવામા શ્રીજિનેશ્વરો તીર્થંકરો) ની વાણીથી પરિપૂર્ણ ભવ્ય (દષ્ટાંત વિગેરેથી સુદર) પુસ્તકોને લખાવેછે તેઓનો જન્મ નિશ્ચે કૃતાર્થથી (કરવા યોગ્ય કામ કરનાથી) સુકૃતજ છે અર્થાત્ તેમણે કરવા યોગ્ય સર્વ કરી લીધુ સમજવુ ૪

## શ્રીજૈનશાસ્ત્રોના સંરક્ષકનું નામ.

## उपजाति.

ज्ञानं समाराधितमत्र भूमौ, कुमारपालादिनरेन्द्रवर्यैः ।
जिनागमान्यत्र तु लेखयित्वा, ते सम्भविष्यन्ति हि मुक्तिभाजः ॥ ५ ॥

આ ભૂમિમા કુમારપાળ આદિ નરેદ્રવર્યોએ શ્રીજૈનશાસ્ત્રોને અહિ લખાવીને જ્ઞાનનુ સમ્યક્ પ્રકારે આરાધન કર્યું છે તેઓ ચોક્કસ મુક્તિ ભોગવનારા થશે (મુક્તિ પામશે) ૫

તથા—

महग्रामनामा हि सुवर्णकारः, सुवर्णनिष्कैरकरोच्च पूजाम् ।
प्रज्ञप्तिसूत्रस्य महाप्रभावा, प्रभावनार्थे जिनशासनस्य ॥ ६ ॥

ज्ञानशतक–(हीरालाल हसराज कृत)

નક્કી મગ્રામ નામના સોનીએ શ્રીજિનશાસનની પ્રભાવના માટે મહાપ્રભાવશાળી પ્રજ્ઞપ્તિસૂત્ર (અને કલ્પસૂત્ર વિગેરે) ની પૂજા સોનામોહોરોથી કરેલી છે (અર્થાત્ સુવર્ણની શાહી બનાવી, સૂત્રોની પ્રતો લખાવી છે અને તે અદ્યાપિ સુધી મોજુદ છે) ૬

## જે પુસ્તકદાન તે મહાદાન.

## मन्दाक्रान्ता.

कृत्याकृत्ये कल्यति यतः कामकोपौ लुनीते,
धर्मे श्रद्धा रचयति परा पापबुद्धिं धुनीते ।
अक्षार्थेभ्यो विरमति रजो हन्ति चित्तं पुनीते,
तद्दातव्य भवति विदुषा शास्त्रमत्र व्रतिभ्यः ॥ ७ ॥

सुभाषितरत्नसन्दोह

વિદ્વાને વ્રતધારીઓને આપવા યોગ્ય આ સંસારમા શાસ્ત્ર છે કે જે શાસ્ત્ર કરવાનું અને ન કરવાનું કહે (સમજાવે), કામ અને કોપને કાપે (મટાડે) ધર્મમા ઉત્તમ શ્રદ્ધા કરે, પાપ બુદ્ધિને નસાડે ખોટા વિષયોથી વિરામ પમાડે, રજોગુણ (જેનાથી મદ, મોહ ઇચ્છા વિગેરે થાય તે) ને હણે અને અંતઃકરણને પવિત્ર કરે (તેજ ખરૂ શાસ્ત્ર આપવા લાયક છે) ૭

## વૃક્ષના મૂળમાં પાણીસેચનથી જેમ ફળાદિકની ઉત્પત્તિ; તેમ પુસ્તક લખવાથી સ્વર્ગાદિકની પ્રાપ્તિ

## शार्दूलविक्रीडित (८ थी १०).

तैरात्मा सुपवित्रितो निजकुलं तैरद्धृतं दुर्गते-
स्तैः संसारमहान्धकूपपततां हस्तावलम्बो ददे ।
दत्तं तैरिह सर्वसौख्यजननं सज्ज्ञानदानं नृणां,
श्रीसर्वज्ञचरित्रपुस्तकमहो ये लेखयन्त्यादरात् ॥ ८ ॥

શ્રીસર્વજ્ઞ (તીર્થંકર) ના ચરિત્રનુ પુસ્તક-કલ્પસૂત્રાદિ જેઓ આદરથી લખાવેછે તેમણેજ પોતાનો આત્મા સારી રીતે પવિત્ર કર્યો, તેઓએજ અસદ્ગતિ પામેલુ પોતાનુ કુળ તાર્યું તેઓએજ સંસારરૂપી મ્હોટા અંધારા કુવામા પડનારાઓને હાથનો ટેકો આપ્યો (સંસારમાથી કાઢયા) અને તેણેજ આ સંસારમા સર્વ સુખ આપનારૂ મનુષ્યોને શુભ જ્ઞાનદાન આપ્યું તેમ જાણવું ૮

તથા—

द्रव्यं तैः सफलीकृतं निजभुजोपात्तं पवित्रीकृतं,
मानुष्यं वरयौवनं निजकुलं नीतं परामुन्नतिम् ।
शुभ्रो भूरियशोभरस्त्रिभुवने विस्तारितस्तारितः,
स्वात्मा संसृतिवारिधेः सुकृतिभिर्यैर्लेखितं पुस्तकं ॥ ९ ॥

જે સુકૃતિ (પુણ્યવાન્) જીવોએ શ્રીભગવત્ચરિત્રથી સુશોભિત પુસ્તક લખાવ્યું છે તેઓએજ પોતાનું હસ્તોપાર્જિત (આપ કમાઇનું) ધન સફળ કર્યું, તેઓએજ સુંદર યુવાવસ્થાથી યુક્ત મનુષ્ય જન્મ પણ પવિત્ર કર્યો, તેઓએજ પોતાનું કુળ મહા ઉન્નતિ (મ્હોટાઇ) એ પહોચાડયું તેઓએજ નિર્મળ અતિશય યશસમુદાય ત્રણે લોકમા ફેલાવ્યો અને તેઓએજ સંસારરૂપી સમુદ્રમાથી પોતાનો આત્મા તાર્યો ૯

### બીજમા જેમ આખુ વૃક્ષ છે તેમ પુસ્તકસરક્ષણમા સમગ્ર સુખ તથા ધર્મ છે

प्रेयस्सर्वशरीरिणामिह सुख तच्चास्ति मोक्षेऽखिल,
　　सम्प्राप्य क्रियया स्फुट विहितया सापि श्रुताज्जायते ।
तत्प्राप्य वरपुस्तकेषु लिखित मत्वाय तत्सर्वत-
　　स्तस्मात्सौख्यनिमित्तमेतदनिश लेख्य बुधैर्भावतः ॥ १० ॥

દેહધારીઓને આ સમારમા જે ઇચ્છિત (બહુ વહાલુ) સુખ છે તે તમામ મોક્ષમા છે તે મોક્ષ ચોખી રીતે કહેલી ક્રિયાથી મેળવાયછે, તે ક્રિયા પણ શાસ્ત્રશ્રવણ કરવાથી થાયછે, તે શાસ્ત્રશ્રવણ સુદર પુસ્તકોમા લખેલુ છે તેને સમગ્ર પુસ્તકોમાથી જાણીને તે પ્રાપ્ત કરવા યોગ્ય છે માટે સુખને સારૂ જ્ઞાની મનુષ્યોએ ભાવથી નિરતર આ (કલ્પસૂત્રાદિ) શાસ્ત્રો લખવા લાયક છે અર્થાત્ શાસ્ત્રના લખવાથી તેના સમગ્ર સ્થળોના સાર જણાઇ આવેછે, તેનાથી ક્રિયા જાણી શકાય અને ક્રિયા પ્રાપ્ત થાય ત્યારે મોક્ષ મળેછે માટે ઉત્તમ સુખની ઇચ્છાવાળાઓએ શાસ્ત્રની અવશ્ય રક્ષા કરવાની જરૂર છે ૧૦

### શાસ્ત્રલેખક કોઇપણ પ્રકારે દુઃખી થતો નથી.

### स्रग्धरा (११-१२).

मूकत्व नैव तेषा न भवति जडता नैव वा कुत्सितत्व,
　　नान्ध्यत्व नैव रोगो न च विततमहारौद्रदारिद्र्यभाव' ।
नावर्ण्या दुर्गतिश्चासमसततमहादु.खसन्तापदात्री,
　　ये श्रीजैनेन्द्रवाक्य द्रविणवितरणाल्लेखयन्त्यादरेण ॥ ११ ॥

જેઓ ભાવથી દ્રવ્યનો ખર્ચ કરીને શ્રીજૈનેદ્ર વાક્ય (જૈનશાસ્ત્રો) ને લખાવેછે તેઓને કદાપિ મુગાપણુ આવતુ નથી, તેઓ કાલા બોબડા થતા નથી, તેમ જડતા (મૂર્ખતા), કુત્સિતપણું (નિદાવાપણું), અધાપો, રોગ, અત્યત મહા ભયકર દરિદ્રતા (કાયમ દારિદ્ર) અને અવર્ણનીય (અસહ્ય) નિરતર મહા દુ ખના સતાપને આપનારી દુર્ગતિ વિગેરે થતા નથી (શાસ્ત્ર લેખકોની બુદ્ધિ કોઇ પણ દિવસે પાપમા પ્રેરાતી નથી અર્થાત્ તે કોઇ પણ પ્રકારે નિદાપાત્ર અથવા દુ ખી થતા નથી) ૧૧

### શાસ્ત્ર લખવાથી થતા ફાયદા.

मिथ्यात्व ध्वान्तभानुः सुगतिपथरथः श्रीसमाह्वानमन्त्र.,
　　सिंहो मोहेभकुम्भस्थलदलननिधौ द्वेषवह्नौ पयोदः ।

दुःखाद्रौ वज्रकोटिर्गुरुमदनतरुच्छेदने सत्कुठारः,
किं किं नोल्लेखितं स्याज्जगति तनुभृतामागमो जैनचन्द्रः ॥१२॥

एते कस्यापि

આ જગત્માં શ્રીજિનભગવાને કહેલ આગમને લખી અથવા લખાવી તેની રક્ષા કરી હોય તો તે આગમ શું શું ફળ નથી આપતો? જેમ કે મિથ્યાત્વરૂપી અંધારાને મટાડવામાં સૂર્ય રૂપ મોક્ષમાર્ગે પહોચાડનાર રથરૂપ, લક્ષ્મીને બોલાવવાના મંત્રરૂપ, મોહરૂપી હાથીનું કુંભસ્થળ (માથુ) ચીરવાના વિધિમાં સિંહરૂપ દ્વેષરૂપી અગ્નિને શાંત કરવામાં મેઘરૂપ, દુખરૂપી પર્વતનો નાશ કરવામાં ઇંદ્રના વજ્રની ધારરૂપ અને મહાન્ કામદેવરૂપી વૃક્ષ (ઝાડ) ને કાપવામાં તીક્ષ્ણ કુહાડારૂપ બનેછે, અર્થાત્ ભવ્યજીવોને ચંદ્રમાના જેવો શાંતિમય એવો શ્રીતીર્થંકરોએ પ્રણીત સિદ્ધાંત લખવાથી (રક્ષણ કરવાથી) મિથ્યાત્વને મટાડેછે મોક્ષમાર્ગે પહોચાડેછે લક્ષ્મીની વૃદ્ધિ કરેછે, મોહનો નાશ કરેછે, દ્વેષની શાંતિ કરેછે, દુખને કાપી નાખેછે, કામને ઉદ્ભવવા દેતો નથી તે સિવાય પણ સમગ્ર વાંછિત વસ્તુ પૂર્ણ કરેછે ૧૨

ફક્ત વ્યવહાર સાચવવા ચોપડાઓમાં દસ્ત બેસ્તે લખવાની જેટલી જરૂર છે તેના કરતાં સંસારરૂપી વિષમાં રખડતા જીવોનો ઉદ્ધાર કરનારા શાસ્ત્રોને લખી જાળવવાની અતિશય જરૂર છે કે જે શાસ્ત્રોપદેશથી અનેક પ્રકારની કળાઓ તથા અનેક પ્રકારની કારીગીરીઓ તેમજ પરિણામે પુષ્કળ સુખદાતા મોક્ષ પદની પણ મળી શકેછે, તેવા શાસ્ત્રોનું જે મનુષ્યો રક્ષણ કરેછે તે મનુષ્યોએ શું કાર્ય નથી સાધ્યું? અર્થાત્ સર્વ સાધ્યું છે એ સમજાવી અનેક વિષયમાં અજ્ઞાનથી ઉત્પન્ન થતા દુખો સમજાવવા અજ્ઞાન અધિકાર લેવા ધારી આ પુસ્તકલેખન અધિકારની વિરતિ કરી છે



## अज्ञान–अधिकार



પુણ્યમાં પાપ, ગુણમાં દુર્ગુણ લાભમાં હાનિ તેમ જ્ઞાનથી વિપરીત તે અજ્ઞાન કહેવાયછે વિષયજન્ય જ્ઞાનનો પણ અજ્ઞાનમાં જ સમાવેશ થાયછે તેથી તેવા વિષયજન્ય જ્ઞાનને અજ્ઞાનરૂપજ જાણવું જોઇએ પરંતુ તેમ જાણવામાં ન આવે અને તેને જ્ઞાનરૂપે જાણવામાં આવે તો તેથી મનુષ્યને અધિક હાનિનો પ્રસંગ પ્રાપ્ત થાયછે, જેથી તેનું

ખરૂ સ્વરૂપ જણાવવામાટે આ "અજ્ઞાન અધિકાર" ની શરૂઆત કરવી ઉચિત ધારી છે

---

સાંસારિક રાગદ્વેષાદિને ઉત્પન્ન કરનાર જ્ઞાન કહેવાય નહિ

## आर्या (१-२)

तज्ज्ञानमेव न भवति, यस्मिन्नुदिते विभाति रागगणः ।
तमसः कुतोऽस्ति शक्तिर्दिनकरकिरणाग्रतः स्थातुम् ॥ १ ॥

તે જ્ઞાન ન કહેવાય કે જેનો ઉદય થતા સાંસારિક રાગ (સ્નેહ) નો ગણ પ્રકટ દેખાવ આપે, એટલે શુદ્ધ જ્ઞાનની આગળ સાંસારિક રાગાદિ ન રહેવુ જોઇએ, ત્યા દષ્ટાંત આપેછે કે સૂર્યના કિરણો આગળ ઉભવા (ટકવા) ની અંધારાની શક્તિ ક્યાથી હોય ? ૧

અજ્ઞાન એ મનુષ્યની આંખ આગળનુ પડળ છે.

अज्ञान खलु कष्टं, क्रोधादिभ्योऽपि सर्वपापेभ्यः ।
अर्थं हितमहितं वा, न वेत्ति येनावृतो लोकः ॥ २ ॥

सूक्तिमुक्तावली

ક્રોધ વિગેરે સર્વ પાપો કરતા પણ અજ્ઞાન છે તે નક્કી કષ્ટકારી છે કારણકે જે અજ્ઞાનથી વિંટાયેલો આ લોક હિત (ફાયદાકારક) અથવા અહિત (ગેરફાયદાકારક) બનાવને જાણતો નથી ૨

અજ્ઞાનથી ભવ અને જ્ઞાનથી અભવ-મોક્ષ.

## उपजाति (३ थी ६).

अज्ञानधूमान्धितनेत्रयुग्मा, न मोक्षमार्गं प्रतिपादयन्ति ।
ज्ञानाञ्जनं चैव कृतप्रयत्नास्तूर्णं लभन्ते किल मोक्षमार्गम् ॥ ३ ॥

અજ્ઞાનરૂપી ધૂમાડાથી જેના જ્ઞાનરૂપી બે નેત્રો અંધ થયેલા છે એવા પુરૂષો મોક્ષમાર્ગનુ પ્રતિપાદન કરી શકતા નથી પરંતુ જ્ઞાનરૂપી અંજનમા જેઓએ યત્ન કરેલ છે અર્થાત્ જ્ઞાનાંજનથી જેઓની દષ્ટિ શુદ્ધ થઈ ગઇ છે એવા પુરૂષો નક્કી મોક્ષમાર્ગને પામેછે. ૩.

## જ્ઞાનવિના અભીષ્ટ સુખ મળી શકતુ નથી.

ज्ञान विना नास्त्यहितान्निवृत्तिस्ततः प्रवृत्तिर्न हिते जनानाम् ।
ततो न पूर्वार्जितकर्मनाशस्ततो न सौख्यं लभतेऽप्यभीष्टम् ॥ ४ ॥

ज्ञानशतक (हीरालाल हसराज कृत)

જ્ઞાનવિના અહિતથી મનુષ્યોની નિવૃત્તિ થતી નથી, તેથીજ પૂર્વજન્મોમા એકઠ કરેલ પાપકર્મોનો નાશ થતો નથી અને તેને લીધે મનુષ્ય ઇચ્છિત સુખને પણ પામી શકતો નથી ૪

## જ્ઞાનરૂપી ચક્ષુથી હીન પુરૂષ મુક્તિપુરીને પામી શકતો નથી

गन्तु समुल्लङ्घ्य भवाटवीं यो, ज्ञान विना मुक्तिपुरीं समिच्छेत्।
सोऽन्धोऽन्धकारेषु विलङ्घ्य दुर्गं, वन पुर माप्तुमना विचक्षुः ॥ ५ ॥

જે પુરૂષ જ્ઞાનવિના સસારરૂપી જગલનુ ઉલ્લઘન કરીને મુક્તિ (મોક્ષ) રૂપી પુરીમા જવા ઇચ્છેછે તે અજ્ઞાની પુરૂષ જેમ આધળો અધકારેમા સકડા મણુવાળા વનને ઓળગીને પુરમા જવાનુ ઇચ્છેછે તેના જેવુ છે ૫

## સસારમાથી મુક્ત થવા જ્ઞાનની ખાસ જરૂર

ये ज्ञानमन्दारतरुमरूढा, भवाटवीषु मविहाय भीतिम् ।
तेषा नराणा न कदापि लोके, ससारसिंहस्य पराभवोऽपि ॥ ६ ॥

सुभाषितरत्नसन्दोह

જે લોકો ભવ (સસાર) રૂપી જગલોમા બીકને છોડીને જ્ઞાનરૂપી કલ્પવૃક્ષઉપર ચઢ્યા છે, તે પુરૂષોને લોકમા કોઇ દિવસ પણ સસારરૂપી સિંહનો પરાભવ અમવો પડતો નથી અર્થાત જ્ઞાનના અભાવને લીધે એટલે અજ્ઞાનને લીધે સસારમા દુ ખી થવુજ પડેછે ૬

## સત્યમા ભ્રમ

### મનહર.

મરમને નરસ નરસને સરસ કહે
સરસ નરસની સમજ નહીં જેહને
ધરમને ભરમ ભરમને ધરમ ધારે,
ધરમ ભરમતણો ભેદ નહિ તેહને

સત્યને અસત્ય કહે અસત્યને સત્ય કહે,
સત્ય કે અસત્યની અગત્ય નહિ એહુને,
સુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
દહીં દૂધ ખાઇ પુષ્ટ કરી જાણે દેહને, ૭

## અજ્ઞાનને લીધે ઘેલછા અને તેથી શરમાવા જેવું.

## ઇંદ્રવિજય છંદ.

વાચી શકે ન નચિ પડી ચોપડી, રોટલી ચોપડી ચોપડી ચાવે,
માત પિતાતણી વાત સુણે નહિ, ભ્રાતતણે શિર લાત લગાવે,
છોકરવાદપણું રહે છેક વિવેક વિના, ગુણ એક ન આવે,
પ્રૌઢપણે દલપત્ત કહે, ગુણ લેશ વિના પછી દેશ લજાવે ૮

દલપત.

## અજ્ઞાનીને દુઃખ.

## મનહર છંદ.

દેહકું તો દુઃખ નાહીં, દેહ પંચભૂતનકી,
ઇંદ્રિયકું દુખ નાહીં, દુખ નાહીં પ્રાનકું,
મનહીકું દુખ નાહીં, બુદ્ધિહીકું દુખ નાહીં,
ચિત્તહીકું દુખ નાહીં, નાહીં અભિમાનકું,
ગુણનકું દુખ નાહીં, શ્રોત્રહીકું દુખ નાહીં,
પ્રકૃતિકું દુખ નાહીં, દુખ ન પુમાનકું
સુંદર વિચારી એસે, શિષ્યકું કહત ગુરૂ,
દુખ એક દેખીયત, બિચકે અજ્ઞાનકું ૯

અનછતો જગત અજ્ઞાનતે પ્રગટ ભયો,
જેસે કોઇ બાલક, વેતાલ દેખી ડર્યો હૈ
જેસે કોઇ સ્વપ્નમેહી, દાબ્યો હે અંધારે આઇ,
મુખસે ન આવે બોલ, એસો દુખ પડયો હૈ,
જેસે અંધયારી રેન, જેવરી ન જાનતાહી,
આપહી તે સાપ માની, ભય અતિ કર્યો હૈ,
તેસેહીં સુંદર એક, જ્ઞાનકે પ્રકાશ બિનું,
આપ દુખ પાય આપો, આપ પચી મર્યો હૈ, ૧૦

અજ્ઞાનીકું દુખકો, સમૂહ જગ જાનીયત,
જ્ઞાનીકું જગત સબ, આનંદ સ્વરૂપ હૈ,

નૈન નાહીં તો ઘરબાહીર નાહીં સુજત કછુ,
જીહા જીહા જાય તીહા, તીહા અંધ કૂપ હૈ.
જાકે ચક્ષુ હે પ્રકાશ, અંધકાર ભયો નાશ
વાકે જીહા રહે તીહા, સૂરજકી ધૂપ હૈ,
સુંદર અજ્ઞાની જ્ઞાની અંતર બહુત આહીં,
વાકે સદા રાતી વાકે દિવસ અનુપ હૈ ૧૧

સુંદર

જે જે દુખ ભોગવવાનો પ્રસંગ આવેછે તેનું મૂળ કારણ અજ્ઞાન ભાસેછે જેમકે અંધારી રાત્રિએ દોરડું રસ્તામાં પડયું હોય પણ જ્યાંસુધી તેનું અનાન છે ત્યાંસુધી તે દોરડું ઝેરી સર્પતુ ય છે પણ જ્યારે દીવો હાથમાં લઇ જોવાથી દોરડું સિદ્ધ થાયછે ત્યારે ભય માત્ર નષ્ટ થઇ જાયછે તેમ જ્યાંસુધી અજ્ઞાનનો પ્રવાહ ચાલુ છે ત્યાંસુધી સત્ય સુખ મેળવી શકાતું નથી તે સમજાવી આ આખા ગ્રંથનો સાર પ્રભુદર્શન અર્થે તેમની તરફ મન વાળવું જોઇએ એવા સબળ કારણને અનુસરી પ્રભુધ્યાનમાં લીન રહેવા માટે, હવે પછી સતત શાંતિની પ્રાપ્તિ અર્થે, હૃદયમંદિરમાંથી અજ્ઞાનરૂપી અંધકારને દૂર ખસેડવા તથા જ્ઞાનરૂપી દીપની જ્યોતિષ ચાલુ રહેવામાટે ઉપસંહાર દર્શાવામાં આવ્યો છે



# ઉપસંહાર

## પ્રભુતરફ ગમન

*પ્રાતઃકાળે બરાબર સાત વાગે તમારા ગૃહના એકાંત સ્થળમાં સ્નાનાદિ ક્રિયાથી શુદ્ધ થઇ બેસજો સ્નાનાદિ ક્રિયાથી શુદ્ધ થઇ બેસવુ એ બહુ ઉત્તમ છે તથાપિ વિવિધ પ્રતિબંધથી તમારામાથી કોઇ સ્નાન કરવા અસમર્થ હોય તો સ્નાન કર્યાવિના પણ બેસજો કાઇનો પણ બહારથી અવાજ ન આવે, એવુ એકાંત સ્થળ તમને પ્રાપ્ત હોય, તો ઉત્તમ છે, તથાપિ તેવું સ્થળ તમને પ્રાપ્ત ન હોય તો બને તો તેવુ એકાંત સ્થળ પ્રાપ્ત કરી બેસજો તમને પદ્માસન કે એવુ કોઇ આસન તો બાનડેજ છે તે આસનયુક્ત બેસજો અને તમે શ્રેયસ્સાધક' ન હોવાથી કદાચ આસન આવડતું ન હોય તો તમને જેમ સુગમ લાગ તેવી સ્થિતિમાં બેસજો બેસવું ન ફાવે તો સૂઇ રહેજો તોપણ અડચણ નથી પ્રાણાયામ આવડતા હોય તેમણે કોઇ

* અધ્યાત્મ ...

'ક્રિયાસાધક' પાસે શીખી લેવા અને તેવો શીખવાનો સભવ જેમને ન હોય તેમણે આઠેક દીર્ઘશ્વાસ લેવા, એટલે ધીરે ધીરે વાયુને નીચેના ઉદરના ભાગથી તે ઠેઠ કંઠપર્યંત પૂરાય તેવી રીતે પૂરવો અને પછી ધીરે ધીરે, શાંતિથી વાયુને બહાર કાઢવો જેમને આટલું કરવું પણ ન ફાવે તેઓ તે નહિ કરે તોપણ ચાલશે આ પ્રાણાયામથી અથવા દીર્ઘશ્વાસ પ્રશ્વાસની ક્રિયાથી મન કંઇક સ્વસ્થ થાયછે, માટે અત્ર તેની અગત્ય સૂચવી છે, તેથી જેમને તે વિધિ પોતાના શ્રીસદ્ગુરુતરફથી પ્રાપ્ત થયો હોય તેમણે તે અવશ્ય કરવો અને ન પ્રાપ્ત થયો હોય તેમણે દીર્ઘશ્વાસ પ્રશ્વાસ કરવા આ પ્રાણાયામ તથા દીર્ઘ શ્વાસપ્રશ્વાસની ક્રિયાનો આરભ સાતમા ચાર કે પાચ મિનિટ (મદ્રાસ ટાઇમ) બાકી હોય ત્યારે કરવો આ પ્રાણાયામ વિગેરે એવા નિયમથી કરવા કે બરાબર સાત વાગે તે થઇ રહે જે સાધકો પ્રાતઃકાળે વહેલા ઉઠી પોતાની ક્રિયામા યોજાતા હોય અને તે સમયે જેમણે પોતાના નિત્યકર્મમા પ્રાણાયામ કરી લીધા હોય તેમણે આ પ્રસગે ફરીને પ્રાણાયામ કરવાની જરૂર નથી અને કરવાની ઇચ્છા હોય તો કરવાથી કોઇ વિરોધ નથી આ પ્રમાણે પ્રાણાયામ અથવા દીર્ઘશ્વાસપ્રશ્વાસની ક્રિયાથી સ્વસ્થતા પ્રાપ્ત થયે સાતનો ટકોરો વાગતા નેત્ર મીંચી, ઇષ્ટશ્રીને નમસ્કાર કરી અતરમા ઉતરવા પ્રયત્ન કરવો ચાલો, આપણે સાથેજ અતરમા ઉતરીએ શાત થાઓ, જુઓ પેલો વિજાતીય વિચાર સામો આવ્યો એના તરફ જોતા ના શાતિથી-સ્વસ્થતાથી-ધીરે-ધીરે-આવો આ-હૃદયકમળમા, નિરતિશય શાતિના, નિરતિશય સુખના, નિરતિશય જ્ઞાનના, નિરતિશય ઐશ્વર્યના, નિરતિશય સામર્થ્યના, નિરતિશય કલ્યાણના, નિરતિશય પ્રેમના મહાનિધિ પરમાત્મા અર્થાત્ ચિતિશક્તિ વિરાજે છે, આવો—ધીરે—ધીરે—શા—તિ—થી—વધારે ધીરે—અધિક શાતિથી—હ—જુ—ધી—રે—સ્વ—સ્થ—તા—થી—એ—કા—ગ્ર—થ—ઇ—ને—આ—વો ઉંડા—ઉંડા—ઉં—ડા ઉતરો—(ઉંડા ઉતરવાનો અર્થ એટલોજ છે કે આ બહારના જગત્નું અભાન કરવું), તમારા હૃદયના ધબકારા તમને શ્રવણે પડે ત્યાસુધી ઉંડા ઉતરો. અહો! આ કાર્ય કેવુ સરળ અને સુગમ છે! એમા જરા પણ પરિશ્રમ પડે એવું છે? આવો, સર્વૈશ્વર્યસપન્ન ચિતિશક્તિના દર્શન કરો પૂર્ણ પ્રેમથી પૂર્ણ ભક્તિથી, રોમાચ થઇને પ્રભુના, તમારા શુદ્ધ સ્વરૂપના દર્શન કરો, નમસ્કાર કરો, હર્ષાશ્રુ પાડો, જય જય ઉચરો

પ્રયત્ન તત્કાળ સફળ ન થયો! ચિંતા નહિ વ્યાકુળ ન થાઓ પુનઃ આવો હજુ વધારે શાતિથી—આ વખતે બહુજ સ્વસ્થ થઇને ધીરે—ધીરે—ધી—રે મદ મદ ગતિથી શ્વાસ લો હું કેં એમ કરો ઉતાવળા ન થાઓ શાતિથી—ધીરે—ધીરે—ધી—રે. પ્રણવના ઉચ્ચારપૂર્વક—શાતિથી હા આ વખતે પ્રથમના કરતા બહુ સારો પ્રયત્ન કર્યો અવશ્ય ત

મને વિજય મળશે આવો—આવો—ઉંડા—ઉંડા—ઉં—ડા—હૃદયના અંતસ્તમ પ્રદેશમાં શાંતિથી આવો આજે આ જેવો પ્રયત્ન કર્યો તેવો નિત્ય હૃદયમાં ઉતરવાનો—ચિતિશક્તિના મંદિરપ્રતિ જવાનો પ્રયત્ન શાંતિથી, સ્વસ્થતાથી કર્યા કરજો જ્યારે જ્યારે અવકાશ મળે, ત્યારે કરજો નિયમિત સમયે કરજો. આજે જે સમયે કરો, તેજ સમયે કાલે કરજો આગ્રહથી કરતાજ રહેજો. આકુળવ્યાકુળ થશો નહિ કંઇ જણાતું નથી, એમ તાલાવેલી કરી, નેત્ર ઉઘાડી બહાર નાશી આવશો નહિ પણ ધૈર્યથી, પૂર્ણ શ્રદ્ધાથી, અવશ્ય ચિતિશક્તિના દર્શન થશે, એવી પ્રતિક્ષણ પૂર્ણ આશા ધારી, પ્રયત્નને સેવ્યા કરશો અને આ પ્રકારે ક્રમે ક્રમે એકાગ્રતા વધતાં, એકાગ્રતાનું બળ જામતાં, તમારા શુદ્ધ પ્રેમથી પરમાત્માનો અનુગ્રહ થતાં એકાદ દિવસે તમે અનુમાન પણ નહિ કર્યું હોય તેવી ક્ષણે હૃદયમંદિરનાં દ્વાર આપોઆપ ઉઘડી જશે અને અનંતૈશ્વર્યાધિપતિ જ્ઞાનના શાંતિના સુખના મહોદધિ પરમાત્મા તમને પ્રત્યક્ષ થશે* અહો! તે સમયનો તમારો આનંદ તે સમયનું તમારૂં સુખ, તે સમયનું તમારા હૃદયમાં પ્રકટતું અનવધિ જ્ઞાન, તે સમયનું તમારૂં અમર્યાદ સામર્થ્ય! અહો! વાણી તેને વર્ણવવા સમર્થ નથી यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह—મન, વાણી, બુદ્ધિ તમારા તે અલૌકિક, અવર્ણનીય પ્રભાવને જોઇ જાણી સ્તબ્ધ થઇ જાયછે તમે મનુષ્ય મટી ઇશ અને ઇશના પણ ઇશ થાઓછો તમે મૃત્યુલોકમાં અમરભાવને પામોછો તમે દુઃખથી પૂર્ણ ગણાતા સંસારમાં બ્રહ્મસદનનો અનુભવ કરોછો તમે ઉંચે અને નીચે તથા આઠે દિશામાં આનંદ આનંદ અને આનંદમાં લીન થઇ આનંદસ્વરૂપ થઇ જાઓછો

નેત્ર મીંચી હૃદયમાં ઉપર કહ્યા પ્રમાણે ઉતરતાં તમને ચિતિશક્તિનાં દર્શન ન થાય, તો તેથી નિરાશ થશો નહિ, તેમ પ્રયત્નનો ત્યાગ કરશો નહિ શું તમે એમ માનોછો કે જમીનમાં ગોટલો રોપ્યો કે બીજીજ ક્ષણે કેરીઓ આવવી જોઇએ અને રસરોટલીનું ભોજન મળવુંજ જોઇએ? શું તમે એમ માનોછો કે ઘરના પાયા ખોદવાને કોદાળી ઉંચકી કે બીજીજ ક્ષણે સુંદર મહાલય બંધાઇજ જવો જોઇએ? તમે આવી બાબતોમાં તાલાવેલી કરનારને મૂર્ખમાં ગણી કાઢોછો અને તેને ધૈર્યથી દીર્ઘકાલ પ્રયત્ન કરવાનો બોધ આપોછો, તો એ બોધ તમે પોતે ગ્રહણ કરવામાં કેમ અજ્ઞાન સૂચવોછો? ચિતિશક્તિનું દર્શન થવું, એ તો ફળ છે અને તે ફળ તમને પહેલે દિવસે ન જણાયું માટે પ્રયત્નમાં કાંઇ માલ નથી એમ શું માનવાનું? બી રોપ્યા પછી કલાકે અંકુર ન નીકળ્યો એટલે રોપવાનો પ્રયત્ન નિષ્ફળ છે, એમ માનવાનું?

* એને શુદ્ધ સમ્યક્ત્વ પ્રદ થશે

વિશ્રાંઇશાસ્ત્રના 'અથવા અધ્યાત્મ વિદ્યાના આ નિયમને નિરતર સ્મરણમા રાખો કે કોઇ પણ વસ્તુનો વિચાર કરતા તેનું સ્વરૂપ તમારા લક્ષમા ન આવે તોપણ તેનો વિચાર કર્યા કરવાથી તે વસ્તુનું સ્વરૂપ યથાર્થ સમજવાનું બળ હૃદયમા પ્રકટ થતું જાયછે અને એમને એમ પ્રયત્ન ચાલુ રહેછે તો જે અ ગમ્ય હોયછે, તે ગમ્ય થાયછે જે અદશ્ય હોયછે તે દશ્ય થાયછે અને જે અપ્રકટ હોયછે તે પ્રકટ થાયછે પરમાત્મા અથવા ચિતિશક્તિનું પણ એમજ છે અજ્ઞાન સાધકને અથવા ભકતને તેમનું વાસ્તવ સ્વરૂપ આરભમા જરા પણ અશે સ્પષ્ટ હોતું નથી, પણ જેમ જેમ સાધક ઇષ્ટનું ચિતન કરતો જાયછે, તેમ તેમ તે સ્વરૂપને યથાવત્ અનુભવવાનું બળ હૃદયમા પ્રકટતુ જાયછે અને ક્રમે ક્રમે સ્પષ્ટ સ્વરૂપનું ભાન થાયછે આથી હૃદયમા ઉતરતા ચિતિશક્તિ ન જણાય, અધારૂધણ ભાગે, તેથી પ્રયત્ન નકામો છે, નિષ્ફળ છે, એવી એક ક્ષણવાર પણ શકા કરશો નહિ, પણ પૂર્વે કહ્યુ તેમ નિત્ય શાન્તિથી, સ્વસ્થતાથી, બીજા વિચારો હૃદયમા ઉઠે તેને ક્રમે ક્રમે અટકાવતા જઇ અતરમા ઉંડા ઉતરવાનો પ્રયત્ન સેવતા જજો પ્રયત્ન સફળ થાયજ છે, એમ દઢપણે માનજો. નિત્ય થોડો થોડો પ્રયત્ન બહુ ફળને આપનારો થાયછે, એ સિદ્ધાત વિસરી જશો નહિ પુન પુન કહેવાનું કે તત્કાળ ફળનું દર્શન ન થવાથી વ્યાકુળ થઇ પ્રયત્ન તજશો નહિ તમારા શુદ્ધ વિચારરૂપ ક્રિયાનું ફળ તમે જોતા નથી, પણ તત્ત્વવિદ્ પુરૂષો જુએછે અને તેઓ તમને પુન પુન આશ્વાસન આપેછે કે તમારા ક્ષણ ક્ષણના વિચારનું ફળ જામેજ છે માટેજ અશ્રદ્ધા ન સેવો

હવે તેના જપવડે ચિતિશક્તિમા અભિન્નવત્ થઇ, ચિતિશક્તિના નિકટના પ્રદેશમા આદોલનો પ્રકટાવી તમારી ઇષ્ટાનુકૂળ અર્થને પ્રાપ્ત કરવા, એ કાર્ય ત મારૂ છે જે પ્રમાણમા તમે ચિતિશક્તિપ્રતિ અભિમુખ રહી તેનો જપ કરશો, તે પ્રમાણમા, તમે તેનું માહાત્મ્ય અનુભવશો તત્કાળ તમારી અભિમુખતા ન થાય તોપણ અભિમુખ થવાનો તમે પ્રયત્ન માત્ર સેવશો, તોપણ તમે ક્રમે ક્રમે તેના માહાત્મ્યને અનુભવશો પણ મુખ આગળ પડેલા ગ્રાસને હાથથી લઇ મુખમા મૂકવાનો પ્રયત્ન પણ જેમને સેવવો ન હોય અને તે ગ્રાસનો અમૃતરૂપ સ્વાદ મો ફાડવાનો પ્રયત્ન કર્યાવિના જેમને લેવો હોય, તેમના મુખ બળવડે ઉઘાડવાનું વેતણ બ્રહ્મા જ્યાસુધી રચે અને તે વડે તેમનું મુખ ફાડી તેમા ગ્રાસ મૂકનાર કોઇ કરૂણાળુ પુરૂષને સર્જાવે ત્યાસુધી તેમણે ધૈર્ય ધરી વાટ જોયા કરવી એજ અધિક યોગ્ય છે

પ્રિય સાધકો! 'યત્ને સદા જય થશેજ સમીપ જાણો.' યત્નવડેજ ફળ સિદ્ધિ સત્વર મળેછે એ શ્રીઋષિવચનને હૃદયમા નિરતર જાગ્રત રાખી શુદ્ધ પ્રયત્નમા યોજાઓ ચિતિશક્તિરૂપ પરમાત્મા તમારા હૃદયમા નિરતર સમીપ છતા કાયર ન થાઓ અર્જુનના રથઉપર શ્રીકૃષ્ણ મહારાજ સારથી છતા

મને વિજય મળશે આવો—આવો—ઉંડા—ઉંડા—ઉં—ડા—હૃદયના અંતસ્તમ પ્રદેશમાં શાંતિથી આવો આજે આ જેવો પ્રયત્ન કર્યો તેવો નિત્ય હૃદયમાં ઉતરવાનો—ચિતિશક્તિના મંદિરપ્રતિ જવાનો પ્રયત્ન શાંતિથી, સ્વસ્થતાથી કર્યા કરજો જ્યારે જ્યારે અવકાશ મળે, ત્યારે કરજો નિયમિત સમયે કરજો. આજે જે સમયે કરો, તેજ સમયે કાલે કરજો આગ્રહથી કરતાજ રહેજો. આકુળવ્યાકુળ થશો નહિ કંઇ જણાતું નથી, એમ તાલાવેલી કરી, નેત્ર ઉઘાડી બહાર નાશી આવશો નહિ પણ ધૈર્યથી, પૂર્ણ શ્રદ્ધાથી, અવશ્ય ચિતિશક્તિના દર્શન થશે, એવી પ્રતિક્ષણ પૂર્ણ આશા ધારી, પ્રયત્નને સેવ્યા કરશો અને આ પ્રકારે ક્રમે ક્રમે એકાગ્રતા વધતાં, એકાગ્રતાનું બળ જામતાં, તમારા શુદ્ધ પ્રેમથી પરમાત્માનો અનુગ્રહ થતાં, એકાદ દિવસે તમે અનુમાન પણ નહિ કર્યું હોય તેવી ક્ષણે હૃદયમંદિરના દ્વાર આપોઆપ ઉઘડી જશે- અને અનંતૈશ્વર્યાધિપતિ જ્ઞાનના શાંતિના સુખના મહોદધિ પરમાત્મા તમને પ્રત્યક્ષ થશે.* અહો! તે સમયનો તમારો આનંદ તે સમયનું તમારૂં સુખ, તે સમયનું તમારા હૃદયમાં પ્રકટતું અનવધિ જ્ઞાન, તે સમયનું તમારૂં અમર્યાદ સામર્થ્ય! અહો! વાણી તેને વર્ણવવા સમર્થ નથી યતો વાચો નિવર્તન્તે અપ્રાપ્ય મનસા સહ—મન, વાણી, બુદ્ધિ તમારા તે અલૌકિક, અવર્ણનીય પ્રભાવને જોઇ જાણી સ્તબ્ધ થઇ જાયછે તમે મનુષ્ય મટી ઇશ્વર અને ઇશ્વરના પણ ઇશ્વર થાઓછો તમે મૃત્યુલોકમાં અમરભાવને પામોછો તમે દુ:ખથી પૂર્ણ ગણાતા સંસારમાં બ્રહ્મસદનનો અનુભવ કરોછો તમે ઉંચે અને નીચે તથા આઠે દિશામાં આનંદ આનંદ અને આનંદમાં લીન થઇ આનંદસ્વરૂપ થઇ જાઓછો

નેત્ર મીંચી હૃદયમાં ઉપર કહ્યા પ્રમાણે ઉતરતાં તમને ચિતિશક્તિના દર્શન ન થાય, તો તેથી નિરાશ થશો નહિ, તેમ પ્રયત્નનો ત્યાગ કરશો નહિ શું તમે એમ માનોછો કે જમીનમાં ગોટલો રોપ્યો કે બીજીજ ક્ષણે કેરીઓ આવવી જોઇએ અને રસરોટલીનું ભોજન મળવુંજ જોઇએ? શું તમે એમ માનોછો કે ઘરના પાયા ખોદવાને કોદાળી ઉંચકી કે બીજીજ ક્ષણે સુંદર મહાલય બંધાઇજ જવો જોઇએ? તમે આવી બાબતોમાં તાલાવેલી કરનારને મૂર્ખમાં ગણી કાઢોછો અને તેને ધૈર્યથી દીર્ઘકાલ પ્રયત્ન કરવાનો બોધ આપોછો, તો એ બોધ તમે પોતે ગ્રહણ કરવામાં કેમ અજ્ઞાન સૂચવોછો? ચિતિશક્તિનું દર્શન થવું એ તો ફળ છે અને તે ફળ તમને પહેલે દિવસે ન જણાયું માટે પ્રયત્નમાં કાંઇ માલ નથી એમ શું માનવાનું? બી રોપ્યા પછી કલાકે અંકુર ન નીકળ્યો એટલે રોપવાનો પ્રયત્ન નિષ્ફળ છે, એમ માનવાનું?

* એટલે શુદ્ધ સમ્યક્ત્વ પ્રગટ થશે

વિચારશાસ્ત્રના 'અથવા અધ્યાત્મ વિદ્યાના આ નિયમને નિરતર સ્મરણમા રાખો કે કોઇ પણ વસ્તુનો વિચાર કરતા તેનુ સ્વરૂપ તમારા લક્ષમા ન આવે તોપણ તેનો વિચાર કર્યા કરવાથી તે વસ્તુનુ સ્વરૂપ યથાર્થ સમજવાનુ બળ હૃદયમા પ્રકટ થતુ જાયછે અને એમને એમ પ્રયત્ન ચાલુ રહેછે તો જે અ ગમ્ય હોયછે, તે ગમ્ય થાયછે જે અદશ્ય હોયછે તે દશ્ય થાયછે અને જે અપ્રકટ હોયછે તે પ્રકટ થાયછે પરમાત્મા અથવા ચિતિશક્તિનુ પણ એમજ છે અજ્ઞાન સાધકને અથવા ભક્તને તેમનુ વાસ્તવ સ્વરૂપ આરભમા જરા પણ અશે સ્પષ્ટ હોતુ નથી, પણ જેમ જેમ સાધક ઇષ્ટનુ ચિતન કરતો જાયછે, તેમ તેમ તે સ્વરૂપને યથાવત્ અનુભવવાનુ બળ હૃદયમા પ્રકટતુ જાયછે અને ક્રમે ક્રમે સ્પષ્ટ સ્વરૂપનુ ભાન થાયછે આથી હૃદયમા ઉતરતા ચિતિશક્તિ ન જણાય, અ ધારૂધળ ભાસે, તેથી પ્રયત્ન નકામો છે, નિષ્ફળ છે, એવી એક ક્ષણવાર પણ શ કા"કરશો નહિ, પણ પૂર્વે કહ્યુ તેમ નિત્ય શા-તિથી, સ્વસ્થતાથી, બીજા વિચારો હૃદયમા ઉઠે તેને ક્રમે ક્રમે અટકાવતા જઇ અ તરમા ઉંડા ઉતરવાનો પ્રયત સેવતા જજો પ્રયત્ન સફળ થાયજ છે, એમ દૃઢપણે માનજો નિત્ય થોડો થોડો પ્રયત્ન બહુ ફળને આપનારો થાયછે, એ સિદ્ધાત વિસરી જશો નહિ પુન પુન કહેવાનુ કે તત્કાળ ફળનુ દર્શન ન થવાથી વ્યાકુળ થઇ પ્રયત્ન તજશો નહિ તમારા શુદ્ધ વિચારરૂપ ક્રિયાનુ ફળ તમે જોતા નથી, પણ તત્ત્વવિદ્ પુરૂષો જુએછે અને તેઓ તમને પુન પુન આશ્વાસન આપેછે કે તમારા ક્ષણ ક્ષણના વિચારનુ ફળ જામેજ છે માટેજ અશ્રદ્ધા ન સેવો

હવે તેના જપવડે ચિતિશક્તિમા અભિન્નવત્ થઇ, ચિતિશક્તિના નિકટના પ્રદેશમા આદોલનો પ્રકટાવી તમારી ઇચ્છાનુકૂળ અર્થને પ્રાપ્ત કરવા, એ કાર્ય ત મારૂ છે જે પ્રમાણમા તમે ચિતિશક્તિપ્રતિ અભિમુખ રહી તેનો જપ કરશો, તે પ્રમાણમા, તમે તેનુ માહાત્મ્ય અનુભવશો તત્કાળ તમારી અભિમુખતા ન થાય તોપણ અભિમુખ થવાનો તને પ્રયત્ન માત્ર સેવશો, તોપણ તમે ક્રમે ક્રમે તેના માહાત્મ્યને અનુભવશો પણ મુખ આગળ પડેલા ગ્રાસને હાથથી લઇ મુખમા મૂકવાનો પ્રયત્ન પણ જેમને સેવવો ન હોય અને તે ગ્રાસનો અમૃતરૂપ સ્વાદ મો ફાડવાનો પ્રયત્ન કર્યાવિના જેમને લેવો હોય, તેમના મુખ બળવડે ઉઘાડવાનુ વેલણ બ્રહ્મા જ્યાસુધી રચે અને તે વડે તેમનુ મુખ ફાડી તેમા ગ્રાસ મૂકનાર કોઇ કરૂણાળુ પુરૂષને સરજાવે ત્યાસુધી તેમણે ધૈર્ય ધરી વાટ જોયા કરવી એજ અધિક યોગ્ય છે

પ્રિય સાધકો! 'યત્ને સદા જય થશેજ સમીપ જાણો' યત્નવડેજ ફળ સિદ્ધિ સત્વર મળેછે એ શ્રીઇષ્ટવચનને હૃદયમા નિરતર જાગ્રત રાખી શુદ્ધ પ્રયત્નમા યોજાઓ ચિતિશક્તિરૂપ પરમાત્મા તમારા હૃદયમા નિરતર સમીપ છતા કાયર ન થાઓ અર્જુનના રથઉપર શ્રીકૃષ્ણ મહારાજ સારથી છતા

અર્જુનનો પરાભવ ત્રિભુવનમા કરવા કોણ સમર્થ છે? ચિતિશક્તિ તમારા હૃદયમા વિદ્યમાન છતા, ક્ષણે ક્ષણે તેમનુ સાહાય્ય મળવાનો તમને સર્વ સભવ છતા, ગરીબ ગાય જેવા થઇ ઉંધુ મો ઘાલી અનાથસરખા શુ પડી રહ્યા છો? ઉંચુ જુઓ, તમારે મસ્તકે ચિતિશક્તિ વિરાજેછે તેની અભય પ્રદાની છાયામા સ્થિર થાઓ, શ્રદ્ધાથી સર્વદા તમારો વિજય છે પરાજયનો લેશ પણ સભવ નથી

વિશ્રાતિ લો વિશ્રાતિ લો, પુન પુન વિશ્રાતિ લો એજ આરોગ્ય, બળ અને સર્વ પ્રકારના ઐશ્વર્યની પ્રાપ્તિનો સત્ય ઉપાય છે ક્યા વિશ્રાતિ લઇએ? ઘરમા? શય્યામા? પલગઉપર? ના ના, ના ઘરમા, શય્યામા, પલગઉપર યથાર્થ વિશ્રાતિ મળતી નથી ચિતિશક્તિમા વિશ્રાતિ લો. પરમાત્મામા વિશ્રાતિ લો, સ્વસ્વરૂપમા વિશ્રાતિ લો એજ યથાર્થ વિશ્રાતિ છે એજ આરોગ્ય, સર્વ પ્રકારના બળ અને સર્વ પ્રકારના ઐશ્વર્યને અર્પનારી છે

શય્યામા પલગઉપર શરીર પડયું રહે અને મન હજારો જાતના શુળા વાળે, એ યથાર્થ વિશ્રાતિ નથી શય્યામા શરીર શબની પેઠે નિશ્ચેષ્ટ પડયું રહે અને મનમા ચિંતાના, ફિકરના નિરાશાના, ભય અને એવાજ બીજા હજારો હાનિકારક વિકારોના ભૂતડા રમખાણ મચાવી મૂકે, એ સાચી વિશ્રાતિ નથી ચિતિશક્તિમય મનની તથા શરીરની શાત, અચળ, અક્રિય સ્થિતિ એજ સાચી વિશ્રાતિ છે ઉંડા ઉતરો, હૃદયકમળમા પ્રવેશો ભય વિગેરે છોડી દો અને શાન્ત ચિતિસ્વરૂપમા તન્મય થઇ 'અગ ગોભિ ભયા જગરાયા' એ સત્ય વચનાનુસાર સ્વયં બ્રહ્મ થઇ રહો

પ્રાત કાળે ઉપર વર્ણવેલી ક્રિયા નિયમિતપણે અને વિધિપૂર્વક કરવાથી નીચેના લાભ થવાનો સભવ ક્રમે ક્રમે આવેછે

૧ એકાગ્રતા સાધવાનુ બળ પ્રતિદિન વધતુ જાયછે અને તેથી ચિતિશક્તિપ્રતિ પૂર્ણ અભિમુખતા, જે સાધકનો ઇષ્ટ વિષય છે, તે સિદ્ધ થાયછે

૨ પા કલાક શુદ્ધ વિચારના શાત આદોલનો આખા શરીરમા વહેતા, રોગને ઉત્પન્ન કરનાર વિજાતીય આદોલનો દબાયછે અને તેથી પૂર્ણ આરોગ્ય પ્રાપ્ત થાયછે

૩ ચિતિશક્તિના સામર્થ્યવડે પ્રતિદિન મન પોષાતુ રહેતુ હોવાથી વ્યવહાર સુખ પ્રાપ્ત કરવામા જે માનસિક શક્તિઓની આવશ્યકતા છે તે શક્તિઓ નિરંતર વિકાસને પામતી જવાથી ઉત્તમ વ્યવહાર સુખ સાધવાને મનુષ્ય સમર્થ થાયછે

૪ ચિતિશક્તિમા સર્વ પ્રકારનુ સામર્થ્ય છે અને તે સામર્થ્ય મને નિરંતર મળેછે, તેથી હુ સર્વ કરવાને સમર્થ છુ, એવી આત્મબળમા

અસાધારણ શ્રદ્ધા પ્રકટે છે અને આ શ્રદ્ધા પ્રકટતા ગમે તેવા કઠિન જણાતા કાર્યો પણ આત્મબળમા પૂર્ણ વિશ્વાસ રાખી તે સાધવા મનુષ્ય પ્રયત્ન કરેછે અને અંતે તેમા અવશ્ય વિજય મેળવેછે

૫ તેનામા કાર્ય કરવાનુ વધારે ધૈર્ય, વધારે બળ, વધારે આત્મવિશ્વાસ વિગેરે ગુણો પ્રકટેછે

૬ પ્રાણીમાત્રના કલ્યાણની મતિ પ્રકટનાથી તે સર્વદા પ્રમાણિક, ન્યાય બુદ્ધિવાળો, સર્વના ઉપર વિશુદ્ધ પ્રેમવાળો અને સમાહિત ચિત્તવાળો થાયછે

૭ ચિતિશક્તિના ચિંતનવડે ચિતિશક્તિના ધર્મો હૃદયમા સ્ફુટ થતા તે ભય, ચિંતા, શોક, ક્રોધ, સતાપ આદિ વિકારોથી રહિત થાયછે

૮ ચિતિશક્તિના નિકટના પ્રદેશમા શુદ્ધ વિચારના આંદોલનો પ્રકટાવવાનુ ક્રમે ક્રમે તેનામા સામર્થ્ય આવતા તે સર્વશક્ત થાયછે

૯ જ્ઞાનનુ અધિષ્ઠાન જે ચિતિશક્તિ તેમા ક્રમે ક્રમે તેની તન્મયતા થતા, યથાર્થ જ્ઞાનને અર્થે, પોતાથી ભિન્ન કોઇ પ્રાણી પદાર્થ અર્થાત્ સત્પુરૂષો, વિદ્વાનો કે શાસ્ત્રાદિ ગ્રંથોનો તેને સર્વદા આશ્રય લેવાની પઠીથી અગત્ય રહેતી નથી

ઉન્નતિના ઉપર વર્ણવેલા શિખરે સ્થિત થવામા આ પા કલાકની ક્રિયા માત્ર પગથીયું છે એટલી એટલી પા કલાકની ક્રિયા આ સમગ્ર ફળને પ્રકટાવશે, એમ સાધકે ભ્રાંતિથી માનવાનુ નથી પરતુ આ પ્રથમ પગથીએ ચઢતા ધીરે ધીરે એ સર્વ લાભ અવશ્ય પ્રાપ્ત થાયછે પા કલાક આ ક્રિયા કરી આખો દિવસ ગમે તેમ સ્વચ્છંદ આચરણ કરવાનુ નથી પરતુ ચિતિશક્તિના સામર્થ્યનો હૃદયમા આવિર્ભાવ થવાને જે જે વર્તન રાખવાની અગત્ય છે અને જે વર્તનનુ સ્વરૂપ આ લેખમા વિવિધ સ્થળે સ્પષ્ટ કરવાનો પ્રયત્ન કર્યો છે, તે વર્તન આ પા કલાકની ક્રિયા સાથે અખડ રાખવાથીજ ચિતિશક્તિનુ સામર્થ્ય હૃદયમા પ્રકટેછે આ પા કલાકની ક્રિયા પછી જે જે સાધકોને જે જે ક્રિયા તથા સાધનો શ્રીમત્સુરૂદ્વારા પ્રબોધાયલા હોય તે તે સર્વ તેમણે પ્રમાદ ત્યજી કરવાના છે તે સાધનોવિના આ પા કલાકની ક્રિયા ઇપ્સિતાર્થને આપશે, એવો અયોગ્ય નિશ્ચય બાધવાથી હાનિ થવાનો સભવ છે ઇપ્સિતાર્થની સિદ્ધિમા એ સાધનોજ મુખ્ય હેતુ છે આ ક્રિયાને સાધનોની બહુ સત્વર સિદ્ધિ કરવામા સહાયક છે તેથી યદ્યપિ એ સાધનોની અપેક્ષાથી આ ક્રિયા ગૌણ છતા, આ ક્રિયા ઉપેક્ષા કરવા જેવી છે,

એમ માનશો નહિ પુષ્ટિ આપનાર અન્ન છે એ વાત્તા સાચી છે, પરંતુ અગ્નિવડે પરિપકવ થયેલું અન્ન જઠરને ન્યૂન પરિશ્રમ આપી પુષ્ટિપ્રદ થાયછે, તેમ આ ક્રિયાનું જાણવું

તમારા અધ્યાત્મબળની અત્યંત વૃદ્ધિ થવાને અર્થે રાત્રિએ જ્યારે તમે સૂઇ રહો ત્યારે નીચેની ક્રિયા કરવાને કદી વિસરતા નહિ

તમારા આખા શરીરના પ્રત્યેક પરમાણુમાં ચિતિશક્તિ વ્યાપી રહી છે, એમ ધારજો પછી શાંતપણે *પ્રણવના ઉચ્ચારપૂર્વક નીચેની ભાવના કરજો

सत् चिद अने आनदस्वरूप चितिशक्ति एज मारु वास्तव स्वरूप छे. मारा चितिस्वरूपमा मारो नि.सीम प्रेम प्रकटो. मारा चितिस्वरूपथी मने पूर्ण अ'यात्मवल प्राप्त थाओ.

અ ય કોઇ વિચારને હૃદયમા પ્રવેશના ન દઇ આજ શબ્દોનો ઉચ્ચાર કરતા, ચિતિસ્વરૂપમા તન્મય થતા, તેજ વિચારમા અને વિચારમા નિદ્રાવશ થજો આગ્રહપૂર્વક આમ નિત્ય કર્યા કરતા તમે પ્રતિદિન તમારૂ અધ્યાત્મ બળ વધતુ જતુ અનુભવશો



## ગ્રથસગ્રહિતા

### गीति

विनयविजयमुनिनाय, ग्रथितो नवम॰ शुभ' परिच्छेद॰ ।
विविधार्थ सुगमार्थ, व्याग्यातॄणा मुदे सदा भूयात् ॥

વિનયવિજય મુનિએ આ (વ્યાખ્યાન સાહિત્યસગ્રહ નામના) ગ્રથનો વિવિધ વિષયનાળો નવમો પરિચ્છેદ વ્યાખ્યાન કરનારાઓ (અને શ્રોતાઓ) ની સુગમતામાટે સગ્રથિત કર્યો છે તે સદા વ્યાખ્યાન કરનાર સાધુ તથા સાધ્વીઓ (અને શ્રોતાવર્ગ) ના આનદને માટે થાઓ




* ૐકાર શબ્દના

## *आशीर्वाद

### वसन्ततिलका

कल्याणमस्तु शिवमस्तु धनागमोस्तु,
दीर्घायुरस्तु सुतजन्मसमृद्धिरस्तु ।
वैरिक्षयोऽस्तु, नरनाथ सदा जयोस्तु,
युष्मत्कुले च सतत जिनभक्तिरस्तु ॥ १ ॥

હે નરનાથ (ભવ્યજીવ)! તમારા કુળમા કાયમ કલ્યાણ હો, શિવપદ હો, લક્ષ્મીનું આગમન હો, દીર્ઘાયુષ હો, સમૃદ્ધિની સાથે પુત્રજન્મ હો, (કામ, ક્રોધ, લોભ વિગેરે) વેરિનો ક્ષય હો, સર્વ ઠેકાણે સદા જય હો અને હમેશા જિનભક્તિ હો. ૧

તથા—

### शार्दूलविक्रीडित.

दीर्घायुर्भव वृत्तवान् भव भव श्रीमान् यशस्वी भव,
प्रज्ञावान् भव भूरिसत्त्वकरुणादानैकशौण्डो भव ।
भोगाढ्यो भव भाग्यवान् भव महासौभाग्यशाली भव,
प्रौढश्रीर्भव कीर्त्तिमान् भव सदा विश्वोपजीव्यो भव ॥२॥

कल्पसुबोधिका

હે (પ્રથમનનકર્તા ઉત્તમ જીવ!) પ્રભુ ભજન કરવાને દીર્ઘાયુષ વાળો થા, શુભ ચારિત્રવાન્ હો, ધનાઢ્ય હો, યશસ્વી હો, સાર અને અસારના વિવેકની બુદ્ધિવાળો હો, પુષ્કળ સત્ત્વ, કરુણા અને દાનમાં અગ્રેસર હો ઉત્તમ પ્રકારના ભોગનો વિલાસી હો, શુભ પ્રારબ્ધવાન હો, સર્વની પ્રીતિનું પાત્ર હો, અનેક પ્રકારની લક્ષ્મી અથવા મોટા માહાત્મ્યવાળો (સમૃદ્ધિ) વાળો હો, (મોક્ષપુરી) મા જવાની કીર્તિવાળો હો (અને ટુંકમાં કહીએ તો) આખા જગતના હમેશા આધારરૂપ હો. ૨

॥ [illegible] वीतरागाय नमः ॥

---

* [illegible] ... નિમિત્તિયાને બોલાવ્યા અને ... શુભ આશીર્વાદ બોલ્યો ... પુત્રને [illegible]

# આ ગ્રંથરસની વાનકી

## इन्द्रवज्रा

समग्रसच्छास्त्रमहार्णवेभ्यः, समुद्धृतः साम्यसुधारसोऽयम् ।
निपीयतां हे विबुधा लभध्वमिहापि मुक्तेः सुखवर्णिकां यत् ॥

अध्यात्मकल्पद्रुम

આ સમતા અમૃતનો રસ મોટા મોટા સમગ્ર શાસ્ત્રસમુદ્રોમાંથી ઉદ્ધર્યો છે હે પંડિતજનો! તમે તે રસ પીઓ અને મોક્ષસુખની વાનકી અહીં પણ મેળવો.

વિવેચન—સમતાવંતનું સ્વરૂપ બતાવતા અનુભવી યોગી શ્રીમદ્ કપુરચંદજી (ચિદાનંદજી) મહારાજ કહેછે કે —

## ઈંદ્રવિજય છંદ

જે અરિ મિત્ત બરાબર જાનત, પારસ ઓર પાષાણ જ્યું હોઇ
કંચન કીચ સમાન અહે જસ, નીચ નરેશમે ભેદ ન કોઇ
માન કહા અપમાન કહા મન, એસો વિચાર નહિ તસ હોઇ
રાગ નહિ અરૂ રોસ નહિ ચિત્ત, ધન્ય અહે જગમે જન સો॥

જ્ઞાની કહો જ્યું અજ્ઞાની કહો કોઇ, ધ્યાની કહો મનમાની જ્યું કોઇ
જોગી કહો ભાવે ભોગી કહો કોઇ જાકુ જીસ્યો મન ભાવત હોઇ
દોષી કહો નિરદોષી કહો પિંડપોષી કહો કો ઔગુન જોઇ
રાગ નહિ અરૂ રોસ નહિ જાકુ, ધન્ય અહે જગમે જન સો॥

સાધુ સુસંત મહંત કહો કોઇ ભાવે કહો નિરગંથ પિયા:
ચોર કહો ચાહે ઢોર કહો કોઇ સેવ કરો કોઉ જાન હુન્હાં
વિનય કરો કોઉ ઉંચે બેઠાવ જ્યું દૂરથી દેખ કહો કોઉ જા:
ધાર સદા સમભાવ ચિદાનંદ લોક કહાવત સુનત ના



આવા સત્પુરૂષો બની અને બીજાઓને બનાવો એ જન્મનું :
એમ ઉંવરે સર્વને વિનયની વિનયથી આગ્રહપૂર્વક વિનતિ છે

# पहेला तथा बीजा भागना श्लोकोनी अक्षरानुक्रमणिका

# शुद्धिपत्र

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨ | ૨૫ | विन्दु मयुक्त | विन्दुसयुक्त |
| ३ | १८ | श्रीगौत्तमो | श्रीगौतमो |
| ३ | २१ | सहाग्य | साहाग्य |
| ५ | ८ | श्रेय॰ श्रिया | श्रेयःश्रिया |
| ५ | ९ | सर्वज्ञसर्वाति | सर्वज्ञ सर्वाति |
| ७ | २९ | त्रिया यनश्च | त्रियाध्ययनश्च |
| ૧૭ | ૧૦ | ૃ'ષ્ણુાવાસુદેવ | કૃષ્ણુવાસુદેવ |
| ૨૩ | ' | ઐાપશમિક | ઐાપશમિક |
| ૨૩ | ૨૫ | ગોઢી | શોધી |
| ૨૭ | ૨૫ | વાતમાટે | વાત મારે |
| ૩૦ | ૨૭ | પશ્ન | પ્રશ્ન |
| ૩૧ | ૨૨ | પારેણુ | પરિણુ |
| ૩૧ | ૨૪ | દશ નોપયો ગનુ | દર્શનના પ્રયો ગનુ |
| ૪૨ | ૧ | તેમજ | સયતિ મુનિ |
| ૪૨ | ૫ | પ્રમાદી | અપ્રમાદી |
| ૪૭ | ૧૭ | વચનનોમા | વચનોમા |
| ५३ | ३ | सगगचित्त | सरागचित्तै |
| ૫૩ | ૬ | રાગવૃત્તિવાળા | રાગવૃત્તિવા ળાથી |
| ६० | २० | सव्वाह्मभ | सव्वारभ |
| ६१ | ७ | छुहा | सुहा |
| ,, | ८ | दुरक्सेज्जा | दुरस्सेज्जा |
| ૬૨ | ૧૫ | નિભાવવમા | નિભાવવામા |
| ૬૫ | ૧ | સુખ | દુ ખ |
| ૬૫ | ૧૪ | સકુમાર | સકુમાળ |
| ६८ | २८ | ते | ने |
| ७२ | २७ | प | म |
| ૭૩ | ૨૫ | દર્વાગ્ગ | દવગ્નિ |
| ७६ | ७ | क | क्ख |
| ७६ | १२ | ख | घस |
| ૭૭ | ૬ | સ | સા |
| ૭૮ | ૧૧ | શ્રાવકોનુ ચાર | શ્રાવકોનુ આઠ પ્રહુર અથવા ચાર |
| ૮૦ | ૧૫ | સ | સ |
| ૮૧ | ૧ | હિ | હિં |
| ८४ | १० | व | न |
| ,, | १० | गठि सहि | गठिसहि |
| , | ११ | र क | रव |
| ,, | १७ | ह | य |
| ,, | १७ | ह कम्म | हकम्म |
| ९० | १७ | अ | अ |
| ૯૧ | ૯ | સ | મિ |
| ,, | ૧૮ | અ | આ |
| ૯૨ | ૨ | ક ખા | કખા |
| ,, | ૧૧ | ના | નો |
| ९३ | २६ | द | ह |
| ૧૦૬ | ૨૧ | વના | વધતા |
| ૧૧૩ | ૧૩ | સરખુ | સાથે |
| , | ૨૭ | ળ | લ |
| ૧૧૫ | ૫ | કેવો | શુ |
| ૧૧૬ | ૨૧ | ખગિલે | ચડાલે |
| ૧૧૮ | ૩૫ | ચા | ચ |
| ૧૨૦ | ૧૫ | મા | માનો |
| ૧૨૧ | ૧૧ | ની | ના |
|  | ૩૧ | બાળ | વાળ |
| ૧૨૨ | ૨ | અ | આ |
|  | ૪ | સમુખ | સન્મુખ |
| ૧૨૫ | ૧૨ | ળ | ળે |
| , | ૩૩ | ન | ને |
| ૧૨૬ | ૧૬ | ને | તે |
| ૧૨૭ | ૧૭ | વા | વા |
| ૧૪૦ | ૨૨ | એક | અનેક |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૪૪ | ૬ | ની | નો |
| ૧૪૯ | ૩૦ | પ્રમાણે થવાને | પ્રમાણે થવાનું નથી તેવા થવાને |
| ૧૫૦ | ૩૪ | વા | વો |
| ૧૫૧ | ૧૧ | સુધરવાનો | સુધારવાનો |
| ૧૫૪ | ૩ | પ્રશસા | પ્રશંસા |
| ૧૫૭ | ૧૪ | પડિતોમા | પંડિતોની |
| ૧૬૦ | ૧૧ | બોલાવીકી | બોલવેકી |
| ૧૬૮ | ૫ | જ્ઞનાદિકનો તર્યા | જ્ઞાનાદિક ગુણનો તર્યા |
| ૧૬૯ | ૧૭ | જેમા હોય | જેમા ન હોય |
| ૧૭૦ | ૧૨ | ૦ | પુરાણ |
| ૧૭૧ | ૪ | ૦ | नरवर्मचरित्र |
| ,, | ૨૫ | ૦ | सिंदूरप्रकर |
| ૧૭૩ | ૧૦ | ૦ | शार्ङ्गधरपद्धति |
| ૧૭૫ | ૪ | तृणा सदा | तृणा मुदे सदा |
| ૨૦૦ | ૧૮ | પક્ષીન | પક્ષીને |
| ૨૦૪ | ૧૯ | જના | જેના |
| ૨૨૨ | ૧૫ | मथुइदव्व | मग्गुइदव्व |
| ૨૨૪ | ૧૮ | અને | ૦ |
| ૨૩૨ | ૨ | ऽश्नाति | ऽश्नन्ति |
| ૨૩૮ | ૧૦ | विशेपण | विशेषेण |
| ૨૪૦ | ૨૧ | પ્રશુઓ | પશુઓ |
| ૨૪૬ | ૨૦ | ૦ | નવીન ફેતરો |
| ૨૫૪ | ૨૩ | सुभापितरत्न-सन्दोह | महाभारत |
| ૨૫૬ | ૨૫ | (અનાહારીને) | (અણાહારીને) |
| ૨૫૮ | ૧૫ | આત્માનંજી | આત્મારામજી |
| ૨૬૦ | ૧૨ | दभिपेचनम् | दभिषेचनम् |
| ૨૬૨ | ૭ | મથીજ | મથી |
| ૨૭૪ | ૩ | કર્તા | ક્ર્તા |
| ૨૬૫ | ૧૨ | અહીં | અહિં |
| ૨૭૧ | ૧૯ | ઈ | ઈડાઓ |
| ૨૭૪ | ૨૧ | કંદમૂળ | કંદમૂળ |
| ૨૮૫ | ૭ | માડયા | માડયો |
| ૨૯૪ | ૧૮ | पूजानिवारे | पूज्यतिवारे |
| ૨૯૫ | ૧૭ | જસવાણી | જસયાણી |
| ,, | ૧૮ | ત્રેવળ | ત્રેવડ |
| ૨૯૬ | ૬ | ૯હેણું | લ્હેણું |
| ,, | ૧૩ | અકળાયો | અકળાયે |
| ,, | ૨૭ | ઘેબર | ઘેવર |
| ,, | ૩૧ | એ પર | અપર |
| ૩૦૨ | ૨૩ | રહેવાનો | રહેવાને |
| ૩૦૬ | ૫ | સુર્જન | સર્જન |
| ૩૧૦ | ૩ | મરાક્રમી | પરાક્રમી |
| ૩૧૬ | ૨ | स्वर्म | स्वर्ग |
| ૩૧૮ | ૨ | ૦ | स्रग्धरा |
| ,, | ૧૮ | અળગ | અલગ |
| ૩૨૧ | ૧૮ | કઠોર | ઠોકર |
| ૩૨૨ | ૧ | થોડુ | ઘોડુ |
| ૩૨૫ | ૧૮ | દેડતા | દોડના |
| ,, | ૨૧ | ગસડાતો | ઘસડાતો |
| ૩૨૭ | ૨ | છ | છે |
| ૩૨૮ | ૯ | કકુને | કકુની |
| ,, | ૯ | ખાવ નાથી | ખાવાનીત |
| ૩૩૧ | ૬પછી | ૦ | વશીકરણવિધા |
| , | ૧૬પછી૧૭ | ૦ | ગ્રહો બીજાને દુખ આપે છે એ૦હેમ છે |
| , | ૨૨પછી | ૦ | ૦હેમસંળ ધી ઉદાહરણો |
| ૩૩૩ | ૧૧ | કળવામા | કળશામા |
| , | ૧૩ | નાનાને | નરનારનારે |
| ૩૩૬ | ૨૯ | ઓલીઆ | ઓલ્યા |
| ૩૩૮ | ૧ | આખી કવિતા અર્ધ વિરામે ટેક નથી | આખી કવિતામા અર્ધ વિરામે ટેક લેવી |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૩૯ | ૮ | " | ઓ " |
| ૩૪૧ | ૧૩ | એ | ઓ |
| ૩૫૧ | ૨૧ | પીધા | પીવા |
| ૩૫૨ | ૧૦ | નફ્ફોદ | નફ્ફોદ |
| ૩૬૪ | ૧૫ | આર્યવર્ત્ત | આર્યવર્ત્તની |
| ૩૮૦ | ૨૫ | ઝાઙ્કુ | દાઙ્કુ |
| ૩૯૧ | ૩ | જમવાથી | જમવાની |
| ૩૮૨ | ૨૪ | વવાને | જાવવાને |
| ३९१ | ८ मी पंक्ति पछी | ० | सुभाषितरत्न-भाण्डागार |
| ૩૯૬ | ૭ | થની | થતું |
| ૪૦૮ | ૧૨ | હોય | ० |
| ૪૧૦ | છેલ્લી | તે | તે ત્રણે |
| ૪૨૦ | ૧૭ | એમજ | અમેજ |
| ૪૨૪ | ૨૪ | રહિત મનુષ્ય ને | રહિતની જેમ હૃદયશલ્ય ૨ હિત મનુષ્યને |
| ૪૨૫ | ૨ | તામ્રદિ | તામ્રાદિ |
| " | ૬ | मत्राप्य | मप्यवाप्य |
| ૪૨૭ | ૧૬ | સધ્યાકાળ | સધ્યાકાળ |
| ૪૨૯ | ૨૬ | એવા | એવા |
| ૪૨૯ | ૨૬ | યુક્ત છે | યુક્ત છે ? |
| ૪૪૨ | ૨૭ | પુત્રો પોતાનો (લક્ષ્મીપતિનો) | પુત્રો (લક્ષ્મીનો) |
| ૪૪૩ | ૧૫ | तद्स्या फलम् | तद्स्या॰ फलम् । |
| ૪૭૧ | ૯ | હીરે | રહીરે |
| ૪૭૨ | ૧૧ | दुष्कला | दुष्कुला |
| ૪૮૧ | ૨ | સ્તેનોની | સ્તનોની |
| ૪૯૩ | ૨૬ | આ લોકમા કોઇ પણ દિવસ ચક્રવર્તીના સુખવાળુ | લોકના અગ્રભાગમા રહે લને ઘરએટલે |
| ૫૦૩ | ૨૪ | (વિધાલય) | (વિધાલયઆદિ) |
| ૫૦૯ | મથાળાની | જ્ઞાનનેજન | જ્ઞાનોત્તેજન |
| ૫૧૦ | ૯ | સ્થાથકતા | સાર્થકતા |
| ૫૨૫ | ૧૬ | ગ્રધો | ગ્ર થો |
| " | ૩૦ | ક્રિયાને | ક્રિયા તે |
| ५३१ | ६ | दव | दभ |
| ५३२ | १४ | नियुक्तीती | नियुञ्जीत |
| ५३३ | २५ | उरस्तृत | उरसूत्त |
| ५३४ | २५ | काराधितु | कारयितु' |
| ५४९ | ११ | विवन्ति | पिवन्ति |
| " | २४ | ममाणीत्रकुल्य | ममाणीकुल्य |
| " | २५ | " | " |
| " | ६ | वलाद्रपि | वालादपि |
| ९५० | ६ | वलादपि | वालादपि |
| ५५२ | २३ | कुलो | कुला |
| ५५४ | २२ | यन्निमित | यन्निमित |
| ૫૬૯ | ૨૧ની નીચે | ० | મહારાજજી |
| ૫૭૦ | ૬ | " ० | " |
| , | ૨૦ | ० | " |
| ૫૮૨ | ૬ | સગૃહીત | સ ગૃહીત |
| ૫૮૨ | ૧૯ | સુદરદાસ | સુરદાસ |
| , | ૨૦ | જાણુવામા | જણાવવામા |
| ૫૮૪ | ૨૪ | ધન્યવાન | ધન્યવાદ |
| , | ૩૩ | મેઘજી | મેપજી |
| ९८५ | ९ | होत तो | होत तो अच्छा था |
| આત્મારામજીના ફોટા પાસે શ્લોકનું | | કર્ત્તા(આત્મારામજી) | કર્ત્તા શ્રીવિજયાનદસૂરિ (આત્મારામજી) |
| ૧૪ | ૩૩* | ० | પ્રકાશક |
| ૧૬ | ૧૦ | આઠમા | પાચમા |
| ૧૬ | ૧૮ | તપાગચ્છ | સાગરગચ્છ |
| ૧૭ | ૨૨ | ० | પ્રકાશક |
| ૨૪ | ૧૯ | ગીરિ | ગિરિ |
| ૨૪ | ૨૪ | વત્સલ | વાત્સલ્ય |
| ૩૨ | ૧ | ० | નવમ પરિચ્છેદ |

* પૂજ્ય મુનિશ્રી વિનયવિજયજીના જન્મ ચરિત્રમા

